શાળોપયોગી

# ઈંગ્લેન્ડનો ઇતિહાસ

લેખક:

મહાશંકર પી. આચાર્ય,
બી. એ. બી ટી (ઑનર્સ)

શાળોપયોગી

# ઈંગ્લેન્ડનો ઇતિહાસ

લેખક,
મહાશંકર પી. આચાર્ય,
બી. એ. બી. ટી. ( ઑનર્સ )

આવૃત્તિ ૧ લી.                    સને ૧૯૨૬.

ધી ગુજરાત ઑરિએન્ટલ બુક ડીપો
રીચીરોડ, અમદાવાદ.

કી. રૂ. ૨-૦-૦

# નિવેદન.

ઇતિહાસ પુરાણને પાંચમો વેદ માનનાર આ દેશમાં ઇતિહાસ-શિક્ષણના લાભની ચર્ચા કરવાનો અવકાશ ન હોય. ઇતિહાસના વાસ્તવિક સ્વરૂપ વિષે કદાચ મતભેદ હશે, પરંતુ લોકશિક્ષણમાં તેની ઉપયોગિતા તો સર્વ કોઇ એકમતે સ્વીકારે છે. નિત્યના જીવનમાં જેમ વ્યક્તિ પોતાના પૂર્વ અનુભવ સંભારી તેને વ્યવહારમાં યોજે છે અને પોતાના આચારમાં શાણપણ લાવે છે, તેમ કોઇ પણ સુશિક્ષિત સમાજ પોતાના પ્રાચીન કાળના તેમજ સંસ્કાર અને પરિસ્થિતિથી ભિન્ન એવા અન્ય કોઇ સમાજના અનુભવોને બોધપ્રદ અને માર્ગદર્શક કરી શકે છે. આપણા વર્તમાન સંયોગોમાં ઇંગ્લેન્ડ જેવા સુસંસ્કૃત અને સમૃદ્ધ દેશનો ઇતિહાસ આપણને અનેક રીતે ઉપયોગી છે; આથીજ આપણી માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં વિચારપૂર્વક તેને યોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે.

આપણી શાળાઓમાં ઇતિહાસનું શિક્ષણ અંગ્રેજીદ્વારા આપીને આપણા વિદ્યાર્થીઓને આવા રસિક વિષયની હકીકતોના કેવળ ભારવાહક બનાવવામાં આવે છે. પરભાષાની અટપટી ગુંચવણોમાં પડેલાં આપણાં બાળકો એ ભાષાદ્વારા મળતા જ્ઞાનનો મર્મ ગ્રહણ કરી શકતાં નથી, એ વાત તો આપણા કેળવણીકારોએ સ્વીકારી છે. યુનિવર્સિટી રિફૉર્મ્સ કમિટી સમક્ષ ઘણા વિદ્વાનોએ માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાની હિમાયત કરી હતી. મુંબઇ યુનિવર્સિટીએ પણ યુગબળને વશ થઇ ઇતિહાસના ઉત્તરો આપવામાં દેશી ભાષાનો ઉપયોગ કરવાની વૈકલ્પિક છૂટ આપી છે. યોગ્ય પાઠ્ય પુસ્તકોના અભાવને આગળ ધરી દેશી ભાષામાં શિક્ષણ આપવાનો પ્રતિવાદ કરનારાઓ પણ શિક્ષણમાં માતૃભાષાના અગત્યનો પરોક્ષ સ્વીકાર તો કરેજ છે. આવા સંયોગોમાં આપણી અલ્પધન ભાષામાં ઇંગ્લેન્ડના ઇતિહાસ વિષેનાં ગણતર પુસ્તકોમાં એકાદની વૃદ્ધિ કરવા માટે ક્ષમા માગવાની કે પ્રયોજન

દર્શાવવાની જરૂર રહેતી નથી. આશા માત્ર એટલીજ કે આપણો શિક્ષણરસિક વર્ગ અંગ્રેજી ભાષાનું જ્ઞાન નબળું પડી જવાના ભ્રમને વશ ન થતાં આ નવી મળેલી છૂટનો સંપૂર્ણ ઉપયોગ કરશે.

પ્રસ્તુત ગ્રંથની યોજનામાં જે નવીનતા જણાય તેની યોગ્યતાનો નિર્ણય તો વાચકવર્ગ કરી શકે; કહેવાનું માત્ર એટલુંજ કે આ યોજના ઇતિહાસશિક્ષણની અર્વાચીન પદ્ધતિને અનુસરીને કરવામાં આવી છે. વળી વિષયનું સ્ફોટન કરતાં કાર્યકારણની પરંપરા જળવાઇ રહે તેની બનતી સંભાળ રાખવામાં આવી છે. આ ગ્રંથનો કેટલોક ભાગ તો વિશેષે કરીને વર્ગશિક્ષણ માટે કાઢેલી નોંધ પરથી લખવામાં આવ્યો છે.

ઇતિહાસ અને સાહિત્ય તો એકજ પ્રજાજીવનનાં બે પડ છે; ઉભય પરસ્પરનાં ઉપકારક છે. પ્રજાનું બાહ્ય અને આંતર જીવન છૂટું શી રીતે પડી શકે? આથી શાળોપયોગી ગ્રંથની મર્યાદાનો વિચાર કરીને સ્થળે સ્થળે ઐતિહાસિક પ્રસંગોનો સાહિત્ય જોડે યોગ સાધવામાં આવ્યો છે. પ્રજાજીવન ઘડનારાં બીજાં ઉપયોગી અંગોનો પણ આ ગ્રંથમાં યથાશક્તિ વિચાર કરવામાં આવ્યો છે.

જે જે મિત્રોએ આ ગ્રંથ લખવામાં સલાહ, સહાય, સૂચના અને પ્રોત્સાહન આપ્યાં છે તે સર્વનો આ સ્થળે કૃતજ્ઞતાપૂર્વક આભાર માનું છું.

જે દયાઘન પ્રભુની પ્રેરણાથી આ ગ્રંથ લખાયો અને સમાપ્ત થયો તેની કૃપાથી વિદ્યાર્થીઓ અને ભાષાનુરાગી સાહિત્યરસિકો લેખકની ઉણપો પ્રત્યે ઉદારભાવે દુર્લક્ષ કરી, કંઇક પણ ઉપયોગી તત્ત્વ મેળવી શકશે તો લેખક પોતાને કૃતકૃત્ય થયો માનશે; વાચકવર્ગનો સંતોષ તેજ લેખકના પરિશ્રમનો યોગ્ય બદલો છે.

અમદાવાદ.
કમલા એકાદશી
અધિક ચૈત્ર, સંવત ૧૯૮૨.

વિનીત
લેખક.

# અનુક્રમ.

## ખંડ. ૧ લો: પૂર્વરંગ.



## ખંડ. ૨ જો: નવયુગ.

### ટ્યૂડર વંશ.

## ખંડ. ૩ જોઃ લોકશાસનનું મંડાણ.

### સ્ટુઅર્ટ વંશ.



## ખંડ ૪ થોઃ મધ્યાહ્ન.

### હેનોવર વંશ.

# ઇંગ્લેન્ડનો ઇતિહાસ.

## ખંડ ૧ લો પૂર્વરંગ.

### પ્રાચીન કાળથી ઈ. સ. ૧૪૮૫ સુધી.

## પ્રકરણ ૧ લું.

### અંગ્રેજ લોકોનું આગમન.

**સામાન્ય**—યુરોપખંડના નકશામાં જ્યારે આપણે બ્રિટિશ ટાપુઓ જોઇએ છીએ ત્યારે આપણે તરત ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડ એમ બે જુદા ટાપુઓ બતાવીએ છીએ. આયર્લેન્ડ ગ્રેટબ્રિટનથી જુદોજ ટાપુ છે; ત્યાંના લોકોની સંસ્કૃતિ જુદી છે. તેઓ જુદી ભાષા બોલે છે, અને જાતિએ પણ અંગ્રેજો કરતાં જુદા છે. પરંતુ ગ્રેટબ્રિટન પણ એક ટાપુ લાગતો હોવા છતાં ખરી રીતે એક નથી. ઉત્તર તરફના દેશને સ્કૉટલેન્ડ કહે છે, અને આશરે ત્રણસો વર્ષ પૂર્વે તો એ દેશમાં સ્વતંત્ર રાજ્ય હતું; પશ્ચિમ તરફ આવેલો કટકો આયરિશ લોકોની ભાષાને મળતી ભાષા બોલનાર લોકોનો મુલક વેલ્સ નામે ઓળખાય છે આ બે દેશો બાદ કરતાં બાકી રહેલો ભાગ તે ઇંગ્લેન્ડ છે. આગગાડીની અઢાર કલાકની મુસાફરીમાં છેક દક્ષિણમાંથી નીકળી છેક ઉત્તરે એડિનબરો પહોંચી જવાય અને આઠ કલાકની મુસાફરીમાં પૂર્વ પશ્ચિમ

છેડાની સફર કરી શકાય એટલો તો નાનો તે દેશ છે. આટલા નાના દેશના વતનીઓએ પોતાનું સામ્રાજ્ય આજે ચારે ખંડમાં શી રીતે સ્થાપ્યું તેનો ઇતિહાસ ખરેખરો રસિક થઇ પડે તેવો છે.

**બ્રિટન**—આજથી આશરે બે હજાર વર્ષ પૂર્વે એટલે ઇ. સ. પૂર્વે ૮૫ માં એ દેશમાં બ્રિટન નામના લોકો રહેતા હતા. એ લોકો કેલ્ટ જાતિના હતા; આજે આયર્લૅન્ડ અને સ્કૉટલેન્ડના નામથી ઓળખાતા દેશમાં પણ તે સમયે એજ જાતિના લોક રહેતા હતા. તેઓ વનચર દશાના જંગલી હતા. તેઓ જમીન ખેડતા અને પાકને પર્વતોની ગુફામાં સંઘરી રાખતા; સમુદ્ર કિનારાપર રહેનારા લોકોને નાની ચામડાની હોડી અથવા ઝાડના લાકડામાંથી કોરી કાઢેલા તરાપા વાપરતાં આવડતું. તેઓ કપડાં વણી જાણતા નહિ તેથી ચામડી પર એક જાતનો રંગ લગાડતા અને બહુ ટાઢ પડે ત્યારે જંગલી જાનવરોનાં ચામડાં ઓઢતા. તેઓ અનેક દેવ-દેવીઓને માનતા. આ દેવોને લોહી ને માંસ પ્રિય છે એમ માની તેઓ પશુઓ અને કવચિત્ મનુષ્યોનાં બલિદાન દેતા. તેમના ગોર ડ્રુઇડ કરીને હતા.

આ બ્રિટન લોકો છુટાંછવાયાં ગામડાંઓમાં ટોળીઓમાં વહેંચાઇ જઇ પોતપોતાના સરદાર નીચે રહેતા. આ ટોળીઓમાં પરસ્પર અણ-બનાવ હોવાથી પરદેશી શત્રુઓને ચડી આવવામાં કંઇ હરકત પડી નહિ. ઇ. સ. પૂર્વ આશરે સાઠ વર્ષ પહેલાં રોમન લોકોએ બ્રિટન પર સ્વારી કરી આ ટાપુને પોતાને કબજે કર્યો.

**રોમન લોકો**—તે સમયમાં રોમન લોકોની ચડતી કળા હતી. ભૂમધ્ય સમુદ્રના કિનારા પર આવેલા સર્વ મુલકો પોતાને તાબે હોવા છતાં તેમના પ્રસિદ્ધ શૂરવીર સેનાપતિ જુલિયસ સીઝરે સમગ્ર ગૉલ (હાલનો ફ્રાન્સ દેશ) જીતવાનું માથે લીધું. આ યુદ્ધમાં બ્રિટનોએ પોતાના એકલોહિયા ભાઇ ગૉલ લોકોને સહાય આપી તેથી અને નવો મુલક જીતવાની હોંસથી સીઝર બ્રિટનમાં ઉતરી આવ્યો.

**સીઝરની સ્વારી**—બ્રિટનો બહાદુરીથી સામા થયા, પરંતુ શૌર્ય અને સાહસમાં તે સમયે રોમના લશ્કરની જગતમાં જોડ ન હતી. ભલભલા લોકો પણ તેની આગળ નમી ગયા હતા ત્યાં બિચારા બ્રિટનોના શા ભાર? સીઝરે બે સ્વારીઓ કરી, અને રોમને ખંડણી ભરવાનું અને ગૉલ લોકોને મદદ ન આપવાનું વચન લઇ સીઝર પાછો ચાલ્યો ગયો. પછીનાં સો વર્ષ સુધી કોઇએ બ્રિટનનું નામ લીધું નહિ.

**બીજી રોમન સ્વારીઓ**—પરંતુ ઇ. સ. ૪૩ માં તે સમયના રોમન શહેનશાહને બ્રિટનના વતનીઓને વશ કરવાની ઇચ્છા થઈ આવી, એટલે ફરીથી રોમન લશ્કરો બ્રિટન પર ચડી આવ્યાં. બ્રિટનોએ આ પરદેશી હુમલાથી પોતાનું રક્ષણ કરવાની તનતોડ મહેનત કરી; તેઓ પોતાની સ્વતંત્રતા જાળવવા માથું મૂકીને રોમનો જોડે લડયા, પણ તેમનું કંઇ વળ્યું નહિ. એ તાલીમ પામેલી સેના સામે જંગલી બ્રિટનોનું કશું ચાલ્યું નહિ. કૅરેક્ટેકસ નામના તેમના બહાદુર સરદારને પકડી રોમ લઇ જવામાં આવ્યો: ત્યાં તેની વાણી અને વર્ત્તનથી ખુશી થઇને બાદશાહે તેને અભયદાન આપ્યું, પરંતુ સ્વદેશ જવાની રજા આપી નહિ.

આ જીતાએલા લોકો તરફ રોમન લોકો ઘણી સખતાઇથી વર્ત્તતા હતા, તેથી તેમના અમલ દરમિઆન અનેક વેળા બંડ ઊઠયાં. ઇંગ્લૅન્ડની પશ્ચિમે આવેલા ઍંગલસી નામના ટાપુમાં જ્યારે રોમન લોકો લડી રહ્યા હતા, ત્યારે બોઆડિશિયા નામની એક રાણીએ પૂર્વમાં રોમન સત્તા સામે એક જબરૂં બંડ ઉઠાવ્યું હતું. તેનાં લશ્કરે કેટલાંક શહેરો જીતી લીધાં અને અંદર રહેનારા તમામ લોકોની નિર્દય રીતે ખુવારી કરી. રોમન સેનાપતિને આ વાતની જાણ થતાંજ તે એકદમ ત્યાં દોડી આવ્યો, અને બોઆડિશિયાના લશ્કરને સખત હાર ખવરાવી બ્રિટનોનો ઘાણ કાઢી નાખ્યો. શત્રુઓના હાથમાં ન પડી જવાય એટલા માટે રાણીએ ઝેર ખાઇ આપઘાત કર્યો.

**રોમન રાજ્યના લાભ અને ગેરલાભ**—૩૫૦ થી વધુ વર્ષોના રોમન અમલ દરમિઆન આ ટાપુને ઘણો લાભ થયો. શરૂઆતમાં તો સુધરેલા રોમનોએ જંગલો કાપી નાંખી સુંદર નગરો વસાવ્યાં. ભેજવાળી જમીન સૂકવી નાખી એવી ફળદ્રુપ બનાવી કે આખા યુરોપમાં લડતાં રોમન સૈન્યોને જોઇતો ઘઉંનો જથ્થો આ ટાપુમાંથી મળવા લાગ્યો.

આ ઉપરાંત તેમણે વિદ્યા, કલા, શિલ્પ હુન્નર, કાયદો અને સુવ્યવસ્થા દેશમાં દાખલ કર્યાં. રોમન રાજ્યના બ્રિટનો રોમનસંસ્કૃતિ અને વૈભવના ભોગી બન્યા; રોમન કાયદાએ દેશમાં શાન્તિ આણી. વિદ્યાકલાની વૃદ્ધિ કરી. તેમણે પત્થરનાં સુંદર મકાનો બાંધ્યાં, અને દેશભરમાં પાકા મોટા રસ્તાઓ બાંધ્યા. આ રસ્તામાંના કેટલાક તો આજ સુધી ટકી રહ્યા છે.

એ રસ્તાઓ બંધાયાને બે હજાર વર્ષો વહી ગયાં, છતાંએ આજ પણ તેમાંના કેટલાએક ટકી રહ્યા છે. જંગલમાંથી નદી ઉપર થઇને તે રસ્તાઓ એક શહેરથી બીજા શહેર સુધી જતા. મુસાફરો, વેપારીઓ અને લશ્કરોને આ રસ્તાઓથી સુખ અને સગવડ વધ્યાં.[૧]

ઉત્તરમાં સોલ્વેફર્થથી ટાઇન નદીના મુખ સુધી એક મોટી દીવાલ બાંધી કેલીડોનીયાના પિક્ટ અને સ્કૅાટ લોકોને પોતાના રાજ્ય પર હુમલા કરતા અટકાવ્યા. આખા દેશમાં કડક પણ ન્યાયી રોમન અમલ બેસી ગયો. પરંતુ આ સર્વ લાભને કોરાણે મુકાવે એવો એક મોટો ગેરલાભ એ થયો કે રોમન રાજ્યની શાન્તિ અને રોમન રાજ્યની શીળી છાયામાં સમૃદ્ધિ ભોગવવાને ટેવાઇ ગએલા બ્રિટનો પરાવલંબી

---

૧ Stat, Streat, stret જેવાં નામ સાંભળતાં જ આપણે જાણી શકીએ છીએ કે એ પદાન્તથી શરૂ થતું શહેર કે ગામ રોમન રસ્તાં ઉપર આવેલું છે. વળી caster, chester, cester, કોઇ ગામના નામને છેડે આવે તો જાણવું કે ત્યાં પૂર્વે રોમન છાવણી રહેતી હશે કેમકે castra નો અર્થ છાવણી થાય છે.

થઇ ગયા, તેઓ શુરાતન ખોઇ બેઠા, તેમનામાં પોતાનું રક્ષણ કરવાની ઇચ્છા કે શકિત રહી નહિ અને એ શાંતિના યુગમાં તેમનો સ્વાતંત્ર્યપ્રેમ છેક કટાઇ ગયો. પરિણામ એ આવ્યું કે જ્યારે મધ્ય અને પૂર્વ યુરોપનાં જંગલી ટોળાંઓ ઇટલીની ફળદ્રુપ ભૂમિ પર ધસારાબંધ તૂટી પડયાં અને તેથી જ્યારે ઇ. સ. ૪૧૦ માં રોમનોને બ્રિટનમાંથી પોતાનું લશ્કર પાછું ખેંચી લેવાની જરૂર પડી ત્યારે એ બાપડા શૌર્ય-હીણા થઇ પડેલા બ્રિટનોની બૂરી દશા થઈ.

**રોમનોની વિદાય**—રોમનોને ગયા જાણી ઉત્તરમાંથી પિકટ અને સ્કૉટ લૂટારાઓ ઉતરી પડયા, અને ગામો લૂટવા અને બાળવા લાગ્યા; વળી દક્ષિણ અને પૂર્વ તરફથી ક્રૂર જર્મન ચાંચીઆઓ બ્રિટનના કિનારા પર વારંવાર દેખાવ દેવા લાગ્યા. રોમન અમલ દરમિઆન સુખ ભોગવવાને ટેવાઇ ગએલા બ્રિટનો પોતાનો જાનમાલ બચાવવાની પણ શકિત ખોઇ બેઠા હતા. આશરે ચાલીસ વર્ષ સુધી તેમણે મદદ માટે રોમ અરજીઓ મોકલ્યા કરી. તેમણે લખ્યું કે: "આ જંગલીઓ અમને દરિયામાં ધકેલી દે છે; અને દરિયો અમને આ જંગલીઓ તરફ પાછા ઉછાળે છે: હવે અમારે તે ડૂબવું કે કતલ થવું એ બેમાંથી એક પ્રકારનું મોત પસંદ કરવાનું રહ્યું છે." પરંતુ રોમથી કંઇ સહાય મળી શકી નહિ. નિરાશ થએલા બ્રિટનો માંહોમાંહે લડવા લાગ્યા. છેવટે જીવ પર આવીને તેમણે હેન્જીસ્ટ અને હોર્સા નામના બે જર્મન સરદારોને પોતાનું રક્ષણ કરવા માટે બોલાવ્યા. પરંતુ આ મિત્રો તો શત્રુ કરતાંએ ભયંકર નીવડયા, કેમકે બ્રિટનોના શત્રુઓને હરાવી હાંકી કાઢયા પછી તેઓ બ્રિટન લોકોની સામે થઈ ગયા અને તેમને હરાવી ત્યાં તેઓ વસી ગયા. આમ એ ટોળીને સહેલમાં રાજ્ય મળી ગયું જાણી બીજી ટોળીઓ પણ આવી પહોંચી.

આ જર્મન લૂટારૂઓ અને ચાંચીઆઓનાં ટોળાં બ્રિટનમાં આવ્યાં તે પૂર્વે તેમની શી સ્થિતિ હતી તે વિષે ઇતિહાસમાં જાણવા

જોગ માહિતી મળતી નથી. બ્રિટનોનાં આમંત્રણથી આવેલી આ જાતમાં સૌથી પહેલાં જ્યુટ જાતિના લોકોએ આવીને કેન્ટમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું, સેકસનો તેમની પાછળજ ઇંગ્લેન્ડના દક્ષિણ અને પૂર્વ કિનારા ઉપર ધસી આવી દેશમાં ઉતરી આવ્યા; બ્રિટનો આ નવા શત્રુઓની સામે થયા. પરંતુ ફોકટ.

આ કદાવર અને ગૌર વર્ણના પરદેશીઓને દેશમાં આવીને પ્રથમ તો જ્યુટ લોકો જોડેજ યુદ્ધ કરવાં પડયાં. તેઓ નદીમાર્ગે દેશના અંદરના ભાગમાં ફેલાઇ ગયા; પરંતુ ત્યાં વસવાટ કરવાનું કાર્ય વિકટ હતું. બ્રિટન લોકો આ નવા આવનાર લોકોની સામે થયા, પરંતુ સેકસનોએ તેમને પશ્ચિમમાં હઠાવી કાઢયા, અને પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં.[૧] એ લોકો કોઇ પણ નવો પ્રદેશ જીતી લે ત્યારે ત્યાં વસવાટ કરી ખેતી શરૂ કરી દેતા; પછી વસ્તી વધી જાય ત્યારે જુવાનીઆઓ પોતાની એક ટોળી બનાવી બીજે સ્થાને જઇને વસે, અને બ્રિટન લોકોને ત્યાંથી હાંકી કાઢે. આ સેકસન શત્રુઓની સામે લડાઇમાં ઝુઝનાર એક બ્રિટન રાજા આર્થરને કવિ ટેનિસને પોતાના કાવ્યોમાં અમર કર્યો છે. આમ જ્યારે સેકસન લોકો દક્ષિણમાં વસતા હતા ત્યારે એંગલ લોકો[૨] પૂર્વમાં રાજ્ય જમાવતા હતા. બ્રિટનો જોડે યુદ્ધ કરતા, તેમને મારી પાછા હઠાવતા તેઓ પોતાનાં રાજ્યો વિસ્તારતા ગયા અને ટેમ્સ નદીના ઉત્તર તરફના પ્રદેશના તેઓ માલીક થઈ પડયા. પરંતુ આ રાજ્યવિસ્તાર કંઈ એક દિવસમાં થયો ન હતો; બ્રિટનોને મારી હઠાવતાં લગભગ ૧૫૦ વર્ષ લાગ્યાં હશે. આ યુદ્ધપ્રિય ટોળીઓ જ્યારે બ્રિટન લોકોને કૉર્નવોલમાં હાંકી કાઢી તેમની જોડે લડી પરવારી

---

૧ sex નામો વાળાં આ સંસ્થાનો કયાં હશે તે જાણવું અઘરૂં નથી. જે શહેરના નામને છેડે sex પદાન્ત હોય તે સેકસન સંસ્થાન જાણવું. ઉદાહરણ Sussex, Essex, Wessex.

૨ એંગલ લોકોની ટોળીઓ Folk કહેવાતી ઉતર અને દક્ષિણની બે ટોળીઓએ જે સ્થળે વસવાટ કર્યો તે Norfolk અને Suffolk કહેવાય છે.

ત્યાર પછી અંદર અંદર લઢી મરવા લાગી. અનેક નાનાં રાજ્યોને પોતાથી બળવાન્ રાજ્યનું આધિપત્ય સ્વીકારવું પડયું અને છેવટે આ ઈંગ્લિશ લોકો—હવે આપણે એંગલ અને સેકસન લોકોને એ નામે ઓળખીશું—નાં પહેલાં સાત મોટાં રાજ્યો પણ ત્રણ રાજ્યોમાં સમાઇ ગયાં. ઇ. સ. ૮૦૨માં ઇગબર્ટ નામે રાજા એક રાજ્યની ગાદીએ આવ્યો. તે બળવાન્ અને ચતુર રાજાએ સર્વ રાજ્યોને પોતાના એક છત્ર નીચે આણી મૂક્યાં. (ઈ. સ. ૮૨૭) અને યુરોપના અન્ય રાજાઓ સાથે મિત્રાચારી કરી દેશમાં શાન્તિ સ્થાપી. છતાંએ આ બધી ટોળીઓ એક સંપીલી પ્રજા થઈ ગઈ એમ તો ન કહેવાય. પરંતુ એ મહાન્ રાજાના મરણ પછી એક એવું ભયંકર બલ ઉત્પન્ન થયું કે અત્યાર સુધી પરસ્પર યુદ્ધ કરનારી ટોળીઓ આત્મરક્ષણને અર્થે એક બની ગઈ. ઇંગ્લિશ લોકોના દૂરના સગા ઉત્તર તરફના નિર્દય અને નીડર આ ચાંચીઆઓ દેશમાં જે લૂટફાટ અને ખૂનરેજી ચલાવી રહ્યા તેમાંથી બચવાને માટે આખી પ્રજાને એક થયા વિના ઉપાયજ ન હતો.

## પ્રકરણ ૨ જું.

### ડેન લોકોનું આક્રમણ.

**ડેન લોકો:**—ગયા પ્રકરણમાં વર્ણવેલા ઉત્તર તરફના ચાંચીઆઓ,[1] સ્વીડન, ડેન્માર્ક અને નોર્વેના રહેવાસીઓ હતા. તેઓ ઈંગ્લિશ

---

૧ આ લોકોને Viking (Creekman) કહેવામાં આવે છે. The Sea-king's Grave નામનાં ફેનેલ રોડનાં કાવ્યમાં આ લોકોનાં જીવનનો તાદૃશ ચિતાર આપવામાં આવ્યો છે.

લોકો જેવા લાગતા અને તેને મળતી ભાષા બોલતા. તેઓ શૂરા, સાહસિક, નિર્દય અને નીડર હતા. મોટાં વહાણોમાં બેસી, સાંકળીવાળાં બખતર પહેરી, હાથમાં ફરસી રાખી અનેક વેળા તે ઇંગ્લેન્ડના પૂર્વ કિનારા પર આવતા, અને લાગ મળે તો કોઇ નદી વાટે દેશમાં અંદર ઘુસી આવી લૂટફાટ ચલાવતા. ઇંગ્લિશ લોકો ઇંગ્લેન્ડમાં આવી ખ્રિસ્તીધર્મ પાળતા થયા હતા, તેથી જુનો જંગલી મૂર્તિપૂજક ધર્મ રાખી રહેલા આ લોકો ધર્મદ્વેષને લીધે લાગ આવે ત્યારે મંદિરો અને મઠો લૂટતા અને બાળતા, ધર્મગુરુઓની કતલ કરતા અને અઢળક દ્રવ્ય લઇ જતા; આશરે ૨૦૦ વર્ષ દેશમાં આમ અશાન્ત ચાલુ રહી. ઇંગ્લિશ લોકો કોઇ વખતે બહાદુરીથી સામા લડે અને તેમને હરાવે ત્યારે આ ચાંચીઆઓ છેક ભૂમધ્યસમુદ્ર સુધી નાસી જતા. પરંતુ ઇ. સ. ૮૫૦ પછી આવી નાસભાગ ચાલુ રહી નહિ; દેશની ફળદ્રુપ જમીન ગમી જવાથી, અને દેશના લોકોમાં પોતાની સામે થવાની શક્તિ નથી એમ લાગવાથી એ ચાંચીઆઓએ ઇંગ્લેન્ડમાં વસવાનું શરૂ કર્યું. આજ પણ ઇંગ્લેન્ડનાં કેટલાંક ગામોના નામ પરથી એ ડેન લોકો કયાં વસ્યા હશે તે જાણી શકીએ છીએ. જે ગામનાં નામને છેડે by અને wick અથવા wich આવતાં હોય તે ડેન લોકોનાં સંસ્થાન જાણવાં; ( ઉદાહરણ Derby, Norwich, Berwick. ) by નો અર્થ નગર થાય છે ને wich અથવા wick નો અર્થ નહેર થાય છે.

માત્ર લૂટ નહિ પરંતુ રાજ્ય મેળવવાના લોભથી આવી પહોંચેલા ડેન લોકોને કોઇ અટકાવનાર રહ્યું નહિ. ઇગબર્ટની પાછળના રાજાઓ નિર્બળ અને અલ્પ સાધનવાળા થયા, અને ડેન લોકો ભયંકર વંટોળીઆની પેઠે આખા દેશમાં ફરી વળ્યા. સેક્સન જાતિને મળતા આ ડેન લોકોએ પણ દેશમાં સેકસનો જેવોજ જુલમ, ત્રાસ અને દુઃખનો વરસાદ વરસાવ્યો. બ્રિટન લોકો પર જુલમ અને ત્રાસ વર્તાવનાર ઇંગ્લિશ લોકો આ ડેન લોકોથી એટલા તો ભયભીત થઇ

ગયા હતા કે તેમણે પોતાની પ્રાર્થનામાલામાં એક પદ ઉમેર્યું હતું કે " દયાળુ પ્રભુ ! આ ઉત્તરવાસીઓના ત્રાસથી અમારૂં રક્ષણ કર. " કેટલાક વખત સુધી તો આ ડેન લોકોને અટકાવનાર કોઇ નહોતું. ઇ. સ. ૮૬૬માં તેમની એક ટોળીએ ઇગ્લાન્ડમાં આવી યૉર્ક જીતી લીધું અને નૉર્થમ્બ્રીઆના લોકોને હરાવ્યાં; ત્યાંથી આગળ વધીને તેઓએ મર્સીઆનું રાજ્ય પણ તાબે કરી લીધું.

આલ્ફ્રેડઃ—પરંતુ પૂર્વ, ઉત્તર અને પશ્ચિમમાં વિજયી થએલા ડેન લોકોની સામે થનાર એક મહાન્ પુરુષ દક્ષિણમાં હતો. રાજા આલ્ફ્રેડ પ્રાણાન્તે પણ આ પરદેશીઓને નમતું ન આપવું એવો નિશ્ચય કરીનેજ બેઠો હતો તે ડેન લોકોની જોડે અનેક વાર લડયો, અને ઘણી વેળા હાર્યો અને જીત્યો; ડેનલોકો આલ્ફ્રેડ જોડે સંધિ કરે, તોડે, અને દેશમાં ઉપદ્રવ કરવા માંડે એટલે વળી ફરી યુદ્ધ થાય. એમ કેટલાંક વર્ષો સુધી ચાલ્યું; કેટલીક વાર તો રાજ્ય છોડી આલ્ફ્રેડને જંગલમાં ઘરબાર વિનાના ભિખારીની પેઠે રખડવું પડતું, છતાંએ પ્રજાવત્સલ રાજા હિંમત ન હારતાં ડેન લોકોની સામે થવાના પ્રયત્નો કર્યેજ જતો. એક વેળા એક રબારીની ઝુંપડીમાં આલ્ફ્રેડને ભરાઈ રહેવું પડેલું અને ત્યાં દૂધ દોહવા જતી રબારણે આલ્ફ્રેડને ચૂલા પર શેકાતી રોટલીનું ધ્યાન રાખવા ભલામણ કરેલી, છતાં એ રોટલીઓ કેવી રીતે બળી ગઇ એ વાત તમે જાણતા હશો. દેશોદ્ધાર અને લોકકલ્યાણના વિચારમાં પડેલા એ રાજાને રોટલી બળે છે એ ખબર ન રહી. આવાં અનેક વર્ષોનાં સંકટો સહન કરીને આલ્ફ્રેડે ડેન લોકો સાથે એક ભયંકર યુદ્ધ આદર્યું,[1] અને તેમાં તે જીત્યો, ઇ. સ. ૮૭૮માં

---

[1] ઇ. સ. ૮૭૮માં ડેન લોકોએ લન્ડન જીતી લીધું હતું, અને આલ્ફ્રેડને એથેલનીના ભેજવાળા પ્રદેશમાં ભિખારીની દશામાં રખડવું પડતું હતું. ડેન લોકો જોડે છેલ્લું યુદ્ધ દયા પૂર્વે આલ્ફ્રેડને સ્વપ્નમાં ડેન લોકો જોડે લડવાની પ્રેરણા થઇ હતી એવી એક દંતકથા છે તે એડવર્ડ શર્લીના A legend of Athelney નામના કાવ્યમાં વર્ણવવામાં આવી છે.

ડેન લોકોએ આલ્ફ્રેડ જોડે સંધિ કરી ઉત્તર અને પૂર્વના મુલકોમાં શાન્તિથી વસવાની કબૂલાત આપી[૧], અને દક્ષિણમાં આલ્ફ્રેડ રાજ્ય કરવા લાગ્યો.

ઇતિહાસમાં આલ્ફ્રેડને મહાન્ એવું ઉપનામ આપવામાં આવ્યું છે તે નામને આ લોકહિતપરાયણ રાજા સર્વ રીતે યોગ્યજ હતો. તે શૂર-વીર, વિદ્યારસિક, સ્વાશ્રયી, ઉદ્યોગી, અને લોકકલ્યાણ માટે કોઇ પણ પ્રકારનો ભોગ આપવામાં પાછો ન હઠે તેવો હતો. જુના સેકસન રાજાઓએ રચેલા કાયદાઓ ગુંચવાડા ભરેલા અને પરસ્પર વિરોધી થઇ ગયા હતા; આલ્ફ્રેડે એ સર્વમાંથી સારા કાયદાએ તારવી કાઢી તેનો અર્થ સ્પષ્ટ સમજાય તેવી રીતે ફરીથી લખાવ્યા. તેણે દેશમાં વિદ્યાનો પ્રસાર કરવાને માટે શાળાઓ સ્થાપી; અનેક ધર્મમંદિરો ઉઘાડયાં અને પંડિતોને આશ્રય આપી ઉત્તેજન આપ્યું. તેણે અનેક ગ્રંથોનાં ભાષાંતર અંગ્રેજી ભાષામાં કરાવી અને કેટલાક ગ્રંથો નવા રચાવી દેશી સાહિત્યનો પાયો નાખ્યો. યુદ્ધકલામાં પ્રાપ્ત કરેલી નિપુણતા વડે તે એમ સ્પષ્ટ જોઇ શકયો કે ઇંગ્લેન્ડનું રક્ષણ કરવાને નૌકાસૈન્યની વધારે જરૂર છે, અને તેથી વહાણ બાંધવાની કલા વીસરી ગએલા અંગ્રેજ કારીગરોને પરદેશ શીખવા મોકલ્યા. વળી એ દિવસોમાં વ્યવસ્થિત સેના જેવું કશું ન હતું. જરૂર પડે ત્યારે ખેતી કરતા ખેડુતોને યુદ્ધમાં સૈનિકો તરીકે લઇ જવામાં આવતા. આ બિચારા ખેડુતો લડવા કરતાં પોતાને ઘેર જઇ પોતાનાં ખેતરોની સંભાળ લેવા વધારે આતુર રહેતા. વળી આવી રીતે યુદ્ધ ચાલતું હોય ત્યારે દેશમાં પાક થતો નહિ, અને આથી પ્રજાને યુદ્ધ ઉપરાંત ભૂખમરાનાં દુઃખો વેઠવાં પડતાં આવી સ્થિતિમાંથી આલ્ફ્રેડે તોડ કાઢયો; તેણે ખેડુતોની ટુકડીઓ પાડી દીધી અને જ્યારે એક ટુકડી રણક્ષેત્રમાં ગઇ હોય ત્યારે બીજી ઘેર રહે એમ ઠરાવ્યું.

---

૧ આ મુલકને ડેનલૅા ( Danelaugh Danelaw ) કહેવામાં આવતો હતો.

આલ્ફ્રેડના મૃત્યુ પછી કેટલાંક વર્ષનો ઇતિહાસ જાણવા જેવો નથી. તેની પછી કેટલાક ડાહ્યા અને ચતુર રાજાઓ આલ્ફ્રેડનેજ પગલે રાજ્ય કરી ગયા અને ડેન લોકોથી દેશને સુરક્ષિત રાખ્યો. દેશમાં સલાહશાન્તિ સ્થપાઇ અને વિદ્યાકલા અને વેપારમાં વૃદ્ધિ થતી ગઇ. પરંતુ ધીમે ધીમે ધર્માચાર્યોની સત્તા પ્રબળ થતી ગઇ અને એથી રાજ્યમાં દ્વેષ, મારામારી, અને ઝગડા વધી પડયા. આ સમયે એક ઇથલરેડ નામનો મૂર્ખ અને નાલાયક રાજા ગાદીએ આવ્યો. તેના વખતમાં દેશમાં અનેક પક્ષો પડી ગયા. આ તકનો લાભ લઇને ડેન લોકોએ ફરીથી પોતાના ખૂની હુમલા શરૂ કર્યા અને દેશની અધુરી રહેલી ખરાબી પૂરી કરી. તેમની સામે થવાની શક્તિ વિનાના રાજાએ તેમને પૈસા આપી પાછા કાઢવા માંડયા, પરંતુ તેથી કંઇ દ્રવ્યલોભી ડેન લોકો આવતા બંધ થયા નહિ. આ પ્રમાણે આશરે ત્રીસ વર્ષ સુધી ચાલ્યું. આખરે ઉશ્કેરાઇ જઇને રાજાએ એક અવિચારી કામ કર્યું. તેણે ત્રાસના મૂળ સર્વ ડેનોને એક રાતમાં કતલ કરી નાખવાનો અવિચારી હુકમ કર્યો, અને ઇ. સ. ૧૦૦૨ ના નવેંબર માસની ૧૩ મી તારીખે અસંખ્ય ડેન સ્ત્રી, પુરુષો અને બાળકો નિર્દોષ અને દોષિત સહુને નિર્દય રીતે કાપી નાંખવામાં આવ્યાં. પરંતુ આ રાક્ષસી કતલમાં ડેન્માર્કના રાજાની બેન મરાઇ ગઇ અને તેથી તેનું વેર લેવા તે તો મોટા લશ્કર સાથે ચઢી આવ્યો; દેશમાં અંરાજકતા વ્યાપી રહી અને ઇથલરેડને નૉર્મંડી નાસી જવું પડયું; લોકોએ ડેનમાર્કના રાજાને ગાદી આપી, પરંતુ ગાદીએ આવતાં તે મરણ પામ્યો.

પછીનાં ત્રીસ વર્ષ સુધી જે ડેન રાજાઓએ ઇંગ્લેન્ડ પર રાજ્ય કર્યું તેમાં કેન્યુટ સર્વથી વધારે પ્રસિદ્ધ છે. કેન્યુટ અને તેના ખુશામતખોર હજુરીઓની વાત પરથી તમને એ ડાહ્યા રાજાના સ્વભાવનો કંઇક પરિચય તો મળ્યો હશે. તેણે એવા ડહાપણથી રાજ્ય ચલાવ્યું કે દેશની સ્થિતિમાં ઘણો સુધારો થયો. તેણે અનેક લોકપ્રિય કામો

ફરી પ્રજાની પ્રીતિ મેળવી. તેના બે પુત્રો મરી ગયા પછી ઇંગ્લેન્ડના લોકોની ઇચ્છા એમ થઇ કે પોતાના જુના રાજાઓના વંશજને ગાદી આપવી અને તેથી ઇથલરેડના પુત્ર એડવર્ડને રાજ્યગાદી આપવામાં આવી. એ રાજા સાધુચરિત અને ઇશ્વરપરાયણ વૃત્તિવાળો હોવાથી 'એડવર્ડ ભગત'ના નામથી ઓળખાય છે.

એડવર્ડ—પરંતુ ગમે તેટલો પવિત્ર અને ભક્તિપરાયણ હોવા છતાં એ રાજા પ્રજાને કંઇ બહુ ઉપયોગી થઇ શક્યો નહિ. ડેન લોકોના ત્રાસથી નોર્મંડીમાં નાસી ગએલા ઇથલરેડના આ પુત્ર એડવર્ડે પણ પોતાની બાલ્યાવસ્થા ત્યાંજ વીતાવી હતી, તેથી ઇંગ્લેન્ડમાં તો એ પરદેશી જેવોજ હતો. તેણે પોતાના નોર્મન મિત્રો અને ઓળખાણ-વાળાઓને બોલાવી રાજ્યમાં મોટી પદવીઓ આપી. પ્રજાને નિયમમાં રાખી તેની પાસે દેશના કાયદા પળાવવા જેટલું સામર્થ્ય આ ભલા રાજામાં હતુંજ નહિ. દેશમાં કેટલાક અમીરો બળવાન્ થઇ પડયા અને રાજાજ્ઞાનો ખુલ્લી રીતે તિરસ્કાર કરવા લાગ્યા. તેમાં ગોડવિન નામનો અમીર તો એટલો સત્તાધારી થઇ પડયો હતો કે થોડા સમય સુધી એ અને એના કુટુમ્બના હાથમાંજ રાજસત્તા હતી એમ કહીએ તો ચાલે.

ગૉડવિનના મરણ પછી તેનો પુત્ર હેરોલ્ડ તેની જગાએ આવ્યો અને એડવર્ડ વતી રાજ્ય ચલાવવા લાગ્યો. તે ચાલાક અને રાજ્ય-લોભી તરુણને પોતાનેજ રાજા થવાની ઇચ્છા હોવાથી તેણે દેશના ઘણાખરા ભાગના વિભાગ પાડી પોતાનાજ કુટુમ્બમાં વહેંચી દીધા. પોતાના એક ભાઇ ટોસ્ટીગને એક પરગણું આપ્યું. પરંતુ ત્યાંના લોકોએ બળવો કરી તેને હાંકી કાઢયો. ટોસ્ટીગ હવે પોતાના ભાઇનો શત્રુ બન્યો અને તેનો નાશ કરવાની પેરવી કરવા લાગ્યો.

હેરોલ્ડ—એડવર્ડ ભગતને સંતાન ન હોવાથી મરણ સમયે પોતાના ઉત્તરાધિકારી તરીકે તે હેરોલ્ડનું નામ સૂચવતો ગયો. મહાજને (Witan) પણ ગાદીવારસ હેરોલ્ડને જ ઠરાવ્યો. એડવર્ડના મૃત્યુ પછી

પોતાના મિત્રોની સહાયથી હેરોલ્ડ ઇંગ્લેન્ડની ગાદીએ આવ્યો. પરંતુ આવી રીતે મેળવેલી રાજસત્તાના વૈભવ ભોગવવાનું તેના નસીબમાં ન હતું; કારણ કે તેના રાજ્યાભિષેકના સમાચાર સાંભળી નૉર્મંડીના ઠાકોર (Duke) વિલિયમે એ ગાદીનો દાવો કર્યો; અને કહ્યું કે હેરોલ્ડે પણ ગાદી પરનો મારો હક સ્વીકાર્યો છે. આ વાત ખરી કે ખોટી હતી તેનો નિર્ણય થઇ શકે તેમ નથી. ગમે તેમ હો, પરંતુ એડવર્ડ કે હેરોલ્ડ બંનેમાંથી કોઇને આવાં વચન આપવાનો જરાએ હક ન હતો, કારણ કે ગાદી પર કોણ આવે તેનો નિર્ણય કરવાનું કામ મહાજનનુંજ હતું. પરંતુ વિલિયમ તો હેરોલ્ડ પર વિશ્વાસઘાતનો આરોપ ચડાવી ધર્મયુદ્ધમાં પોપનો આશીર્વાદ મેળવી મોટા સૈન્ય સાથે ઇંગ્લેન્ડ પર ચડી આવ્યો. યુદ્ધમાં વિલિયમની ભેટ લેવા ઇંગ્લેન્ડના અમીરોની મદદ લઇને હેરોલ્ડ પણ તૈયાર થઇ રહ્યો, પરંતુ ત્યાં એક અણધારી આફત આવી પડી. તેનો ભાઇ ટોસ્ટીગ નોર્વેના રાજાને તેડી લાવી ઇંગ્લાન્ડ પર ચડી આવ્યો; હેરોલ્ડ તેની જોડે લડયો[1] અને યુદ્ધમાં ટોસ્ટીગ અને નોર્વેના રાજા બંને મરાયા, પરંતુ આ યુદ્ધ ચાલતું હતું તે દરમિઆન ઇંગ્લાન્ડના દક્ષિણ કિનારા પર નોર્મન લશ્કર ઉતર્યું તેને હેરોલ્ડ અટકાવી શકયો નહિ.

---

૧ આ યુદ્ધ ડર્વેન્ટ નદી પર આવેલા સ્ટેમ્ફર્ડબ્રિજ પર થયું. બંને સૈન્યો સામસામાં ગોઠવાયાં એટલે કહેવાય છે કે હેરોલ્ડ વીસ ચુનંદા યોદ્ધાઓને જોડે લઇ પોતાના લશ્કરમાંથી બહાર નીકળી મધ્યમાં આવ્યો. તેણે બૂમ મારી કહ્યું, "ગોડવિનનો પુત્ર ટોસ્ટીગ આ સૈન્યમાં છે?" ટોસ્ટીગ તરતજ બહાર આવીને બોલ્યો:–"એ અહીં નથી એમ કહી શકાયજ નહિ." પછી હેરોલ્ડે કહ્યું "ભાઇ ટોસ્ટીગ, ભાઇ ભાઇ જોડે લડે તે કરતાં હું તને મારા રાજ્યનો ત્રીજો ભાગ આપું છું; તું સલાહ કર." ટોસ્ટીગે પૂછ્યું "અને મારા મિત્રને શું આપીશ?" "સાત ફૂટ ઇંગ્લેન્ડની જમીન; એ બીજા કરતાં ઉંચો છે તો કદાચ એકાદ ફૂટ વધારે આપું."

**હેસ્ટિંગ્સનું યુદ્ધ ઈ. સ. ૧૦૬૬**—એક યુદ્ધમાંથી છુટો થઇ તરતજ હેરોલ્ડ નાર્મનોની જોડે લડવા દક્ષિણમાં ગયો. તેનું લશ્કર નાનું અને થાકેલું હતું, તેના અનેક યોદ્ધાઓ મરી ખૂટયા હતા, અને નોર્મન તીરંદાજોના ધસારા સામે અંગ્રેજોને ટકી રહેવાનું કામ સહેલું ન હતું. ઇ. સ. ૧૦૬૬ ના ઑકટોબર માસની ૧૪ મી તારીખે હેસ્ટિંગ્સથી સાત માઇલ દૂર આવેલી એક ટેકરી પર નોર્મનો અને અંગ્રેજો વચ્ચે જીવ સટોસટની લડાઇ થઇ. અંગ્રેજોને તો જીવન-મરણનો સવાલ હતો એટલે મરવું કે મારવું એ નિશ્ચય કરીને લડતાં અંગ્રેજી લશ્કરને નોર્મનો હઠાવી શક્યા નહિ. આખો દિવસ બંને પક્ષ મરણીઆ થઇને લડયા; અન્તે શરદૃઋતુના સંધ્યાકાળના ઝાંખા અજવાળામાં હેરોલ્ડ પડયો, અને અનેક ફરશીવાળા યોદ્ધાઓ પોતાના રાજાના મૃતશરીર પાસે દેશની ખાતર પ્રાણ સોંપતા કરતા ટપોટપ પડયા; વિલિયમ જીત્યો; તેની સામે થનાર કોઇ રહ્યું નહિ. પોતાના એ વિજયના સ્મારક તરીકે એ યુદ્ધક્ષેત્રની પાસે તેણે એક મઠ બંધાવ્યો અને તેનું નામ "Battle-Abbey" આપ્યું. આજ પણ તે મઠનાં ખંડેરો એ યુદ્ધની યાદ આપતાં ઉભાં છે.

હવે વિલિયમ લન્ડન તરફ ગયો. હેરોલ્ડના મરણસમાચાર સાંભળી લોકોએ એક સેકસન રાજકુમારને ગાદી આપવાનું ઠરાવ્યું હતું, પરંતુ વિલિયમ લન્ડન આવ્યો ત્યારે સહુ કોઈ તેનાથી દબાઇ ગયા, અને મહાજને તેને ગાદી આપી. વિલિયમ રાજા તો થયો તો-પણ દેશ કંઇ તેને એકદમ તાબે થયો નહિ. છ વર્ષના કેવા અખંડ પરિશ્રમ વડે તેણે ઇંગ્લેન્ડમાં નોર્મન વંશની અવિચલ સ્થાપના કરી તે હવેના પ્રકરણમાં આપણે જોઇશું.

## નોર્મન વંશવૃક્ષ

વિલિયમ ૧ લો
( ૧૦૬૬ ૧૦૮૭ ]

| વિલિયમ ૨ જો (૧૦૮૭–૧૧૦૦) | હેનરી ૧ લો (૧૧૦૦–૧૧૩૫) | એડેલા |
| --- | --- | --- |
| | મટિલ્ડા ( આંજુના અમીર જોડે લગ્ન કર્યું ) | સ્ટીફન (૧૧૩૫–૧૧૫૪) |
| | હેનરી ૨ જો ( પ્લેન્ટેજીનેટ વંશનો પહેલો રાજા ) ( ૧૧૫૪ ) | |

---

# પ્રકરણ ૩ જું

---

## નોર્મન વંશ.

---

ઇ. સ. ૧૦૬૬–૧૧૫૪.

**નોર્મન લોકો**:—આપણે પહેલા પ્રકરણમાં ઉત્તર તરફના ચાંચીઆઓ વિષે વાંચી ગયા છીએ. તેઓએ ઇંગ્લેન્ડમાં આવી કેવો અને કેટલો રંજાડ કર્યો તે પણ આપણે જોયું. પરંતુ જ્યારે ડેન લોકોની ટોળીઓ ઇંગ્લેન્ડમાં લૂટફાટ ચલાવતી હતી ત્યારે આ ઉત્તરવાસીઓની કેટલીક ટોળીઓ ફ્રાન્સના ઉત્તર ભાગમાં પેસવાના પ્રયત્ન કરતી હતી. જળમાર્ગે દેશની અંદરના પ્રાન્તોમાં પ્રવેશ કરી તેઓ

ખેતરો લૂટતા, ગામડાંઓ બાળતા, અને લોકોને એટલે સુધી ત્રાસ આપતા કે આખરે દેશમાં શાન્તિ સ્થાપવા માટે ફ્રાન્સના રાજાને આ લોકો જોડે સંધિ કરી તેમને વસવા માટે ઉત્તરનો થોડો મુલક આપવાની જરૂર પડી. આ મુલક નોર્થમેન્સલેન્ડ કહેવાતો; પાછળથી એ નામ અપભ્રંશ પામીને નોર્મંડી થયું. ઉત્તરવાસીઓએ ત્યાં વસીને પોતાનો પ્રાચીન ધર્મ તજી ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. ત્યાં રહીને તેઓએ વિદ્યા, કલા, શિલ્પ, અને ધનુર્વિદ્યામાં નિપુણતા મેળવી, ફ્રાન્સના લોકોની રીતભાત ને ભાષા શીખી તેમની જોડે તેઓ લગ્નવ્યવહારથી જોડાયા. આ પ્રમાણે તેઓ વિદ્યારસિક અને સ્ત્રીઓનું સન્માન કરનારા હતા. અસલી ડેન લોકોની સાહસિકતા અને શૂરવીરતામાં ફ્રાન્સની રસિકતા સુઘડતા અને બુદ્ધિમત્તાનાં તત્ત્વોનું આ પ્રજામાં મિશ્રણ થયું. તે જમાનામાં નોર્મનોની બરોબરી કરી શકે તેવી કોઇ પ્રજા યુરોપમાં નહતી. તેમની રાજ્યવ્યવસ્થા અને તેમના કાયદાઓ ઉત્તમ ગણાતા.[1]

---

૧ અંગ્રેજી ભાષામાં વપરાતા કેટલાક શબ્દો ઉપરથી આપણે આ નોર્મન લોકોની રહેણીકરણી વિષે કંઇક જાણી શકીએ છીએ. જીવતાં પ્રાણીઓનાં નામ જેવાં કે Cow, sheep, deer અંગ્રેજી છે, ત્યારે તે પ્રાણીઓ મરી ગયા પછી રાંધવા જોગ થાય તેને માટેના શબ્દો જેવા કે beef, mutton, venison ફ્રેંચ છે. અંગ્રેજો જીવતાં પ્રાણીઓ પાળે, ઉછેરે, અને તે મરી જાય ત્યારે ફ્રેંચ રસોઇઓ નોર્મન શેઠને વાસ્તે તે રાંધે.

આ ઉપરાંત armour, banner, herald, lance, આદિ યુદ્ધને લગતા શબ્દો; judge, prisoner; આદિ કાયદાને લગતા શબ્દો, sermon, sacrifice, friar આદિ ધર્મને લગતા શબ્દો, baron, duke, prince, આદિ પદવી બતાવનારા શબ્દોઃ આ સવ ફ્રેંચ શબ્દો નોર્મન લોકો ઇંગ્લાન્ડમાં લાવ્યા. આ શબ્દો બતાવી આપે છે કે નોર્મન લોકો ઇંગ્લેન્ડમાં જમીનદાર, સેનાનાયક, ન્યાયાધિકારી, ધર્માધિકારી અને અમીર હતા.

હેસ્ટિંગ્સના યુદ્ધમાં ઇંગ્લેન્ડ પોતાની સ્વતંત્રતા ગુમાવી પરરાજ્યની ધુંસરી નીચે પડયું. આશરે છસો વર્ષ પૂર્વે જેમ ઉત્તર સમુદ્રના કિનારાઓ ઉપરથી ઇંગ્લિશ ટોળીઓએ આવી બ્રિટન લોકોને હરાવી આ દેશનો કબજો લીધો હતો, તેમ હવે પરદેશી બનેલા પોતાનાજ બાઇઓને હાથે તેમને પોતાનેજ પરાજય સ્વીકારવો પડયો. છતાં નોર્મનવિજય કંઇક જુદા પ્રકારનો હતો; તેમણે અંગ્રેજોને દેશમાંથી હાંકી ન કાઢયા, એટલુંજ નહિ પરંતુ નોર્મન રાજાઓએ ઉલટું તેમનું રક્ષણ કર્યું, તેમના જુના કાયદાઓ સ્વીકાર્યો અને તેમની જોડે સંબંધ બાંધ્યો. વિલિયમ ૧ લાએ તો અંગ્રેજ મહાજન પાસેથીજ ગાદી મળી હોય એવો દેખાવ સુદ્ધાં કર્યો. વળી આટલાં વર્ષોમાં અંગ્રેજ પ્રજા ઘડાઇ અને એવી તૈયાર થઇ ગઇ હતી, કે ગમે તેવા જુલમના સમયમાં પણ દઢ અને અડગ રહેવાની તેનામાં શક્તિ આવી ગઇ હતી. ઇંગ્લેન્ડ પર જીત મેળવ્યા પછીનાં શરૂઆતનાં વર્ષોમાં જે નોર્મન લોકો દેશીઓ પ્રત્યે તુચ્છકારની દષ્ટિએ જોતા હતા અને તેમનાથી અતડા રહેતા હતા તે આશરે સો વર્ષના ગાળામાં તો ઇંગ્લેન્ડને સ્વદેશ માનતા થઇ ગયા અને ત્યાંની પ્રજા જોડે ભળી ગયા.

**વિલિયમઃ—** ( ૧૦૬૬–૧૦૮૭ ) નોર્મંડીનો ઠાકોર વિલિયમ હેસ્ટિંગ્સના યુદ્ધમાં હેરોલ્ડને હરાવી ઇંગ્લાન્ડના રાજા કેવી રીતે થયો તે આપણે જોયું છે. નાનપણમાં તેણે અનેક સંકટો સહન કર્યાં હતાં. તે દાસીપુત્ર હોવા છતાં અને ગાદીના અનેક દાવાદારો હોવા છતાં આપબળથી નોર્મંડીના રાજ્યનો અધિકારી બની તેને સુરક્ષિત રાખી શકયો હતો. ફ્રાન્સના રાજાના ખંડીયા ઠાકોર તરીકે તેને અનુભવ હતો કે રાજસત્તા સહેજ પણ નબળી હોય ત્યારે ફ્યુડલ ધારાનો લાભ લઇ અમીરો એટલા તો બળવાન્ બની જાય છે કે રાજાને પણ ધારે તો હંફાવી શકે. તેઓ અનેક બહાને પ્રકટ અથવા અપ્રકટ રાજદ્રોહ કરી શકે છે. ફ્રાન્સના રાજાની નબળી સ્થિતિનું કારણ તે બરાબર

સમજી શક્યો હતો અને તેથી ગાદીએ આવતાં વેંતજ તેણે પોતાના મનથી એક નિશ્ચય કરી લીધો હતો કે દેશમાં અખંડ સત્તા પોતાની એકલાનીજ હોવી જોઇએ, અને સર્વ પ્રજા તેને પોતાને જ સ્વામી માને તેવું થવું જોઇએ. આથી તે ચતુર, દીર્ઘદર્શી અને નિપુણ રાજ્યતંત્રી હોવા છતાંએ દેશની પ્રજાના સ્વતંત્ર જીવનનો નાશ કર્યા વિના રહી શક્યો નહિ.

ફ્યુડલ ધારો—વિલિયમની રાજ્યવ્યવસ્થા સમજવા માટે ફ્યુડલ ધારા વિષે કંઇક જાણવું જરૂરનું છે. એને "લશ્કરી જાગીરદારનો ધારો" કહીએ તો ચાલે. કોઇ રાજા નવો દેશ જીતે ત્યારે તેમાંથી થોડો ભાગ પોતે રાખી બાકીની જમીન પોતાના અમીરોમાં વહેંચી આપતો; શરત માત્ર એટલીજ કે જરૂરને પ્રસંગે અમુક માણસોની સંખ્યા લઇને તે અમીરે વર્ષમાં ચાળીસ દિવસ રાજાની મદદે આવવું, અને કોઇ પ્રસંગે રાજાને નાણાં આપવાં. આ અમીરો પોતાને મળેલી જાગીરો એજ શરતે પોતાથી નાના જાગીરદારોને વહેંચી આપે; તે જાગીરદારો પોતાથી નાના વતનદારોને વહેંચે એમ બધી જમીન વહેંચાઇ જતી. આમ રાજા અને ખેડુત વચ્ચે નાના મોટા અનેક વતનદારો અને જાગીરદારોની સાંકળ આવી રહેતી. દરેક વતનદાર કે જાગીરદાર પોતાના ઉપરી સરદારને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરતો, અને રાજાનો તે લોકો પર અધિકાર ચાલતો નહિ. જરૂરને પ્રસંગે રાજાને લશ્કર મળે એ સિવાય તેની પાસે બીજી સત્તા થોડી હતી. દરેક અમીર પોતાના પ્રાંતમાં ન્યાયાધીશ, સેનાપતિ, રક્ષક, અને સર્વ જમીનનો માલીક હતો. તે દિવાની અને ફોજદારી સત્તા ભોગવતો વળી તે ખાનગી સિક્કા પાડી શકતો, અને બીજા અમીર જોડે રાજાને પૂછ્યા વિના લડાઇ પણ કરી શકતો; દરેક અમીર ખરી રીતે એક માંડલિક રાજા હતો. આથી રાજાની સત્તાનો આધાર આવા જોરાવર અમીરોની વફાદારી પરજ રહેતો. રાજા બળવાન્ હોય અને તેનો અમીરો પર દાબ હોય તો દેશમાં સંપ રહે, અને નહિ તો અંદર અંદર

વઢવાડ થાય; તે અટકાવવાનું સાધન રાજા પાસે કશું ન રહેતું; કેમકે લશ્કર તો પોતપોતાના ઉપરી અમીરનુંજ રહેતું. આજ પ્રમાણે જો અમીર પોતાના જાગીરદારોને વશમાં રાખી શકે તો પરગણાંઓમાં સુવ્યવસ્થા જળવાઇ શકાતી. આ પ્રમાણે ફ્યુડલ ધારાના મૂળતત્ત્વભૂત સિદ્ધાન્ત બે હતા; જમીન લેવી અને તેના બદલામાં જમીન આપનાર ઉપરી પ્રત્યે વફાદાર રહેવું અને જરૂર પડે ત્યારે તેની લશ્કરી નોકરી બજાવવી.

યુરોપનાં ઘણાં રાજ્યોમાં આ ધારો પ્રાચીન કાળથી ચાલ્યો આવતો હતો. જ્યારે દેશનો મુખ્ય ઉદ્યોગ ખેતી હતો, અને જ્યારે સાધનોના અભાવે આખા દેશમાં સુવ્યવસ્થા જાળવી શકે તેટલી પ્રબળ રાજસત્તા હતી નહિ ત્યારે આવા જાગીરદારો લોકોના જાનમાલનું સારૂં રક્ષણ કરી શકે તેમ ધારવામાં આવ્યું હશે. પરંતુ આવી ફ્યુડલ પદ્ધતિનું એક અનિષ્ટ પરિણામ એ આવ્યું કે દેશમાં અમીરો એટલા તો બળવાન્ થઇ પડતા કે રાજાને પણ તેઓ ગાંઠતા નહિ.

આવી જાતની ફ્યુડલ પદ્ધતિથી ફ્રાન્સની જે દુર્દશા થઇ હતી તેનો વિલિયમને પુરો અનુભવ હતો, આથી તેણે જે ફ્યુડલ પદ્ધતિ દાખલ કરી તેમાં થોડા ફેરફાર કર્યા. જે સરદારો હેરોલ્ડના પક્ષમાં રહી પોતાની વિરૂદ્ધ લડયા હતા તે સર્વની જાગીરો તેણે ખાલસા કરી પોતાના અનુયાયીઓમાં વહેંચી આપી. કોઇ પણ અમીરની સત્તા વધારે બળવાન્ ન થઇ જાય તેટલા માટે તેણે બધી જાગીર એકજ સ્થળે ન આપતાં છૂટક છૂટક આપી. વળી અત્યાર સુધી દરેક જમીનદાર પોતાના ઉપરીને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરતો, તેને બદલે વિલિયમે મોટા સરદારથી માંડીને નાનામાં નાના પટેલ પાસે પોતાને વફાદાર રહેવાના સોગન લેવડાવ્યા. આ ઉપરાંત દેશમાં કુલ જમીનદાર કેટલા છે, તેમની જાગીરનો વિસ્તાર કેટલો છે, અને તેમની પાસેથી કેટલો કર લઇ શકાય તેમ છે એ બધાની નોંધ તેણે તૈયાર

કરાવી. આ તપાસ એટલી તો કડકાઇ અને ચોકસાઇથી કરવામાં આવી કે એક વાર જમીનનો ટુકડો પણ દફતરે ચડયા વિના રહી ગયો નહિ. આથી લોકો તે દફતરને 'ચિત્રગુપ્તનો ચોપડો' ( Doomsday Book ) કહેતા. આ દફતર ઇ. સ. ૧૦૮૫ થી ૧૦૮૭ ની વચ્ચે તૈયાર કરવામાં આવ્યું. અમીરો પાસેથી ધીમે ધીમે તેણે સત્તા ખેંચી લેવા માંડી, અને બધો વહીવટ ચલાવવાને પોતે અમલદારો નીમવા માંડયા. કેટલાક મોટા ગુનાહનો ન્યાય કરવાનું પોતાના હાથમાં રાખ્યું. આ ઉપરાંત પ્રજામાં પોતાની સત્તા મજબુત બેસાડવાને માટે તેણે નોર્મન અમીરોને કિલ્લાઓ બાંધવામાં ઉત્તેજન આપ્યું. આ કિલ્લાઓમાં અમીરો પોતાનાં લશ્કરો સાથે રહેતા અને આસપાસના લોકોને ખૂબ ત્રાસ આપતા.

આ બધા સુધારાઓ વિલિયમે સાવધાનીથી ક્રમે ક્રમે દાખલ કર્યા છતાં પ્રજા કેમ સહન કરી શકે ? પોતાના બાપદાદાની જમીન આમ પરદેશીઓના હાથમાં ચાલી જાય એ લોકો શાન્તિથી શી રીતે જોઇ શકે ? દેશમાં અસંતોષ ફેલાયો અને ઉત્તરમાં લોકોએ બંડ કર્યું, અને કેટલાક નોર્મન સૈનિકોને મારી નાખ્યા. વિલિયમનો તામસી સ્વભાવ હવે તપી ઊઠયો. તેણે તે લોકો ફરીથી એવું ન કરે અને સ્કૉટલેન્ડના લોકો તેમને મદદ ન આપે એ માટે હુંબર અને ટી નદીની વચ્ચેનો પ્રદેશ ઉજ્જડ કરી નાખ્યો, ત્યાંના સઘળા લોકોને મારી નાખ્યા, તેમનાં ઘરબાર બાળી નાખ્યાં, ઝાડપાલો કાપી નાખ્યો, અને ઢોરઢાંખરને પણ શોધી શોધીને કાપી નાખ્યાં, એટલુંજ નહિ પરંતુ ખેડુતોનાં ઓજારો પણ તોડી ફોડી નાખ્યાં, અને આખો પ્રદેશ એવો તો વેરાન કરી દીધો કે ત્યારપછી આશરે નવ વર્ષ સુધી એક તસુ જમીન પણ ખેતીના કામમાં આવી શકી નહિ. ત્યારપછી વેલ્સની સરહદ પર એક નાનું સરખું બંડ થયું હતું તેને પણ શમાવી દઇ વિલિયમ આખા દેશનો માલીક બન્યો, તોપણ હેરીવર્ડ ધ વેક નામનો એક સરદાર તેને નમ્યો નહિ. ઘણા અંગ્રેજો તેને જઇ મળ્યા, કેટલીક

વેળા તો નોર્મનોને પણ આ અડગ વીરોની બહાદુરીની સામે ટકી રહેવું ભારે પડી ગયું. આખરે બળ ન ફાવ્યું ત્યારે દગાથી આ યુદ્ધનો ઇ. સ. ૧૦૭૧ માં અંત આવ્યો. ફરીથી અંગ્રેજો બળવો ન કરે તેટલા માટે વિલિયમે ઠેકાણે ઠેકાણે કિલ્લાઓ બંધાવ્યા.

**ધર્મ સંબંધી રાજનીતિ:**—મુલકી રાજ્યવહીવટમાં સર્વોપરિ સત્તા પોતાનીજ રહેવી જોઇએ. એ વિલિયમની રાજનીતિનું સૂત્ર તેની ધર્મ સંબંધી નીતિમાંએ પ્રત્યક્ષ થતું હતું. તેણે ધર્મસ્થાનોના વહીવટમાં સુધારા દાખલ કર્યા, ધર્માચાર્યો વધારે પવિત્ર અને નીતિમાન્ જીવન ગાળે એવા નિયમો રચ્યા, ધર્મગુરુઓને માટે જુદી અદાલત સ્થાપી, છતાંએ એ સર્વ ઉપર પોતાનું આધિપત્ય રહે એવી વ્યવસ્થા તેણે કરી. પોતાની સંમતિ વિના ધર્માચાર્યો સભા મેળવી શકે નહિ કે કોઇ કાયદો ઘડી શકે નહિ એવા ધારાઓ તેણે ઘડયા હતા.

**છેલ્લાં વર્ષો**—વિલિયમનાં છેલ્લાં વર્ષો દુ:ખમાં ગયાં. તેના સરદારોએ બંડ કર્યું, તેનો પુત્ર સામો થઇ ગયો અને તેની વિરુદ્ધ અનેક કાવતરાં થયાં. આ સર્વની સામે થવાને તેનામાં ઉત્સાહ કે શક્તિ રહ્યાં નહતાં. તેના રાજ્યકાળમાં ઉત્તર પ્રદેશને વેરાન કરી નાખી, વૉલ્થીઓફ નામના એક સ્વદેશાભિમાની શૂરવીર યોદ્ધાને વિના કારણે મારી નાખી, પોતાના શિકારના શોખને તૃપ્ત કરવા એક વન બનાવીને વિલિયમે જે ત્રણ અન્યાયયુક્ત કાર્ય કર્યાં હતાં તેની ઇશ્વર તરફથી શિક્ષા થાય છે એમ લોકો માનવા લાગ્યા: રાજકીય જરૂરિઆતને નામે કદાચ ઉત્તરના દેશને વેરાન કરવો પડયો એમ આપણે સ્વીકારીએ તો પણ છેલ્લાં બે કાર્યોનો તો કશો બચાવજ કરી શકાય તેમ નથી. તેણે નવું વન તો બનાવ્યું પરંતુ શિકારના ધારા પણ એવા સખત બનાવ્યા કે કોઇ માણસ એક હરણનો શિકાર કરે તો તેના હાથ પગ કાપી નાખવામાં આવતા.

તેનાજ જીવનકાળમાં જ્યારે તેનો એક પુત્ર અને પૌત્ર અને તેના મૃત્યુ પછી તેનો બીજો પુત્ર આજ વનમાં મરણ પામ્યા, ત્યારે તેનાં દુષ્કૃત્યનો ઠીક બદલો મળ્યો એમ માની પ્રજાએ સંતોષ લીધો. ઇ. સ. ૧૦૮૭ માં ફ્રાન્સ જોડે યુદ્ધ થયું તેમાં તેનાં લશ્કરે મેન્ટીઝ નગર બાળ્યું, તે જોવા પોતે ત્યાં ગયો હતો ત્યાં તેના ઘોડાના પગ નીચે ધગધગતો અંગારો આવવાથી ઘોડો ચમક્યો, વિલિયમને ઇજા થઇ અને છેવટે મરણ પામ્યો.

તેની દફનક્રિયા પણ શાંતિથી ન થઇ. તેના શબને લઇ જતા હતા ત્યાં એક ગરાસીઆએ ( knight ) આવીને કહ્યું કે " જે જગાએ તેની કબર ખોદવામાં આવી છે તે મારી છે. ઇશ્વરનું નામ લઇને કહું છું કે આ લૂટારાના શરીરને મારી ભૂમિની માટીથી ઢાંકવા નહિ દઉં." તેની જમીનની પૂરેપૂરી કિંમત આપી તેનું મન મનાવવામાં આવ્યું ત્યારે તેણે તે જગાએ ભૂમિદાહ થવા દીધો.

અંગ્રેજ લોકો માથું પણ ઉંચું ન કરી શકે[૧] તેવી રીતે નોર્મન સત્તાનો મજબુત પાયો નાખી આમ વિજેતા વિલિયમ મરણ પામ્યો; તેના અનેક દોષો છતાં તે સારો રાજા હતો એમ તો કહેવું જોઇએ: તેણે અંગ્રેજ કાયદાને માન આપી, જૂનું રાજ્યબંધારણ બને તેટલું કાયમ રાખી અંગ્રેજ રાજકર્તા તરીકેજ પોતાને મનાવી દેશમાં એકતા અને વ્યવસ્થા આણ્યાં. વળી ઇંગ્લેન્ડને નોર્મનોના હાથમાં જવાથી બીજા પણ અનેક લાભ થયા છે. આ પરદેશી પ્રજાએ આવી શરૂઆતમાં તો ગરીબ કે ધનિક સર્વને એક સરખી રીતે

---

૧ સ્વતંત્રતાના શોખીન અંગ્રેજોને શરૂઆતમાં ખૂંચે તેવો એક બીજો ધારો વિલિયમે એવો કર્યો કે રાત્રે આઠ વાગે ઘંટ વાગે કે તરતજ સર્વ લોકોએ અગ્નિ બુઝાવી નાખવો. તે સમયે ઇંગ્લાન્ડમાં લાકડાનાં ઘર ઘણાં હતાં, તેથી સાવચેતી માટે આ ધારો હતો. આ ઘંટને The Curfew Bell કહેવામાં આવતો. સરખાવો:–

The Curfew tolls the knell of parting day.
Gray.

રંજાડવા માંડયા; આથી અંગ્રેજ પ્રજામાં અંદરનો ભેદભાવ ટળી જઈ એક પ્રજાત્વની ભાવના જન્મ પામી. વળી ઈંગ્લેન્ડ યુરોપના બીજા દેશોના સંસર્ગમાં આવ્યું; પરદેશી વેપારીઓ, કારીગરો, શિલ્પી, સાધુઓ ઇત્યાદિ ઈંગ્લેન્ડમાં નવી સંસ્કૃતિનાં બીજ લઇ આવ્યા. આમ એકંદર રીતે ઈંગ્લેન્ડને તો આ પરદેશીઓના આવવાથી લાભજ થયો છે.

**વંશજો:**—વિલિયમના મરણ પછી ગાદીને માટે તેના પુત્રોમાં તકરાર ઊઠી. મોટા રોબર્ટે તો પોતાના બાપની હયાતીમાં જ બંડ ઉઠાવ્યું હતું, તેથી તેને ઇંગ્લેન્ડની ગાદી ન આપવી એવું વિલિયમે ઠરાવ્યું હતું. પરંતુ રોબર્ટ એમ ક્યાં માને તેવો હતો? છેવટે અમીરોએ વચમાં પડી વિલિયમ ઈંગ્લેન્ડની ગાદી રાખે અને રોબર્ટ નોર્મંડીમાં રહે એવું ઠરાવ્યું.

**વિલિયમ ૨ જો:**—( ૧૦૮૭–૧૧૦૦ ) ઇતિહાસમાં વિલિયમને રક્તકેશી વિલિયમ એવું નામ આપવામાં આવ્યું છે. તેના ૧૩ ( ૧૦૮૭–૧૧૦૦ ) વર્ષના અમલ દરમિઆન ખાસ જાણવા જેવા બનાવો બન્યા નથી. તે તેના પિતા જેવોજ પરાક્રમી હતો, પરંતુ પૈસાનો અતિ લોભી હતો. તેના વખતમાં સ્કૉટલેન્ડનો રાજા ઇંગ્લેન્ડ પર ચઢી આવ્યો તેને તેણે મારીને પાછો હઠાવ્યો. તેણે વેલ્સનો દક્ષિણ ભાગ જીતી લીધો, અને ઉત્તર ભાગ જીતવાના પ્રયત્નો તો ઘણા કર્યા પણ જ્યારે તે ન ફાવ્યો ત્યારે તેણે લોકોને એવી છૂટ આપી કે વેલ્સના લોકો પાસેથી જે કંઇ કોઇ લે તે પોતેજ રાખે. ક્રુઝેડમાં[1]

---

૧ પેલેસ્ટાઇન ભગવાન્ ઈસુની મૃત્યુભૂમિ હોવાથી ખ્રિસ્તી લોકોનું પવિત્ર ધામ છે. જુના વખતમાં જ્યારે તે આરબ લોકોના તાબામાં હતું ત્યારે ખ્રિસ્તી યાત્રાળુઓ સુખેથી આવજા કરી શકતા, પરંતુ તુર્ક લોકોએ એ પ્રાન્ત જીતી લીધા પછી યાત્રાળુઓને બહુ દુઃખ પડવા લાગ્યું, એટલે ખ્રિસ્તીઓના એક ધર્માચાર્યે સર્વ શ્રદ્ધાળુ ખ્રિસ્તીઓએ ધર્મની રક્ષા માટે, પ્રાણાન્ત સુધી લડવું એવો આદેશ કર્યો, અને તેને પરિણામે મુસલમાનો અને ખ્રિસ્તીઓ વચ્ચે જે ધર્મયુદ્ધો થયાં તેને ક્રુઝેડ કહેવામાં આવે છે. ક્રુઝેડ શા માટે કહેવાતું હશે તે તમે ખોળી શકશો?

જવા માટે રોબર્ટને પૈસા જોઇતા હતા, તે નોર્મંડીને કબજે રાખી તેણે આપ્યા. આ પ્રમાણે તેણે રાજ્યવૃદ્ધિ કરી, પરંતુ પ્રજાને તેણે ત્રાસ બહુ આપ્યો. ફ્યુડલ ધારાનો લાભ લઇ તેણે હર બહાને લોકો પાસેથી પૈસા લેવા માંડયા. તેના દ્રવ્યલોભ, ચારિત્રભ્રષ્ટતા અને વિષયી જીવનને લીધે તે "ઇશ્વરને અપ્રિય અને મનુષ્યોના તિરસ્કારને પાત્ર" થઇ પડયો હતો.

**હેનરી ૧ લો:**—( ૧૧૦૦–૧૧૩૫ ) રક્તકેશીના મરણ પછી રોબર્ટની ગેરહાજરીનો લાભ લઇ તેનો નાનો ભાઇ હેનરી ગાદી ઉપર વિના વિલંબે ચડી બેઠો. રોબર્ટ પાછળથી ચડી આવ્યો, ને કેટલાક અમીરોએ તેનો પક્ષ લઇ હેનરી સામું બંડ કર્યું, પરંતુ તેમનું કંઈ વળ્યું નહિ. આખરે રોબર્ટ કેદ પકડાયો અને નોર્મંડી હેનરીના હાથમાં આવ્યું.

તેણે એડવર્ડ ભગતના સમયના કાયદાઓ પ્રમાણે ચાલવાનું વચન આપી પ્રજાની પ્રીતિ સંપાદન કરી. વળી તેણે જુના સેક્સન રાજાઓના વંશની એક રાજકુમારી સાથે લગ્ન કરી, અંગ્રેજોને પોતાના મિત્રો બનાવી લીધા; દેશમાં સુધારાઓ દાખલ કરી સુરાજ્યની સ્થાપના કરી. રંકરાય સર્વને એક સરખો ન્યાય મળવા લાગ્યો અને રાજ્યની આવક પણ વધી.

" તે સારો માણસ હતો અને તેની ઘણી ધાક હતી; તેના વખતમાં કોઇ માણસ બીજાની જોડે અયોગ્ય વર્તન ચલાવી શકતો નહિ; તેણે માણસ અને પ્રાણીઓને શાંતિ આપી." જે જમાનામાં થોડા લોકો વાંચી લખી જાણતા તે જમાનામાં તેને વિદ્વાન્ એવું ઉપનામ આપવામાં આવતું હતું.

હેનરી ૧ લાના રાજ્યકાળમાં અંગ્રેજ પ્રજાજીવનમાં જાણવા જેવો ફેરફાર બન્યો. આપણે આગળ વાંચી ગયા છીએ કે નોર્મંડી પણ હેનરીના તાબામાં આવ્યો. તે વખતે જે યુદ્ધ થએલું તેમાં ફ્રેન્ચ

સિપાઇઓ જોડે લડવાનો અંગ્રેજોને જે ભય હતો તે દૂર થઈ ગયો. એટલું જ નહિ પરંતુ પોતે તેમને જીતી શકે તેવા બળવાળા છે એમ તેમનામાં આત્મ–વિશ્વાસ આવી ગયો. વળી, આ યુદ્ધમાં ભાગ લેનાર બંડખોર અમીરોની જાગીરો જપ્ત કરી હેનરીએ બીજા સરદારોમાં વહેંચી દીધી. તે નવા અમીરો ઇંગ્લેન્ડનેજ સ્વદેશ માનવા લાગ્યા, અને અંગ્રેજો જોડે લગ્નસંબંધ પણ કરવા લાગ્યા. આ પ્રમાણે નોર્મન અને અંગ્રેજ લોકોનો ભેદભાવ લુપ્ત થવા લાગ્યો. સામાન્ય પ્રજા તો અંગ્રેજી ભાષાજ બોલતી અને રાજદરબારમાં ફ્રેન્ચ ભાષાનો ઉપયોગ થતો. નોર્મન લોકોએ ધીરેધીરે અંગ્રેજી ભાષાનો સ્વીકાર કર્યો. તેનું પરિણામ એ આવ્યું કે જેમ અંગ્રેજ પ્રજા નોર્મન લોહીનાં મિશ્રણથી સુસંસ્કૃત, સાહસિક અને ચતુર બની તેમ ફ્રેન્ચ ભાષાનાં મધુર સંમિશ્રણથી અંગ્રેજી ભાષા પણ સમૃદ્ધ અને સંસ્કારી બની.

**સ્ટીફન:**—( ૧૧૩૫–૧૧૫૪ ) પોતાનાં છેલ્લાં વર્ષોમાં હેનરી ૧ લો જેની ચિન્તા કર્યા કરતો હતો, તે વાત આખરે તેના મૃત્યુ પછી બની. હેનરીના મરણ પછી તેની પુત્રી મટિલ્ડાનો ગાદી ઉપર હક થતો હતો, પરંતુ લોકો અને અમીરોને એક સ્ત્રી રાજ્ય ચલાવે એ વાત ગમી નહિ, તેથી જ્યારે હેનરીનો ભાણેજ સ્ટીફન ફ્રાન્સથી ઉતરી આવ્યો ત્યારે લોકોએ તેનો સહર્ષ સત્કાર કરી રાજગાદી આપી. હવે ગાદી માટેની તકરાર શરૂ થઇ. કેટલાક અમીરોએ સ્ટીફનનો અને કેટલાકે મટિલ્ડાનો પક્ષ લીધો. સ્કૉટ લોકો રાણીનો પક્ષ લઇ લડવા આવ્યા, પરંતુ તેઓ હાર્યા ( ઈ. સ. ૧૧૩૮ ) અને દેશમાં લડાઈ શરૂ થઈ. ઓગણીસ વર્ષ સુધી દેશમાં અરાજકતા રહી; ઘડીમાં એક પક્ષ જીતે તો ઘડીમાં બીજો જીતે. એકાદ વખત તો સ્ટીફન કેદ પણ પકડાયો હતો, અને મટિલ્ડા ગાદીએ બેસવા બપકાબંધ રીતે લંડન આવી પણ હતી. તેણે પોતાનો દાબ બેસાડવા માટે લંડનવાસીઓનો દંડ કર્યો એટલે લોકો ઉશ્કેરાયા અને મટિલ્ડાને

નાસવું પડયું. હવે સ્ટીફનનો વારો આવ્યો. ઇ. સ. ૧૧૪૨ માં મટિલ્ડા કેદ પકડાઇ, ત્યાંથી નાસી ગઇ, પરંતુ આવી લડાઇથી કંટાળી નિરાશ થયેલી મટિલ્ડા દુઃખની મારી ઇ. સ. ૧૧૪૭ માં ઇંગ્લેન્ડ છોડીને પોતાના બાળક પુત્રને સાથે લઇ જતી રહી.

પરંતુ દેશમાં હજુ શાન્તિ આવી નહોતી. આ અંધાધુંધીના સમયમાં બળવાન્ થઇ પડેલા અમીરો કંઇ સ્ટીફન જેવા નરમ માણસને એકદમ તાબે થઇ જાય તેમ નહતું. આ લડાઇનો લાભ લઇ તેઓ ઠેરઠેર કિલ્લાઓ બાંધવા મંડી ગયા હતા, આ કિલ્લામાં રહીને તેઓ અનેક જુલમ કરી શકતા. તેઓ લોકોને લૂંટતા, મારતા, કેદમાં નાખતા અને ન કહી કે સહી શકાય તેવો ત્રાસ તેમના પર ગુજારતા. તેઓ ગામડાંઓ અને શહેરો લૂંટીને બાળી મૂકતા. દેશમાં કોઇ ખેતી કરી શકતું નહિ; કારણ કે પાક તૈયાર થાય એટલે આ ઉદ્ધત અમીરોના ફાટેલા નોકરો ખેડુતોને મારીને બધો પાક પડાવી લેતા. દેશમાં દુકાળ અને ભૂખમરો વર્તાઇ રહ્યા; લોકો પાસે ખાવાનું કશું રહ્યું નહિ. જુલમ અને ત્રાસથી કંટાળેલા લોકો કહેતા કે " ઇસુ અને સંતો સૂઇ રહ્યા છે. "

આવી અંધાધુંધી અને અરાજકતાથી કંટાળેલા લોકોને પ્રબળ રાજસત્તાની કેટલી જરૂરિઆત છે તે હવે સમજાવા લાગ્યું. વિલિયમ ૧ લા અને ૨ જાના રાજવહીવટ કરતાંએ આ નિર્બળ રાજાના અમલ દરમિઆન પ્રજાને બોધ ઘણો મળ્યો; આથી જ્યારે મટિલ્ડાનો પરાક્રમી પુત્ર હેનરી ઇ. સ. ૧૧૫૩માં લશ્કર લઇને ઇંગ્લેન્ડમાં આવ્યો કે પ્રજાએ તેને વધાવી લીધો. સ્ટીફને જોયું કે હવે સામું થવું વ્યર્થ છે, તેથી તેની જોડે સમાધાન કરી એવું ઠરાવ્યું કે સ્ટીફન જીવે ત્યાં સુધી રાજ્ય કરે, પરંતુ તેની પછી હેનરી ગાદીએ આવે; અને સ્ટીફન જીવે ત્યાં સુધી હેનરી તેની જોડે રહીને કામ કરે. આ પછી સ્ટીફન બીજેજ વર્ષે મરણ પામ્યો અને તેની સાથે નોર્મન વંશનો અંત આવ્યો.

# પ્રકરણ ૪ થું.

## પ્લેન્ટેજીનેટ વંશ.

## હેનરી ૨ જો અને તેના પુત્રો. ૧૧૫૪—૧૨૧૬.

**હેનરી ૨ જો. ૧૧૫૪–૮૯.**—સ્ટીફનના મૃત્યુ પછી મટિલ્ડાનો પુત્ર હેનરી ગાદીએ આવ્યો ત્યારથી નોર્મન વંશનો અન્ત આવ્યો. આ હેનરીનો બાપ આન્જુનો ઠાકોર હોવાથી ઇતિહાસમાં ઘણી વાર આ વંશના રાજાઓને આન્જવીન રાજાઓ પણ કહેવામાં આવે છે. આ લોકો પરદેશી નહતા; ઉલટું હેનરી આન્જુનો ઠાકોર હોવા છતાં સેક્સન કુળનો હતો એમ કહીએ તો ચાલે; કેમકે તેની મા નોર્મન અને સેક્સન કુળની હતી.

ઇંગ્લાન્ડની ગાદી આવવાથી હેનરી ઘણા મુલકનો સ્વામી થયોઃ તેને પોતાના બાપ પાસેથી આન્જુ અને ટુરેન પ્રાન્તો મળ્યા; મા તરફથી નોર્મંડી ઇંગ્લાન્ડ અને મેઇન મળ્યાં, અને ફ્રાન્સના રાજાએ છુટાછેડા કરીને તજી દીધેલી પોતાના કરતાં મોટી વયની રાણી જોડે લગ્ન કરી પોઇટુ વિગેરે કેટલાક પ્રાન્તોનો પણ તે માલીક થઇ પડયો; અને પાછળથી પોતાના એક પુત્રના લગ્નસંબંધથી તેને બ્રિટની પ્રાંત પણ મળ્યો.

આટલાં મોટાં રાજ્યની માલીકીના લાભ ઉપરાંત હેનરીને કેટલાક બીજા પણ કુદરતી લાભ હતાઃ તે ઉદ્યોગી અને ઉત્સાહી હતો. તેની ચપલતાએ તેને Unresting એવું ઉપનામ અપાવ્યું છે; તેનો સ્વભાવ ઉગ્ર હતો, પરંતુ તેના પર તે કાબુ રાખી શકતો. તે પ્રમાણિક, સત્યવચની અને ક્ષમાશીલ હતો. તેના જમાનાના પ્રમાણમાં તેણે

સારી વિદ્યા સંપાદન કરી હતી, રાજકીય ઉપાધિઓમાંથી જે સમય બચાવી શકાતો તેનો છેવટ સુધી વાંચવામાં, ગંભીર તત્ત્વચિંતન કરવામાં તે ઉપયોગ કરતો. આ વિદ્યાએ આપેલા સંસ્કારે તેની રાજનીતિ ઉપર ડહાપણ. ને દૃઢતાનો ઓપ ચડાવ્યો. જે તીક્ષ્ણ બુદ્ધિ અને અસાધારણ શક્તિઓથી તે વિદ્વત્તા મેળવી શકયો હતો તે યુદ્ધકલામાં પણ એવીજ ખીલી નીકળતી હતી. અનેક લડાઇઓને મોખરે રહી તેણે પોતાના લશ્કરને જય અપાવ્યો હતો. તેની મનુષ્યસ્વભાવની ઉંડી પરખને લઇને તે પોતાના અમલદારોની સારી પસંદગી કરી શકતો.

**રાજ્યવ્યવસ્થાઃ**-આવા વિલક્ષણ ગુણ અને સ્વભાવવાળા રાજાએ ગાદી ઉપર આવતાંજ પોતાની શક્તિ અને સત્તાનો પરિચય આપ્યો. અનેક વર્ષોથી સત્તાના મદમાં ઉન્મત્ત બની ગએલા અમીરોને ઠેકાણે લાવવાનું કામ તેણે હાથમાં લીધું. છેલ્લી અંધાધુંધીના વખતમાં અનેક અમીરોએ રાજાની રજા વિના જે કિલ્લાઓ બાંધી લીધેલા તે સર્વને તોડી પાડવાનો તેણે હુકમ કર્યો. પોતે યુદ્ધમાં રોકાઇ જાય ત્યારે રાજ્યવ્યવસ્થા એવીને એવીજ નિયમિત રીતે ચાલ્યા કરે તે માટે તેણે ચાર હોશિયાર મંત્રીઓને નીમી તેમને સઘળો રાજકારભાર સોંપી દીધો. આ ઉપરાંત તેણે ન્યાય આપવાની પદ્ધતિમાં કેટલાક જરૂરી ફેરફાર કર્યા; ન્યાયાધીશોને પરગણામાં નિયમસર મોકલવા માંડયા, અને હાલ આપણી પંચ ( Jury ) ની બીજભૂત પદ્ધતિ તેણે દાખલ કરી. ઘણા અમીરોની પાસેથી ન્યાય આપવાનો અધિકાર છીનવી લઇ તેણે પોતાના માણસો નીમી રાજસત્તાને મજબૂત કરી.

**હેનરીની પરદેશી રાજનીતિ**—આટલાં મોટાં રાજ્યનો ધણી હોવા. છતાં હેનરીની રાજ્યતૃષ્ણા તૃપ્ત થઇ નહિ. તેને ફ્રાન્સના

રાજાની જોડે ઘણીવાર તકરારના પ્રસંગો ઉભા થતા અને આખરે તો વાત વધીને ખુલ્લો વિગ્રહ થશે એમ પણ લાગવા માંડયું, પરંતુ તેની ઇચ્છા ફ્રાન્સના રાજાની સામે મેદાન પડવાની ન હોવાથી તેની જોડે લાભકારક સંધિ કરી આવ્યો, અને પોતાના પુત્રનો વિવાહ ફ્રેન્ચ રાજપુત્રી જોડે કર્યો. વેલ્સનો પણ કેટલોક ભાગ તેણે કબજે કર્યો, પરંતુ એ પર્વતવાળા દેશમાં લશ્કર ઉતારવાનું કામ સહેલું ન હોવાથી ત્યાં સ્થાયી જીત મળાવી શકાઇ નહિ. સ્કૉટલેન્ડ પર પણ તેણે કેટલાક હુમલા કર્યા પરંતુ તેમાં તે બહુ ફાવ્યો નહિ. એક લડાઇમાં સ્કૉટલેન્ડનો રાજા કેદ પકડાયો; તેની પાસે પોતાનું આધિપત્ય સ્વીકારાવ્યું પછીજ તેને છોડયો. છેવટે તેણે આયર્લૅન્ડ જીતવાનો નિશ્ચય કર્યો.

આયર્લૅન્ડમાં પ્રાચીન કાળથી ગેલ ઇત્યાદિ જાતિના લોકો રહેતા હતા. ઇંગ્લેન્ડની પેઠે ત્યાં પણ ઉત્તરવાસીઓએ હુમલા કર્યા હતા, પરંતુ અનેક સેકા સુધી એ લોકો અજીતજ રહ્યા હતા; પરંતુ દેશમાં સંપ નહતો અને સરદારો સત્તાને માટે પરસ્પર લઢી મરતા હતા. આ અંદરઅંદરના કુસંપનો લાભ લેવાનો હેનરીએ નિશ્ચય કર્યો. વળી, પોપે પણ આયર્લૅન્ડ જીતવાની તેને રજા આપી; કેમકે આયર્લૅન્ડના લોકો ખ્રિસ્તી ધર્મ તો પાળતા હતા, પરંતુ તેઓ પોપને ધર્માચાર્ય તરીકે માનતા ન હતા. હેનરીને થોડા વખતમાં આયર્લૅન્ડમાં વચ્ચે પડવાનો લાગ મળી ગયો. ત્યાંના સદદારોમાં જે બે પક્ષ પડી ગયા હતા તેમાંથી એકે હેનરીની મદદ માગી અને બદલામાં તેનું સ્વામિત્વ સ્વીકારવાનું વચન આપ્યું. હેનરીએ પોતાના એક સરદારને ત્યાં મોકલ્યો; તેણે બીજા કેટલાક સરદારોની મદદથી દેશ ઉપર કબજો મેળવ્યો. હેનરીને ભય પેઠો કે આ સરદારો સ્વતંત્ર થઇ પડશે અને આયર્લૅન્ડ પચાવી પાડશે, એટલે ઇ. સ. ૧૧૭૨ માં તેણે આયર્લૅન્ડ જઇ સર્વ સરદારને એકઠા કરી તેમની પાસે પોતાનું આધિપત્ય સ્વીકારાવ્યું. સાથે સાથે ત્યાંના ધર્મગુરુઓની સભા મેળવી, તેમને પોપને

વડા ધર્માચાર્ય તરીકે સ્વીકારવાનું સમજાવી પોપનું કામ પણ તેણે કરી દીધું, પરંતુ આયર્લેન્ડનો અધિપતિ થવાથી ત્યાંનો ખરો સત્તાધીશ તો તે થઈ શકયો નહિ, કેમકે મજબુત રાજ્ય સ્થાપવામાં જે વખત જોઇએ તેટલો વખત તેનાથી ત્યાં રહી શકાય તેમ નહતું.

**હેનરી અને બેકેટ:**—મુલકી રાજ્યવહીવટમાં સુધારાઓ કરનાર આ પ્રતાપી રાજાથી ધર્મખાતામાં પેઠેલો સડો કેમ સહન થઇ શકે ? આ વખતે પાદરીઓની સત્તા ઘણી વધી ગઇ હતી તેમજ ધર્મ ખાતામાં પણ ઘણી અવ્યવસ્થા દાખલ થઇ ગઇ હતી. આપણે જોઇ ગયા છીએ કે વિલિયમ ૧ લાએ ધર્મખાતાની જૂદી અદાલતો સ્થાપી. આ પગલાંનું પરિણામ જતે દિવસે ઉલટુંજ આવ્યું. પાદરીઓ પોપને પોતાનો અધિપતિ માનતા, અને તેની આજ્ઞા હોય તો રાજાની પણ વિરૂદ્ધ જવામાં હરકત નથી એમ ધારતા. દેશમાં જાગીરો ભોગવે છતાં દેશના સામાન્ય કાયદાઓ તેમને લાગુ પડતા નથી એમ તેઓ ખુલ્લી રીતે કહેતા. પાદરીઓ કોઇ ગુનાહ કરે તો તેમનો ઇન્સાફ ધર્મખાતાની અદાલત મારફત થતો. આ અદાલતોમાં શિક્ષા ઘણી નજીવી થતી, અને ઘણા પાદરીઓ ભયંકર ગુનાહની હલકી સજા પામી છુટી જતા. કોઇ ખૂનીને દેશના કાયદા પ્રમાણે મોતની સજા થાય ત્યારે પાદરીએ જો ખૂન કર્યું હોય તો તેને ધર્મબહાર મૂકવામાં આવતો, કે તેને હલકી પાયરીએ ઉતારવામાં આવતો કે બહુ તો કંઇક હલકું પ્રાયશ્ચિત કરવાની સજા ફરમાવવામાં આવતી. આથી દેશમાં ગુનાહ વધી પડયા અને પ્રજામાં પણ આ ગેરઇન્સાફની સામે અસંતોષ ફેલાઇ રહ્યો. હેનરીને પણ આ અન્યાય જલદીથી દૂર કરવા જેવો લાગતો હતો. તેણે થોમસ-એ-બેકેટ નામના એક પંડિતને કેન્ટરબરીનો ધર્માચાર્ય બનાવ્યો.[૧]

---

૧ બેકેટ એક પૈસાદાર વેપારીનો પુત્ર હતો. તેણે ઈંગ્લાંડમાં અભ્યાસ કરી કેટલીક પરદેશી વિદ્યાપીઠમાં ઉચ્ચ અભ્યાસ કર્યો હતો. તેની બુદ્ધિમત્તાથી આકર્ષાઇને રાજાએ તેને મંત્રીપદ આપ્યું હતું..તે વખતે તે ઘણા દબદબાથી

એવામાં એક પાદરીએ ખૂન કરી ફાંસીની સજામાંથી બચી જવા માટે ધર્મખાતાની અદાલતનું શરણ લીધું. હેનરીએ દેશના જુના ધારાઓ શોધવાનું સરદારોની સભાને કહ્યું. તેઓએ એક લેખ તૈયાર કર્યો. તેમાં આ તકરારનો તોડ નીકળે એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે કોઇ ગુનેહગાર પાદરી છે કે નહિ તેનો નિર્ણય સામાન્ય અદાલતે કરવો. જો પાદરી હોય તો ધર્મખાતાની અદાલતે તેની તપાસ કરવી અને પછી દેશના કાયદા પ્રમાણે સજા કરવાને માટે તેને ન્યાયની અદાલતમાં પાછો મોકલવો આ ધારાને ક્લેરેન્ડનના ધારા કહેવામાં આવે છે.

બેકેટને હેનરી પોતાનો મિત્ર ગણતો હતો અને માનતો હતો, કે આ નિકાલમાં બેકેટ સંમત થશે. પરંતુ દિવાનપદે હતો ત્યારનો બેકેટ ધર્માધ્યક્ષ થયા પછી છેક બદલાઇ ગયો હતો. દુનિયાના વૈભવી જીવનને તેણે તજી દીધું, સઘળો ઠાઠમાઠ તેણે કોરાણે મૂકી દીધો અને અત્યંત ધાર્મિક જીવન ગાળવા લાગ્યો. ધર્મગુરુ થયા પછી ધર્મની બાબતમાં પોપનુંજ આધિપત્ય હોઇ શકે એમ માનતો હોવાથી તેણે દિવાનપદનો ત્યાગ કર્યો. હેનેરીએ તેની મદદથી ધર્મસુધારણા કરવાની આશા

---

રહેતો; રાજાની મહેરબાની પણ તેના પર ઘણી હતી. ઘણીવાર બેકેટના ઘર આગળથી નીકળતાં રાજા ઘોડા પરથી ઉતરી અંદર જતો અને વખત હોય તો ત્યાં જમવા પણ બેસી જતો. રાજાને મશ્કરી કરવાની ટેવ હતી. એક વખતે શિઆળામાં રાજા અને બેકેટ ઘોડા ઉપર બેસીને ફરવા જતા હતા, ત્યાં એક ટાઢે થરથરતા ભિખારીને જોઇ રાજાએ બેકેટનો કિંમતી કસબી ઝભ્ભો આપી દેવા સારૂ તેના પર હાથ નાખ્યો; બેકેટે તાણી રાખ્યો એટલે ખેંચાખેંચ ચાલી અને આખરે ભિખારીને સ્વમામાંએ નહિ એવું ઓઢવાનું મળ્યું. આટલી મિત્રાચારીને લીધે રાજા એમ માનતો હતો કે ધર્મખાતાનો વહીવટ સુધારવામાં બેકેટ મને મદદ કરશે. બેકેટે તો તુરતજ કહ્યું હતું કે: "જેટલો આપ મારા પર પ્રેમ રાખો છો, તેટલોજ મને પછી ધિક્કારશો; કેમકે આપ ધર્મના વહિવટમાં એટલા બધા વચ્ચે પડો છો કે હું તે ચલાવા દઇશ નહિ."

છોડી દીધી. બેકટે ક્લેરેન્ડનના ધારામાં ન છૂટકે સહી કરવાની કબુલાત આપી હતી, પરંતુ વખત આવે ફરી ગયો. રાજા અને ધર્માધ્યક્ષ વચ્ચે તકરાર એટલી હદ સુધી વધી ગઈ કે બેકેટને ઇંગ્લાન્ડમાં રહેવું સલામત ન લાગવાથી રાતોરાત ફ્રાન્સ નાસી ગયો, અને છ વર્ષ સુધી ત્યાં રહ્યો (૧૧૬૪–૧૧૭૦). ત્યાર પછી સમાધાન થવાથી બેકેટ ઇંગ્લાન્ડ પાછો આવ્યો. આવતાં વેંતજ એ અભિમાની આચાર્યે રાજ્ય પક્ષમાં બળેલા ધર્મગુરુઓને ધર્મબહાર કર્યા, અને હેનરીનો ક્રોધ ઝાલ્યો રહ્યો નહિ. આ વાત સાંભળતાંજ ગુસ્સાના આવેશમાં તે બોલી ઊઠયો "મારો રોટલો ખાનાર આટલા યોદ્ધામાં કોઇ એવો નથી કે આ આજકાલના ઉચ્છૃંખલ પાદરીને ઉડાવી દે?" ચાર યોદ્ધાઓ રાજાનાં આ અવિચારી વેણ સાંભળી ચાલી નીકળ્યા, અને રાતને દિવસ મુસાફરી કરતા કેન્ટરબરી જઇ પહોંચ્યા, અને ત્યાં દેવાલયમાં જ ધોળે દિવસે બેકેટનું ખૂન થયું. ઇ. સ. ૧૧૭૦.

એકનો દુરાગ્રહ અને આંધળો પક્ષપાત અને બીજાના અવિચારીપણાનું આ પરિણામ આવ્યું. આ ખબર સાંભળતાં જ હેનરીને બહુ પશ્ચાત્તાપ થયો. તે ત્રણ દિવસ સુધી ખાવું પીવું મૂકી દઇ તેણે વિલાપ કર્યા અને પાંચ અઠવાડીઆં સુધી કોઇની મુલાકાત લીધી નહિ. પછી તેણે પાપની માફી માગી અને પ્રાયશ્ચિત કર્યું; બેકેટની કબર પાસે જઇ તેણે પોતાની પીઠ પર ચાબુક મરાવ્યા. પોપે બેકેટને સંતની પદવી આપી અને આયર્લેન્ડની જીત પછી હેનરીને માફી આપી. લોકો બેકેટને શહીદ માની દૂરદૂરથીએ તેની કબરની જાત્રાએ આવવા લાગ્યા. કવિ ચૅાસરે 'કેન્ટરબરી ટેલ્સ' માં આ યાત્રાળુઓનું વર્ણન આપ્યું છે.

**અંતઃ**—આવા મહાન્ રાજાનાં છેલ્લાં વર્ષો દુઃખમાં વીત્યાં. પોતાનાં વિસ્તીર્ણ રાજ્ય ઉપરનો અમલ સુવ્યસ્થિત કરવા માટે તેણે પોતાના પુત્રો ઉમરલાયક થયા કે તેમને જુદા જુદા પ્રાન્તોની હાકેમી

આપી, અને સૌથી મોટાને પોતાની જોડે રાખ્યો. પરંતુ તેઓ રાજ્યલોભમાં પડી અંદર અંદર અને હેનરીની સામે ખુલ્લી રીતે લડવા લાગ્યા, અને દેશપરદેશમાં હેનરીના શત્રુઓ જોડે મિત્રાચારી કરવા લાગ્યા. તેના ત્રણ પુત્રોએ પોતાની દ્રોહી માતાની શીખવણીથી બળવો કર્યો. તેના બે પુત્રો તો મરણ પામ્યા, પરંતુ બીજા બેએ તેની વિરૂદ્ધ બળવો કર્યો. હેનરીની બેવફા રાણીની તેમાં ઉશ્કેરણી હતી અને ફ્રાન્સનો રાજા તો મદદ આપવા તૈયારજ હતો. અંગ્રેજ લશ્કર બળવાખોરોને પહોંચી વળ્યું અને હેનરીએ તેમને માફી આપી, પણ હવે તેને જીવનમાં રસ રહ્યો ન હતો, અને તેની તબીયત લથડતી જતી હતી. આવી સ્થિતિમાં તેણે બંડખોરોની ટીપ જોવા માગી; તેમાં પોતાના પ્રિય કનિષ્ઠ પુત્ર જૉનનું નામ સૌથી પહેલું લખાએલું જોઇને તેને બહુ લાગી આવ્યું. તે બોલ્યો, "હવે થવાનું હોય તેમ થાય; મને મારી કે જગતની હવે કંઇ પરવા નથી." બે દિવસ પછી તે મરણ પામ્યો.

હેનરીએ પોતાના રાજ્યકાળમાં ઇંગ્લેન્ડમાં કરેલું કામ ભૂલી શકાય તેવું નથી. તેના કેટલાક સુધારાઓ વિષે આગળ કહેવાઇ ગયું છે. તેણે ન્યાય આપવાની જે પદ્ધતિ દાખલ કરી તે વિશાળ સ્વરૂપમાં આજ પર્યંત ઇંગ્લેન્ડમાં ચાલુ રહી છે. પંચદ્વારા ન્યાય આપવાની પદ્ધતિનાં મૂળ નાખનાર તેજ હતો. તેની દીર્ઘદૃષ્ટિવાળી રાજનીતિનો એક હેતુ અમીરોની સત્તા તોડી પાડી રાજસત્તાને પ્રતાપી ને બળવાન્ બનાવવાનો હતો, અને તેથીજ તેણે ફ્રાન્સ પર ચડાઇ કરતી વખતે ફ્યુડલ ધારા પ્રમાણે ચાળીસ દિવસની નોકરી આપવા બંધાએલા અમીરો પાસેથી આવી નોકરી ન લેતાં પૈસા લીધા હતા અને તેમાંથી પોતાને વફાદાર રહે તેવું લશ્કર તૈયાર કરી લીધું હતું. ઉપરાંત તેણે રાજસભાની પણ નવીન રચના કરી અમીરોને નબળા પાડયા હતા. સ્કૉટલેન્ડ અને વેલ્સ ઉપર સ્વામિત્વનો દાવો કરી બ્રિટિશ ટાપુઓની

એકતા સાધવા તેનો પ્રયત્ન જોકે પુરો સફળ ન થયો, છતાં તે સ્તુત્ય તો હતોજ. આ પ્રમાણે હેનરી ઇંગ્લેન્ડનો પ્રતાપી, પરાક્રમી અને મહાન્ રાજા હતો; તેણે દેશની મહત્તા વધારીને શાન્તિ સ્થાપી, અને રાજ્યવહીવટ માટે ઉત્તમ ધારા બાંધ્યા.

રિચર્ડ: (૧૧૮૯–૯૯)--હેનરીના મરણ પછી તેનો પુત્ર રિચર્ડ ગાદીએ બેઠો; બહાદુરી સિવાય બાપનો એકે ગુણ તેનામાં ન હતો. ઇતિહાસમાં તેને સિંહહૃદયનો કહેવામાં આવે છે. તે ઉદાર, ભોળો, પરાક્રમી અને અવિચારી હતો, પરંતુ રાજ્ય ચલાવવા કરતાં યુદ્ધ કરવામાં વધારે પ્રવીણ હતો. દસ વર્ષ સુધી ઇંગ્લેન્ડની ગાદી પર જે નામનું રાજ્ય કર્યું તેમાંનો ઘણો કાળ તો તેણે લડાઇમાં ગાળ્યો. પેલેસ્ટાઇનની રણભૂમિ પરનાં તેનાં અદ્‌ભુત પરાક્રમની વાત સાંભળી લોકોની છાતી ગમે તેટલી ઉંચી આવતી હોય, પણ ઇંગ્લેન્ડમાં માત્ર બે વખત તે આવ્યો હતો, અને તેથી દેશની રાજ્યવ્યવસ્થા પર તેનાથી ધ્યાન આપી શકાયું ન હતું. તેની ગેરહાજરી દરમિઆન દેશમાં કેટલાક બખેડા થતા હતા અને અવ્યવસ્થા ચાલતી હતી. તેનો કપટી ભાઇ રિચર્ડને પદભ્રષ્ટ કરી પોતે ગાદી પચાવી પાડવાના પ્રયત્નો કરતો હતો અને પરરાજ્યો જોડે મસલત કરી રિચર્ડ વિરૂદ્ધ અનેક ખટપટ કરતો હતો. ક્રુઝેડ પુરી થયા પછી રિચર્ડ ઇંગ્લેન્ડ આવતો હતો, ત્યાં રસ્તામાં આસ્ટ્રિયાના ઠાકોરે તેને કેદ પકડ્યો, અને જર્મન શહેનશાહને સોંપી દીધો. તેણે તેને એક વર્ષ કેદમાં રાખ્યો અને આખરે ભારે દંડ લઇને છોડી મૂક્યો. ઇંગ્લેન્ડમાં આવીને તેણે વ્યવસ્થા આણી અને ઉદાર હૃદયથી જહૉનને ક્ષમા આપી. ફ્રાન્સમાં તે લડાઇમાં ગયો હતો ત્યાં તેની છાતીમાં તીર વાગવાથી તે મરણ પામ્યો.

રિચર્ડની કાયમી ગેરહાજરીથી દેશને એક લાભ એ થયો કે લોકોને પોતાનો વહીવટ ચલાવવાની તાલીમ મળવા લાગી. લડાઇનાં

ભારે ખર્ચને પહોંચી વળવાને પૈસાની જરૂર પડતી ત્યારે રિચર્ડના પ્રધાનોને લોકસભા બોલાવવી પડતી અને તેમને ખુલાસા આપવા પડતા. રાજ્યતંત્રમાં પ્રજાનો પણ અવાજ હોવો જોઇએ એ સૂત્રનાં મૂળ આ સમયમાં નંખાયાં.

જ્હૉન: (૧૧૯૯–૧૨૧૬)–રિચર્ડનાં મરણ પછી તેનો ખટપટી અને દુરાચારી ભાઇ જ્હૉન ગાદીએ આવ્યો. ખરી રીતે તો ગાદી ઉપર તેના ભત્રીજા આર્થરનો હક થતો હતો, પરંતુ તે બાર વર્ષના રાજકુમારનો હક જાળવવાની કોણ દરકાર કરે? છતાંએ આર્થરે ફ્રાન્સના રાજાની મદદથી બંડ ઉઠાવ્યું, પણ તેમાં તે ફાવ્યો નહિ અને ઉલટો કેદ પકડાયો. પરંતુ જ્યાં સુધી ભત્રીજો જીવે છે, ત્યાં સુધી પોતાની સ્થિતિ સલામત નથી એમ જાણી નિર્દય રાજલોભી કાકાએ તેનું ખૂન કરાવ્યું. શેક્સ્પિયર નામનો સુપ્રસિદ્ધ નાટકકાર આ પ્રસંગનું હૃદયને હલાવી નાખનારૂં વર્ણન આપે છે, તે વાંચીને આપણને જ્હૉનને માટે હાડોહાડ તિરસ્કાર વ્યાપી જાય છે.

નોર્મંડી ખોયું:—અત્યાર સુધી ઇંગ્લેન્ડના રાજાઓ નોર્મંડીના ઠાકોર હતા અને એ રીતે જોતાં ફ્રાન્સનો રાજા તેમનો અધિપતિ હતો. આ અધિકારની રૂએ તેણે જ્હૉન પર આર્થરના ખૂનનું તહોમત મૂકી તેનો જવાબ દેવા પોતાની પાસે હાજર થવા ફરમાવ્યું. પરંતુ જ્હૉન ગયો નહિ. ફ્રાન્સના રાજાને તો બસ આટલુંજ જોઇતું હતું. તેણે જ્હૉનની ફ્રાન્સમાંની જાગીરો જપ્ત કરવા માંડી, અને ઇંગ્લેન્ડના રાજાના અધિપતિ કહેવડાવવાની હોંસથી બે દૂરના તાલુકાઓ તેની પાસે રહેવા દીધા. આમ ભત્રીજાનું ખૂન કરી ઇંગ્લેન્ડની ગાદી મેળવવા જતાં બાપદાદાઓએ મેળવેલું નોર્મંડીનું રાજ્ય આ મૂર્ખ રાજા ખોઇ બેઠો. ઇંગ્લેન્ડને તો આથી લાભજ થયો છે. અત્યાર સુધી નોર્મંડી તરફ દૃષ્ટિ રાખી રહેલા રાજાઓ અને અમીરો હવે ઇંગ્લેન્ડનેજ સ્વદેશ માની રહ્યા; ઇંગ્લેન્ડનો પૈસો નોર્મંડી જતો અટક્યો, અને પ્રજાના હકમાં વૃદ્ધિ કરવા સારૂ નોર્મન અમીરો અને અંગ્રેજ લોકો સરખો રસ લેવા લાગ્યા.

**પોપ જોડે તકરાર:**—ત્યાર પછી થોડાજ વખતમાં જહૉનને રોમન જગદ્‌ગુરુ જોડે તકરાર થઇ. કેન્ટરબરીનો ધર્માચાર્ય મરણ પામ્યો, તેને સ્થાને ત્યાંના સાધુઓએ અંદર અંદર સંપી જઇ પોતામાંના એકની ચુંટણી કરી. સાધારણ રીતે રાજા અને પોપની અનુમતિથી આ પસંદગી થતી, પરંતુ સાધુઓ જહૉનને ઓળખતા હતા તેથી રાજાને પૂછ્યા વિનાજ તેઓએ નિમણુક કરી દીધી. જહૉનને આ વાતની ખબર પડતાંજ તેણે તે સ્થાને પોતાના એક માણસની નિમણુક કરી. જ્યારે પોપ પાસે તકરાર ગઇ ત્યારે તેણે આ બંને નિમણુકો રદ કરી સ્ટીફીન લેંગ્ટન નામના એક પવિત્ર અંગ્રેજ પંડિતની તે જગાએ નિમણુક કરી. જહૉન પોપની સામે થયો અને તેણે આખા રાજ્યને ધર્મભ્રષ્ટ ગણવાનો હુકમ કાઢ્યો. ચાર વર્ષ સુધી મંદિરોમાં પ્રાર્થના થઇ નહિ, કોઇ ધર્મક્રિયા થઇ નહિ, મુડદાંને કબરસ્તાનમાં દટાયાં નહિ અને લોકોને ભારે દુઃખ પડવા લાગ્યું. ખરૂં જોતાં પોપનું આ પગલું ગેરવાજબી હતું, અને જહૉન જો લોકપ્રિય રાજા હોત તો પોપનાં આવાં અયોગ્ય દબાણની સામો થઇ શકત. પરંતુ તેનાં અધમ કામો, તેની વિષયલંપટતા, તેનો લોભ અને તેની નિર્દયતા વડે એ પ્રજાને અકારો થઇ પડયો હતો. તેણે જગદ્‌ગુરુના ફરમાનની દરકાર કરી નહિ, અને મરજીમાં આવે તેમ વર્તવા માંડયું. વળી પોપની આજ્ઞા માનનારા પાદરીઓને લૂટવા અને મારવા માંડયા.[1] પોપે તેને ધર્મબહાર મૂકયો, અને તેની પ્રજાને તેના પ્રત્યે વફાદાર રહેવાના બંધનમાંથી મુકત કરી છેવટે ૧૨૧૨ માં તેને પતિત થએલો હોવાથી પદભ્રષ્ટ જાહેર કરી પોપે ફ્રાન્સના રાજાને ઇંગ્લેન્ડ જીતી લેવાની આજ્ઞા કરી.

---

૧ પાદરીઓ ઉપર તેનો રોષ એટલી હદ સુધી ગયો કે વેલ્સના એક વતનીને બ્રહ્મહત્યાના આરોપસર તેની પાસે તપાસ માટે આણવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું કે, " તેને જવા દો, તેણે મારા શત્રુને માર્યો છે."

હવે જહૉનને ચિન્તા પેઠી. અમીરો અને પ્રજા પોતાને માટે કેવી લાગણી ધરાવે છે તે તે સારી પેઠે જાણતો હોવાથી હવે તે પોપને નમી પડયો. સ્ટીફન લેંગ્ટનને ધર્માધ્યક્ષ તરીકે તેણે કબુલ રાખ્યો અને પોપના પ્રતિનિધિને પગે પડી રાજમુગટ તેને ચરણે ધર્યો. પોપે તેને ખંડીઆ રાજા તરીકે સ્વીકારી રાજ્ય પાછું આપ્યું. આ વાત સાંભળી ઇંગ્લેન્ડના લોકો શરમના માર્યા નીચું જોઇ ગયા અને રાજ્યતંત્રમાં સુધારા થવા જોઇએ એવો પ્રકટ અસંતોષ દર્શાવવા લાગ્યા.

જહૉનને શરણે આવેલો જાણી પોપે ફ્રાન્સના રાજાને પાછા જતા રહેવાની આજ્ઞા કરી. ફિલિપે ક્રોધે ભરાઇ પાછા જવાની ના પાડી, પરંતુ તેનું નૌકાસૈન્ય હારી જવાથી તે પાછો ગયો. જહૉનને તો તેની પાછળ પડી તેને મારવો હતો, પરંતુ તેના દુષ્કૃત્યોથી ક્રોધે ભરાએલા અમીરોએ તેની જોડે દરિયાપાર જવાની ના પાડી.

**પ્રજાનો સંપ અને મેગ્નાકાર્ટા**:—પરંતુ પોપ જોડેની તકરારની પતાવટ થઇ તેથી જહૉનને બહુ લાભ થયો નહિ. તેના જુલમો વધી પડયા, અને પ્રજા ત્રાહે ત્રાહે પોકારી ગઇ. ફ્રાન્સથી પાછા આવતાં તેણે પોતાની મદદે આવવાની ના પાડનાર અમીરોનાં ખેતરો અને ગામડાં લૂટવા અને બાળવા માંડયાં. દેશના અમીરો, પાદરીઓ અને સામાન્ય લોકો આ સામાન્ય દુઃખથી પિડાઇને સંપી ગયા ને સ્ટીફન લેંગ્ટને આગેવાની લીધી. એક વખતે જહૉને પાદરીઓ અને અમીરોને થોડા ઘણા હક આપીને ફોડવા પ્રયત્ન કર્યા, પરંતુ તેમાં તે બહુ ફાવ્યો નહિ. વળી ઉત્તર અને દક્ષિણના અમીરોએ જરૂર પડે તો હથિયાર ઉપાડવાના સોગન ખાધા.

અમીરોની સભા મળી હતી તેમાં લેંગ્ટને હેનરી ૧લાનો પટો કાઢીને દેશના જુના કાયદા કેવા હતા તે સમજાવ્યું. હવે લોકોએ ઉત્તેજિત થઇને પોતાની માગણીઓ રાજા પાસે રજુ કરવાનો વિચાર

કર્યો. તેમણે એક સેના તૈયાર કરી અને તેને ધર્મસેના નામ આપ્યું. જ્હૉને હવે જોયું કે આખી પ્રજા એકસંપ કરી ઊઠી છે અને સામા થવાથી કશું વળે તેમ નથી; તેથી તેણે લોકો કહે તેમ કરવાની તત્પરતા બતાવી. ઇ. સ. ૧૨૧૫ ના જાન્યુઆરીની ૧૨મી તારીખે તેની પાસે પ્રજાની માગણીઓ રજુ કરવામાં આવી. તેણે વિચાર કરવા માટે મુદત માગી અને તે મુદત દરમિઆન તેણે લશ્કર તૈયાર કરવા માંડ્યું, પણ એકસંપીલી પ્રજા પાસે એ ભાડુતીઓનું શું ચાલે? છેવટે રનીમીડના મેદાનમાં અમીરો અને પ્રજાના આગેવાનોને જ્હૉન મળ્યો અને અણગમતે મને ઇ. સ. ૧૨૧૫ ના જૂન માસની ૧૫ મી તારીખે તેણે મોટા પટ્ટા (Magna Carta) ઉપર સહી કરી.[૧] આજ પર્યંત અંગ્રેજોની સ્વતંત્રતા એ પટ્ટા વડે રક્ષાતી આવે છે. તેમાં નવું થોડુંજ હતું; ઘણીખરી કલમો તો જુનીજ હતી, જેમાં બે કલમો મુખ્ય હતી.

---

૧ એ પ્રસંગનું વર્ણન નીચેના કાવ્યમાં ઠીક આપ્યું છે.

With what an awful grace those Barons stood,
In the presence of the king at Runnymede,
The silent finger-to that righteous deed,
O'er which, with cheek forsaken of its blood,
He hung-still pointing with stern hardihood,

Mabrow that spake the unuttered Mandate "Read"
"Sign?" He glares around, "Never though thousands bleed."

" He will not! Hush!" Low words in solemn manner
Are murmured-and he signs.

Aubrey de Vere.

૧ કોઇ પણ સ્વતંત્ર માણસને રાજા પોતાની ઇચ્છામાં આવે તેવી સજા કરી શકે નહિ કે કેદ પકડી શકે નહિ, અને દરેકની તપાસ તેના સમોવડીઆ કરે.

૨ પાદરીઓ ને નાના મોટા અમીરોની અનુમતિ વિના રાજા કોઇ પણ પ્રકારનો કર ઉઘરાવી શકે નહિ.

હેનરી ૧લા અને રજા ના પટ્ટા કરતાં આમાં નવું થોડુંજ છે, છતાંએ આ સનંદને 'મોટો પટ્ટો' નામ આપવાનું કારણ એ છે કે અત્યાર સુધીના પટ્ટાઓ રાજાઓએ સ્વેચ્છાથી આપેલાં વચનો હતાં, ત્યારે આ સનંદ તો એક અન્યાયી રાજા પાસેથી પ્રજાએ સંપ કરીને બળાત્કારે લીધી. આ સનંદથી માત્ર થોડાક અમીરોનું નહિ પરંતુ સમગ્ર પ્રજાનું હિત સચવાતું હતું. જોકે એ પટ્ટામાં અમીરો અને પાદરીઓના હક વિષે ઘણી કલમો છે છતાં લોકોને છેક ભૂલી જવામાં આવ્યા નથી. અંગ્રેજ લોકો આ પટ્ટાનું અભિમાન રાખે છે, તે કેટલું વાજબી છે તે આ ઉપરથી જણાશે. આ સરતો રાજા બરાબર પાળે તે માટે ૨૫ અમીરોની નિમણુક કરવામાં આવી, અને રાજા પ્રતિજ્ઞાભંગ કરે તો રાજાની જાગીરો, કિલ્લા, વગેરે જપ્ત કરવાની તેમને સત્તા આપવામાં આવી.

**ફ્રાન્સ જોડે યુદ્ધઃ**—પરંતુ આપેલું વચન પાળવું એ જહૉનની દાનત ન હતી. તેણે પોપને સર્વ હકીકત જણાવી આ બળાત્કારે કરેલી સહી પાછી ખેંચી લેવાની રજા માગી એટલે પોપે તે રજા આપી, અને તેની સામે થનારને ધર્મબહાર મૂકવા ધમકી આપી. હવે જહૉનનાં દુષ્કૃત્યોની સીમા રહી નહિ. તેણે ભાડુતી માણસો રાખી ગામડાંઓ લૂટવા અને બાળવા માંડયાં. આથી કંટાળી ગએલા અમીરોએ ફ્રાન્સના રાજા લુઇને ઇંગ્લેન્ડમાં આવીને રાજ્ય કરવાનું આમંત્રણ આપ્યું. લુઇ મોટું સૈન્ય લઇને આવ્યો; જહૉન સામો થયો અને લશ્કર લઇ તેને અટકાવવા દોડયો, પરંતુ વૉશ

નદી ઉતરવા જતાં તેનો સામાન, ઝવેરાત અને પ્રજા કરતાંએ વધારે પ્રિય રાજચિહ્નો ડુબી ગયાં. જહૉનના હાથ હેઠા પડયા; તે સર્વ હિંમત હારી ગયો, અને ફીકર, ચિંતા, તાવ અને નિરાશાથી નબળો પડેલો રાજા ઇ. સ. ૧૨૧૬ માં મરણ પામ્યો. તેના મૃત્યુથી પ્રજાને નિરાંત થઇ. તેના પ્રતાપી પિતાની શક્તિઓ ધરાવવા છતાં તેનામાં એટલા દુર્ગુણો હતા કે ઇતિહાસમાં તેનું નામ એક અધમ રાજા તરીકે ચિરંજીવ થઇ ગયું છે. તે સ્વાર્થી, લોભી, લુચ્ચો, દુરાચારી અને લંપટ હતો. " તે એવો તો અપવિત્ર હતો કે નરક પણ તેના વાસથી અભડાઇ જાય. "

---

## પ્રકરણ ૫ મું.

### લોકસત્તાનો ઉદય: ૧૨૧૬—૧૩૨૭

**હેનરી ૩ જો (૧૨૧૬-૧૨૭૨)**–બેવચની જહૉનના મરણથી દેશની પરિસ્થિતિ ફેરવાઇ ગઇ: તેનો પુત્ર હેનરી બાળક હતો, અને અગાઉ કદી નવ વર્ષની ઉમરે કોઇ રાજા ગાદીએ બેઠો નહતો. લુઇ પરદેશીઓનું લશ્કર લઇ દેશમાં આવી પડયો હતો, અને કેટલાક અમીરોએ તેને સહાય આપવાનું વચન આપ્યું હતું. પરંતુ એ અમીરોમાંના કેટલાક રાજનીતિજ્ઞ પુરુષોએ જોઇ લીધું કે લુઇ રાજા થશે તો દેશમાં પરદેશીનો પગપેસારો થશે, અને તેના જુલમ સામે થવું પણ ભારે પડી જશે, તેથી તેઓએ લુઇનો પક્ષ ધીરે ધીરે તજી દઇ બાળક હેનરીનો રાજ્યાભિષેક કર્યો, અને પેમ્બ્રોકના શાણા અને દીર્ઘદર્શી ઠાકોરને હેનરીની બાલ્યાવસ્થામાં રાજ્યકારભાર કરવા માટે નીમવામાં આવ્યો. લુઇને

આ સર્વ બનાવથી માઠું લાગ્યું. તેણે ગાદી મેળવવા માટે તજવીજ તો કરી, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ અને છેવટે ઇ. સ. ૧૨૧૭ માં કંઇક પૈસાની રકમ લેવાનું કબુલ કરીને સ્વદેશ ચાલ્યો ગયો.

હેનરીના ૫૬ વર્ષના લાંબા રાજ્યકાળના ચાર સ્વાભાવિક વિભાગ પડી જાય છેઃ ૧. રાજાની બાલ્યાવસ્થા, ૨. સ્વતંત્ર રાજ્ય અને ગેરવહીવટ, ૩. સ્વચ્છંદી રાજસત્તાને દાબી દેવાના અમીરોએ કરેલા પ્રયત્નો, અને ૪. અખંડ શાન્તિ.

હેનરીની બાલ્યાવસ્થાના ઇતિહાસમાં ખાસ નોંધવા જેવું કશું બન્યું નથી. પેમ્બ્રોકનો ઠાકોર જીવ્યો ત્યાં સુધી તેણે સારી રીતે રાજ્ય ચલાવ્યું. પરંતુ બે વર્ષમાં તો તે મરણ પામ્યો અને હયુબર્ટ ડી બર્ગ નામના ચતુર પુરુષના હાથમાં કારભાર આવ્યો. તેણે પોપની સત્તા દેશમાંથી ઓછી કરવાનું કામ શરૂ કર્યું, અને દેશમાં શાંતિ સ્થાપવાના પ્રયત્નો કર્યા. હેનરી મોટો થયો તોપણ તે બીજાઓની સલાહેજ ચાલ્યો અને પરિણામે રાજ્યમાં અનેક જાતની ગેરવ્યવસ્થા દાખલ થઇ. આવી જોખમદાર પદવી ભોગવવાને છાજતા ગુણ તેનામાં નહતા. પોતાના ખાનગી જીવનમાં તે પવિત્ર અને શુભાશયવાળો હતો, પરંતુ રાજા તરીકે તો તે તરંગી, ઉડાઉ, હઠીલો અને નમાલોજ હતો. તેનામાં કાવ્ય અને કલા વિષે પ્રેમ હતો, પરંતુ રાજનીતિના કઠણ પ્રશ્નોનો નિકાલ આણવામાં જોઇતી શક્તિ નહોતી; વૈભવ અને વિલાસમાં પડી રહીને બીજાની બુદ્ધિએ તે ચાલતો. પરદેશીઓ ખુબ ભરાયા

૧ હેનરી મોટો થયા પછી હ્યુબર્ટ જોડે તેને તકરાર થવાથી તેને રજા આપવામાં આવી, તેના પર અનેક આરોપ મૂકવામાં આવ્યા, અને તેને કેદમાં પૂરવામાં આવ્યો. હ્યુબર્ટને પકડવાનો રાજાએ હુકમ કર્યો એટલે હ્યુબર્ટ કોઇ ધર્માલયમાં ભરાઇ ગયો; ત્યાંથી તેને બહાર ખેંચી કાઢવામાં આવ્યો અને તેને પગે બેડી પહેરાવવાની એક લુહારને આજ્ઞા થઇ. લુહારે જવાબ આપ્યો કે "આ માણસે ઇંગ્લેન્ડને પરદેશીઓથી બચાવ્યું છે, તેથી તેને બેડી પહેરાવતાં પહેલાં હું કોઇ પણ પ્રકારે મારે મોત થાય તે પસંદ કરૂં."

અને પોતાનાં ગજવાં ભરવા લાગ્યા. પોતાના પરદેશી સંબંધીઓ અને મિત્રોના પોષણ માટે પ્રજા પાસે પૈસાની માગણી થવા લાગી, અને પ્રજામાં ઉંડો અસંતોષ પ્રસરી રહ્યો.

આ પૈસા મેળવવા માટે રાજાને ઘણીવાર અમીરો, ઠાકોરો, ને ધર્માધ્યક્ષોની સભાઓ બોલાવવી પડતી અને સુરાજ્યનાં વચનો આપવા પડતાં, પરંતુ જોઇતાં નાણાં મળ્યા પછી એ વચનો પાળવામાં આવતાં નહિ. વળી રાજા પોપને નમ્યો હતો એટલે પોતાના તાબેદાર તરીકે પોપ વારંવાર ઇંગ્લેન્ડમાંથી નાણાં મંગાવતો. પોપના સ્વાર્થી હેતુઓ સારવા માટે પરદેશમાં ખર્ચવાને માટે પૈસા આપતાં પ્રજાને અકળામણ થતી. પ્રતિવર્ષ અઢળક નાણું ખેંચાઇ જતું, એ પ્રજાને ઘણું સાલતું. આખરે અસંતોષનો ધુંધવાતો અગ્નિ ભભૂકી ઊઠયો, અને અમીરોએ આ સ્વચ્છંદી રાજસતાને કંઇક કાબુમાં આણવાનો નિશ્ચય કર્યો.

**અમીરોનું બંડ:** (૧૨૫૮–૧૨૬૪.)–અમીરોએ જોયું કે રાજા તો પોપના હાથમાં રમકડું છે, અને પોપને પરદેશી લડાઇમાં જોઇતા પૈસા ઇંગ્લેન્ડમાંથી મળે છે. છેવટે તેઓ ઑક્સફર્ડમાં મળેલી પાર્લમેન્ટમાં હથિયાર સજીને ગયા અને ત્યાં દેશનો રાજ્યવહીવટ ચોવીસ અમીરો–બાર રાજાએ પસંદ કરેલા અને બાર અમીરોએ પસંદ કરેલા–ના હાથમાં સોંપી દેવાની રાજાને ફરજ પાડી. રાજપક્ષના લોકોએ આ પાર્લમેન્ટને "ઘેલી" કહી, પરંતુ તેણે તો રાજ્યવ્યવસ્થાના નિયમો ઘડી એ પ્રમાણે ચાલવાના સોગન લેવડાવ્યા. ઑક્સફર્ડના આ ધારાથી રાજ્યવહીવટ અમીરોના હાથમાં ગયો, પરંતુ તેમણે તો પરદેશીઓને હાંકી કાઢવા વિના બીજા કશા સુધારાઓ કર્યા નહિ. તેમનામાં પક્ષ પડી ગયા, જેમાંનો એક પક્ષ સાઇમન ડી મોન્ટફર્ડનો હતો.

તે વખતે અમીરોમાં સાઇમન ડી મોન્ટફર્ડ નામે એક અગ્રેસર હતો. તે હતો તો પરદેશી, પરંતુ લીસેસ્ટરનો જાગીરદાર થવાથી

અંગ્રેજ બની ગયો હતો, અને ઇંગ્લેન્ડનું કલ્યાણ કરવા આતુર હતો. તે ન્યાયપ્રિય, પ્રમાણિક, દેશપ્રેમી અને યુદ્ધવિદ્યામાં નિપુણ હતો. દેશાવરમાં ફરી તેણે ઘણો અનુભવ મેળવ્યો હતો. તેણે રાજાને મૂર્ખતા કરવાને બદલે દેશમાં સુધારા કરવા અનેક વાર શિખામણ આપી હતી પરંતુ સઘળી વ્યર્થ. ત્યાર પછી તેણે દેશમાં સુવ્યવસ્થા આણવા માટે ગમે તે ભોગ આપવાની પ્રતિજ્ઞા લીધી હતી. રાજાનો મોટો પુત્ર એડવર્ડ પણ શરૂઆતમાં સાઇમન જોડે મળી ગયો હતો.

અમીરોની અંદર અંદરની તકરારનો લાભ લઈ હેનરીએ ઑક્સફર્ડના ધારા પાળવાની પ્રતિજ્ઞાનો ભંગ કરવાની પોપ પાસેથી રજા મેળવી લીધી; અમીરો લડાઇ કરવા તૈયાર થયા અને દેશમાં લડાઇ જાગશે એમ જણાવા લાગ્યું. પરંતુ આખરે ન્યાયી અને પવિત્ર ગણાતા ફ્રાન્સના રાજાને પંચ નીમવાનું ઠરાવવામાં આવ્યું. અંગ્રેજી પરિસ્થિતિથી અણવાકેફ લુઇએ દેશમાં રાજસત્તા સર્વોપરિ હોય એવો નિર્ણય આપ્યો, પરંતુ અમીરોને તે રુચ્યો નહિ, અને લડાઇ સળગી ઊઠી. અમીરોની સરદારી સાઇમને લીધી. એડવર્ડ પોતાના બાપને જઇ મળ્યો. અને અમીરોનો પક્ષ નબળો થઇ ગયા છતાંએ સાઇમનનાં યુદ્ધકૌશલ્યથી અમીરોને જય મળ્યો, અને એડવર્ડ શરણે આવ્યો. સાઇમને સર્વ રાજ્યવહીવટ પોતાને હસ્તક લીધો.

તેના વહીવટ દરમિઆન પાર્લમેન્ટ વિશાળ પ્રતિનિધિત્વવાળી થઇ. અત્યાર સુધી અમીરો, ગરાસિયાઓ અને પાદરીઓની સભાઓ મળતી પરંતુ પ્રજાના પ્રતિનિધિને કોઇએ નોતર્યા નહતા. સાઇમને દરેક પરગણા અને દરેક કસ્બામાંથી પ્રતિનિધિઓ બોલાવ્યા અને દરેક શહેરને બે પ્રતિનિધિઓ મોકલવાની આજ્ઞા કરી ( ઇ. સ. ૧૨૬૫ ). જોકે આ પ્રતિનિધિઓ પોતાનાજ પક્ષના હતા, અને પોતાનો પક્ષ મજબુત કરવા માટેજ બોલાવવામાં આવ્યા હતા છતાં આજની આમની સભાનો પાયો નાખવાનો જશ આ મહાપુરુષનેજ ઘટે છે. ( લુહારે જવાબ આપ્યો કે " આ માણસે ઇંગ્લેન્ડને પરદેશીઓથી બચાવ્યું છે

તેને બેઠી પહેરાવતા પહેલાં હું કોઇ પણ પ્રકારે મારૂં મોત થાય તે પસંદ કરૂં.") થોડા મહિના પછી એડવર્ડ કેદખાનામાંથી નાસી છૂટી અને સાઇમનના પક્ષના કેટલાક અમીરોને પોતાના પક્ષમાં મેળવી લઇ, સાઇમન ઉપર અણધાર્યો હલ્લો કરી તેને ઈવશામનાં યુદ્ધમાં હરાવ્યો. યુદ્ધમાં સાઇમન મરાયો, પરંતુ તેનું જીવનકાર્ય પુરૂં થયું હતું.

શાન્તિઃ—યુદ્ધ પુરૂં થયું, દેશમાં શાન્તિ સ્થપાઇ, ને રાજાએ અમીરોને તેમની જાગીરો પાછી આપી. હેનરીના શાસનકાળનાં બાકીનાં વર્ષોમાં એવી શાન્તિ રહી કે ઇ. સ. ૧૨૭૦ માં તેનો પુત્ર ક્રુઝેડમાં ગયો.[૧] તેની ગેરહાજરીમાં આ નિર્બળ રાજા મરણ પામ્યો તોપણ કોઇ જાતની અવ્યવસ્થા થવા પામી નહિ, અને એડવર્ડના નામની આણ ફેરવવામાં આવી.

એડવર્ડ ૧ લો: (૧૨૭૨–૧૩૦૭.)—હેનરીનું મરણ થયું ત્યારે એડવર્ડ પેલેસ્ટાઇનમાં હતો, છતાં તેના નામની આણ ફેરવવામાં આવી, અને બે વર્ષ સુધી તેની ગેરહાજરીમાં સુવ્યસ્થિત રીતે રાજ્ય ચાલ્યું. નિર્બળ પિતા અને અહંકારી માતાના આ પ્રતાપી પુત્રની ઇંગ્લેન્ડના મહાન્ રાજાઓમાં ગણના કરવામાં આવે છે. આલ્ફ્રેડ જેવું તેનું ચારિત્ર નહોતા છતાં તેના જેવોજ તે સમર્થ અને દેશપ્રેમી હતો. હેનરી બીજાના ઉત્સાહ ઉપરાંત તેનામાં કાયદા ને સુવ્યવસ્થા માટે ઉંડો પ્રેમ હતો. સાઇમન ડી મોન્ટફર્ડની તાલીમે યુદ્ધવિદ્યામાં નિપુણતા આપવા ઉપરાંત તેનામાં રાજનૈતિક કુનેહ કેળવી હતી. તેનાં શૌર્ય અને સત્યપરાયણતા ઉપરાંત પોતાની અને પારકાની ભૂલોમાંથી અનુભવ કાઢી તેનો લાભ લેવાની શક્તિએ જેટલી મહત્તા તેને અપાવી તેટલીજ

૧ આ યુદ્ધમાં એડવર્ડે બહુ પરાક્રમ કર્યું. તેની પત્ની એલીઅનોર પણ તેની જોડે ગઇ હતી. એમ કહેવાય છે કે એક વખતે યુદ્ધમાં એડવર્ડને ઝેરી ખંજર હાથમાં વાગવાથી ઉંડો જખમ થયો હતો; તેની સ્નેહાળ પત્નીએ તે જખમનું લોહી ચૂસી લઇ પોતાના પતિનો પ્રાણ બચાવ્યો હતો.

મહત્તા પોતાની ભૂલ થાય ત્યારે તત્કાળ સ્વીકારી લેવાની તેની ટેવથી પણ તેને મળી છે. તે વિદ્વાન્ અને કલાપ્રેમી હતો.

**વેલ્સની જીતઃ** (૧૨૮૨.)—એડ્વર્ડના જીવનનું એક મોટું ધ્યેય એ હતું કે આખા ગ્રેટબ્રિટનને એક કરી પોતાના છત્ર નીચે મૂકવું. ફ્રાન્સમાંની નિરર્થક તકરારો જતી કરીને તેણે પહેલેથી વેલ્સ તરફ પોતાની નજર દોડાવી. તેમાં રોમનો અને ઍંગ્લો-સૅક્સનોએ કાઢી મૂકેલા બ્રિટન લોકોના વંશજો રાજ્ય કરતા હતા. વેલ્સનો દક્ષિણ અને પશ્ચિમ ભાગ અંગ્રેજોના કાબુમાં આવ્યો હતો, પરંતુ વાયવ્ય વેલ્સના પહાડી લોકો ઇંગ્લૅન્ડને કોઇ કોઇ વખતે ત્રાસરૂપ થઇ પડતા. હેનરી ૩જાના સમયમાં તેઓએ સાઇમનને મદદ કરી હતી, અને એડવર્ડ ગાદીએ આવ્યો ત્યારે વેલ્સ સરદાર લુવેલીને તેને અધિપતિ તરીકે સ્વીકારવાની ના પાડી હતી. એડવર્ડને તો બહાનું મળ્યું; તેને શિક્ષા કરવાને મિષે તેણે વેલ્સ પર ચડાઇ કરી. વેલ્સ લોકોને તાબે કરી લુવેલીનને ખંડીઓ બનાવી એડવર્ડ પાછો ગયો અને થોડાં વર્ષ બધું ઠીક ચાલ્યું; પરંતુ પાછો લુવેલીન અને તેના ભાઇ ડેવિડે બળવો કર્યો, એટલે વેલ્સને હવે ઇંગ્લૅન્ડ જોડે જોડી દેવાનોજ એડવર્ડે નિશ્ચય કર્યો. યુદ્ધમાં લુવેલીન મરાયો અને ડેવિડ કેદ પકડાયો. તેને ઇંગ્લૅન્ડમાં આણી કેદમાં રીબાવી રીબાવીને મારી નાખ્યો. એક વર્ષ સુધી વેલ્સમાં રહીને એડવર્ડે રાજ્યવહીવટની ઉત્તમ વ્યવસ્થા કરી: ત્યાં ઇંગ્લૅન્ડના ધારાઓ દાખલ કર્યા અને કેટલાક પ્રાચીન રીતરિવાજો જાળવવાની રજા આપીને અને કેટલીક વહીવટી સ્વતંત્રતા બક્ષીને લોકોનાં મન આ નવા રાજ્યને અનુકૂળ કરી લીધાં. પોતાના જ્યેષ્ઠ પુત્રને વેલ્સનો રાજકુમાર—પ્રિન્સ ઑવ્ વેલ્સ—એવું નામ આપી વેલ્સ પ્રજાના દેશાભિમાનને પણ તેણે સંતોષ્યું. આજ પણ ઇંગ્લૅન્ડના રાજાનો વડો પુત્ર પ્રિન્સ ઑવ્ વેલ્સ કહેવાય છે.

**સ્કૉટલૅન્ડની જીતઃ**—વેલ્સની જીત કર્યા પછી એડવર્ડની દૃષ્ટિ સ્કૉટલૅન્ડ તરફ વળી. અંગ્રેજ રાજાઓનો સ્કૉટલૅન્ડ ઉપર હક કેટલો

હતો તે કહી શકાય તેમ નથી, પરંતુ એટલું તો ચોક્કસ છે કે સ્કૉટલેન્ડના રાજાઓએ વિલિયમ ૧લા અને હેનરી ૨જાનું આધિપત્ય સ્વીકાર્યું હતું; પરંતુ તે છતાંએ તેઓ સ્વતંત્ર રાજાઓ જેવાજ હતા. સ્કૉટલેન્ડને હાથ કરવાની ઇચ્છા પાર પાડવાને એડવર્ડે એક સુયોગ સાધ્યો. ઇ. સ. ૧૨૮૬ માં સ્કૉટલેન્ડનો રાજા મરણ પામ્યો અને તેની દીકરીની દીકરી ગાદીવારસ થઇ. એડવર્ડે તેનો વિવાહ પોતાના મોટા કુંવર જોડે કર્યો, પરંતુ લગ્ન થતા પહેલાં તો નાનાં રાણી મરી ગયાં. હવે ગાદીના ત્રણ દાવાદાર ઊભા થયા. એડવર્ડે સ્કૉટલેન્ડના અધિપતિ તરીકે તે દાવાઓનો નિકાલ કરવાનું કામ પોતાને સોંપવાને તેમને સમજાવ્યા. તેણે જહૉન બેલિયલની તરફેણમાં ચુકાદો આપ્યો ને જહૉન સ્કૉટલેન્ડની ગાદી ઉપર બેઠો. રાજ તો મળ્યું, પરંતુ સ્કૉટલેન્ડની પ્રજા આમ પરદેશીની ગુલામી સ્વીકારવા માટે બેલિયલને ફિટ્કાર દેવા લાગી; આ ઉપરાંત અધિપતિ તરીકે એડવર્ડ વારંવાર બેલિયલને કંઇ કામને બહાને પોતાની પાસે બોલાવતો તે પણ બેલિયલને પસંદ પડતું નહિ; આથી તેણે ૧૨૯૫ માં બળવો કર્યો અને ફ્રાન્સની મદદ માગી. એડવર્ડ એકદમ જઇ પહોંચ્યો, બેલિયલને ડનબારના યુદ્ધમાં હરાવ્યો, અને તેને પદભ્રષ્ટ કરી રાજ્યને ખાલસા જાહેર કર્યું અને ત્યાં અંગ્રેજ સુબાની નિમણુક કરી.

**વૉલેસનો બળવો:**—પરંતુ એડવર્ડની સ્કૉટલેન્ડની જીત પૂરી થઇ નહિ. એ સ્વાતંત્ર્યપ્રેમી પહાડી પ્રજા કંઇ એમને એમ હાથ જોડીને બેસી રહે તેવી નહતી. વૉલેસ નામના એક દેશાભિમાની વીર નરે સ્કૉટલેન્ડને સ્વતંત્ર કરવાનો ઝુંડો ઉપાડ્યો અને અનેક માણસો તેને આવી મળ્યા. તેણે અંગ્રેજ લશ્કર પર ધસારો કરી તેને કાપી નાખ્યું, અંગ્રેજ સુબાને કાઢી મૂક્યો અને ત્યાર પછી સ્ટર્લિંગનબ્રિજના યુદ્ધમાં ફરીથી અંગ્રેજોને હરાવી પોતાને દેશનો રક્ષક જાહેર કર્યો (ઇ. સ. ૧૨૯૭). એડવર્ડે આ બળવાના સમાચાર સાંભળી, ફ્રાન્સ જોડેની તકરાર પતાવી. તે એકદમ ઇંગ્લેન્ડ પાછો આવ્યો,

અને ચુનંદા યોદ્ધાઓ લઇ વૉલેસની સામે ગયો. ફૉલ્કર્ક પાસે યુદ્ધ થયું તેમાં સ્કૉટ લશ્કરે ઘણી બહાદુરી બતાવી, પરંતુ અંગ્રેજ તીરંદાજો અને ઘોડેસવારોના સામટા બળ આગળ તેમનું ચાલ્યું નહિ. એડવર્ડે ઉદારતાથી બળવાખોરોને માફી આપી, પરંતુ વૉલેસ તેને નમ્યો નહિ. આખરે ભારે ઇનામની લાલચથી લોભાઇને કોઇ દેશદ્રોહીએ એ વીરનરને પકડાવી એડવર્ડને સ્વાધીન કરી દીધો. એડવર્ડે તેને ૧૩૦૫માં ફાંસીની સજા કરી.

પરંતુ વૉલેસને મારીને પણ એડવર્ડ સ્કૉટલૅન્ડનું રાજ્ય નિષ્કંટક ભોગવે એમ ક્યાં હતું ? વૉલેસ જેવા વીર પુરુષના મરણની વાત સાંભળી દેશ ખળભળી ઊઠ્યો, અમીરો પોતાની સુસ્તી તજી એડવર્ડની સામા થવા તૈયાર થઇ ગયા, અને તેમની સરદારી રોબર્ટ બ્રુસ નામના એક બહાદુર સરદારે લીધી. બ્રુસ એડવર્ડના દરબારમાં ઉછર્યો હતો, અને તેનું શૌર્યવીર્ય જોઇ એડવર્ડ તેના ઉપર બહારથી પ્રીતિ બતાવી, અંતરમાં તેનાથી કંઇક ભય પામી તેને પોતાની પાસેજ રાખતો હતો. એક દિવસ બ્રુસ નાસી ગયો અને સ્કૉટલૅન્ડના અમીરોને જઇ મળ્યો. સ્કૉટ લોકોએ તેનો રાજ્યાભિષેક કર્યો અને સૌએ સંપ કરી અંગ્રેજોને હંકી કાઢ્યા. એડવર્ડે એક મોટું લશ્કર સ્કૉટલૅન્ડમાં મોકલ્યું, પરંતુ ખુલ્લા મેદાનમાં લડાઇ કરવાની શક્તિ વિનાના સ્કૉટ લોકો નાસભાગ કરવા અને લાગ આવે ત્યારે અંગ્રેજી લશ્કર પર છાપો મારી તેને હેરાન કરવા લાગ્યા. આથી બ્રુસને એક સામટો છુંદી નાખવાના હેતુથી એડવર્ડ પોતે સ્કૉટલૅન્ડ ઉપર સ્વારી લઇ ગયો. તેણે કેટલાક અમીરોને પકડયા અને કતલ કર્યા. એક અમીરજાદીને તો પકડી લાકડાના પાંજરામાં પૂરી કિલ્લાની દિવાલ ઉપર ચડાવી રાખી. પરંતુ રાજા હવે વૃદ્ધ થઇ ગયો હતો, તેનામાંથી શુરાતન ગળી ગયું હતું અને તેની કાયા કાયલી થઇ ગઇ હતી, એટલે કાર્લાઇલ પાસે ઇ. સ. ૧૩૦૭ માં તેણે દેહત્યાગ કર્યો. સ્કૉટલૅન્ડ જીતવાની તેની આતુરતા એટલી બધી હતી કે

આખો દેશ જીતાય ત્યાં સુધી પોતાનું શબ મોખરે રાખીને ફેરવવાની આજ્ઞા તે મરણ સમયે કરી ગયો હતો.

**એડવર્ડની રાજનીતિ:**—વેલ્સ, સ્કૉટલૅન્ડ, અને ફ્રાન્સના ઝગડાઓમાં એડવર્ડને દેશમાં પોતાની શક્તિ બતાવવાનો જે પ્રસંગ મળ્યો તેમાંએ તેની દીર્ઘદૃષ્ટિ અને પ્રજાપ્રેમ જણાઇ આવે છે. ગ્રેટ-બ્રિટનના એકલા અધિપતિ થવા ઉપરાંત તેની બીજી મુરાદ દેશના રાજ્યવહીવટમાં પ્રજાને વધુ રસ લેતી બનાવવાની પણ હતી. તેનો સિદ્ધાંત એ હતો કે જે બાબતોમાં સર્વનું હિત સમાએલું હોય તેમાં સર્વની અનુમતિ હોવી જોઇએ. તે એક ચતુર ધારાશાસ્ત્રી અને પ્રવીણ રાજ-નીતિજ્ઞ હતો. તેણે દેશના જુના ધારાઓનો અમલ કડક રીતે કરીને અને કેટલાક ધારાઓ નવા કરીને અમીરોની સત્તા નબળી કરી રાજ-સત્તા બળવાન્ બનાવવાનો પ્રયાસ જારી રાખ્યો.[1] તેણે પ્રજાને ન્યાય સોંઘો, સત્વર અને શુદ્ધ મળે તેવી વ્યવસ્થા કરી, અને રાજા ને પ્રજા વચ્ચે ભક્તિનાં બંધનો દૃઢ કર્યાં. આ બધા સુધારાઓ તેણે પ્રજાની સંમતિથી કર્યા હતા, પરંતુ દરેક વખતે (સમગ્ર નાણાંની રકમ ઉઘરાવી લેતો;) પ્રજાના પ્રતિનિધિઓને બોલાવવામાં આવતા નહતા. એડવર્ડે સાઇમન ડી મોન્ટફૉર્ડનું અનુકરણ કરી એક પગલું આગળ ભરી, અમીરો, પાદરીઓ, ગરાસીઆઓ અને સામાન્ય શહેરીઓના પ્રતિનિધિઓને નોતરી સંપૂર્ણ પ્રતિનિધિત્વવાળી પાર્લમેન્ટ પહેલીજ વાર મેળવી. જો આજની પાર્લમેન્ટ કરતાં તેમાં થોડા ઘણા ફેરફાર હતા છતાં તેને 'આદર્શ પાર્લમેન્ટ'ના નામથી ઓળખવામાં આવે છે.

---

૧ અંધાધુંધીનો લાભ લઇ કેટલાક અમીરો વગર હકની જમીન પચાવ પડયા હતા એટલે એડવર્ડે એક ધારો એવો કર્યો હતો કે દરેક જમીનદાર પોતાની જાગીરની સનંદ રજુ કરવી. સરેના ઠાકોરને સનંદ બતાવવાનું કહ્યું એટલે તેણે તો એક જુની કટાએલી તરવાર રજુ કરીને કહ્યું કે "આ મારી સનંદ. આ તરવારથી મારા પૂર્વજોએ વિલિયમ ૧લાના સમયમાં જાગીર મેળવી હતી, અને એ વડે હું જાગીરનું રક્ષણ કરનારો છું."

વેલ્સ, સ્કૅાટલેન્ડ અને ફ્રાન્સની ચડાઇઓનાં ખર્ચોને પહોંચી વળવા માટે એડવર્ડને નાણાંની વારંવાર ભીડ પડતી, અને તેથી પ્રજાની સંમતિ વિના તેમના પર કરનો બોજો પડતો. વળી રાજા કોઇ વખતે અમીરો અને ગરાસીઆઓનાં કરજ પણ કરતો. પ્રજામાં પોકાર ઊઠયો અને રાજાએ પાર્લમેન્ટ બોલાવી પોતાની ભૂલ કબુલ કરી નાણાંની માગણી કરી. મોટા પટ્ટા પ્રમાણે ચાલવાની કબુલાત ઉપરાંત બીજા પણ કેટલાક હકો પ્રજાએ માગ્યા તે રાજાને કબુલ રાખવા પડયા.

એડવર્ડના સમયમાં રાજ્યબંધારણમાં અગત્યના ફેરફાર થયા. એ પ્રતાપી અને ઉદાર હૃદયના રાજાએ લોકકલ્યાણ સાધવા માટે પોતાની સર્વ શક્તિઓ ખરચી નાખી અને પરદેશી ઝગડાઓમાં તેનું મન દોડયું ન હોત તો તેના રાજ્યમાં જે સુધારાઓ થયા છે તેથીએ વધારે થાત. અલબત, સ્કૅાટલેન્ડ અને વેલ્સના લોકો પ્રત્યે તેણે ક્રૂરતા દર્શાવી હતી, લોકોનાં અણઘટતાં દબાણને વશ થઇને તેણે યાહુદીઓને ગેરવાજબી રીતે દેશપાર કર્યા હતા, અને લોકશાસનનાં ઉદાર તત્ત્વો રાજ્યવહીવટમાં દાખલ કરવા છતાં રાજસત્તા સર્વોપરિ હોવી જોઇએ એવી ખુમારી તેના મનમાંથી ગઇ નહોતી, છતાંએ તે મોટો હતો, અને દેશના ઇતિહાસ ઉપર ન ભૂંસી શકાય તેવી છાપ તે મૂકી ગયો છે.[૧]

૧ એડવર્ડ દયાળુ, પ્રતાપી, ક્ષમાશીલ, અને ઉદાર હતો. તેની કાર્યશક્તિ અને ઉત્સાહ અથાગ હતાં. તે ઊંચો, વિશાળ છાતીનો અને લાંબાં અંગોવાળો હતો (તે longshanks કહેવાતો). રાજશ્રી તો તેના શરીરના રોમેરોમમાંથી ટપકતી. તેની મુખમુદ્રા એવી તો પ્રતાપી હતી કે એક વખત એક ધર્માધિકારી તેની પાસે કંઇ ફરિયાદે ગયો, પણ પાસે જતાંજ એવો તો ભયભીત થઇ ગયો કે રાજાના પગ આગળજ ઢળી પડયો. તેના સિપાઇઓમાં તેની ઉદારતા મશહુર હતી. વેલ્સની લડાઇમાં એક વેળા દારૂનું એકજ પીપ હતું,

**એડવર્ડ ૨ જો.** (૧૩૦૭–૧૩૨૭.) પ્રતાપી એડવર્ડનાં મરણ પછી તેનો નિર્બળ મનનો અને વિલાસી પુત્ર બીજો એડવર્ડ ગાદીએ આવ્યો. તેનામાં રાજ્ય ચલાવવાની આવડત કે તાકાત નહોતી. વળી તેનામાં રાજદ્વારી કુનેહ કે ક્ષત્રિયોચિત શૌર્ય નહતું. તેના આળસુ અને અલ્પસંતોષી સ્વભાવને કામ કરવા કરતાં મોજમઝા માણવામાં વધારે આનંદ પડતો. જે જમાનામાં ચાલાક અને શૂરવીર રાજાની જરૂર હતી તે વખતે આવા મૂર્ખ અને એક પણ ગુણ વિનાના રાજાની કારકીર્દિ એકજ પ્રકારની હોઇ શકે. તેની સ્વાર્થી, હેતુહીન, નાલાયક, અને નિષ્ફળતાની પરંપરાવાળી કારકીર્દિનો અંત રાજ્યહાનિ, કારાવાસ, અને અકાલ મૃત્યુમાં આવ્યો.

**અમીરો જોડે તકરારઃ**—ગાદીએ આવતાંજ એડવર્ડે પોતાના પિતાની ઇચ્છાની અવગણના કરી. ગેવસ્ટન નામના એક ઉદ્ધત અને દુરાચારી અમીરને પોતાના પિતાએ આપેલા દેશવટામાંથી પાછો બોલાવી પોતાનો મિત્ર કરીને સ્થાપ્યો અને તેના હાથમાં રાજ્યની લગામ સોંપી. મોટા અમીરોને આ ગમ્યું નહિ અને તેઓ લેંકેસ્ટરના બળવાન ઠાકોરની સરદારી હેઠળ રાજા પર પોતાની સત્તા બેસાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે રાજ્યવ્યવસ્થા માટે ૨૧ અમીરોની સમિતિ નીમી અગત્યના હકો હાથ કરી લીધા, પરંતુ એડવર્ડમાં તેમની સામે થવાનું સામર્થ્યજ ક્યાં હતું? અમીરોનાં દબાણથી ગેવસ્ટનને દેશપાર કરવો પડયો; પરંતુ થોડા વખતમાં તેને પાછો બોલાવી તેના પર રાજાએ ફરીથી મહેરબાની બતાવવા માંડી. આખરે ગેવસ્ટન અમીરોના હાથમાં સપડાયો. તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો; એડવર્ડ કંઇ કરી શકયો નહિ.

**બેનોકબર્નનું યુદ્ધઃ**—આવી રીતે રાજા અમીરોના ઝગડામાં પડયો હતો ત્યાં સ્કૉટલૅન્ડમાં સ્થિતિ બગડતી જતી હતી. પિતાની

---

તે રાજાને વાસ્તે લાવવામાં આવ્યું. તેણે એ પાછું મોકલાવીને કહ્યું કે, "ખાવાપીવામાં તમારા સર્વ કરતાં મારે વધારે જોઇએ નહિ."

મરતી વખતની ઇચ્છાનો અનાદર કરીને એડવર્ડ સ્કૅાટલેન્ડમાં યુદ્ધ અધુરૂં મૂકીને ચાલ્યો આવ્યો હતો, અને સાત વર્ષ સુધી તેણે બ્રુસ સામું જોયું ન હતું. બ્રુસે તો એક પછી એક શહેર અને કિલ્લાઓ સર કરવા માંડયા, અને ઈ. સ. ૧૩૧૪માં તો સ્ટર્લિંગના લશ્કરી મથક સિવાય ઘણુંખરૂં સ્કૅાટલેન્ડ તેના કબજામાં આવી ગયું. હવે તો નમાલા એડવર્ડમાંએ સ્ટર્લિંગને ગમે તેમ કરીને બચાવવાનું શુરાતન આવ્યું. અમીરો અલગ રહ્યા છતાંએ તેણે જબરૂં લશ્કર લઇ સ્કૅાટલેન્ડ પર ચડાઇ કરી. આવા મોટા લશ્કર સામે થવા જેટલું બ્રુસ પાસે સૈન્ય નહતું અને હતું તે પણ મુખ્યત્વે પાયદળ હતું. પરંતુ તેણે બેનૅાકબર્ન નામના નાળા પાસે પડાવ નાખી પોતાના નાના લશ્કરની ઉત્તમ વ્યૂહરચના કરી;[1] લશ્કરની આગળ ખાડા ખોદાવી તેમાં ખૂંટાઓ

---

૧ યુદ્ધ થયા પહેલાં બ્રુસ લશ્કરમાં હસતે મુખે જાણે કંઇ છેજ નહિ તેવી રીતે બધી જગાએ ફરતો હતો અને માણસોને ઉત્સાહિત કરતો હતો તે સમયે રૅાબર્ટ બર્ન્સ નામના કવિએ તેના મુખમાં નીચેના શબ્દો મૂકયા છેઃ

Scots wha hae wi' Wallace bled
Scots whom Bruce has often led;
Welcome to your gory bed,
Or to Victorie ?
Now's the day and now's the hour;
See the front of the battle lour;
See approach proud Edward's power—
Chains and slaverie !
Wha will be a traitor knave ?
Wha can fill a coward's grave ?
Wha sae base as be a slave ?
Let him turn and flee ?
Lay the proud usurpers low,
Tyrants fall in every foe.
Liberty's in every blow.
Let us do or dee.

બેસી દીધા, અને ઇંગ્લેન્ડનું હયદળ નકામું કરી નાંખ્યું. ઇંગ્લેન્ડના ચાલાક તીરંદાજોએ હલ્લો તો કર્યો પરંતુ સ્કૉટલેન્ડના મરણીઆ ભાલોડીઆઓએ નમતું નજ આપ્યું. અંગ્રેજી લશ્કરમાં અવ્યવસ્થા થઇ રહી; એટલામાં પાસેના ડુંગરા ઉપર થઇને માણસો આવતાં જોઇ તેમને શત્રુનું વધારાનું લશ્કર જાણી અંગ્રેજો ભયભીત થઇને નાસભાગ કરવા લાગ્યા. આજે સ્કૉટલેન્ડને તો જીવનમરણનો સવાલ હતો. રૉબર્ટ બ્રુસે છેવટનો હલ્લો કરી ખુનરેજી ચલાવી; કેટલાક મરણને શરણ થયા, કેટલાક નાઠા, અને એડવર્ડ પણ જીવ લઇને બેરિકના કિલ્લામાં ભરાઇ ગયો. સ્કૉટલેન્ડ જીતવાના પ્રયત્નોનું પરિણામ ઉલટું આવ્યું. અંગ્રેજી ધુંસરી ફેંકી દઇ સ્કૉટલેન્ડ હવે સ્વતંત્ર બન્યું; બ્રુસનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. હવે કેટલાંક વર્ષો સુધી તેણે ઇંગ્લેન્ડના રાજાને પજવવા માંડ્યો અને નિર્ભયપણે ઉત્તર ઇંગ્લેન્ડના લોકોને રંજાડવા અને લૂટવા માંડયા; વેલ્સમાં બળવો જગાડાવ્યો, અને પોતાના ભાઇને આયર્લૅન્ડ જીતવા મોકલ્યો.

બૅનૉકબર્નના યુદ્ધે રાજાની રહીસહી પ્રતિષ્ઠા પણ તોડી નાખી. અમીરો હવે તેનો પ્રકટ રીતે તિરસ્કાર કરવા લાગ્યા, લેંકેસ્ટરનો ઠાકોર દેશમાં ઘણો સત્તાધારી થઇ પડયો, અને રાજાની સત્તા પર સખત કાપ પડયો. લેંકેસ્ટરના ઠાકોરનો આવો અજુગતો કાબુ ફેંકી દેવા માટે રાજાએ ડીસ્પેન્સરના નામથી ઓળખાતા પિતાપુત્રની પ્રીતિ મેળવવા માંડી. તેઓ હોશિયાર અને સુજાણ હતા, પરંતુ અદેખા અમીરો તેમના પર રાજાની કૃપા થાય એ સહન કરી શક્યા નહિ, તેથી તેમના પર રાજ્યવહીવટમાં નિરર્થક વચ્ચે પડવાનું તહોમત મૂકવામાં આવ્યું, અને તેમની જાગીરો જપ્ત કરી તેમને દેશપાર કરવામાં આવ્યા. એડ્વર્ડ તેમનો પક્ષ લઇ લડયો; તેણે અમીરોને હરાવ્યા અને તેમને પાછા બોલાવ્યા. પરંતુ તેના ઉપર બીજી દિશા-માંથી અણધારી આફત આવી પડી. તેની વ્યભિચારી રાણી ઈસાબેલા ફ્રાન્સ ગઇ હતી ત્યાં રોજર મોર્ટિમર નામના દેશપાર થએલા ડીસ્પે-

ન્સરના શત્રુ અમીર જોડે કુછંદમાં પડી ખટપટ કરવા લાગી. ઇ. સ. ૧૩૨૬ માં પોતાના પુત્રને લઇ તે મોર્ટિમરની જોડે એક નાનું લશ્કર લઇ ઇંગ્લેન્ડમાં ઉતરી પડી. કેટલાક અમીરો અને ધર્માધ્યક્ષો તેમની જોડે ભળ્યા, રાજા વેલ્સ નાસી ગયો, ડીસ્પેન્સરો પકડાયા અને ફાંસીએ ચડયા, અને બાળક એડવર્ડનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

પછીની કથા કરુણ છે. રાજા પર પ્રજાદ્રોહનાં, જુલમનાં અને એવાં અનેક તહોમતો મૂકવામાં આવ્યાં. તે સર્વ તહોમતોનો સ્વીકાર કરી એ બિચારાએ રાજ્યનો ત્યાગ કર્યો, અને વેલ્સથી આયર્લેન્ડ તરફ નાસી જતાં વચમાં કેદ પકડાયો. આખરે બર્કલીના કિલ્લામાં કમકમાટ ઉપજાવે તેવી રીતે તેનું ખૂન કરવામાં આવ્યું.

## પ્રકરણ ૬ ટ્ઠું.



## એડવર્ડ ૩ જો અને તેનો પૌત્ર.



### ૧૩૨૭–૧૩૯૯.



**એડવર્ડ ૩ જો** (૧૩૨૭–૧૩૭૬):—કમનસીબ એડવર્ડના ઉપર અનેક તહોમત ચડાવી તેના પુત્રનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો ત્યારે તે બાળક હતો એટલે સઘળો રાજ્યવહીવટ તેની દુરાચરણી માતા ઇસાબેલા અને મોર્ટિમરના હાથમાં ગયો. તેમના કલંકિત સંબંધની વાત લોકોમાં પ્રસિદ્ધ થતાંજ તેમની પ્રતિષ્ઠા ઘટવા માંડી; વળી મોર્ટિમર સ્વચ્છંદે અમીરોની જાગીરો અને મિલ્કત જપ્ત કરવા લાગ્યો; રાજાના કાકા ઉપર રાજદ્રોહનું આળ ચડાવી તેને ફાંસી દીધી. સ્કૉટલેન્ડ જોડે લડાઇ ઊઠી તેમાં તે દેશની

સ્વતંત્રતા કબુલ રાખી તેણે લોકનો અણુગમો વહોરી લીધો. એડવર્ડ ઉમરલાયક થયો કે તરતજ તેણે રાજ્યથી લગામ પોતાના હાથમાં લીધી. મોર્ટિમર ઉપર બીજા એડવર્ડના ખૂનનું તહોમત મૂકી તેને ફાંસી દીધી અને પોતાની માને મરતાં સુધી એક કિલ્લામાં કેદ કરી રાખી.

**સ્કૉટલેન્ડ જોડે યુદ્ધ:**—સ્કૉટલેન્ડમાં ફરી પાછી તકરાર શરૂ થઇ. રોબર્ટ બ્રુસ મરણ પામ્યો હતો અને તેની પછી ગાદીએ આવનાર તેનો પુત્ર ડેવિડ ૭ વર્ષની વયનો હતો. આ તકનો લાભ લઇને રાજાએ બેલિયલના પુત્રને આગળ કર્યો અને સ્કૉટલેન્ડના લોકોએ તેનો ગાદી ઉપરનો હક્ક સ્વીકાર્યો પણ ખરો: પરંતુ જ્યારે તેમને ખબર પડી કે બેલિયલે ઇંગ્લેન્ડના રાજાને અધિપતિ તરીકે સ્વીકાર્યો છે, ત્યારે તેઓ છેડાઇ ગયા, તેને પદભ્રષ્ટ કરી હાંકી કાઢયો, અને ફરી ડેવિડનો રાજ્યાભિષેક કર્યો. એડવર્ડ બેલિયલનો પક્ષ લઇ સ્કૉટલેન્ડ પર ચડયો અને હેલિડૉન હિલ પાસે તેણે સ્કૉટ લોકોને સખત હાર આપી. (૧૩૩૩) પરંતુ બેલિયલને ફરીથી નાસવું પડયું. લગભગ ૭ વર્ષની લડાઇ પછી સ્કૉટલેન્ડની ગાદીએ ડેવિડ પાછો આવ્યો.

સ્વતંત્રતાના શોખીન સ્કૉટ લોકો અંગ્રેજ પ્રજાને લાગ આવે ત્યારે પોતના હાથ બતાવવા ચૂકતા નહિ. એડવર્ડ જ્યારે ફ્રાન્સની રણભૂમિ ઉપર જશના ડંકા વગાડી રહ્યો હતો, ત્યારે તેની ગેરહાજરીનો લાભ લઇ સ્કૉટ લોકો ઇંગ્લેન્ડના ઉત્તર પ્રદેશમાં ઉતરી આવ્યા; પરંતુ એડવર્ડની શૂરી રાણી સૈન્ય લઇ તેમની સામે ગઇ અને તેમને હરાવી તેમના રાજાને કેદ પકડી લાવી, ( નેવિલ્સ ક્રોસ, ઇ. સ. ૧૩૪૬. )

**ફ્રાન્સ જોડે તકરાર:**—સ્કૉટલેન્ડમાં નિષ્ફળ થએલા રાજાએ પોતાની લોભી દૃષ્ટિ ફ્રાન્સ પર નાખવા માંડી. સ્કૉટલેન્ડના લોકોને ફ્રાન્સના લોકોની મદદ મળતી હતી એટલે સ્કૉટલેન્ડ ઉપરનું વેર ફ્રાન્સ પર લેવાનું ઠર્યું. ફ્રાન્સનો રાજા મરણ પામ્યો હતો, એટલે

ખાલી પડેલી ગાદી ઉપર એડવર્ડે પોતાનો હક રજુ કર્યો.* ઉત્તરાધિકાર સંબંધી આપણા આજના વિચાર પ્રમાણે અને ફ્રાન્સના તે જમાનાના કાયદા પ્રમાણે એડવર્ડને કશો હક હતો જ નહિ, ફ્રાન્સના કાયદા પ્રમાણે દીકરીના વંશમાં ગાદી જાય નહિ અને ફ્રાન્સના લોકોને પરદેશી રાજા ગમતો ન હતો તેથી તેમણે ફિલિપ ૬ ઠ્ઠાને ગાદી આપી. એડવર્ડે પણ નવા રાજાને નમન કરી તેનું આધિપત્ય સ્વીકર્યું હતું, પણ તેને લડવાનું કોઇ પણ મિષ જોઇતું હતું, બાકી ફ્રાન્સ જોડે યુદ્ધ કરવાનાં વાસ્તવિક કારણો તો બીજાં હતાં. ફિલિપ તેની ફ્રાન્સમાંની જાગીરો પડાવી લેવાની પેરવી કરતો હતો. તે જમાનામાં ઇંગ્લેન્ડનો ઊનનો વેપાર ફ્લાન્ડર્સ જોડે ચાલતો હતો, અને તે વખતે ફ્લાન્ડર્સના ઠાકોર અને પ્રજા વચ્ચે ટંટો ચાલતો હતો તેમાં ઠાકોરને મદદ આપી ફિલિપ ઇંગ્લેન્ડના વેપાર અને એડવર્ડની આવકને ધક્કો પહોંચાડતો હતો તે એડવર્ડથી ખમાતું નહોતું; તેમાં વળી ફ્લાન્ડર્સના લોકોએ એડવર્ડની મદદ માગી એટલે તેનામાં બમણું જોર આવ્યું. 'આથી ફ્રાન્સ જોડે વિગ્રહ શરૂ થયો, અને તે કકડે કકડે એક શતક સુધી લંબાયો (૧૩૩૮ થી ૧૪૫૩), તેથી તેને '**સો વર્ષનો વિગ્રહ**' કહેવામા આવે છે. સત્તાનો લોભ અને

---

* ફ્રાન્સની ગાદીનો એડવર્ડ શી રીતે દાવો કરતો હતો તે નીચેના વંશવૃક્ષ પરથી સમજાશે.



રાજ્યતૃષ્ણાએ ઉભા કરેલા આ વિગ્રહથી એમાંથી એકે પ્રજાને જાણુવા જેવો લાભ થયો નહિ, એથી ઉલટું અસંખ્ય વીર પુરુષોનાં લોહી વ્યર્થ રેડાયાં અને દેશની પૈસે ટકે ખુવારી થઇ. પરંતુ તે જમાનો મસ્તીનો હતો. અમીરો અને રાજાઓને રણખેલ વહાલા લાગતા અને હથિયારોના ખડખડાટમાં પ્રજાનાં દુ:ખના પોકાર સાંભળવાની કોઇને નવરાશ ન હતી. એક દૃષ્ટિએ જોતાં ઇંગ્લેન્ડને કેટલાક લાભ થયા છે, જે સર્વ યોગ્ય સ્થાને કહેવામાં આવશે.

**ક્રેસીનું યુદ્ધ:**—( ૧૩૪૬ ) આરંભમાં તો અંગ્રેજોને કંઇ બહુ જીત મળી નહિ. ઇ. સ. ૧૩૪૦ માં સ્લોઇસની દરિયાઇ લડાઇમાં અંગ્રેજોને જય મળ્યો; આથી અંગ્રેજ લશ્કરને સમુદ્રપાર ઉતરી ફ્રાન્સનાં ગમે તે ભાગમાં જવાની સગવડ થઇ. નાની મોટી ચડાઇઓ અને સંધિઓ થઇ ગઇ અને છેવટે ઇ. સ. ૧૩૪૫ માં એડવર્ડ મોટી સેના લઇ પારિસ ઉપર ચડી ગયો. ફ્રેન્ચ લશ્કર તેની પાછળ દોડતું આવ્યું, એટલે તેણે એ શહેરને ઘેરો ન ઘાલતાં ઉત્તર તરફ જવા માંડયું. ફ્રેન્ચ લોકો પુંઠે પડયા. એડવર્ડ એવડા મોટા લશ્કર સામે ખુલ્લા મેદાનમાં લડી શકે તેમ તો ન હતું, તેથી તેણે ક્રેસીની ધાર આગળ લડવાનું ઠરાવ્યું. તેણે અંગ્રેજ તીરંદાજોને મોખરે રાખી બાજુએ હયદળ ગોઠવી દીધું. ફ્રેન્ચ ઘોડેસ્વારોએ વારંવાર હલ્લા કર્યા, પરંતુ શંકુ આકારે ગોઠવાએલી આ તીરંદાજોની ટુકડી આગળ તેઓનું જોર નકામું થઇ પડયું; તેમનાં ભારે બખતર અને મોટાં હથિયાર તેમને જ અગવડ કરનારાં થઇ પડયાં. અંગ્રેજોનાં લાંબાં તીક્ષ્ણ તીરોના વરસાદે ફ્રેન્ચ છાવણીમાં ગભરાટ અને અવ્યવસ્થા ફેલાવી દીધાં, અને ફ્રેન્ચો જીવ લઇને નાસી ગયા. આ યુદ્ધમાં એડવર્ડના મોટા પુત્રે અગ્ર ભાગ લઇ પોતાનું પરાક્રમ બતાવ્યું હતું. તેનાં કાળાં બખતરને લીધે તે 'શ્યામ યુવરાજ'ને નામે ઓળખાય છે.[૧]

---

૧ ક્રેસીના યુદ્ધમાં ગયો ત્યારે કુંવર સોળ વર્ષનો હતો અને હજુ કંઇ જાણવાજોગ પરાક્રમ તેણે કર્યું ન હતું. પોતાનો પુત્ર કંઇક પરાક્રમ કરી

ત્યાંથી એડવર્ડ કેલે ગયો. કેલે ફ્રાન્સની કુંચી ગણાય છે, એટલે તે લેવાનો તેણે નિશ્ચય કર્યો, પરંતુ બહાદુર લોકો તાબે ન થયા, એટલે એડવર્ડે તે શહેરને ઘેરો ઘાલ્યો. તે આગઆર માસ સુધી ચાલ્યો. આખરે અનાજ પાણી ખૂટી જવાથી ભૂખે મરતા લોકોએ એડવર્ડને શરણે આવવાનું કબુલ કર્યું. લોકોના દૃઢ નિશ્ચયને લીધે પોતાને વેઠવી પડેલી મુશ્કેલીઓથી ક્રોધાંધ બની ગએલા એડવર્ડે એવી શરત કરી કે છ આબરૂદાર શહેરીઓ ગળામાં દોરડાં ઘાલી ઉઘાડે પગે કિલ્લાની કુંચી લઇ મારી પાસે આવી લોકોને બચાવવાની આજીજી કરે, અને તેમને હું જે દંડ આપું તે સ્વીકારે તો હું શહેરને બચાવું. આખરે એવા છ સ્વદેશાભિમાની નર નીકળ્યા. એડવર્ડે તેમને ફાંસીની કડક સજા ફરમાવી. આ લોકોનો આવો અપૂર્વ સ્વાર્થત્યાગ જોઇ આસપાસ ઉભેલા દરબારીઓનાં દીલ પીગળ્યાં, પરંતુ એડવર્ડને કોણ કહી શકે? એવામાં એડવર્ડની પ્રિય સગર્ભા રાણી ફિલિપાએ પાય પડી એમનો જીવ બચાવવા રાજાએ વિજ્ઞપ્તિ કરી, અને રાજાએ એમને છુટા મૂકયા. પછી એ શહેરને અંગ્રેજોથી વસાવ્યું. તે આશરે ૨૦૦ વર્ષ સુધી અંગ્રેજોના હાથમાં રહ્યું. રાજાએ કેલેના વિજયનું સ્મરણ રાખવા માટે સોનાના નવા સિક્કાઓમાં વહાણની છાપ મુકાવી.

---

બતાવે એવી હોંસથી રાજાએ તેને સેનાપતિ બનાવ્યો હતો. લડાઇ થઇ રહ્યા પછી રાજા અને કુંવર રણક્ષેત્રમાં ફરવા નીકળ્યા, અને ફરતા ફરતા એક વૃદ્ધ [illegible] રાજાના શબ પાસે આવી પહોંચ્યા. બાજુમાં એક ઘોડાના પગથી છુંદાએલો અને લોહીથી ખરડાએલો વાવટો પડયો હતો. તેના ઉપર શાહમૃગનાં ત્રણ પીંછાં ચીતરી નીચે Ich Dien (હું સેવા કરું છું.) એવા શબ્દો લખ્યા હતા. રાજાએ એ વાવટો ઉપાડી લઇ યુવરાજને આપી કહ્યું કેઃ "આ પીંછાને તમે તમારૂં ચિહ્ન બનાવો અને આ શબ્દોને તમારો મુદ્રાલેખ ગણો."—ત્યારથી આજ સુધી, ઈંગ્લેન્ડનો પ્રત્યેક યુવરાજ એ ચિહ્નો અને મુદ્રાલેખ ધારણ કરે છે.

**પોઇટીયર્સનું યુદ્ધઃ**—ક્રેસીનાં યુદ્ધ પછી આશરે દસ વર્ષ સુધી બંને દેશ વચ્ચે સલાહ રહી, પરંતુ ૧૩૫૫માં પાછી લડાઇ શરૂ થઇ. ક્રેસીના યુદ્ધનો મુખ્ય વિજેતા શ્યામ યુવરાજ બોર્ડો નામના ફ્રાન્સના એક નગરમાં રાજધાની કરીને રહ્યો, અને આસપાસના લોકો ઉપર કેર વર્તાવવા લાગ્યો. તેના સિપાઇઓ આસપાસનાં ગામો લૂટતા અને બાળતા. ફ્રેન્ચ લોકોથી આ ખમાયું નહિ એટલે તેમના રાજાની સરદારી નીચે એક મોટું સૈન્ય અંગ્રેજોની જોડે યુદ્ધ કરવા તૈયાર કરવામાં આવ્યું. શ્યામ યુવરાજે સંધિ કરવાની તત્પરતા બતાવી પરંતુ ફ્રેન્ચોને પોતાના બળની એટલે ખાતરી હતી કે તેઓએ તે માગણી સ્વીકારી નહિ, અને છેવટે પોઇટીયર્સનું યુદ્ધ થયું. અંગ્રેજોએ તેમાં પણ ક્રેસીનાં જેવીજ વ્યૂહરચના કરી હતી. ફરીથી એકવાર બહાદુર અંગ્રેજ તીરંદાજોએ પોતાનાથી ચારગણાં સૈન્યને ત્રાહે ત્રાહે પોકારાવી હરાવ્યું. ફ્રાન્સનો રાજા તેના કેટલાક અમીરો સાથે કેદ પકડાયો. શ્યામ યુવરાજે આ રાજકેદીનું ઉત્તમ રીતે સન્માન કર્યું, અને તેને પોતાના પિતા પાસે ઇંગ્લેન્ડ મોકલ્યો; ત્યાં તેને સ્કૉટલેન્ડના રાજાની સાથે કારાગૃહમાં રાખવામાં આવ્યો.

**અંતઃ**—આ વખતે સ્પેનમાં એક જુલમી રાજા પોતાની રૈયતને ખૂબ સતાવી રહ્યો હતો, તેથી તેની રૈયતે બળવો કરી તેને ગાદી ઉપરથી ઉડાડી મૂક્યો. તેણે શ્યામ યુવરાજની મદદ માગી. ત્યાં જીત તો મળી, પરંતુ શ્યામ યુવરાજ પાછો આવ્યો ત્યારે પૈસેટકે ખુવાર થઇ ગયો હતો, અને તેની તબીયત લથડી ગઇ હતી. લડાઇનાં લખલૂટ ખર્ચોને પહોંચી વળવા માટે તેને ફ્રાન્સની પ્રજા ઉપર ભારે કર નાખવા પડ્યા અને બીજી સખતાઇ કરવી પડી. ભૂખમરાથી પીડાતા લોકો આ નવો બોજો સહન ન કરી શકવાથી કકળી ઊઠ્યા, દેશમાં લૂટફાટ ચાલવા લાગી, અને છેવટે ખુલ્લો બળવો જાગ્યો. હવે અંગ્રેજોની પડતી આવી. ક્ષયરોગથી ઘેરાઇ ગએલા શ્યામ યુવરાજને સ્વદેશ જવું પડ્યું, અને તેની પછી આવેલા સરદારોમાં

તેના જેવી આવડત નહોતી, એટલે ધીમે ધીમે અંગ્રેજો પોતે મેળવેલો મુલક ખોવા લાગ્યા. ઇ. સ. ૧૩૭૫ માં અંગ્રેજો પાસે માત્ર બોર્ડો, બેયોન અને કેલે રહ્યાં. એડવર્ડને ઘણો ખેદ થયો; આટલો પરાજય જાણે પુરતો ન હોય તેમ એડવર્ડના મરણ પહેલાં એક વર્ષે શ્યામ યુવરાજ પણ મરણ પામ્યો. રાજાએ પોતાનું મન મોજમઝામાં વાળવા માંડયું, પરંતુ હૃદયનો શોક એમ શી રીતે શાંત થાય? આખરે ૧૩૭૭ માં ૫૫ વર્ષના લાંબા કાળ સુધી રાજ્ય કરીને આ રાજા દેવલોક પામ્યો.

તેનું રાજ્ય અનેક રીતે જાણવા યોગ્ય છે. સો વર્ષના વિગ્રહને લીધે અંગ્રેજોની શૂરવીરતા તો વખણાય, પરંતુ એ વિગ્રહને અંગે દેશના રાજ્યબંધારણમાં કેટલાક અગત્યના મુદ્દાઓ ઊઠયા, અને પાર્લમેન્ટના કેટલાક આજ સુધી ચાલતા આવતા હકો સ્થાપિત થયા. એ સર્વ વિગત એક જુદા પ્રકરણમાં આગળ વર્ણવવામાં આવશે. વળી કાળી મરકી અને તેને અંગે થએલો પ્રજાજીવનમાં ક્ષોભ, તથા જૉહ્ન વિકલીફના વિલક્ષણ ઉપદેશની અસર પણ યોગ્ય સ્થાને વર્ણવવામાં આવશે.

## રિચર્ડ ૨ જો ( ૧૩૭૭–૧૩૯૯. )

**વૉટ ટાઇલરનું બંડ:**—શ્યામ યુવરાજ તો તેના પિતાની પહેલાંજ મરણ પામ્યો હતો એટલે એડવર્ડના મરણ બાદ તેના પૌત્ર બાળક રિચર્ડને ગાદી મળી. રાજાની બાલ્યાવસ્થામાં નવ પટાવતોને રાજ્યવહીવટ ચલાવવા માટે નીમવામાં આવ્યા. ફ્રાન્સ જોડે લડાઇ ચાલતી હતી, ઇંગ્લેન્ડ હારતું જતું હતું, પરંતુ લોકોને ભારે કર ભરવા પડતા હતા. પૂર્વે એકઠાં થએલાં અનેક કારણોથી ખેડુતોમાં ઊંડો અસંતોષ વ્યાપી રહ્યો હતો; તેમના હક લુટાઇ જતા તે તેમનાથી સહી શકાતું નહિ. તેમાં વળી વિકલીફના અનુયાયીઓ દેશમાં ફરીવળી સર્વ મનુષ્યો સમાન છે એવો ઉપદેશ આપી રહ્યા હતા અને

લોકોમાં સડી ગએલા સમાજતંત્ર માટે તિરસ્કાર ઉત્પન્ન કરતા હતા.[૧] ફ્રાન્સનાં યુદ્ધમાં જઇ આવેલા સિપાઇઓ જ્યાં ત્યાં કહેતા હતા કે બખતરવાળા યોદ્ધાઓને પણ પુરો પડે તેવો અંગ્રેજ તીરંદાજ છે. આવી ઉશ્કેરાએલી સ્થિતિમાં બળવો થતાં કેટલી વાર ? એટલામાં પાર્લમેન્ટે માથાવેરો નાખ્યો અને સોળ વર્ષની ઉમર ઉપરના દરેક સ્ત્રી પુરુષે તે ભરવો એવો હુકમ કર્યો. કર ભરવાની લોકોએ ના પાડી અને ઉઘરાતદારોના જુલમ થવા લાગ્યા. કેન્ટમાં એક બેઅદબી ઉઘરાતદારે વૅાટ નામે ચાળાની પુત્રીનું અપમાન કર્યું અને ધુંધવાએલો અગ્નિ ભભૂકી ઊઠયો. લોકો ઉશ્કેરાઇ ગયા અને તેને મારી ગામમાંથી હાંકી કાઢયો. પછી કુહાડા, દાતરડાં, કોદાળી, પાવડા, કટાએલી તરવારો અને ભાંગેલાં ધનુષ્ય જે હાથમાં આવ્યું તે લઇને વૅાટની સરદારી નીચે તેઓ લન્ડન તરફ ચાલ્યા, અને રસ્તામાં અનેક લોકો તેમને આવી મળ્યા. લન્ડન પહોંચતાં તો એકાદ લાખ માણસ એકઠાં થઇ ગયાં. તેમણે રસ્તામાં ઘરો, અદાલતો, અને દફતરો બાળ્યાં, અને કેન્ટરબરીના ધર્માધ્યક્ષ જેવા અપ્રિય થઇ પડેલા અમલદારો અને વકીલોનાં ખૂન કર્યાં.

આવાં રાક્ષસી ટોળાંને આમ ચડી આવેલું જોઇ પાર્લમેન્ટ અને અમીરો તો ભયભીતજ થઇ ગયા, અને શું કરવું તે તેમને સૂઝયું નહિ. આવા કટોકટીના સમયે પંદર વર્ષના બાળક રાજાએ જે અસાધારણ ધૈર્ય અને સમયસૂચકતા બતાવ્યાં તે તેનામાં પછી કોઇ દિવસ જોવામાં આવ્યાં નથી. તે ઘોડેસ્વાર થઇ લન્ડન શહેરની બહાર આવી ફરેલા લોકોને મળવા ગયો, અને તમારે શું જોઇએ છીએ એમ પૂછ્યું. લોકોએ પોતાની માગણીઓ રજુ કરી અને રાજાએ એ સર્વ આપવાનું વચન આપ્યું. પરંતુ એના એક હજુરીઆએ વૅાટને નામીચો ચોર કહ્યો, કે વૅાટે તરવાર ઉગામી. રાજાની સમક્ષ આવી ઉદ્ધતાઇ

---

૧ જ્હૅાન બૅાલ નામનો એક પાદરી તો સર્વત્ર કહેતો ફરતો કેઃ

When Adam delved and Eve span
Who was then the gentleman ?

ચલાવનાર પર ગુસ્સે થઇને રાજાની જોડે આવેલા લન્ડનના મેયરે વૉટને કાપી નાખ્યો, અને લોકોમાં પોકાર ઊઠયો કે "મારો, મારો; આપણો સરદાર પડયો." "રિચર્ડે બહાદુરીથી ત્યાંથી ખસ્યા વિના જવાબ આપ્યો "તમે શું તમારા રાજાને મારશો? ચાલો, તમારો સરદાર હું." પછી તેમને ખેતરોમાં લઇ જઇ શાંત પાડયા. અજ્ઞાન અને ભોળા ખેડુતો રાજાનાં વચન પર વિશ્વાસ રાખી ત્રીખરાઇ ગયા. રાજાનું વચન પળાયું નહિ, અને ઉલટું આ બળવાથી ગભરાઇ ગએલા અમીરોએ ફરીથી આવું થવાજ ન પામે તેવી સખત સજા તે ખેડુતોને કરવાનો નિશ્ચય કર્યો. તેમના આગેવાનોને પકડી પકડી ફાંસી દેવામાં આવી અને હજારોને કતલ કરવામાં આવ્યા.

**રિચર્ડનો કારોબારઃ**—બાલ્યાવસ્થા પૂરી થતાંજ અમીરોના હાથમાંથી રિચર્ડે રાજ્યવહીવટ પોતાને હસ્તક લીધો અને શરૂઆતમાં તો ઠીક ઠીક ચલાવ્યું. દેશમાં સર્વત્ર શાન્તિ રહી, પરંતુ ઝાઝો વખત એમ ચાલ્યું નહિ. જે જે અમીરોને તે પોતાના વિરોધી માનતો અથવા પોતાની સ્વતંત્રતામાં આડા આવે એવા માનતો તેમને તેણે સજાઓ કરવા માંડી. પાર્લમેન્ટને તેણે ગણકારીજ નહિ અને લોકો ઉપર કેર વર્તાવવા માંડયો. પરંતુ તેનો નાશ કરનારાં બળ દેશમાં જાગી ચૂક્યાં હતાં.

રિચર્ડના કાકાનો દીકરો હેનરી નામે હતો, તે ઘણો લોકપ્રિય હતો, તે દેશમાં રહેશે તો આડે આવશે એમ જાણી રિચર્ડે તેને કોઇ નિમિત્તે દેશપાર કર્યો. જ્યારે રિચર્ડનો કાકો મરી ગયો ત્યારે તેની સર્વ જાગીરો તેણે જપ્ત કરી લીધી. પરંતુ એ જાગીરો હેનરીને આપવાનું તેણે વચન આપ્યું હતું. હવે હેનરીને એ જાગીરો લેવાનું બહાનું મળ્યું. રાજા આયર્લેન્ડમાં ગયો હતો તેનો લાભ લઇને હેનરી ઇંગ્લેન્ડમાં પાછો આવ્યો. સરદારો અને લોકો રિચર્ડના જુલમ અને બીનજવાબદાર અમલથી કંટાળેલા હતા, એટલે હેનરીને મદદ

બળતાં વાર લાગી નહિ. રાજા આવ્યો ત્યારે જોયું કે હવે તેનું કાંઇ વળે તેમ નથી, એટલે તેણે રાજ્યત્યાગ કર્યો, તેને કિલ્લામાં પૂરવામાં આવ્યો, અને પાર્લમેન્ટે હેનરીને ગાદી આપી. બીજે વર્ષે કિલ્લામાં રિચર્ડનું ખૂન કરવામાં આવ્યું; કેટલાક માને છે કે તે ભૂખમરાથી મરણ પામ્યો.

પ્લેન્ટેજીનેટ વંશવૃક્ષ.

હેનરી ૨ જો.
(૧૧૫૪–૧૧૮૯)



યોર્ક વંશવૃક્ષ. લેંકેસ્ટર વંશવૃક્ષ

એડવર્ડ ૩ જો.

૩ જો પુત્ર. | ૪ થો પુત્ર.

| લાયોનલ. | જ્હૉન.

| ફિલિપ્પા. | હેનરી ૪ થો. (૧૩૯૯-૧૪૧૩)

| રોજર | હેનરી ૫ મો. (૧૪૧૩-૧૪૨૨)

| આન | હેનરી ૬ ઠ્ઠો. (૧૪૨૨-૧૪૬૧)

| રિચર્ડ

| એડવર્ડ ૪ થો. (૧૪૬૧-૧૪૮૩) | રિચર્ડ ૩ જો. (૧૪૮૩-૧૪૮૫)

| એડવર્ડ ૫ મો. (૧૪૮૩)



# પ્રકરણ ૭ મું.

## લેંકેસ્ટર અને યોર્ક વંશ.

**હેનરી ૪ થો: ( ૧૩૯૯–૧૪૧૩ )—**

**લોક સત્તાની વૃદ્ધિ:**—રિચર્ડનું ખૂન થયું અને ગાદી ઉપર ૩જા એડવર્ડના ચોથા પુત્ર લેંકેસ્ટરના ઠાકોરનો પુત્ર હેનરી આવ્યો, એટલે પ્લેન્ટેજીનેટ વંશનો અંત આવીને લેંકેસ્ટર વંશની શરૂઆત થઇ. હેનરીનો ગાદી ઉપરનો દાવો ગેરવાજબી હતો; કેમકે ૩જા એડવર્ડના ૨જા પુત્રના વંશમાં એક છ વર્ષનો બાળક હયાત હતો, પરંતુ પાર્લમેન્ટે સર્વાનુમતે હેનરીનો હક સ્વીકાર્યો, તેથી વાસ્તવિક રીતે તો પાર્લમેન્ટની કૃપાથીજ હેનરી ગાદીએ આવી શક્યો.

**હેનરીની મુશ્કેલીઓ:**—વગર હકે ગાદી પચાવી પાડનારન રાજ્યમાં અનેક શત્રુઓ ઊભા થાય તેમાં શી નવાઇ? વેલ્સના ઠાકોરે રિચર્ડનો પક્ષ લીધો, સ્કૉટ લોકો વીફર્યા અને ફ્રાન્સના રાજાએ અંગ્રેજ રાજાઓની ફ્રાન્સમાં જે જાગીર હતી તે લેવાનો અને હેનરીના શત્રુઓને મદદ કરવાનો આ સરસ લાગ માન્યો, અને અનેક અમીર ઉમરાવો જેમાંના કેટલાક તો હેનરીના પક્ષમાં હતા, તેઓ તેની સામે ફરી બેઠા.

**પાર્લમેન્ટને પ્રસન્ન રાખવી:**—જે પાર્લમેન્ટે તેને ગાદી અપાવી તેને પ્રસન્ન રાખવા તેને અનેક ઉપાયો યોજવા પડતા, ને તેમની માગણીઓ સ્વીકારવી પડતી. હેનરીના રાજ્યમાં અનેક બંડો અને લડાઇઓ થઇ, તેના ખર્ચને પહોંચી વળવા તેની પાસે પૈસા ન હતા, એટલે તે મેળવવા માટે પણ તેને પાર્લમેન્ટની વારંવાર ગરજ પડતી. તેની આવી ગરજનો લાભ

લઇ પાર્લમેન્ટ તેને નાણું આપતા પહેલાં લોકોની ફરિયાદો પર ધ્યાન આપવાની ફરજ પાડી શકતી. આ રીતે આમની સભાનો નાણાં ઉપરનો કાબુ ધીમે ધીમે વધતો ગયો, અને રાજાને દ્રવ્ય મેળવવા માટે પાર્લમેન્ટની વધતી જતી સત્તાને નમી રહેવું પડયું. બીનહકદારી કરતાંએ આર્થિક તંગીએ રાજસત્તા ઉપર કાપ અને કાબુ મૂકયાં. આ ઉપરાંત પાદરીઓને પોતાના પક્ષમાં મેળવી લેવાની આશાએ તેણે તે સમયે લોકમાં અપ્રિય બનેલા લોલાર્ડોને નાસ્તિક ગણીને જીવતા બાળી મૂકવાનો કાયદો પણ કર્યો હતો.

અંતઃ—પરંતુ અનેક વર્ષોના પ્રયાસો કરી, ચિંતા અને ઉજાગરા વેઠી, અંતનાં વર્ષોમાં હેનરીએ પોતાની સત્તા સુસ્થિર કરી. સ્કૉટલેન્ડનો રાજા ફ્રાન્સમાં અભ્યાસ કરવા જતો હતો, તેને વચમાંથી પકડી લઇ પોતાને ત્યાં હેનરીએ કેદ રાખ્યો, અને પાછળથી પોતાની કુંવરી જોડે તેનાં લગ્ન કરી સ્કૉટલેન્ડને મૈત્રીના બંધને બાંધ્યું. ફ્રાન્સનો રાજા ગાંડો થઇ ગયો અને ગાદીને માટે અંદર અંદર એવી તકરાર ઊઠી કે ફ્રેન્ચ લોકોને દેશની બહાર નજર નાખવાનોએ વખત રહ્યો નહિ અને ઉલટું આ તકરારમાં વચ્ચે માથું મારવાનું ઇંગ્લેન્ડને બહાનું મળ્યું. જો કે હેનરી પોતે તો તટસ્થ રહ્યો. અંતનાં વર્ષોમાં રાજાની તબીઅત લથડી ગઈ હતી, અને રાજનાં કામો પર તેનાથી ધ્યાન પણ આપી શકાતું ન હતું. અંતે ઇ. સ. ૧૪૧૩ના માર્ચની ૨૦ મી તારીખે દેવળમાં પ્રાર્થના કરતાં તમ્મર આવી અને હેનરી મરણ પામ્યો.

અનેક કુટિલ અને કપટમય ઉપાયો વડે મેળવેલી રાજસત્તા હેનરીના વંશજોને શાપરૂપ થઇ પડી. મુકુટધારીઓને શિરે અસ્વસ્થતાનો[૧] જે અસહ્ય ભાર પડેલો હોય છે તે એકલા હેનરીનાજ મસ્તક પર

૧ Uneasy lies the head that wears a crown.
Henry IV. Shakespeare.

પડેલો ન હતો; પંદરમા સૈકાની શરૂઆતનાં લગભગ ૮૦ વર્ષ સુધી જ્યારે જ્યારે ઇંગ્લેન્ડની ગાદી ખાલી પડતી, ત્યારે હકદાર વારસની સામે દાવાદારો નીકળતા, દેશમા ઝગડા થતા, અવ્યવસ્થા ફેલાતી, અને પરિણામે અનેક જુના કુટુંબો નાશ પામતાં.

**હેનરી ૫ મો.** (૧૪૧૩-૧૪૨૨.)—બાલ્યાવસ્થામાં આ રાજાએ પિતાને બહુ દુઃખ દીધું હતું એમ કહેવાય છે. એક વખત તેના કોઇ દુરાચારી સોબતીને છોડાવવા જતાં ન્યાયાધીશને તેણે તમાચો માર્યો હતો, અને નીડર ન્યાયાધીશે કાયદાનું આવું અપમાન કરવા માટે તેને કેદની સજા ફરમાવી હતી. પરંતુ ગાદીએ આવતાં પહેલાં તો તેણે એક ચતુર યોદ્ધા અને કુશળ રાજનીતિજ્ઞ તરીકે નામના મેળવી હતી. ગાદીએ બેઠા પછી પણ તેણે પિતાને પગલે ચાલી દીર્ઘદૃષ્ટિવાળી નિષ્પક્ષપાત અને ન્યાયી રાજનીતિથી પ્રજાનાં દીલ જીતી લીધાં હતા.

**ફ્રાન્સ જોડે વિગ્રહ:**—રાજ્યમાં પોતાની સત્તા દૃઢ કરીને તેણે ફ્રાન્સ તરફ પોતાનું ધ્યાન આપવા માંડયું. આપણે જાણીએ છીએ કે ફ્રાન્સ જોડે ઇંગ્લેન્ડને વિગ્રહ ચાલતો હતો. વચ્ચે લડાઇ ચાલે, સંધિ થાય, વળી લડાઇ ચાલે, એમ થયા કરતું હતું. પરંતુ વિગ્રહ તો ચાલુજ ગણાતો હતો. ફ્રાન્સનો રાજા ગાંડો થઇ ગયો હતો, અને દેશમાં પક્ષ પડી જઇ લડાઇ ચાલતી હતી. આ સ્થિતિનો લાભ લઇ હેનરીએ ફ્રાન્સની ગાદી ઉપરનો પોતાનો હક આગળ કર્યો. તેનો આ હક અયોગ્ય હતો, પરંતુ તેને તો યુદ્ધરસીઆ અમીરોની લડવાની તીવ્ર આતુરતા અને પોતાનો રાજ્યલોભ તૃપ્ત કરવા માટે બહાનું જોઇતું હતું. તેણે ફ્રાન્સમાં જઇ નોર્મંડી ફરીથી જીતવાનો પ્રયત્ન કર્યો. હારફ્લુર નામનું બંદર હાથ કરી અંગ્રેજો કેલે જવા ઉપડયા, પરંતુ રસ્તામાંજ ફ્રેન્ચ લશ્કરે તેમને રોકયા અને ફ્રેન્ચો અને અંગ્રેજોને એઝંકૂર પાસે યુદ્ધ થયું. (ઇ. સ. ૧૪૧૫.) કાદવવાળી જમીનમાં ફ્રેન્ચો અંગ્રેજ તીરંદાજો પાસે લાચાર બની ગયા. ફ્રેન્ચ લોકોનાં લોખંડી બખતરો આ વખતે પણ તેમને નડયાં, અને ફરીથી

એકવાર તેઓએ સખત હાર ખાધી.[1] હેનરીના હાથમાં નોર્મંડી આવ્યું, અને દેશપરદેશમાં તેની પ્રતિષ્ઠા વધી. ઇ. સ. ૧૪૨૦ માં ફ્રાન્સ જોડે સંધિ થઇ, અને તેમાં ઠરાવવામાં આવ્યું કે હેનરી ફ્રાન્સનો રાજા જીવે ત્યાં સુધી રાજરક્ષક રહે, અને તેના મરણ પછી ફ્રાન્સનો રાજા બને. તે ફ્રાન્સના રાજાની કુંવરી જોડે પરણ્યો. હવે તે ઘણું ખરૂં ફ્રાન્સમાંજ રહેવા લાગ્યો; માત્ર કામ પ્રસંગેજ ઇંગ્લેન્ડ આવતો. ઇ. સ. ૧૪૨૧ માં તે ઇંગ્લેન્ડ આવ્યો હતો, ત્યાં તેને ખબર પડી કે સ્કૉટ લોકોની મદદ લઇને ફ્રેન્ચ લોકોએ લડાઇ શરૂ કરી અને તેનો ભાઇ કપાઇ મૂઓ. એકાએક હેનરી ફ્રાન્સ પાછો ગયો, અને ત્યાં અનેક ઘેરાઓ અને ચડાઇઓમાં ભાગ લઇ, ૩૫ વર્ષની નાની વયે અપૂર્વ કીર્તિ મેળવી મરણ પામ્યો તેના સમયમાં તેણે યુદ્ધવિદ્યા અને સૌજન્ય માટે કીર્તિ મેળવી, પરંતુ તેના વંશજોને એ નામના માટે ભારે દંડ આપવો પડ્યો.

## હેનરી ૬ ઠ્ઠો. ( ૧૪૨૨-૧૪૬૧. )

**ફ્રાન્સ જોડે યુદ્ધ ચાલુઃ**--હેનરી ૫ માના મરણ સમયે તેનો પુત્ર લગભગ બાર મહીનાનોએ ન હતો, એટલે રાજાએ દીર્ઘદૃષ્ટિથી મરતી વખતે પોતાના ભાઇ ડ્યુક ઑવ્ બેડ્ફર્ડને ફ્રાન્સનો અને નાનાભાઇને ઇંગ્લેન્ડનો રાજ્યરક્ષક નીમ્યો હતો, ચતુર અને રાજ્યનીતિમાં કુશળ બેડ્ફર્ડે અંગ્રેજોનો પગ ફ્રાન્સમાં મજબુત કર્યો, પરંતુ ફ્રાન્સનો રાજા મરણ પામ્યો અને તેના પુત્રે ચાર્લ્સ ૭ મા તરીકે ગાદીનો દાવો કર્યો. દેશના કેટલાક ભાગમાં તો લોકોએ તેને હકદાર વારસ તરીકે સ્વીકાર્યો પણ ખરો. બેડ્ફર્ડે અંગ્રેજ લશ્કરને લઇ ઓર્લીઅન્સ શહેરને ઘેરો ઘાલ્યો, પરંતુ હવેથી બાજીનો રંગ બદલાયો.

---

૧ ફ્રેન્ચ લોકોનું મોટું લશ્કર જોઇ હેનરીનો એક સરદાર " આપણી પાસે વધારે માણસ હોત તો કેવું સારૂં " એમ કંઇક બોલી ગયો તે સાંભળીને હેનરીએ જે શૌર્યભર્યો ઉત્તર આપ્યો તે શેક્સ્પિયરના હેનરી ૫ મો નામના નાટકના ૪ થા અંકના ૩ જા પ્રવેશમાં વાંચવા જેવો છે.

ફ્રાન્સને એક અણુચિંતવી મદદ મળી. જોન ઓવ્ આર્ક નામની નમ્ર, ધાર્મિક, દયાળુ, અને કોમળ હૃદયની એક ફ્રેન્ચ ખેડુત કન્યાનો આત્મા પોતાના દેશનું દુ:ખ જોઇ બહુ અકળાઇ ઊઠયો; તે સ્વપ્નો જોવા લાગી, અને તેને ગેબી પ્રેરણા થવા લાગી કે " ઊઠ, ફ્રાન્સનો ઉદ્ધાર કર. " તેણે સિપાઇઓને કહ્યું કે મને રાજા પાસે લઇ જાઓ. ત્યાં તેણે પોતાનાં સ્વપ્નો અને પ્રેરણાની વાત કરી. રાજાએ ઘણી ખુશીથી તેને લશ્કર આપ્યું. સફેદ બખતર પહેરી હાથમાં ફ્રેન્ચ ઝુંડો ફરકાવતી, સોનેરી સાજવાળા ઘોડા ઉપર બેસી આ અદ્દભુત વીરબાળા ઓર્લીઅન્સ આવી પહોંચી. તેને જોઇ નિરાશ થઇ ગએલા ફ્રેન્ચ સૈનિકોમાં જોમ અને શુરાતન આવ્યાં. ભય અને આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગએલા અંગ્રેજોએ તેને માર્ગ આપ્યો અને ઓર્લીઅન્સનો ઘેરો ઊઠયો. પછી રાજાને રિમ્સ લઇ જઇ તેણે પરાપૂર્વની રીત પ્રમાણે તેનો રાજ્યાભિષેક કર્યો, અને કહ્યું " મહારાજ, હવે મારી પ્રેરણા બંધ થઇ ગઇ છે, મને મારે ગામ જવાની રજા આપો. " પરંતુ ફ્રેન્ચ લોકો તો તેને દેવી માનતા હતા એટલે ઓર્લીઅન્સની કુમારિકાને જવા કેમ દે ? છેવટે બે વર્ષમાં તો એ બાળા અંગ્રેજોના હાથમાં કેદ પકડાઇ, અને અંગ્રેજોએ તેને ડાકણ કહી જીવતી બાળી મૂકી, ( ઇ. સ. ૧૪૩૧ ). પરંતુ ફ્રાન્સમાં હવે અંગ્રેજ સત્તાનો અંત આવવાનું નિર્માણ થયું હતું; જોને જાગૃત કરેલી પ્રજાભાવનાને પરિણામે ફ્રેન્ચ લોકો અંદર અંદર સંપી ગયા અને ખરા દીલથી પોતાના રાજાને મદદ કરવા લાગ્યા. અંગ્રેજો એક પછી એક મુલક ગુમાવતા ગયા. વળી આ વખતે બેડફર્ડ મરણ પામ્યો, ને ઇંગ્લેન્ડમાં પક્ષ પડયા. આખરે ઇ. સ. ૧૪૫૩ માં અંગ્રેજોના હાથમાંથી માત્ર કેલે અને બીજા થોડા મુલક સિવાય ફ્રાન્સનો સર્વ મુલક જતો રહ્યો.

સો વર્ષના વિગ્રહનો આવો અંત આવ્યો. અંદર અંદરની રાજખટપટ અને ઉમરાવોમાં પડી ગએલા પક્ષોના પરસ્પર પ્રપંચને

પરિણામે હેનરીએ પોતાના પૂર્વજોએ સંપાદન કરેલા દેશો અને કીર્તિ ખોયાં. પરંતુ રાજા નમાલો હોય, પાર્લમેન્ટમાં સડો પેસી ગયો હોય, અને સરદારો ખટપટી હોય ત્યાં આ સિવાય બીજું કયું પરિણામ સંભવે ? દેશમાં કરનો બોજો વધી ગયો હતો, અને લોકો ચાલતી રાજ્યવ્યવસ્થાથી એટલા કંટાળી ગયા હતા કે એક પરગણાના લોકોએ તો બંડ પણ ઉઠાવ્યું હતું.

**ગુલાબનો વિગ્રહ**:—આવી તકનો લાભ લઇને યોર્કના ડાહ્યા રિચર્ડે પાર્લમેન્ટમાં સુધારો કરવાની જરૂર છે એવો પોકાર ઉઠાવ્યો અને લશ્કર એકઠું કરવા માંડયું. અનેક અસંતુષ્ટ ઉમરાવો અને લોકો તેના પક્ષમાં મળી ગયા. રિચર્ડે ફ્રાન્સ અને આયર્લેન્ડમાં રાજ્યની નીમકહલાલીભરી નોકરી કરી હતી અને પોતાના શૌર્ય માટે દેશમાં નામના મેળવી હતી; વળી તે રાજાનો નજીકનો સગો થતો હતો, એટલે તેણે રાજ્યવહીવટ પોતાને હસ્તક મુકાવો જોઇએ એવી માગણી કરી. છતાં શરૂઆતમાં તો તેનું કોઇએ ઝાઝું સાંભળ્યું નહિ. એટલામાં દૈવયોગે રાજા ગાંડો થયો અને રિચર્ડને રાજરક્ષક નીમવામાં આવ્યો; થોડા વખતમાં રાજાનો રોગ જતો રહ્યો અને યોર્કને રજા આપવામાં આવી. હવે તેણે પોતાને વતન જઇ લશ્કર એકઠું કરવા માંડયું, અને પોતે એડવર્ડ ૩ જાના ત્રીજા પુત્રના વંશમાં જન્મેલો છે, એમ કહી તેણે ગાદીનો દાવો કર્યો. દેશમાં રાજાનો અને રિચર્ડનો એમ બે પક્ષ પડી ગયા અને તરવારો ખેંચાઇ. ઇ. સ. ૧૪૫૫માં સેન્ટ આલબન્સની લડાઇમાં યોર્ક જીત્યો, અને રાજા પકડાયો. પરંતુ થોડા વખતમાં માર્ગરેટે મોટું લશ્કર એકઠું કરી યોર્કને હરાવ્યો, અને દેશમાંથી નસાડી મૂક્યો.

સેન્ટ આલબન્સના યુદ્ધથી શરૂ થએલો જે વિગ્રહ દેશમાં ૩૦ વર્ષ સુધી ચાલ્યો તેને 'ગુલાબનો વિગ્રહ' કહેવામાં આવે છે; કેમકે લેંકેસ્ટર પક્ષ ( રાજપક્ષ ) વાળાઓએ પોતાના વાવટા ઉપર રાતા ગુલાબનું, અને યોર્ક પક્ષ ( રિચર્ડપક્ષ ) વાળાઓએ સફેદ ગુલાબનું ચિહ્ન રાખ્યું હતું. લેંકેસ્ટવંશના રાજાઓની એકંદર નિર્બ–

બતા, પાર્લમેન્ટમાં પેઠેલો સડો, વધી ગએલા કરો, ઇત્યાદિ અનેક રાજકીય કારણોથી પ્રજામાં ઉત્પન્ન થએલા અસંતોષને આગળ કરી આ વિગ્રહનો આરંભ કરવામાં આવ્યો, પરંતુ આખરે તો ઉમરાવો અને તેના નોકરો સામસામાં પક્ષમાં લડયા. દેશના ખેડુતો અને વેપારીઓ જાણે કંઇજ બનતું નથી એમ પોતાનું કાર્ય કર્યે જતા હતા એટલે આ વિગ્રહમાં ઊંડા ઉતરવાની આપણે જરૂર નથી. ૩૦ વર્ષના લાંબા ગાળામાં યોર્ક અને લેંકેસ્ટર પક્ષવાળાની વારાફરતી હારજીત થતી. જેમ જેમ લડાઇ આગળ વધતી ગઇ, તેમ તેમ બંને પક્ષમાં વેર વધતું ગયું, અને સામા પક્ષવાળા પકડાય તો તેના ઉપર જુલમ પણ વધતા ગયા. હેનરી અનેક વાર કેદમાં પકડાયો અને વળી છુટો થયો. ઇ. સ. ૧૪૬૦માં રાજા કેદ પકડયો એટલે રાણીએ પોતાના પુત્રને નામે યુદ્ધ જારી રાખ્યું અને સ્કૉટલેન્ડથી લશ્કર લાવી રિચર્ડને હરાવ્યો. ઇ. સ. ૧૪૬૦માં વેકફિલ્ડના ભયંકર યુદ્ધમાં યોર્કપક્ષવાળાની સખત હાર થઇ અને રિચર્ડ મરાયો. યોર્કપક્ષવાળાઓએ રિચર્ડના પુત્ર એડવર્ડનો હક આગળ કરી રાણીને હરાવી, અને એડવર્ડનો લન્ડનમાં રાજ્યાભિષેક કરવામાં આવ્યો, ( ઇ સ. ૧૪૬૧. ) હેનરીના નમાલા રાજ્યથી કંટાળેલી પ્રજાએ પ્રતાપી અને શાન્તિમય રાજ્યની આશાએ એડવર્ડને રાજા તરીકે સ્વીકાર્યો. આ પ્રમાણે લેંકેસ્ટર વંશનો અંત આવ્યો અને ઇંગ્લેન્ડની ગાદી યોર્કવંશમાં ગઇ.

એડવર્ડ ૪ થો: ( ૧૪૬૧-૧૪૮૩. )

**યોર્ક વંશના રાજાઓઃ**—યોર્ક કુળનો એડવર્ડ ગાદીએ તો આવ્યો, પરંતુ તેનાથી જંપીને બેસી શકાય તેમ ન હતું. તરવારના જોરે મેળવેલું રાજ્ય તરવારના જોર વડેજ સાચવી રાખવાનું હતું. હેનરીની બહાદુર રાણી હજુ પોતાના પતિ અને પુત્રને ગાદી અપાવવા માટે જોસભેર લડતી હતી. ઇ. સ. ૧૪૬૧માં ટાઉટનની ખુનખાર લડાઇમાં તે હારી, તો પણ પાછી ફ્રેન્ચ અને સ્કૉટ લોકોની મદદ લઇને આવી. ઇ. સ. ૧૪૬૪માં હેકસામ પાસે ભયંકર યુદ્ધ થયું,

તેમાં લેંકેસ્ટર પક્ષવાળાઓનો ઘાણ નીકળી ગયો, રાણી અને તેના પક્ષના માણસો દૂર દેશમાં નાસી ગયાં, અને હેનરી કેદ પકડાયો. પછીનાં આશરે દસ વર્ષ પ્રમાણમાં શાન્તિમાં ગયાં. પરંતુ લડાઇના વખતમાં દબાઇ રહેલી એડવર્ડની અધમ વાસનાઓ છુટી થતાંજ તેના દરબારમાં અનેક અનાચરો થવા લાગ્યા. તેણે એક હલકા કુળની વિધવા જોડે લગ્ન કરી તેનાં સગાંવહાલાંઓને રાજ્યમાં મોટી પદવીઓ આપી. આથી તેના પક્ષના આધારસ્તંભ અર્લ ઑફ વૉરિક જોડે તેનો સંબંધ બગડયો.

**ગાદી માટે યુદ્ધ:**—વૉરિકે પોતાની સત્તા વધારવા માટે રાજાનું લગ્ન ફ્રેન્ચ રાજકુમારી જોડે અથવા પોતાની દીકરી જોડે કરવા ધાર્યું હતું. પરંતુ રાજાએ લગ્ન કરી લીધું એટલે તેણે પોતાની દીકરીનો વિવાહ રાજાના નાના ભાઇ જોડે કર્યો. રાજાને આ વાત ગમી નહિ, અને બંનેનાં મન ઊંચાં થયાં. વૉરિકે ફ્રાન્સમાંથી એકાએક ધસારો કરી રાજાને કેદ કરી લીધો, પરંતુ રાજા તુરંગમાંથી નાઠો અને વૉરિકને ક્લેરેન્સ જોડે ફ્રાન્સ નાસી જવાની જરૂર પડી. ત્યાં તે પદભ્રષ્ટ માર્ગરેટને મળ્યો, અને પોતાની પુત્રી તેના કુંવર એડવર્ડને આપી તેને ગાદી ઉપર બેસાડવાનું માથે લીધું. ઇ. સ. ૧૪૭૦માં વૉરિક ઇંગ્લૅન્ડ ઉપર લશ્કર લઇ ચડી આવ્યો અને એક માસની અંદર એડવર્ડને હરાવી ફ્લાન્ડર્સ તરફ નાસી જવાની ફરજ પાડી. વૃદ્ધ હેનરીને કિલ્લામાંથી બહાર કાઢી તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો, અને ઘડીભર લેંકેસ્ટર વંશ પાછો ચાલુ થયો. લોકોએ એડવર્ડનો પક્ષ તજી હેનરીનો પક્ષ સ્વીકાર્યો.

પરંતુ ૧૪૭૧માં એડવર્ડે લશ્કર એકઠું કરી વૉરિક ઉપર હલ્લો કરી ગાદી હાથ કરવાની તજવીજ કરી. તેનો નાનો ભાઇ ક્લેરેન્સનો ડ્યુક જે અત્યાર સુધી વૉરિકની જોડે સામેલ હતો, તેને લાગ્યું કે આ તો લેંકેસ્ટર વંશમાં ગાદી જવા બેઠી, એટલે તે પોતાના ભાઇને જઇ મળ્યો. ઇ. સ. ૧૪૭૧માં બાર્નેટના યુદ્ધમાં વૉરિક હાર્યો

અને મરાયો. માર્ગરેટ અને તેનો પુત્ર પાછળથી આવી પહોંચ્યાં તેમને બીજી લડાઇમાં હરાવી એડવર્ડે લેંકેસ્ટર પક્ષની સઘળી આશાઓ અસ્તવ્યસ્ત કરી નાખી. માર્ગરેટનો પુત્ર યુદ્ધમાં મરાયો અને બિચારા હેનરીને કેદમાં નાખી ત્યાં તેનો ઘાત કરાવવામાં આવ્યો. આમ લેંકેસ્ટર શાખાના છેલ્લા પુરુષનો અંત આવ્યો. માર્ગરેટ કેદ પકડાઇ હતી, તેને તેના ભાઇએ પૈસા આપીને છોડાવી એટલે તે ફ્રાન્સ જઇને રહી.

હવે એડવર્ડનો પગ મજબુત થયો. તેના પ્રતિપક્ષીઓ બધા મરી ખુટયા હતા, અને જે બાકી હતા તેમને તેણે નિર્દયતાથી પૂરા કરવા માંડયા. પોતાની આડે આવે તેવા પારકા કે પોતાના કોઇને રસ્તામાંથી ફેંકી દેતાં તે જરા વાર લગાડે તેવો નહતો પોતાના ભાઇ કલેરન્સને પણ રાજદ્રોહના વાંકે કેદમાં પૂરી ત્યાં ( કહે છે કે ) દારૂના પીપમાં ડુબાવી મારી નાખ્યો. સત્તાના તોરમાં પાર્લમેન્ટની તે કદી પરવા કરતો નહિ અને પૈસાની જરૂર પડે ત્યારે તેને પૂછયા વિના લોકો પાસેથી તે ઉઘરાવી લેતો. તેની વિષયાસક્તિ, સખતાઇ, અને અભિમાનને લીધે લોકો કાયર થઇ ગયા હતા, એટલે ૧૪૮૩માં જ્યારે તે મરણ પામ્યો ત્યારે લોકો હરખાયા. એડવર્ડ બે પુત્રો મૂકી ગયો હતો તેમાંથી મોટા પુત્રના નામની આણ હોંસભેર ફેરવવામાં આવી.

એડવર્ડ ૫ મોઃ—(૧૪૮૩) બિચારો તેર વર્ષનો બાળક ગાદીએ આવ્યો તે મરવાને માટેજ. તેની મા અને મામાએ રાજ્યવહીવટ પોતાને હસ્તક રાખવા ખટપટ તો ઘણીએ કરી, પરંતુ પાર્લમેન્ટે બાળ રાજાના કાકા રિચર્ડને રાજ્યરક્ષક ઠરાવ્યો. રિચર્ડે એકદમ રાજાના મામાને પકડી ફાંસી દીધી અને રાણીને કેદ કરી. હવે તેણે ગાદી પડાવી લેવાની તજવીજ કરવા માંડી. લાર્ડ હેસ્ટિંગ્સ નામના જે ઉમરાવની મદદથી તે રાજ્યરક્ષક નિમાયો હતો તેણે આ નીચ પેરવીમાં ભળવાની ના પાડી, એટલે એક દિવસે રિચર્ડે ભરસભામાં હથિયારબંધ સિપાઇઓ જોડે આવી તેને પકડી લીધો અને 'મારી વિરૂદ્ધ ખટપટ કરે છે' એવું આળ મૂકી તેનો શિરચ્છેદ કરાવ્યો. વળી

ગાદી પોતાને મળે એટલા માટે તેણે વાતો ફેલાવવા માંડી કે એડવર્ડનાં લગ્ન કાયદા વિરૂદ્ધનાં હતાં; કેમકે પરણ્યા પહેલાં એડવર્ડનું બીજી સ્ત્રી જોડે સગપણ થયું હતું, અને તેથી ગાદીનો હક કુંવરનો નહિ પણ પોતાનો હતો. આખરે પાર્લમેન્ટ અને શહેરીઓની સંયુક્ત સભાએ તેને ગાદી સ્વીકારવાની વિનંતી કરી, જે તેણે ઘણી આનાકાની સાથે સ્વીકારી.

રિચર્ડ ૩ જો:-( ૧૪૮૩-૧૪૮૫ ) બાળક એડવર્ડને કેદ કરી રિચર્ડ ઘણા ઠાઠમાઠ સાથે ગાદીએ આવ્યો, અને કેટલાક દિવસ તો બધું ઠીક ઠીક ચાલ્યું. પરંતુ રાજકુમારોને રિચર્ડે કેદ કર્યા હતા તે લોકોને ગમ્યું નહિ, અને તેને વિષે પ્રજામાં અનેક પ્રકારની વાતો ચાલવા લાગી. એમ કહેવાય છે કે તેણે બિચારા નિર્દોષ રાજકુમારોને પથારીમાં ગુંગળાવીને મારી નંખાવ્યા અને તેમનાં શબ દાદર નીચે દાટી દેવાનો હુકમ કર્યો. એક વાત તો ચોક્કસ હતી કે કેદખાનામાં ગયા પછી રાજકુમારો ફરી દેખાયા નહિ. એમની હત્યાની વાત ખરી કે ખોટી હોય પરંતુ લેંકસ્ટર પક્ષવાળાઓ જે ફ્રાન્સમાં જઇ રહ્યા હતા એમને તો એટલુંજ જોઇતું હતું તેમણે રિચમંડના ડ્યુક હેનરી ટ્યૂડરને પોતાના પક્ષનો અગ્રેસર બનાવી, ગાદી મેળવવા ફરીથી તજવીજ કરવા માંડી. વળી આ કુટુંબો વચ્ચેનો રોજનો વિખવાદ બંધ પાડવા માટે હેનરીએ એડવર્ડ ચોથાની કુંવરી જોડે લગ્ન કરવાં એવું પણ લીધું. ગાદી ઉપર હેનરીનો હક તો નહિ જેવો હતો, છતાં રિચર્ડના અમલથી કંટાળેલા લોકોએ હેનરીનો હક પણ કબુલ રાખ્યો. ઇ. સ. ૧૪૮૫ માં હેનરી પોતાનાં પક્ષવાળાઓની સાથે નાનું લસ્કર લઇને ઇંગ્લેન્ડમાં ઉતર્યો; હજારો લોકો તેને મળી ગયા, અને બોસ્વર્થ પાસે રિચર્ડ જોડે તેનો ભેટો થયો. અનેક અમીરો વિશ્વાસઘાત કરી હેનરીને જઇ મળ્યા. પરંતુ રિચર્ડ તો બહાદુરીથી લડયો અને લડતાં લડતાં પડયો. તેનો મુકુટ થોરની વાડમાં પડયો હતો, ત્યાંથી ઉપાડી લઇ એક અમીરે હેનરીના મસ્તક ઉપર મૂકી પોકાર કર્યો "મહારાજા ઘણું જીવો." અનેક

લડાઇઓ, પ્રપંચો, કુટિલતા અને ખૂનામરકી ભરેલા 'ગુલાબના વિગ્રહ' જોડે યોર્ક વંશનો અંત આવ્યો, અને જોડે જોડે પ્લેન્ટેજીનેટ વંશના સીધા વારસોનો પણ અંત આવ્યો.

રિચર્ડ પાતળો, ઠીંગણો અને સહેજ ખુંધો હતો, છતાં તેનો ચહેરો દેખાવડો અને તેની રીતભાત આકર્ષક હતી. તે લુચ્ચો હતો અને કોઇનું ભુડું કરતાં વાર ન લગાડે એવો હતો, છતાં તે સ્વભાવે બુદ્ધિશાળી અને ઉદ્યોગી હતો. વળી તે વિચારશીલ રાજા હતો. ઇતિહાસમાં તેને જહ્વાન કરતાં જરાએ ઉતરે નહિ એવો રાક્ષસી સ્વભાવનો દુષ્ટાત્મા માનવામાં આવે છે, છતાં એટલું યાદ રાખવા જેવું છે કે તેણે દેશમાં સારી રીતે રાજ્ય ચલાવ્યું હતું, અને કેટલાક સારા ધારાઓ દાખલ કરાવ્યા હતા. વળી વેપારઉદ્યોગને ઉત્તેજન આપ્યું હતું, પ્રાથમિક સ્વરૂપમાં ટપાલ ઑફિસની પદ્ધતિ તેના વખતમાં દાખલ થઇ હતી, અને વિદ્યાવૃદ્ધિ અને પુસ્તકપ્રચારનાં કાર્યોને પણ તેણે ઉત્તેજન આપ્યું હતું.

## પ્રકરણ ૮ મું.



## પ્રજાજીવનનો વિકાસ.



### ૧. રાજકારણ



ઇતિહાસના આરંભકાળથીજ અંગ્રેજ પ્રજામાં સ્વતંત્રતા માટે ઊંડો પ્રેમ જણાઇ આવે છે. સેક્સન લોકો જર્મનીના જંગલોમાં પણ છુટીછવાઇ ટોળીઓમાં રહેતા, અને જરૂરને સમયે એકાદો સરદાર પસંદ કરી લેતા. વળી તેના મરણ બાદ તેના પુત્રને સરદારી આપવાને બદલે નવો સરદાર પસંદ કરતા. લડાઇટંટાના વખતમાં આવા

સરદારને વધારે અખત્યાર આપવામાં આવતો. આ રીતે ધીમે ધીમે સત્તાધીશ અને બળવાન્ અમીર વર્ગ ઊભો થયો. ઇંગ્લેન્ડનું રાજ્ય જેમ જેમ મોટું થયું તેમ તેમ આ અમીરો વધવા લાગ્યા અને રાજા ઉપર અંકુશ રાખનારા થયા. તે સમયમાં વિટન કરીને લોકસભા હતી તેને પૂછ્યા વિના રાજાથી કશું અગત્યનું કાર્ય કરી શકાતું નહતું. હજુ જો કે તેમાં બેસનારાઓની પસંદગી રાજાજ કરતો અને તેમાં રાજકુટુંબીઓ, ધર્માધ્યક્ષો, જાગીરદારો અને બીજા જેને રાજા બોલાવે તે સર્વ આવતા, છતાં તેઓનું પ્રબળ દેશમાં વધ્યું અને રાજાને તેમની સલાહ પ્રમાણેજ ચાલવું પડતું. હજુ વંશપરંપરા ગાદી આપવાનો ધારો ચાલતો નહતો; ગાદીવારસ નીમવાની સત્તા વિટનના હાથમાં હતી. આજ સભાએ હેરોલ્ડને ગાદી આપી હતી અને પરદેશી વિલિયમ વિજેતાને ઇંગ્લેન્ડનો રાજા સ્વીકાર્યો હતો. આમ જોતાં અત્યારના ઉમરાવોની સભાને મળતી આ વિટન કહી શકાય; કેમકે તેમાં લોકોએ મોકલેલા પ્રતિનિધિઓ બેસતા નહતા.

નોર્મન વિજય પછી બળવાન્ અમીરો અને રાજાઓ વચ્ચે ટંટાઓ ચાલ્યા. તમે વાંચી ગયા છો કે યુરોપના બીજા દેશોની પેઠે ઇંગ્લેન્ડમાં પણ જાગીરદારો જોરાવર થઇ પડી રાજાને પણ હંફાવી ન જાય એ માટે ચતુર વિલિયમે તેમને જે જાગીરો આપી તે એક સ્થળે ન આપતાં છુટી છુટી આપી હતી, અને તેમાં વસેલા તમામ ભાડુતો, ખેડુતોને સોગન લેવડાવ્યા હતા કે 'હું મારા રાજાને વફાદાર રહીશ' પોતાના ન્યાયાધીશો નીમીને અમીરોની સત્તા તોડવાની નીતિ હેનરી ૧લાએ ચાલુ રાખી, પરંતુ તે ગાદીએ આવ્યો ત્યારે રોબર્ટને ખસેડી પોતાને ગાદી મળે તેટલા માટે પ્રજાને એક સનંદ કરી આપી. દેશના કાયદા પ્રમાણે ચાલવાનું તેને વચન આપવું પડયું આમ અંગ્રેજી રાજ્યબંધારણના "રાજા કાયદાથી પર નથી" એ સૂત્રનાં બીજ પહેલવહેલાં નંખાયાં. હેનરી રજાએ પણ એજ નીતિ ચાલુ રાખી. તેણે લડાઇના સમયમાં અમીરો પાસેથી લશ્કર લેવાને બદલે પૈસા

લેવા માંડયા, અને તે વડે પોતાને વફાદાર રહે એવા ભાડુતી સિપાઇઓ રાખી જાગીરદારોનો મદ ઉતાર્યો. હવે રાજસત્તા સર્વોપરિ થઇ પડી. હજુ સુધી સામાન્ય પ્રજાના હકનો કોઇને વિચાર નહોતો આવ્યો. હેનરીએ ન્યાય એક સરખો તોળવાનો પ્રયત્ન કર્યો. તેમાં કેવી રીતે ધર્મખાતા જોડે આથડયો, કલેરન્ડનના ધારા પસાર થયા અને તેને પરિણામે બેકેટની હત્યા થઇ તે સર્વ તમે જોઇ ગયા છો. હેનરી ફાવ્યો નહિ; ધર્મખાતાની અદાલતો તૂટી નહિ.

નિષ્ઠુર અને બેવચની જૉહ્નના અત્યાચારથી ત્રાસેલા અંગ્રેજો અને નોર્મનો ભેદભાવ ભૂલી જઇ એક થઇ ગયા. ચતુર અને દીર્ઘદૃષ્ટિવાળા અમીરો પ્રજાના અગ્રણી થઇ રાજાને કાયદા પ્રમાણે વર્તવાની ફરજ પાડવા મહેનત કરવા લાગ્યા. તેમણેજ પોતના સંયુક્ત બળથી મોટો પટ્ટો લખાવી લીધો, અને પ્રજાસમસ્તના હકો માટેની માગણી કરવામાં આવી. તેમાં એક માગણી એવી હતી કે રાજા મહાજનની સંમતિ વિના કર નાખી શકે નહિ; જો કે આ સમયે મહાજનમાં તો ધર્માધ્યક્ષો અને અમીરો બેસતા, અને પ્રજાના સામાન્ય માણસને તેમાં બેસવાનો હક ન હતો, છતાં આ માગણીથી એક અગત્યના પ્રજાહકનો સ્વીકાર થયો અને તે એ કે રાજા પાર્લમેન્ટની મંજુરી વિના કોઇ પણ પ્રકારનો કર નાખી શકે નહિ.

પ્રજાપ્રતિનિધિ સભાની ખરી સ્થાપના હેનરી ૩જાના સમયમાં થઇ. તે રાજા પોતાના પરદેશી માનીતાઓને બોલાવી દેશનું દ્રવ્ય બરબાદ કરી વારંવાર મહાજન પાસે વધારે નાણાંની માગણી કરી રહ્યો હતો. આખરે સાઇમન ડી મોન્ટફર્ટે રાજ્યવહીવટમાં સુધારા કરવાની રાજાને ફરજ પાડી. અત્યાર સુધી મહાજનમાં અમીરો અને ધર્માધ્યક્ષો આવતા, પરંતુ તેણે દરેક પરગણામાંથી અને દરેક નગરમાંથી બબ્બે લોકપ્રતિનિધિઓ બોલાવ્યા, અને ઇતિહાસમાં પહેલીજ વાર દેશના રાજ્યકારભારમાં સામાન્ય લોકોને ભાગ મળ્યો.

હાલની અંગ્રેજ પાર્લમેન્ટ ખરેખરી તે વખતે રચાઇ. ગરાસિયાઓ ( knights ) અને શહેરીઓની તે **આમની** સભા બની, અને ઉમરાવો અને ધર્માધ્યક્ષોની **ઉમરાવોની** સભા બની.

શરૂઆતમાં સભાના કંઇ આવા બે ભેદ ન હતા. પહેલાં તો બધા પ્રતિનિધિઓ એકજ મકાનમાં ભેગા બેસતા. ઇ. સ. ૧૪૧૩ માં બે સભાઓ જુદા મકાનમાં મળી, ત્યારથી આજ પર્યંત **હાઉસ ઑવ્ લૉર્ડ્ઝ "–અમીરોની સભા**, અને **' હાઉસ ઑવ્ કૉમન્સ ' –આમની સભા** એવા બે વિભાગ પાર્લમેન્ટમાં ચાલે છે.

પરંતુ આ પ્રતિનિધિસભાનું સંપૂર્ણ પ્રજાકીય સ્વરૂપ તો એડવર્ડ ૧લાએ ઇ. સ. ૧૨૯૫માં આદર્શ પાર્લમેન્ટ બોલાવી ત્યારે ઘડાયું. એડવર્ડને લડાઇ માટે નાણાં જોઇએ અને પાર્લમેન્ટની મંજુરી વિના નાણાં કોણ આપે[1] ? આ પ્રમાણે કર નાખવાનો હક તો પાર્લમેન્ટનોજ એ તત્ત્વનો બરાબર અમલ થવા લાગ્યો. ધીમે ધીમે આ સ્થિતિનો લાભ લઇ પાર્લમેન્ટે જુદા જુદા હકો રજુ કરવા માંડયા અને અમુક હક પહેલાં મંજુર કરો તો નાણાંની સગવડ કરી આપીએ એવી હઠ પકડવા માંડી. હજુ સુધી કાયદા ઘડવાની તેને સત્તા ન હતી, તેમજ સંધિવિગ્રહ જેવી અગત્યની રાજદ્વારી બાબતોમાં તેનો મત પુછાતો નહિ. રાજાના પ્રધાનો ઉપર તેનો દાબ તો હોયજ ક્યાંથી ? એડવર્ડ ૩ જાને ફ્રાન્સ જોડે મહાન્ યુદ્ધ કરવું પડેલું અને તેમાં તેને નાણાંની ગરજ પડતી, એટલે પાર્લમેન્ટ વારંવાર મેળવવી પડતી. આ પ્રમાણે નાણાંનો કણ આવવાથી પાર્લમેન્ટની સત્તા વધતીજ ગઇ. કેટલાક અમીરો જોડે એડવર્ડે સંબંધ બાંધી તેમને મેળવી લીધા એટલે પ્રજાહકની લડત કરવાનું કામ ધીમે ધીમે આમની સભા ઉપર આવી પડયું.

---

૧ ફ્રેન્ચ ધાતુ Parler ' બોલવું ' ઉપરથી પાર્લમેન્ટ શબ્દ આવ્યો છે. ઇંગ્લંડમાં અમીરોની એક સભા ૧૨૪૬માં મળી ત્યારે પહેલવહેલો એ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો.

છતાંએ એમ સમજવાનું નથી કે દેશમાં સામાન્ય લોકો આગળ આવ્યા. હજુ મદોન્મત્ત જમીનદારોનું પ્રાબલ્ય ઓછું થયું ન હતું; પાર્લામેન્ટ પણ તેમનાથી દબાઇ જતી. એડવર્ડ કે રિચર્ડ રાજાને પદભ્રષ્ટ કરાવનાર આ ખટપટી જમીનદારોજ હતા. હેનરી ૬ ઠ્ઠો નબળો નીવડ્યો, અને અમીરો અંદર અંદર ગાદી માટે લડી મુઆ. ત્રીસ વર્ષના લાંબા સમય સુધી દેશમાં દગોફટકો, નિષ્ઠુરતા, કૃતઘ્નતા અને કલહ વધી પડ્યાં, બે પક્ષોનાં કેટલાંએ માણસ મરાયાં, અને છેવટે **હેનરી ટ્યૂડર** વિજયી થયો. પ્રજાએ તેને ગાદી આપી. અમીરોનાં માણસો મરાયાં, તેમની મિલ્કતો જપ્ત થઇ, અને તેમની સત્તા તૂટી.

## ૨. ઉદ્યોગ અને વાણિજ્ય.

સેક્સન લોકો ઇંગ્લેન્ડમાં આવ્યા ત્યારે દેશમાં જંગલો અને ભેજવાળાં વેરાન મેદાનો પુષ્કળ હતાં. આ જંગલોમાં કેટલાંક કુટુંબો જોડે મળી ગામડાઓ વસાવતાં. આ છુટાંછવાયાં વસેલાં ગામોમાં એક ગામથી બીજે ગામ જવા માટે વાંકીચુંકી પગવાટ સિવાય બીજો રસ્તો ન હોતો. અસલના રોમન લોકો રસ્તા બાંધવાના શોખીન હોવાથી કોઇ કોઇ સ્થળે તેના ભાંગેલા અવશેષો સિવાય દેશમાં રસ્તા જેવું ન હતું. આવાં ગામડાંઓની આસપાસ વાડ[1] કરી લેવામાં આવતી, અને સેક્સન ખેડુતો સીમમાં આવેલાં ખેતરો ખેડી પોતાનો ગુજારો ચલાવતા એક ગામડાની બધી જમીન સરખી ફળદ્રુપ હોય નહિ એટલે દરેક ખેડુત પોતાનું જુદું ખેતર રાખતો નહિ, પરંતુ બધા ખેડુતો

---

૧ Ton, ham, burgh, bury મિ. સેક્સન પદાંતો વાડનો અર્થ સૂચવનારા છે, તેથી Taunton. Buckingham Edinburgh, Shrewsbury આદિ સેક્સન લોકોનાં વસાવેલાં ગામો છે તે તમે સહજ જાણી શકશો.

જોડે મળી જમીન ખેડતા[1] ને ઉપજ વહેંચી લેતા. ઘેટાંઓ માટે એક ગોચર રાખવામાં આવતું, અને ડુક્કરો પાસેનાં જંગલોમાં ચરતાં. ડેન લોકો આવ્યા પછી આવાં ગામડાંઓમાં એક સરદાર ધણી થઈ પડયો. બધા ખેડુતોને તે જમીન ખેડવા આપે અને પોતાની જમીન તેમની પાસે ખેડાવે. કોઇ ખેડુત નિર્વંશ મરણ પામે તો તેની જમીન સરદાર લઇ લેતો, એટલે કાળક્રમે તેની જાગીર વધતી ગઇ. આ સરદારો પોતાની જાગીરમાં શાક ફળ વાવતા, ધાન્ય ઉગાડતા અને દરેક ખેડુતને તેમાં વેઠ કરવા માટે જવું પડતું. ખેડુતો તે પોતાની જમીન ખેડે કે સરદારની ? તેઓ બબડતા પરંતુ કામ તો કરવું પડતું; કેમકે આ સરદારના મુકાદમો ખેડુતોને માર મારતા કે બીજી અનેક રીતે પજવતા. તેમનાથી ગામ છોડી બીજે જવાય પણ નહિ. આથી તેમની સ્થિતિ એક ગુલામ જેવી હતી.

નોર્મન લોકોના આવ્યા પછી ઘણાં ગામડાંઓ નવા ગરાસીઆઓના હાથમાં આવ્યાં, પરંતુ એથી દેશના ઉદ્યોગમાં જાણવા જેવો ફેરફાર થયો નહિ. પ્રજાનો મુખ્ય ઉદ્યોગ હજી ખેતીનો જ હતો; અને ખેડુતોની સ્થિતિ શૂદ્ર જેવીજ હતી. ગરાસીઆના ખેતરમાં કામ કરવું પડે, પોતાનું કામ હોય તે પડતું મૂકી તેનું મન પહેલાં સાચવવું પડે,

---

૧—લંબાઇદર્શક પરિમાણના કેટલાક અંગ્રેજી શબ્દોનો રસિક ઇતિહાસ અહીં મળે છે. સાધારણ રીતે મનાતું કે બળદની જોડ ૨૦૦ વાર લાંબો જમીનનો ટુકડો અટકયા વિના ખેડી શકે. એ ઉપરથી એટલી લંબાઇને furrow long (furlong) કહેવામાં આવતી. બળદને હાંકવા વાસ્તે ખેડુત લાકડીનો ઉપયોગ કરતો તે ખાસ્સી પાંચ સાડા પાંચ ફુટ લાંબી હોય. આ લાકડી ઉપરથી Rod અથવા Pole શબ્દ આવ્યો. આ પોલ પાછો જમીનની પહોળાઇ માપવાએ કામ આવે. દરેક ખેડુતને ૨૦૦ વાર લાંબી અને બે કે ચાર પરોણી (રૉડ) લાંબી જમીનનો ટુકડો ખેડવો પડતો. આ ઉપરથી પા એકરને અંગ્રેજીમાં Rood કેમ કહે છે તે તમે સહેજ સમજી શકશો.

પોતાના ખેતરમાંથી તેને ભાગ આપવો પડે, અને વળી તે ઉપરાંત ઇંડાં, કે મરઘાં, દાણા કે એવું એવું પ્રસંગે પ્રસંગે આપવું પડે. આટલું કરવાં છતાંએ મુકાદમના માર પડે તે વ્યાજમાં.[1]

ગરાસીઆ અને ખેડુતોનાં મન ઊંચા થયાં, અને અંને પક્ષ કંઇ માર્ગ શોધવા લાગ્યા. ધીમે ધીમે ખેતરના ઉત્પન્નમાંથી ભાગ કે વેઠને બદલે જમીન બદ્દલ ભાડું આપવાની પદ્ધતિ ચૌદમાં સકામાં દાખલ થઇ. તે આખા દેશમાં સ્વીકાર પામે તે પહેલાં તો કેટલાંક વર્ષો વહી ગયાં. પરંતુ એડવર્ડ ૩જાના રાજ્યમાં તમે ' કાળી મરકી ' વિષે વાંચી ગયા છો, તેમાં સંખ્યાબંધ માણસો ( મરકીમાં ) મરી ગયાં, ગામડાં ઉજ્જડ થઇ ગયાં, ખેતરોમાંથી પાક લણનાર કોઇ ન હોવાથી પાક સડી ગયો અને આખો દેશ વેરાન થઇ ગયો. થોડા લોકો જીવતા રહ્યા તેઓ સસ્તા દરે કામ કરે નહિ, અને જમીનદારો વધારે રોજી આપે નહિ. પાર્લમેન્ટે કાયદો કરી મજુરોની રોજી ઠરાવી આપી, અને દરેક મજુરે પોતાના માલિકને ત્યાંજ રહેવું અને જે કોઇ

---

૧ આ સમયના ખેડુતોની દુર્દશાનું કરુણ ચિત્ર નીચેના કાવ્યમાં છે:–

Wretched is the infant's lot
Born within the straw-roofed cot
Be he generous, wise or brave,
He must only be a slave;
Long, long, labour, little rest,
Still to toil, to be oppressed;
Drained by taxes of his store
Punished next for being poor;
This is the poor wretch's lot
Born within the straw-roofed cot

Southey.

નાસી જાય તેને ડામ દેવા એમ ઠરાવ્યું, પણ કાયદો પાળે કોણ? કેટલાક ગરજાઉ જમીનદાર મોંઘા મોંઘા દર આપીને પણ પોતાનું કામ કરાવી લેતા. બીજું પરિણામ એ થયું કે મજુરીની અછત અને મોંઘવારીને લઇને ઘણા જાગીરદારોએ ધાન્ય વાવવાનું બંધ કરી પોતાની જમીન પર ઘેટાં ઉછેરવા માંડયાં. આ ઘેટાંનું ઊન થાય એ ફ્લાન્ડર્સ મોકલવા લાગ્યા. આ પ્રમાણે ઊનનો વેપાર ચાલુ થયો. એડવર્ડ ૩ જાએ આ વેપારને ઉત્તેજન આપ્યું; કેમકે તેને તો ઊનની નિકાસ થાય તે ઉપર કર લઇને લડાઇમાં નાણાંની ખોટ પડતી તે પૂરી પાડવી હતી. કેટલાક ફ્લાન્ડર્સના કારીગરોને પણ દેશમાં લાવી તેણે ઊનનાં કારખાનાં સ્થાપવામાં મદદ કરી.

બીજી તરફથી કેટલાંક મોટાં શહેરો પણ વસ્યાં હતાં. નોર્મન લોકો આવ્યા એટલે ફ્લાન્ડર્સ, નોર્મંડી, અને ફ્રાન્સ જોડે વેપારનું બારૂં ખુલ્યું. ધીમે ધીમે કોઇ નદીતટે, ચાર રસ્તા મળતા હોય ત્યાં, કોઇ મઠ પાસે કે કોઇ એવા સગવડવાળા સ્થળે શહેરો વસ્યાં. કેટલાંક ગામડાંઓમાંથી શહેરો થયાં.[1] ગામડાંઓમાં પેદા ન થાય તેવો માલ ત્યાં વેપારીઓ લાવતા. આ શહેરોની આસપાસ મોટો કિલ્લો હોય અને તેને ફરતી મોટી ખાઇ હોય. નગર બહાર જવા આવવાને માટે લાકડાનો ખેંચી લેવાય તેવો પૂલ રાખવામાં આવતો. શહેરમાં એક બાંધેલું બજાર હોય અને દરેક વેપારીને માલ ત્યાંજ વેચવો પડે. મુસાફરો, વેપારીઓ, આડતીઆઓ મળે અને દારૂ, રેશમ, કાપડ, તેજાના વગેરેનો વેપાર ચાલે. તે સમયમાં દેશમાં સારા રસ્તા ન હોવાથી અંદરના ભાગમાં જોઇએ તેવો વેપાર ચાલતો નહિ, પરંતુ નદી કે દરિયાકિનારે આવેલાં શહેરો વધારે આબાદ થયાં.

રિચર્ડ ૧લાને ધર્મયુદ્ધમાં જવાને માટે પૈસાની તાણ પડી

૧ તે સમયે અગત્યનાં શહેરો વિંચેસ્ટર, બ્રિસ્ટલ, યારમાઉથ, લંડન, નોરિચ, વગેરે હતાં.

ત્યારે તેણે શહેરની સ્વતંત્રતા વેચવા માંડી. આથી વેપારીઓને લાભ થયો. દરેક ધંધાદારીએ[1] પોતાનું મહાજન અથવા સાજનુ બાંધ્યું. આ મહાજન કારીગર માંદો પડે તો તેની સંભાળ રાખે, તેની વિધવાને પાળે, અને કારીગરોનાં બાળકોને ધંધાનું જ્ઞાન અપાવે. વળી કામ કેવું અને કેટલું કરવું તે ઠરાવી રોજીનું એક સરખું ધોરણ બાંધવાનું કામ પણ મહાજન કરતું. એડવર્ડ ૧લાએ કેટલાક કાયદાઓ કરી આ ધંધાદારીઓને સુખસગવડ કરી આપ્યાં, અને વ્યાજખાઉ યાહુદીને દેશમાંથી હાંકી કાઢયા.

દેશમાં રસ્તા સારા ન હતા તેથી માલ લઇ જવા લાવવાની અગવડ પડતી, અને ગામડાના વેપારીઓને પૂરતો ધંધો મળતો નહિ, એટલે પ્રસંગે પ્રસંગે દેશના જુદા જુદા ભાગમાં મેળા ભરવામાં આવતા. તે મેળા કેટલાએ દિવસ સુધી ચાલે, ત્યાં વેપારીઓ માલ લાવે, અને આસપાસના લોકો ત્યાંથી જોઇએ તે લઇ જાય. ખેડુતો ખેતરનું ઉત્પન્ન, ઢોરઢાંખર, વગેરે લાવીને ત્યાં વેચે અને જોઇતી વસ્તુઓ લઇ જાય. પરદેશી વેપારીઓ ઊન લઇ જાય અને લોઢું, તાંબું, રેશમ. અને જવાહીર આપી જાય. આમ ઇંગ્લેન્ડનો પરદેશ જોડે વેપાર ચાલતો. તમને યાદ રહ્યું હશે કે ઇંગ્લેન્ડની મુખ્ય પેદાશ ઊન હતી.

## ૩. સમાજ.

જંગલી બ્રિટનો ચામડી રંગતા અને ઘર બાંધી જાણતા નહિ. સેકસનો છુટા છવાયા ગામડાંમાં રહેતા, અને સાદું, નિયમિત જીવન ગાળતા. તેઓ કદી કદી માંસાહાર કરતા. સામાન્ય રીતે તો રોટલો ને માખણ ખાઇ દિવસનો ઘણો ભાગ તેઓ ખેતરમાં જ કાઢતા. હાથે કાંતેલાં અને વણેલાં ઊનનાં ખરબચડાં વસ્ત્રો તેઓ પહેરતા. રાત્રે વહેલા સુઇ સવારમાં વહેલા ઊઠી કામે વળગી જતા. ગાયો અને

---

૧. કેટલાંક અંગ્રેજી નામ ધંધા પરથી પડયાં છે જેવાં કે, Baker, Carter, Smith.

કુક્કરોનાં ચામડાંમાંથી જેવા તેવા જોડા બનાવી તે પહેરતા. વસ્તુને બદલે વસ્તુ આપી તેઓ વ્યવહાર ચલાવતા. તેમનાં ઘર સાદાં અને નાનાં હતાં. શોભા કે કલા તેમાં ન હતાં. લાકડાં અને માટીની દિવાલોમાં બારીની જગાએ કાણાં કરતા, અને ઘાસનાં છાપરાં બનાવતા. કાચ તો હોયજ ક્યાંથી? મોટા માણસોનાં ઘર કોઇ વખતે પત્થરનાં બાંધવામાં આવતાં. ઘણું ખરૂં આવાં ઘરોમાં એક બેઠક, એક સ્ત્રીઓનો ખંડ અને એક સૂવાનો ઓરડો એટલી સગવડ રહેતી. ઘાસની કે ચામડાની પથારી પર તેઓ સૂતા. મોટા માણસને ત્યાં બે ચામડાંની પથારી અને એકાદી ચારપાઇ હોય એટલુંજ. તેમનામાં ઊંચાનીચાનો ભેદ ન હતો. શેઠ અને નોકર લાંબા ટેબલ પર જોડે બેસીને ખાતા. મેજની મધ્યમાં એક ખાડા જેવું કરી તેમાં મીઠું ભરી રાખવામાં આવતું. હલકી પદવીના માણસો આ ખાડાની બીજી બાજુએ બેસે એટલો ભેદ માત્ર રહેતો. ડુક્કરનું માંસ ખાવું અને જવનો દારૂ પીવો એ તેમનો વિલાસ હતો.

નોર્મન લોકો સ્વભાવે અભિમાની અને જુલમી હતા. પોતાનાથી હલકી પદવીના લોકોને તેઓ તુચ્છ ગણતા. તેઓ આ ભોળા લોકને શૂદ્રવત્ ગણતા અને તેમના પર કેર વર્તાવતા, છતાં પણ તેઓ રસિક, સુઘડ, અને સૌન્દર્યપ્રેમી હતા. શિકારના તેઓ શોખીન હતા, એથી દેશમાં ઠેરઠેર જંગલો અને શિકારને માટે જગાઓ બનાવવામાં આવી. હજી ગરીબ લોકોની હાલત તો તેવીજ રહી. તેમનાં ઘરોમાં ફેરફાર થયો નહિ, ઘરમાં એક બે સ્ટૂલ, એકાદું મેજ અને એક બે ધાતુનાં વાસણો હોય તો પણ એ એટલો કિંમતી સામાન ગણાતો કે બાપ મરતી વખતે તે સાચવવાની ખાસ ભલામણ પોતાના પુત્રને કરતો જતો. શહેરમાં રસ્તા નાના, સાંકડા, અને અસ્વચ્છ હતા, અને રાત્રે આવા રસ્તાઓ પર ઝાંખા તેલના દીવા બાળવામાં આવતા. અંતે નોર્મન લોકોની અસર લોકોના પોષાક પર થઇ. હવે લોકો ચકચકતાં, રંગબેરંગી કપડાંઓ પહેરવા લાગ્યા; દરેક ધંધાદારીવર્ગનાં ખાસ

જુદાં વસ્ત્રો હતાં, એટલે રસ્તે ચાલતાં માણસોમાં હજામ, કડીઓ, સુતાર, લુહાર, સોની વગેરેને ઓળખી કાઢવામાં મહેનત પડતી નહિ. નોર્મન લોકો આગળથી વળી ગએલી ચાંચવાળા લાંબા જોડા પહેરતા. કેટલીક વખત તો આ ચાંચ એટલી મોટી હોય કે ચાલવામાં હરકત ન પડે, એટલા માટે ચાંચને એક છેડે દોરો કે રૂપાની સાંકળ બાંધી તેને ધુંટણે બાંધી દેતા.

એકંદરે પ્રજાની સામાજિક સ્થિતિ દુઃખી હતી તે કહેવાઇ ગયું છે. લોકોમાં બેરોજગારી અને જાગીરદારો પ્રત્યે અસંતોષ વધતો ગયો. એ મદોન્મત્ત જાગીરદારો એકઠા મળી રાજાની સામે પણ હથિયાર ઉપાડવા તૈયાર થઇ જાય તેની અસર થયા વિના કેમ રહે ? ખેડુતોએ એક બીજાને મદદ કરવાની પ્રતિજ્ઞા કરી અને 'કાળી મરકી' પછી લોકમાં અસંતોષ વધતાં વૉટ ટાઇલરની આગેવાની નીચે કેવી રીતે બંડ થયું હતું તે આગળ કહેવાઇ ગયું છે. સ્વતંત્ર થવાનો શૂદ્રોનો આ પ્રથમ પ્રયાસ નિષ્ફળ તો ગયો, પણ જમીનદારો સમજી ગયા કે હવે જમાનો બદલાયો છે, અને ખેડુતોની જોડે સારી રીતે વર્તવાની જરૂર છે.

મરકીનો કેર, કરવેરાનો ત્રાસ અને સામાન્ય દુઃખ છતાં તે સમયની પ્રજામાં આનંદ ભોગવવાની શક્તિ અજબ હતી. દેશમાં જાણે દુઃખજ ન હોય, તેમ ચૌદમી સદીમાં નાચરંગ, મીજમાની, જલસા, ઉજાણી, વગેરે ચાલતાં; લોકો યાત્રાએ જાય તે પણ ઘોડા ઉપર બેસીને વાજાં વગાડતા વગાડતા જાણે આનંદપર્યટન કરવા જતા હોય તેમ જતા.

પ્રેમશૌર્યભક્તિ ( Chivalry ) નો આ યુગ હતો. નખશિખ બખ્તર ધારણ કરી હથિયારબંધ ગરાસીઆઓ પોતાનાં શૌર્ય અને પરાક્રમ બતાવવાના પ્રસંગો ઉપજાવતા. તેઓ દંદયુદ્ધ કરતાં અને બુઠ્ઠાં કે ધારવાળાં હથિયારો વાપરતા. આવા રણખેલ સ્થળે સ્થળે અને

પ્રસંગે પ્રસંગે થતા, અને સેંકડો લોકો તે જોવા એકઠા મળતા. જુના યોદ્ધાઓને કસાવાના અને નવાઓને બહાર પડવાના આમ પ્રસંગો મળતા.

મુરઘાની લડાઈ, રીંછની કુસ્તી, પાડાઓની સાઠમારી વગેરે સાર્વજનિક વિનોદ હતા. કંઇ લાગણી ઉશ્કેરે, અને રોમાંચ ઊભાં થાય એવા દેખાવો જોવાની લોકોને મઝા પડતી.

## ૪. સાહિત્ય.

બ્રિટન લોકો જંગલી હતા. તેમને લખતાંવાંચતાં આવડતું નહિ, તેથી તેમના સમયની ભાષા અને સાહિત્યની વાત કરવી વ્યર્થ છે. તેમના ગોર ડ્રુઇડ લોકો ભણેલા ગણેલા હતા. તેઓ પૂર્વકાળના વીરોનાં જીવન વિષે, યુદ્ધ વિષે, કે એવા કોઇ શુરાતનના પ્રસંગો વિષે ગીતો રચીને મહેફીલમાં બેઠેલા લોકોને સંભળાવતા. આ ગીતો અને વાર્તાઓ મુખપરંપરાથી જમાનાઓ થયાં ચાલી આવતાં. ડ્રુઇડ લોકોનો રોમનોએ સંહાર કર્યો ત્યારે તેમની જોડે તેમનું કંઠસ્થ સાહિત્ય પણ નાશ પામ્યું.

રોમન લોકો સુધરેલા હતા. તેમને લખતાંવાંચતાં આવડતું. પ્રસિદ્ધ સેનાપતિ **જુલિયસ સીઝરે** ઇતિહાસનાં અનેક પુસ્તકો લખ્યાં છે. આ સિવાય બીજા ઇતિહાસકારોએ પણ બ્રિટન પર રોમન હલ્લા વિષે અને બીજા પ્રસંગો વિષે લખ્યું છે. પરંતુ તે સર્વ લખાણ લેટિન ભાષામાં હતું.

પ્રાચીન એંગ્લો-સેક્સન લોકોએ પણ રાસા રચ્યા છે. શૌર્યવીર્યની કથાઓ સાંભળવી તેમને બહુ ગમતી. દરેક ટોળીના સરદાર જોડે એક ભાટ તો હોયજ. રાત્રે બધા પરવારીને બેઠા હોય ત્યારે આ ભાટ એ સરદારના કોઇ પરાક્રમની કે તેના કોઇ પૂર્વજના શુરાતનની કે કોઇ પ્રાચીન વીરના કોઇ જીવનપ્રસંગની કથા કરતો કે દુહાઓ રચી લલકારતો. આવા એક રાસાનું નામ **બીયોવુલ્ફ**

છે. તેમાં આપણા **ભી**મસેનની પેઠે **બી**યોવુલ્ફ રાક્ષસ જોડે લડે છે, પાતાળમાં જાય છે, અને છેવટે એક બીજા રાક્ષસ જોડે લડતાં મરણ પામે છે એવી કથા છે.

ખરેખરૂં અંગ્રેજી કાવ્ય તો કેડમન નામના એક કવિએ પહેલ-વહેલું રચ્યું છે. તે કવિ એક મઠમાં ગોવાળ હતો અને ત્યાં તેને ચમત્કારિક રીતે કાવ્યશકિતની દેવોએ બક્ષિસ કરી હતી એવી તેની કથા છે. તેણે બાઈબલના કેટલાક પ્રસંગોનું વર્ણન કર્યું છે. તેનાં કાવ્યો લોકપ્રિય થઇ પડયાં હતાં, અને અનેક લોકોને મોંએ ચડી ગયાં હતાં. સાતમા સૈકામાં લખાએલાં આ કાવ્યોનો નાશ થઇ ગયો છે. **બી**ડ નામના એક પવિત્ર સાધુએ અંગ્રેજી ગદ્યનો આરંભ કર્યો. તેણે મઠમાં બેસીને ૪૫ પુસ્તકો રચ્યાં, અને આખા યુરોપમાં પ્રસિદ્ધિ મેળવી.

ડેન લોકોએ મઠ અને વિદ્યામંદિરોનો નાશ કર્યા પછી આલ્ફ્રેડ રાજાએ બહારથી પંડિતોને બોલાવ્યા અને શાળાઓ સ્થાપી. તે પોતે પણ વિદ્વાન્ હતો એટલે તેણે અનેક ગ્રંથોનાં ભાષાંતર કર્યાં. આ સમયમાં એંગ્લો–સેકસન ક્રોનિકલ નામે ઐતિહાસિક પુસ્તક લખવાનું શરૂ થયું. ડેન લોકોના આક્રમણથી માંડીને સ્ટીફનના રાજ્યકાળ સુધીના અગત્યના બનાવોની નોંધ આ પુસ્તકમાંથી મળી આવે છે. સ્ટીફનના રાજ્યમાં અંધાધુંધી ચાલી ત્યારથી એ ઇતિહાસ લખાતો બંધ થયો.

નોર્મન લોકોના આગમન પછી દેશી ભાષાને મળતું ઉત્તેજન બંધ પડયું. રાજદરબારમાં અને ઉપલા વર્ગમાં ફ્રેન્ચ ભાષા બોલવાનો શોખ (ફેશન) થઇ પડયો. પરદેશી પંડિતો અને ધર્માધ્યક્ષો લૅટિન અને ફ્રેન્ચ ભાષામાં લખવા લાગ્યા. ઈંગ્લેન્ડમાં રહીને લખ્યું એટલા માટે આ લખાણને અંગ્રેજી સાહિત્ય કહીએ તો ભલે, બાકી દેશી-ભાષામાં જાણવા જેવી પ્રગતિ થઇ નહિ. પરંતુ એ ભાષાનો નાશ કરવાના પ્રયત્નો સફળ થયા નહિ. પ્રજાની ભાષા તો એંગ્લો–સેકસન-

જ રહી. ઉલટું નોર્મન લોકો ધીમે ધીમે દેશી ભાષા બોલતા થયા અને છેવટે જહૉનના સમયમાં રાજાપ્રજા વચ્ચે ઝઘડો થયો, ત્યારે નોર્મનો દેશી લોકો જોડે પુરેપુરા મળી ગયા, અને તેમની ભાષા ફ્રેન્ચ મટી અંગ્રેજી થઇ. નોર્મનોએ ભાષામાં સમૃદ્ધિ અને જુસ્સો આપ્યાં.

ચૌદમાં સૈકામાં અંગ્રેજી સાહિત્યના આદ્યકવિનું ગૌરવમર્યું પદ ભોગવતો જ્યોફ્રી ચૉસર નામે સુપ્રસિદ્ધ કવિ થયો. જીવનનો વિવિધ અને વિશાળ અનુભવ પોતાના કેન્ટર-બરીટેઇલ્સ નામના કાવ્યમાં ઉતારી તે સમયના ઇંગ્લેન્ડનું ચિત્ર તેણે રજુ કર્યું છે. લગભગ દરેક વર્ગના અને ધંધાના મળી ૨૯ યાત્રાળુઓ બેકેટ પીરની કબરની જાત્રાએ જવા નીકળ્યા છે. રસ્તામાં એક ધર્મશાળામાં તેઓ ઉતર્યા, ત્યાં ધર્મશાળાના માલીકે તેમને સૂચવ્યું કે રસ્તો જલદીથી વટાવવા માટે રસ્તામાં વાર્તાઓ કરતા જજો અને સૌથી સરસ વાર્તા કહેનારને વળતાં અહીં બધા મીજમાની આપજો. પછી દરેક જણ વારાફરતી વાર્તા કહેવા લાગ્યો. એ વાર્તા તે કેન્ટરબરી ટેઇલ્સ. તેમાં યોદ્ધાઓ, વહાણવટીઓ, વેપારી, ક્ષમાપત્રો વેચનારા, સાધુ, પ્રવાસી સાધુ, વગેરે અનેક યાત્રાળુઓની શુરાતનની, સામાન્ય જીવનની, વૈરની, રાજાઓની, સંતોની, દંતકથાઓ, આખ્યાયિકાઓ અને કથાઓ કહેવામાં આવી છે.

ચૉસરના સમકાલીન લેંગ્લેન્ડ નામના કવિએ તેથી ઊંચો માર્ગ લીધો. તેણે પોતાના પીયર્સ પ્લાઉમેનના કાવ્યમાં તે સમયની પ્રજાનાં દુઃખો, ધર્મગુરુઓનાં ઢોંગ, સાધુઓના પ્રપંચ, સાધારણ મૂર્ખતા, ખટપટ, દ્વેષ ઇત્યાદિ જીવનની કાળી બાજુનું ચિત્ર દોર્યું છે. ઉપરનાં બંને કવિઓના કાવ્યો સાથે સાથે વાંચતાં તે સમયના ઇતિહાસનું આપણને ઠીક ભાન થાય છે.

વિકલીફના બાઇબલના ભાષાંતરની નોંધ લેવી જોઇએ. બાઇબલની કથાઓને લોકપ્રિય કરવા ઉપરાંત તે ભાષાંતરથી અંગ્રેજી ગદ્ય ઘડાયું.

## ૫. ધર્મ.

**બ્રિટન લોકો:**—આજે અંગ્રેજો ખ્રિસ્તી ધર્મ પાળે છે. એ ખ્રિસ્તી ધર્મ ઇંગ્લેન્ડમાં ક્યારે દાખલ થયો તે વિષે ઇતિહાસકારો ચોક્કસ મત આપી શકતા નથી. રોમન આધિપત્યના સમયમાં ઘણા બ્રિટન લોકો ખ્રિસ્તી થયા હતા. તે પૂર્વે બ્રિટન લોકો જંગલી ધર્મ પાળતા. તેઓ અનેક દેવોને માનતા અને તેમને પ્રસન્ન કરવા ક્રૂર વિધિઓ આચરતા. તેઓ પશુમેધ અને કોઇ વખતે નરમેધ પણ કરતા. તેમના ગોર ડ્રુઇડ લોકો હતા. તેઓ જંગલના ઉંડાણમાં રહીને તેમના દેવોની પૂજા કરતા. તેમને વિષે **જુલિયસ સીઝરે** પોતાનાં પુસ્તકમાં સુંદર વર્ણન આપ્યું છે.

**રોમન લોકો:**—રોમન લોકો પણ શરૂઆતમાં તો મૂર્તિપૂજક હતા, અને તેમનામાં પણ ખ્રિસ્તી ધર્મ પાળનારા થોડાજ હતા. પરંતુ પછીથી જે સિપાઇઓ અને વેપારીઓ દેશમાં આવ્યા તેઓ ઘણે ભાગે ખ્રિસ્તી હતા. આ સમયે ઇંગ્લેન્ડમાં ખ્રિસ્તી ધર્મ દાખલ થયો. રોમનો જતા રહ્યા ત્યાર પછી પણ નવા ધર્મના સંસ્કાર રહી ગયા.

**સેકસન લોકો:**—ત્યાર પછી ચડી આવનાર સેકસન લોકોએ દેશમાંથી ખ્રિસ્તી ધર્મના અવશેષો પણ નાબુદ કરી નાખ્યા.[1] તેઓએ મંદિરો બાળ્યાં, અને લૂટ્યાં, અને ધર્મગુરુઓનો વધ કરી નાખ્યો.

---

૧. આ સેકસન દેવો પરથી અંગ્રેજી સાત વારનાં નામ પડયાં છે.

Woden યુદ્ધના દેવ પરથી Wednesday.

Thor ગર્જનાના દેવ પરથી Thursday.

Soetere ક્ષેત્રના દેવ પરથી Saturday.

સૂર્યચંદ્ર પરથી Sunday અને Monday.

Tew અંધકારના દેવ પરથી Tuesday.

સૌન્દર્યની દેવી પરથી Friday.

આવા કાળાકેરના સમયમાં પણ આયર્લૅન્ડ, સ્કૉટલેન્ડ અને વેલ્સના કેટલાક ભાગોમાં નવો ધર્મ ધીમે ધીમે પ્રસરતો જતો હતો. બ્રિટનમાં તો પ્રજાનો મુખ્ય ભાગ સૅક્સન લોકોના ધર્મને માનતો થઇ ગયો હતો, અને આશરે સો વર્ષ સુધી ખ્રિસ્તિઓ ઉપર જુલમ વર્તાવાતો હતો, છતાં પણ ખ્રિસ્તી ધર્મનો છેક ઉચ્છેદ તો થયો ન હતો; કેમકે આવા સમયમાંએ વેલ્સના કેટલાક ભાગો, સ્કૉટલેન્ડ અને આયર્લૅન્ડમાં તેનાં મૂળ ઊંડા જતાં હતાં.

એમ કહેવાય છે કે રોમના બજારમાં કેટલાંક અંગ્રેજ બાળકોને વેચાતાં જોઇને ત્યાંના ગ્રેગરી નામના સંતને તેમના પર દયા આવી.[૨] પછી તેઓ મૂર્તિપૂજક હતા એમ જાણી તેણે એ બાળકોના દેશમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાનો મનથી નિશ્ચય કર્યો. પછી ગ્રેગરી પોતે પોપ થયો એટલે તેણે ૬ ઠ્ઠા સૈકાના ઉત્તરાર્ધમાં કેટલાક ધર્મોપદેશકોને ઇંગ્લેન્ડમાં ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવા માટે મોકલ્યા. તે સમયે આજની પેઠે ઇંગ્લેન્ડમાં એક રાજ્ય ન હતું. કેન્ટનો ઠાકોર ખ્રિસ્તી રાણી જોડે પરણ્યો હતો એથી ત્યાં આપણને આવકાર મળશે એમ ધારી તેઓ ત્યાં ગયા. રાજાએ તેમનો સત્કાર કર્યો અને તેમના ઉપદેશની અસરથી તેણે અને રાજ્યના અમીરોએ નવો ધર્મ સ્વીકાર્યો, ને એ ધર્મોપદેશકોના મુખીને કેન્ટરબરીનો ધર્માધ્યક્ષ બનાવ્યો. આજ પણ ઇંગ્લેન્ડની રાજધાની લંડન છે છતાં તેનો ધર્માધ્યક્ષ નહિ અને કેન્ટરબરીનો ધર્માધ્યક્ષ શા માટે દેશમાં મુખ્ય ધર્માધ્યક્ષ ગણાય છે તે હવે તમે આ ઉપરથી સમજી શક્યા હશો.

ત્યાર પછી દેશમાં ધીમે ધીમે ખ્રિસ્તી ધર્મનો પ્રસાર થવા લાગ્યો. અલબત તમે સમજતા તો હશો કે સામાન્ય રીતે મનુષ્યો ધર્મની બાબતમાં પરંપરાના સંસ્કારો એકદમ તજી શકતા નથી. કેટ-

૨. આ પ્રસંગને ડી. એમ ડ્રૉલરિજે 'Non Angli, Sed Angeli Sunt' નામના કાવ્યમાં વિસ્તારથી વર્ણવ્યો છે.

લીક વખત લોકો નવો ધર્મ સ્વીકારે છે, તેમાં તેમને કશું નવું લાગતું નથી, અથવા જે લાભ મળશે એમ ધાર્યું હોય તે લાભ મળતા નથી, ત્યારે પાછા તેઓ પોતાના જુના ધર્મમાં દાખલ થાય છે, અને નવા ધર્મની ખૂબ નિંદા કરવા લાગે છે. ઈંગ્લેન્ડમાં પણ આવો જ ઇતિહાસ છે. બસો વર્ષ સુધી અનેક ભરતીઓટ આવી ગઇ.

ઇંગ્લેન્ડમાં ખ્રિસ્તી ધર્મ આવવાથી દેશને બહુ લાભ થયો; ધર્મની જોડે દેશમાં સુધારો દાખલ થયો. ધર્મગુરુઓ એકલાજ તે જમાનામાં ભણેલા હતા. તેઓ રોમ અને યુરોપના બીજા દેશોમાં વારંવાર જતા આવતા અને ત્યાંથી નવા નવા સંસ્કાર ઇંગ્લેન્ડમાં લાવતા. તેઓ પોતાની જોડે પુસ્તકો લાવ્યા. તેઓએ શાળા, મંદિરો, ને મઠો સ્થાપ્યાં, અને દયાનાં અનેક કાર્યો કરી બતાવી જંગલી અંગ્રેજોને શીખવ્યું કે લૂટફાટ, મારામારી કે શિકાર કરવા ઉપરાંત બીજાં અને વધારે સારાં કાર્યો જીવનમાં કરવાનાં હોય છે. આ ધર્મોપદેશકોએ દેશમાં વિદ્યા અને સંસ્કાર આણ્યાં.

આલ્ફ્રેડ:—પ્રતાપી આલ્ફ્રેડ ગાદીએ આવ્યો ત્યારે ધર્મ અને વિદ્યા છેક વીસારે પડયાં હતાં. તમે વાચી ગયા છો કે તેના સમયમાં ડેન લોકોએ આવીને કેવી ખૂનરેજી ચલાવી હતી. મંદિરો અને પુસ્તકોનો નાશ થઇ ગયો એટલે આલ્ફ્રેડે પરદેશથી વિદ્વાન્ ધર્મગુરુઓને બોલાવી ફરીથી મંદિરો અને શાળાઓ સ્થાપ્યાં. તેણે પોતે પણ અનેક ગ્રંથોનાં ભાષાંતર કરી દેશમાં ધર્મ અને વિદ્યાની જ્યોત જાગતી રાખી.

ત્યાર પછી નોર્મન વિજય સુધીના કાળમાં ખાસ નોંધવા જેવું બન્યું નથી. એડગર અને તેના ડાહ્યા મંત્રીએ ધર્મોપદેશકોને બને તેટલી સહાય આપી, પરંતુ તે સમયના ધર્મગુરુઓમાં ધાર્મિકતા અને વિદ્યાનો એટલો બધો લોપ થઇ ગયો હતો કે વિલિયમ વિજેતાએ આવીને ધર્માલયોમાં જ્યારે જ્યારે જગાઓ ખાલી પડે ત્યારે નોર્મન

પાદરીઓને તે આપવા માંડી હતી, અને મુખ્ય ધર્માધ્યક્ષ પણ એક નોર્મન પાદરીને નીમ્યો હતો.

નોર્મન વિજય પછી ત્રણ ફેરફારો માલમ પડે છેઃ—(૧) નોર્મન લોકોએ અસંખ્ય મંદિરો અને ધર્માલયો બાંધ્યાં, (૨) પાદરીઓમાં ધાર્મિકતા અને વિદ્યાની વૃદ્ધિ થઇ, અને (૩) ધર્મગુરુઓનું પ્રાબલ્ય વધતું ગયું.

આલ્ફ્રેડથી શરૂ કરીને ટ્યૂડર વંશના આરંભ સુધીના લગભગ છસો વર્ષના ઇતિહાસમાં તમે સ્પષ્ટ જોઇ શકશો કે ધર્મગુરુઓ દેશમાં અમીરઉમરાવો કરતાંએ પ્રબળ થઇ ગયા હતા. તેઓ રાજકાજમાં પણ અગ્રેસર તરીકે ભાગ લેવા લાગ્યા હતા, અને ઘણીવાર તો રાજાઓના મુખ્યમંત્રી પણ બની બેઠા હતા; આવા ધર્માધ્યક્ષોમાં **લાન્ફ્રાન્ક, સ્ટીફન લેંગ્ટન, અને ટોમસ વુલ્સીનાં** નામ મુખ્ય ગણાવી શકાય.

આ યુગમાં આખા પશ્ચિમ યુરોપના દરેક દેશમાં ધર્માલયોને રાજ્યના કાયદાથી સ્વતંત્ર બનાવી દેવાના પ્રયત્નો થતા જોવામાં આવે છે. ધર્મગુરુઓ પોતાની જુદી અદાલતો સ્થાપતા, તેઓ રોમના મહંતેશ્વર (પોપ) ને પોતાનો ઉપરી માનતા અને દેશના રાજાની પરવા પણ ન કરતા. આ અદાલતોમાં ઘણીવાર નામની સજા થતી, અને કેટલીવાર ગુનેહગાર છટકી પણ જતો. ધર્માલયોનું રક્ષણ શોધનારને દેશનો કાયદો કશું કરી શકતો નહિ. કેટલાક ન્યાયપ્રિય રાજાઓને આ વાત ખૂંચતી અને તેથી તેમની અને ધર્મગુરુઓની વચ્ચે તકરારો થતી પરંતુ પાછી શમી જતી. અંતે સોળમા સૈકામાં આ પ્રશ્નનું નિરાકરણ થયું.

આવા ઝગડાઓ વિષે તમે પણ ઇતિહાસમાં વાંચી ગયા છો એટલે અહીં તેનું ટૂંકમાંજ પુનરાવર્તન કરી લઇએ.

ધર્મગુરુઓ અને રાજાઓ વચ્ચેના કલહનો આરંભ રફ્તકેશી

વિલિયમના સમયમાં થયો. વિલિયમે મંદિરોની મિલ્કત લૂંટવા માંડી, અને ધર્મખાતામાં ખાલી પડેલી જગાઓ પૂરી નહિ એટલે એન્સેમ નામના ધર્માધ્યક્ષે એને ઠપકો આપવા માંડયો; રાજાએ તેને દેશનિકાલ કર્યો, અને હેનરી ૧લાએ તેને પાછો બોલાવી માનસહિત રાખ્યો. પરંતુ જ્યારે હેનરીએ ધર્મખાતાના માણસો જમીનદાર હોય તો રાજાના તાબેદાર હોવા જોઇએ એવી તકરાર ઉપાડી, ત્યારે ફરી એન્સેમે વિરોધ કર્યો. આ તકરારનું પાછળથી સમાધાન કરવામાં આવ્યું, પરંતુ તે સમયમાં ધર્મગુરુઓ કેવા પ્રબળ થતા જતા હતા તેનું આ ઉદાહરણ છે. ત્યાર પછી હેનરી ૨ જાના સમયમાં કલેરન્ડનના ધારાઓ શા માટે અને કેવા સંજોગોમાં ઘડવામાં આવ્યા તે તમે વાંચી ગયા છો. આમાં બેકેટ નામના કેન્ટરબરીના મુખ્ય ધર્માધ્યક્ષે વાંધો લીધો અને પાદરીઓને રાજ્યનો કાયદો લાગુ ન પડે એમ કહ્યું ત્યાર પછી બેકેટનું કેવી રીતે ખૂન થયું તે પણ તમે વાંચી ગયા છો. પરંતુ આ રીતે તો બેકેટ મરીને મોટો થઇ ગયો, લોકો તેને પીર માની તેની કબરની માનતા માનવા લાગ્યા, અને તેની જાત્રા કરવા લાગ્યા. હેનરીના શત્રુઓએ આ તક સાધી તેની છચોક નિન્દા કરવા માંડી, અને હેનરીને જાહેરમાં પ્રાયશ્ચિત કરવાં પડયાં. ધર્માલયોને પોતાને તાબે કરવાની તેની આશા અપૂર્ણ રહી ગઇ. હજુ કાળનો પરિપાક થયો ન હતો.

સત્તાના મદ અને ધનવૈભવથી ધર્માલયોમાં સડો પેસવા લાગ્યો. મધ્યયુગના યુદ્ધ અને કલહોના અશાંતિમય કાળમાં એકાંત ધર્મપરાયણ જીવન ગાળવાની ઇચ્છાથી શ્રદ્ધાળુ માણસો, પોતાનું સર્વસ્વ તજી ગામ બહાર કોઇ જંગલમાં, કે કોઇ નદીકિનારા પર આશ્રમ બાંધી ત્યાં પવિત્ર જીવન ગાળતા. ત્યાં તેઓ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરતા, તપ કરતા અને આશ્રમના બાગબગીચામાં કામ કરતા. લોકો આ સાધુઓના જીવનનિર્વાહ માટે દ્રવ્ય, ખેતરો વગેરે આપતા. આ સાધુઓ ધીમે

ધીમે સમૃદ્ધ થતા ગયા. ધર્મવૃત્તિ સજીવન રહી ત્યાં સુધી તો આ નાણાંનો સદુપયોગજ થયો. આ સાધુઓ ખેતી કરતા, પાસેના ગામડાંના લોકોને મદદ કરતા, પ્રવાસીઓને મઠમાં આશ્રય આપતા, ગરીબોને સહાય કરતા, માંદાઓની માવજત કરતા, અને એવાં એવાં બીજાં અનેક લોકકલ્યાણનાં કાર્યો કરતા. વળી તેઓ નાનાં બાળકોને લખતાંવાંચતાં પણ શીખવતા. આ પ્રમાણે તે સમયનો મઠ આશ્રમ, ધર્મશાળા, પુસ્તકાલય, અને દવાખાનાની ગરજ સારતો. પરંતુ કાળબળે એ પરોપકારી વૃત્તિ ઘસાઇ ગઇ, અને આ સાધુઓ અધર્મી, દુરાચરણી, કુછંદી અને સ્વેચ્છાચારી થવા લાગ્યા. ધર્મને નામે ખુલ્લા અનાચાર થવા લાગ્યા. પવિત્રતાના ધામ જેવો મઠ ચોરી, છાકટાઇ, જુગાર અને વ્યભિચારની બદબોથી ભરાઇ ગયો. પારમાર્થિક કલ્યાણ કરતાં ઐહિક કલ્યાણની વાસના વધવા લાગી, અને હવે આ સાધુઓ રાજ્ય પ્રપંચોમાં માથું મારવા લાગ્યા. ઘણા ધાર્મિક અને શ્રદ્ધાળુ પુરુષોને આ સ્થિતિ ટાળી નાખવાના વિચારો આવ્યા, અને શુદ્ધ અને સાત્વિક ધર્મનો તેના અસલ સ્વરૂપમાં પુનરુદ્ધાર કરવાના પ્રયત્નો પણ થવા લાગ્યા. તેરમા સૈકામાં ફ્રાયર ( પ્રવાસી સાધુઓ )નો એક નવો વર્ગ થયો.× આશ્રમતા એકાંતમાં પડી ન રહેતાં તેઓ ઉઘાડે પગે ગામડે ગામડે પ્રવાસ કરી લોકોને ધર્મોપદેશ કરતા. તેઓ ગરીબ રહેવાનું વ્રત લેતા, અને શહેર બહાર ગરીબોનાં ઝુંપડાંમાં પડી રહેતા. તેઓ સમાજના હલકા વર્ગમાં અને ગરીબ લોકોમાં ભળી જઇ તેમને દરેક રીતે સહાય કરતા. ગામલોકો તેમના ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપતા. શરૂઆતમાં તો લોકો તેમની હાંસી કરતા કે તેમને પજવતા, પરંતુ ધીમે ધીમે તેમની સેવાભક્તિની અસર સમાજ પર થઇ. ઇસ્વીસનના તેરમા અને ચૌદમા સૈકામાં તેઓએ પ્રજાનું

× આ સાધુઓના બે ગચ્છ હતાઃ—શ્વેતાંબરી અને કૃષ્ણાંબરી. આ સિવાય બીજા પણ વર્ગ છે, પરંતુ એ સર્વનાં નામ જરૂરનાં નથી.

ઘણું હિત કર્યું છે. આજના સમયમાં મુક્તિફોજ કંઇક આવુંજ કામ કરે છે.

પરંતુ સેવાનોએ મદ ચડે છે. લોકપ્રિયતાના કેફમાં આ સાધુઓ પણ ભાન ભૂલ્યા. તેઓ પ્રમાદી અને દુરાચારી જીવનમાં પડી ગયા. અનેક ઢોંગીઓ ધર્મના નામે ધતિંગ કરી ભોળા લોકોને ઠગી લેવા લાગ્યા. તેઓ ખ્રિસ્તીધર્મના સંતમહંતના ખરા ખોટા સ્મારક અવશેષો વેચવા લાગ્યા. આ ફલાણા સંતનું હાડકું છે, આ પેલા પીરનો નખ છે, આ ઇસુખ્રિસ્તના ક્રુસનું લાકડું છે, આ જડીબુટ્ટી અમુક હઠીલા રોગને નિર્મૂળ કરી નાખે છે, એવી એવી અનેક ધૂર્તવિદ્યા તેઓએ ચલાવવા માંડી રોમના મહંતેશ્વરે આ સમયમાં 'ક્ષમાપત્રો' કાઢયાં હતાં. જે મનુષ્યો તેમાં જણાવેલી કિંમત[1] આપીને એ ક્ષમાપત્રો ખરીદે તેનાં પાપ માફ થઇ જાય છે, અને તેમને કશી શિક્ષા થતી નથી એમ સમજાવી આ લોકો એ ક્ષમાપત્રો ખપાવતા અને પોતાનો ગુજારો ચલાવતા. આવા ધર્મભ્રમ અને પ્રપંચથી ભાવિકોના ભાવ ઠગી ગયા, અને સામાન્ય લોકો કંટાળી ગયા. હવે તો સ્થિતિ કોઇ રીતે સુધરવીજ જોઇએ એવી લોકોને ઝંખના થવા લાગી. ચૉસર નામના કવિએ પોતાના 'કેન્ટરબરી ટેઇલ્સ' નામના કાવ્યગ્રંથમાં આ સાધુઓના દુરાચાર અને સ્વચ્છંદની ઠીક ફજેતી કરી છે.[2]

---

૧ શ્રદ્ધા અને ભક્તિ કરતાં જડ કર્મકાંડમાં માનનારા લોકોની બુદ્ધિ એટલી તો કુંઠિત થઇ ગઇ હતી કે આ બધાં ક્ષમાપત્રોમાં જુદાં જુદાં પાપની કિંમત ઠરાવીને ચોપે મૂકી હતી, તેમાં પણ તેમને કશું અજુગતું લાગતું નહિ. બાપદાદાનાં કરેલાં પાપ ધોવાં હોય તો તેનાંએ ક્ષમાપત્ર મળતાં, ત્યારે ભવિષ્યમાં થાય તે પાપની માફી મળે તેવી ગોઠવણ "ઇશ્વરનો આડતીઓ" કરે તેમાં શી નવાઇ ?

૨ સ્થાનકવાસી સાધુને માટે તે કહે છે:

Who no longer studied and worked:
Full many a dainty horse had he in stable

આવા ઢોંગ અને પ્રપંચની સામે જહૉન વિકલીફ નામનો એક અડગ સુધારક ચૌદમા સૈકાના અંતમાં થયો. તેણે બાઇબલ સિવાય બીજું કશું પ્રમાણ માનવાની ના પાડી અને ધર્માલયોમાં ચાલી રહેલા કુછંદ અને અધર્મ ઉપર સખત પ્રહાર ર્ક્યા. તે વખતે ધર્મગુરુઓ આચારવિચારમાં શિથિલ થઇ ગયા હતા, એટલે તેણે ધર્મોપદેશકો તૈયાર કરીને આખા દેશમાં મોકલવા માંડ્યા. ઉપરાંત સરળ અને જુસ્સાદાર અંગ્રેજીમાં પાદરીઓ વિરૂદ્ધ ખૂબ લખાણ લખી જનસમાજમાં છુટે હાથે તેણે વહેંચવા માંડયું. અત્યાર સુધી બાઇબલ લેટિન ભાષામાં હોવાથી થોડા પંડિતોજ તે વાંચી શકતા, પરંતુ તેનું સરલ અંગ્રેજીમાં ભાષાન્તર કરી તેણે લોકોની આંખો ઉઘાડી નાખી. તેણે તે સમયે ચાલતા કેટલાક ધર્મના સિદ્ધાન્તો ઉપર કડવી ટીકા કરી. લોકોને ધર્મની વ્યવસ્થામાં સુધારો જોઇતો હતો; ધર્મનાં તત્ત્વોમાં નહિ. ધનવાન્ થઇ જઇ દુરાચારી જીવન ગાળતા ધર્મગુરુઓનો તિર-

---

Why shound he study and make himself mad,
Upon a book in cloister always to pore:

વગેરે.

પ્રવાસી સાધુઓ:—

He knew the taverns well in every town
And every ostel and tapster
Better than a leper or a beggar
* * * * *
His tippet was all stuffed full of knives.
And pins, for to give young wives
His boots supple his horse in great estate.
* * * * *
He was not pale as a tormentid ghost
A fat swan loved he best of any roast.

Chaucer

સ્કાર કરવા લોકો તૈયાર હતા પરંતુ ધર્મના સિદ્ધાંતો ફેરવવા તેઓ તૈયાર ન હતા, એથી વિકલીફ અને તેના અનુયાયીઓ જે લોલાર્ડ[૧] નામથી ઓળખાતા હતા, તેમના પર જુલમ કરવા માંડયો. આથી ધીમે ધીમે આ સુધારકોની સંખ્યા ઘટી ગઈ અને તેમની હીલચાલ નરમ પડી ગઇ. પરંતુ તેમણે આણેલી ધર્મજાગૃતિ પ્રજામાં રહી ગઇ. વિકલીફને The Morning Star of Reformation કહેવામાં આવે છે.[૨]

તમે શીખ્યા કેઃ—

રોમન લોકોએ આવીને બ્રિટનોને કંઇક અંશે ખ્રિસ્તી ધર્મ શીખવ્યો. સેક્સનો મૂર્તિપૂજક હતા, ૬ ઠ્ઠા સૈકામાં ખ્રિસ્તી ધર્મોપદેશકો કેન્ટમાં આવી વસ્યા. ડેન લોકોએ આવી ખ્રિસ્તી મંદિરો તોડી પાડયાં, પરંતુ આલ્ફ્રેડે એ ધર્મનો પુનઃ પ્રસાર કરવાને બહુ મહેનત કરી. નોર્મન વિજય પછી ધર્મગુરુઓ રાજ્યથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આથી જે તકરાર ઊભી થઇ તેમાં બેકેટના વધથી ધર્મગુરુઓની સત્તા વધી તે છેક સોળમા શતક સુધી વધેલી રહી. પાછળથી ધર્મભ્રમ આવ્યો તેમાં વારંવાર ધર્મસુધારણા કરવાના પ્રયત્નો થવા લાગ્યા. આ પ્રયત્નોમાં ત્રણ મુખ્ય છેઃ— (૧) ૧૧-૧૩ મું સૈકું: ધર્મયુદ્ધો, (૨) ૧૩-૧૪ મું સૈકું: પ્રવાસી સાધુઓ, અને (૩) ચૌદમા સૈકાનો અંતઃ વિકલીફ અને તેના અનુયાયીઓની સેવાઓ.

---

૧ 'લોલાર્ડ' શબ્દનો અર્થ 'વ્યર્થ લવરી કરનારો' થાય છે.

૨ આ ઉપરાંત પેલેસ્ટાઇનમાં થએલાં ધર્મયુદ્ધોની પણ નોંધ લેવી જોઇએ; કેમકે તે જમાનામાં ધાર્મિક ઉત્સાહ કેટલો હતો તે એના પરથી માપી શકાય છે. અગિઆર અને તેરમા સૈકાના વચગાળામાં આ યુદ્ધો થયાં. સાતે યુદ્ધોમાં તુર્ક લોકો નજ હાર્યા. પરંતુ પૂર્વની વિદ્યા, કલા, સંસ્કાર, ધર્મપ્રિયતા આદિનો પરિચય પશ્ચિમની પ્રજાને થયો, ધર્મઝનૂની લોકો લડવાનું મળતાં તેઓ રણભૂમિમાં ગયા, એટલે પાછળ શાંતિ થઇ, તેમાં દેશની સમૃદ્ધિ વધારવાની તક મળી, અને રિચર્ડ ૧ લાએ લડાઇ માટે નાણાં લેવા માટે વેપારના કેટલાક ખાસ હકો વેચવા કાઢયા, એથી કેટલાંક શહેરોને બહુ લાભ થઇ ગયો.

## ટ્યૂડર વંશવૃક્ષ.



હેનરી ૭ મો
( ૧૪૮૫–૧૫૦૯ )
આર્થર
મૃત્યુ: ૧૫૦૨
માર્ગરેટ
લગ્નઃ
જેમ્સ ૪ થો
( સ્કૉટલેન્ડનો )
જેમ્સ ૫ મો
(સ્કૉટલેન્ડનો)
મેરી.
(સ્કૉટ લોકોની રાણી )
જેમ્સ ૧ લો
( સ્ટુઅર્ટ વંશનો પહેલો રાજા )
હેનરી ૮ મો
( ૧૫૦૯–૧૫૪૭ )
મેરી
(૧૫૫૩–૧૫૫૮)
એડવર્ડ ૬ ઠ્ઠો
(૧૫૪૭–૧૫૫૩)
ઈલિઝાબેથ
(૧૫૫૮–૧૬૦૩)
મેરી
ફ્રાન્સીસ
લગ્નઃ
હેનરી ગ્રે
લેડી જેન ગ્રે

# ખંડ ૨જો.

## ટ્યૂડર વંશ. ૧૪૮૫–૧૬૦૩.

## પ્રકરણ ૧લું.

### હેનરી ૭મોઃ ૧૪૮૫-૧૫૦૯.

**દેશની સ્થિતિઃ**—ઇ. સ. ૧૪૮૫માં બોસ્વર્થન. મેદાન પર યોર્કવંશના છેલ્લા રાજાને હરાવી હેનરી ટ્યૂડરે પોતાને માથે મુકુટ મુકાવ્યો તે વખતે ઇંગ્લેન્ડની સ્થિતિ ઘણીજ દયાજનક થઇ ગઇ હતી. એડવર્ડ ૧લા, ૩જા, કે હેનરી ૫માના સમયની જાહોજલાલી ચાલી ગઇ હતી. ફ્રાન્સમાં આવેલું ઇંગ્લેન્ડનું વિસ્તીર્ણ રાજ્ય ધીમે ધીમે ગુમાવાઇ ગયું હતું, સ્કૉટલેન્ડ સ્વતંત્ર થઇ ગયું હતું, અને આયર્લેન્ડમાં ઇંગ્લેન્ડની સત્તા નામની હતી. ત્રીસ વર્ષના આંતરવિગ્રહથી છિન્નભિન્ન થઇ ગએલાં ઇંગ્લેન્ડની યુરોપનાં રાજ્યોમાં કશી ગણુતરી રહી ન હતી. આવી નિર્બળ દશાનો લાભ લઇ ફ્રેન્ચ, સ્કૉટ વગેરે તેના શત્રુઓ તેના કિનારાઓ પાસે લૂટફાટ કરી જતા તેમને સજા કરવાની શક્તિ તેનામાં ન હતી. દેશની અંદર પણ આવીજ હીન દશા આવી પડી હતી. મદોન્મત્ત અને બળવાન થઇ પડેલા જાગીરદારોની સત્તા વધતાં રાજાની સત્તાને સખત ધક્કો લાગ્યો, અને એથી રાજ્યવહીવટમાં વારંવાર હરકતો ઉભી થતી. એ જાગીરદારો હથિયારબંધ માણસોનું લશ્કર રાખતા અને રાજાને પણ નમાવી શકતા. દેશમાંના મોટા અમલદારો લાંચીઆ બની અન્યાય કરતા. વળી લૂટફાટ, મારામારી અને ખુનરેજી તો સાધારણ થઇ ગયાં હતાં. ધર્મગુરુઓ પતિત, ભ્રષ્ટ અને દુરાચારી બની જઇ ધર્મોપદેશને વીસરી ભોગવિલાસમાં રચ્યા

પૂજ્યા રહેતા હતા, તેમજ લોકોમાં પણ શ્રદ્ધા જતી રહીને ધર્મનાં તત્ત્વો કરતાં જડ બાહ્યાચારો ઉપર પ્રીતિ વધી હતી. જાદુ, ભૂત, પ્રેત, મંત્ર, તંત્ર, ડાકણ ઇત્યાદિમાં લોકો જરાએ શંકા રાખ્યા વિના શ્રદ્ધા રાખતા હતા; સાથે સાથે નૈતિક અધ:પાત પણ તેટલોજ હતો. ગુલાબના યુદ્ધકાળમાં દગોફટકો, જુઠાણું, વિશ્વાસઘાત, કૃતઘ્નતા અને દુરાચાર આદિ દુર્ગુણો સમસ્ત જનસમાજમાં ફેલાઇ ગયા હતા, ચાલુ યુદ્ધોને લીધે દુકાળ ને મરકીનો ઉપદ્રવ તો દેશમાં ઘર કરી બેઠો હતો, વસ્તી ઘટી ગઇ હતી, સમાજનાં બંધનો શિથિલ થઇ ગયાં હતાં, અને આખા દેશમાં અવ્યવસ્થા અને અંધાધુંધી માલમ પડતાં હતાં.

**ગાદી ઉપર હેનરીનો હક**:–આમ દેશની નૈતિક, માનસિક, ધાર્મિક, અને સામાજિક અધોગતિની દશામાં વ્યવસ્થા આણી પ્રજાને શાન્તિ આપે એવા રાજાની દેશમાં જરૂર હતી. હેનરી ટ્યૂડર આ સર્વ સ્થિતિને પહોંચી વળે તેવો યોગ્ય પુરુષ હતો એટલે લોકોએ તેને હરખથી આવકાર આપી રાજા તરીકે સ્વીકાર્યો. ઇંગ્લૅન્ડની રાજગાદી ઉપર હેનરીનો હક જોઇએ તેવો વાજબી ન હતો. [1]વંશવૃક્ષ જોતાં જણાશે કે હેનરીની મા લૅંકેસ્ટર વંશમાંથી ઉતરી આવી હતી; એ વેલો અનૌરસ છતાં પોપે ઔરસ ઠરાવ્યો હતો, તોપણ રાજગાદી ઉપરથી તેનો હક દૂર કરવામાં આવ્યો હતો. વળી તેના પિતા તરફથી

---

૧ હેનરીનો ગાદી ઉપરનો હક જોવા માટે આ વંશવૃક્ષ ઉપયોગી થશે:—



પણ તેનો હક વાંધા પડતો હતો; કારણ કે તેનો પિતા હેનરી ૫-માની વિધવાના પુનર્લગ્નથી થએલો પુત્ર હતો.

બોસ્વર્થના મેદાનમાં જીત મેળવ્યાથી તેનો હક થયો હતો એમ કહેવામાં લોકોની અપ્રીતિ વહોરવાનો તેને ભય લાગતો હતો. વળી યોર્ક કુળના એડવર્ડ ૪થાની કુંવરી ઇલિઝાબેથ જોડે લગ્ન કરી ગાદીનો હક મેળવ્યો છે એવું તો હેનરી જેવો સ્વાભિમાની કહે જ કેમ? તેને તો સ્વતંત્ર બનવું હતું, એટલે તેણે લેંકેસ્ટર વંશના વારસ તરીકે પોતાનો હક રજુ કર્યો, પાર્લમેન્ટે તે સ્વીકાર્યો, અને તેને અને તેના વંશજોનો ગાદીના હકદાર ઠરાવ્યા. ગાદીએ બેઠા પછી હેનરીએ ઇલિઝાબેથ જોડે લગ્ન કરી સફેદ અને રાતા ગુલાબને એકત્ર કર્યાં. અને યોર્કવંશના બાકી રહેલા પોતાના પ્રતિપક્ષી અર્લ ઑવ્ વૉરિકને કેદમાં નાખ્યો.

બંડઃ—ગાદીએ આવ્યા પછી પણ હેનરીને પોતાનો અમલ બેસાડતાં કટલોક વખત ગયો. ઘણી ખબરદારી રાખવા છતાંએ હેનરીના રાજ્યમાં બંડ ઊઠયાં. લેમ્બર્ટ સિમ્નલ નામનો એક ઑક્સફર્ડનો વેપારી આયર્લેન્ડમાં જઇને કહેવા લાગ્યો કે હું અર્લ ઑવ્ વૉરિક છું અને કેદમાંથી નાસી છૂટયો છું. હેનરીએ ખરા વૉરિકને કેદમાંથી બહાર કાઢી રસ્તામાં ફેરવ્યો, તોએ આયર્લેન્ડમાં ઘણા લોકો લેમ્બર્ટની વાત સાચી માની તેનો પક્ષ લઇ લડવા તૈયાર થયા. સ્ટોક પાસે આ બળવાખોરોનું નાનું લશ્કર હારી ગયું અને લેમ્બર્ટ કેદ પકડાયો, (ઇ. સ. ૧૪૮૭.) રાજાએ દયા દર્શાવી તેને જીવતો રાખ્યો અને રસોડામાં હલકા ચાકરની જગાએ રાખ્યો.

પરંતુ પર્કિન વૉર્બેક નામના બીજા વેશધારી ધૂર્તે રાજાને કેટલાંક વર્ષ સુધી જંપવા દીધો નહિ. ઇ. સ. ૧૪૯૨માં તે માછીમારના છોકરાએ એવી વાત ફેલાવી કે રિચર્ડ ૩જાના સમયમાં ટાવરગઢમાં જે બે રાજકુંવરો મરી ગએલા ધારવામાં આવતા હતા તેમાંનો એક પોતે હતો, એટલે ગાદીનો હક તેનો થાય. મરી ગએલા

રાજકુંવરોને હેનરી ક્યાંથી લાવીને બતાવે ? વળી વૉર્બેકને આયર્લૅન્ડ, સ્કૉટલેન્ડ અને ફ્લાન્ડર્સ તરફથી મદદ મળી. સ્કૉટલેન્ડના રાજાએ તો રાજકુટુંબની એક કન્યા આપી તેનું દરબારમાં સ્વાગત કર્યું. બે વર્ષ પછી કૉર્નવૉલમાં આવી તેણે રિચર્ડ ૪થા તરીકે પોતાને જાહેર કર્યો. ત્યાં કેટલાક લોકો તેની જોડે ભળ્યા અને તેમણે લંડન ઉપર સ્વારી કરી. રાજાનું સૈન્ય આવતું જોઇ વૉર્બેક નાસી ગયો અને તેના મળતીઆઓ હાર્યા. વૉર્બેકને પકડીને ટાવરમાં પૂરવામાં આવ્યો, પરંતુ ઇ. સ. ૧૪૯૯ માં તેના પર નાસી જવાનો આરોપ મૂકી તેને ફાંસી દેવામાં આવી.

**હેનરીની આંતર નીતિઃ**—હેનરી ગાદીએ આવ્યો ત્યારે પણ અમીરો બળવાન હતા. તેઓ ઘણાં હથિયારબંધ માણસો રાખતા અને તે માણસોને પોતાનો એક ખાસ પોશાક અને પોતાનું ચિહ્ન આપતા. આ માણસો પોતાના માલીક માટે યુદ્ધ કરવા તૈયાર રહેતા. ઘણી વખતે તેઓ ગરીબ માણસો પર જુલમ ને ત્રાસ વર્તાવતા, પરંતુ તેમને અટકાવી શકે તેવી કોઇ પ્રતાપી સત્તા રહી નહોતી. અદાલતમાં ઘણા અમીરો પોતાનાં હથિયારબંધ માણસો જોડે જઇ ન્યાયાધીશ કે પંચને ધમકાવી દબાવી મરજીમાં આવે તેવો ન્યાય કરાવતા. ગુલાબના વિગ્રહમાં જો કે અનેક અમીર કુટુંબનો નાશ થયો હતો, છતાં જેઓ બાકી રહ્યા હતા તેમને પણ દબાવી દઇ ઠેકાણે આણવાનો હેનરીએ નિશ્ચય કર્યો હતો. તેણે કાયદો કર્યો કે કોઇ અમીરે અમુક સંખ્યા કરતાં વધારે પોતાનાં માણસો રાખવા નહિ કે તેમને પોશાક આપવા નહિ. તેણે એક ખાસ અદાલત સ્થાપી તેમાં પોતાના મંત્રીઓને ન્યાયાધીશ તરીકે નીમ્યા અને તેમને ઘણી મોટી સત્તા આપી. સામાન્ય અદાલતો જેમાં માથું મારી ન શકે તેવા મોટા ગુનાહોની તપાસ આ અદાલતમાં કરવામાં આવતી. તેમાં ન હતું પંચ કે ન હતી અપીલ; બસ ન્યાયાધીશ જે ફેંસલો આપે તેજ

મરો. આમ આ અદાલત[1] દ્વારા રાજાએ અમીરોની સત્તા તોડવા માંડી. ગરીબમાં ગરીબ માણુસની પણુ અમીરો વિરૂદ્ધની ફરિયાદ આ અદાલતમાં સંભળાતી, અને અમીરોનો ભારે દંડ કરવાનો એકપણુ પ્રસંગ હાથમાંથી જવા દેવામાં આવતો ન હોતો. વળી રાજા પોતે પણુ કરેલા કાયદાઓનો અમલ ઘણી જ સખતાઇથી કરતો. એક વખતે એક મોટા ઉમરાવે પોતાને ત્યાં રાજાને નોતર્યો હતો, તે પ્રસંગે તેણે પોતાનો વૈભવ બતાવવા સારૂ પોતાનાં માણુસોને ભપકાબધ પોશાકમાં હારબંધ ઉભાં રાખ્યાં હતાં. આ જોઇ રાજા બોલી ઊઠયો, " અમીર સાહેબ, તમારી મહેમાનગીરી માટે તમારો ઉપકાર, પરંતુ મારી દૃષ્ટિ સામેજ મેં કરેલા કાયદાનો ભંગ થાય તે મારાથી સહ્યું નહિ જાય. મારો વકીલ તમને મળશે. " બિચારા ઉમરાવને ૧૫૦૦૦ પાઉન્ડ દંડ આપવો પડયો.

મધ્યયુગમાં સત્તાધારી થઇ પડેલા અમીરોના દિવસ ભરાઇ ગયા હતા. તેમના મજબુત કિલ્લાઓ કે ભારે બખતરો હવે ખપનાં ન રહ્યાં. દારૂગોળાની શોધ થઇ હતી અને રાજા વિના બીજા કોઇથી તે રાખી શકાતો ન હતો, આથી પ્રાચીન યુદ્ધવિદ્યા છેક જ નકામી થઇ ગઇ; બખતરીઆ ઘોડેસ્વારો કે લાંબા તીરવાળા ધનુર્ધારીઓની સામે રાજાની એક તોપ અને પાયદળ બસ હતાં.

વળી આ જુના અમીરોને હલકા પાડવાની હેનરીએ ત્રીજી યુક્તિ પણુ કરી હતી. યૉર્કવંશના રાજાઓના સમયથી વગ અને દ્રવ્યમાં વધતા જતા મધ્યમ વર્ગમાંથી તેણે કેટલાક નવા અમીરો બનાવ્યા. આ અમીરો રાજાના ઉપકાર નીચે હોવાથી તેમના પક્ષમાં રહે એમાં શી નવાઇ ? વળી હેનરી પોતાના સલાહકારો અને પ્રધાનોની પસંદગી આ

૧ આ અદાલતને તારાગૃહ એવું નામ આપવામાં આવ્યું; કેમકે રાજમહેલનો જે ખંડમાં એ અદાલત ભરાતી તેની છતમાં તારાઓનાં ચિત્રામણુ હતાં.

મધ્યમ વર્ગમાંથી કરતો. જુના અમીરોને આ વાત ગમે તો નહિ, પરંતુ રાજાના ભયને લીધે તેમનાથી કશું થઇ શકતું નહિ.

પરંતુ હેનરીની ઇચ્છા માત્ર અમીરોને દબાવવાની ન હતી. તેને તો સર્વ સત્તા પોતાના હાથમાં આણવી હતી. તે જાણતો હતો કે નાણાં વિના રાજાની સત્તાની કશી કિંમત નથી, તેથી તેણે ગમે તે પ્રકારે દ્રવ્ય મેળવવાનો એક પણ પ્રસંગ હાથમાંથી જવા દીધો નહિ; છેલ્લાં યુદ્ધમાં મરણ પામેલા અમીરોની જાગીરો તેણે લઇ લીધી; તારાગૃહની અદાલત મારફત અપરાધીઓના ભારે દંડ કરવા માંડયા, જુનાં લહેણાં કાઢી સખતાઇથી વસુલ લેવા માંડયાં, અને કર નાખે તો પ્રજામાં અપ્રિય થઈ જાય એટલે તેણે નજરાણાની પદ્ધતિ દાખલ કરી સૌને નજરાણું આપવાની ફરજ પાડવા માંડી. મોર્ટન નામના તેના પ્રધાને તેને પૈસા મેળવવાની આ યુક્તિ બતાવી. ધનિકને તે કહેતો કે તમે વૈભવ ઓછો કરી કરકસર કરો અને રાજાને ઉંચીનાં નાણાં આપો; ગરીબને કહેતો કે તમે આવી સાદી રીતે રહો છો તો તમે જરૂર કંઇ બચાવ્યું હશે. તે રાજાને આપો. આની ના કોણ પાડી શકે ? તારાગૃહની અદાલત તેનો ફેંસલો કરવા તૈયારજ હતી. વળી રાજ્યમાં જે બંડ થયાં તેમાંથી તેણે દ્રવ્યની આવક કરી. રાજ્યના કાયદાઓનો કડક અમલ કરતાં તેને પૈસાનો વરસાદ વરસતો.[1] વય વધતાં સ્વાભાવિક રીતે રાજાનો નાણાં પરનો પ્રેમ પણ વધ્યો. મરણ પામ્યો ત્યારે તે અઢળક દ્રવ્ય મૂકી ગયો એ ખરૂં, પરંતુ તે કૃપણ ન હતો. દ્રવ્ય એકઠું કરવાની આટલી આતુરતાનું કારણ માત્ર એટલુંજ

---

૧. આ કામને માટે રાજાએ એમ્પસન અને ડડલી નામના બે વકીલો રાખ્યા હતા; તેને "his horse leeches and shearers" કહીને બેકને તેમને માટે પોતાના અભિપ્રાય દર્શાવ્યો છે. હેનરી ૮માના રાજ્યમાં તેમની રાજનિષ્ઠાના બદલામાં તેમનો વધ કરવામાં આવ્યો હતો.

હતું કે તેને પાર્લમેન્ટની ગરજ ન રાખતાં સ્વતંત્ર સત્તાધીશ થવું હતું. ૧૩ વર્ષના તેના શાસનકાળમા તેણે પાર્લમેન્ટ એકજ વાર બોલાવી હતી.

**હેનરીની દેશાંતર નીતિ:**—તે સમયે યુરોપ ખંડમાં આજનાં રાજ્યો ન હતાં. બ્રિટની અને બર્ગંડી આજે તો ફ્રાન્સના પ્રાન્ત છે, પરંતુ તે સમયે જુદાં રાજ્યો હતાં. સ્પેનમાં પાંચ રાજ્યો હતાં તેમાં કેસ્ટાઇલ અને એરેગોન મુખ્ય હતાં, નેધર્લેન્ડઝ ( આજનાં બેલજીયમ અને હોલેંડ ) તે સસયમાં ઑસ્ટ્રિઆની ધુંસરી નીચે હતું, પરંતુ સ્પેન અને ફ્રાન્સનો ડોળો તેના તરફ કેટલાક વખતથી હતો. આવાં પ્રતાપી રાજ્યો પોતાની પાડોશમાં ઉભાં થાય એટલે હેનરીની પણ તેવુંજ પ્રતાપી રાજ્ય બનાવવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. વળી યુરોપખંડનાં રાજ્યોમાં ઇંગ્લેન્ની મહત્તા વધારવા હેનરીથી કોઇની જોડે યુદ્ધમાં તો ઉતરાય તેમ હતું નહિ, છતા ફ્રાન્સના રાજાએ બ્રિટનીને કબજે કરવાનો વિચાર કર્યો, ત્યારે તેણે તેની સામે થવાનો વિચાર કર્યો; કેમકે બ્રિટની ફ્રાન્સના તાબામાં જાય તો ઇંગ્લેન્ડ અને ફ્રાન્સની સરહદ સામસામી આવતાં બંને દેશ વચ્ચેનું જુનું વેર જાગૃત થાય એવો હેનરીને ભય હતો. સ્પેનના રાજાને ફ્રાન્સ બળવાન થાય એ ગમતું ન હતું, એટલે તેણે હેનરીનો પક્ષ લીધો. ફ્રાન્સના રાજાને પણ યુદ્ધમાં ઉતરવાની ખાસ ઇચ્છા ન હતી, એટલે અંગ્રેજી લશ્કર આવ્યું કે તરત તેણે મોટી રકમ આપી તેની જોડે સંધિ કરી લીધી; દ્રવ્યલોભી હેનરીને તો આજ ભાવતું હતું.

ચતુર હેનરીની દીર્ઘદૃષ્ટિ તેણે બાંધેલા લગ્નસંબંધોથી એકદમ જણાઇ આવે છે: કેસ્ટાઇલ અને એરેગોનનાં ફર્ડીનાન્ડ અને ઇસાબેલાની પુત્રી કેથેરાઇન જોડે પોતાના પુત્ર આર્થરનાં લગ્ન કરી તેણે સ્પેનની મૈત્રી સાધી ફ્રાન્સની પ્રબળ થતી જતી સત્તાથી ઇંગ્લેન્ડનું

રક્ષણ કર્યું. આર્થર લગ્ન પછી થોડાજ સમયમાં મરણ પામ્યો, પરંતુ ઇંગ્લેન્ડ અને સ્પેન આ સંબંધ સાચવી રાખવા આતુર હતાં, એટલે પોપના ખાસ રજા મેળવી કેથેરાઇનનાં લગ્ન હેનરીના બીજા પુત્ર જોડે કરવામાં આવ્યાં. ફ્રાન્સને બીજી રીતે પણ તેણે નિર્બળ કર્યું. પોતાની પુત્રી માર્ગરેટને સ્કૉટલેન્ડનાં રાજા જેમ્સ ૪થા જોડે પરણાવી ઇંગ્લેન્ડની ઉત્તર સરહદને તેણે નિર્ભય કરી, ફ્રાન્સના એક મિત્રને પોતાના પક્ષમાં જીતી લીધો.

ઈંગ્લાંડના વેપારના રક્ષણ અર્થે પણ હેનરીએ યુરોપી રાજ્યો જોડે સંધિ કરી. આયર્લેન્ડ મૂળથીજ યોર્કવંશનું પક્ષપાતી હોવાથી હેનરીના રાજ્યના આરંભકાળમાં ત્યાં બંડખોડા થવા લાગ્યા. હેનરી તો દેશની વ્યવસ્થામાં ગુંથાએલો હતો, પરંતુ તેના એક પ્રતિનિધિ સર એડવર્ડ પૉયનીંગે દેશમાં શાન્તિ સ્થાપી. તેણે ત્યાં જઇને એવો ધારો પસાર કરાવ્યો કે ઇંગ્લેન્ડના ધારા આયર્લેન્ડને લાગુ પડે છે, અને હવેથી ઇંગ્લેન્ડના રાજાની મંજુરી વિના પાર્લમેન્ટ મેળવવી નહિ કે કોઇ કાયદો પસાર કરવો નહિ.

**મરણ અને સ્વભાવ**:—ઇ. સ. ૧૫૦૯ માં આ પ્રવીણ, રાજનીતિજ્ઞ અને દીર્ઘદર્શી રાજા મરણ પામ્યો. તે પાતળો, એકવડા બાંધાનો અને બુદ્ધિશાળી હતો; તેની આંખો અને મુખમુદ્રા તેજસ્વી હતાં. તે દઢ મનનો અને ચતુર હતો છતાં તેની ક્રૂરતા, ધનલોભ અને શંકાશીલ સ્વભાવને લીધે તે લોકપ્રિય થઇ શક્યો ન હતો. સહેજ પણ શંકા થતાં દેશના ગમે તેવા માણસને ઉડાવી દેતાં તેને આંચકો લાગે તેમ ન હતું. રાજસત્તાની સામે માથું ઊંચું કરનાર, પોતાના દીલોજાન દોસ્તને પણ મારી નાખતાં તેને કદી કૃતજ્ઞતા કે મૈત્રીનાં બંધનો નડયાં નથી, છતાંએ તેણે ઘણું કર્યું છે. સત્ત્વહીન થઇ ગએલી રાજસત્તાને પ્રતાપી બનાવી દેશમાં સુવ્યવસ્થા આણી તેણે યુરોપખંડમાં ઈંગ્લેન્ડની પણ મહારાજ્યમાં ગણતરી કરાવવા માંડી,

અંગ્રેજી નૌકાસૈન્યનો પાયો નાખી ઇંગ્લેન્ડની ભાવી મહત્તાનું તેણે પ્રથમ દર્શન કર્યું. વળી દેશનાં કલાકૌશલ્યને ઉત્તેજન મળે તેવી સંધિઓ કરી તેણે દેશની સમૃદ્ધિ વધારી. કદાચ તેણે મોટાં કામો કર્યાં નહિ હોય, પરંતુ તેણે દેશની ભાવી મહત્તા અને સમૃદ્ધિનો માર્ગ તો ખુલ્લો કર્યોજ છે.

હેનરી મોટો રાજા કહેવાય કે નહિ તે વિવાદગ્રસ્ત છે, પરંતુ તેના શાસનસમયમાં જગતના ઇતિહાસમાં કેટલાક અસાધારણ બનાવો બન્યા. પશ્ચિમ યુરોપમાંથી મુસલમાનોનો અમલ ઉતરી ગયો હતો. હોકાયંત્રની શોધ થવાથી દરિયાઇ સફર વધવા માંડી હતી, અને જગતની ભૂગોળ સંબંધી લોકોના ખ્યાલ બદલાતા જતા હતા, કોલંબસે અમેરિકા ખંડની શોધ કરી, તેથી અત્યાર સુધી ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર જે વેપાર ચાલતો હતો તેને આટલાંટિક ઉપર આણી મૂક્યો: પરદેશોની ચમત્કારિક વાતો સાંભળી યૂરોપી લોકોનાં મન ચંચળ અને સાહસિક બની ગયાં, અને જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા લોકોમાં જાગૃત થવા લાગી. છાપવાની કળાની શોધ થવાથી નવી વિદ્યાનો પ્રસાર સમગ્ર યુરોપ ખંડમાં વાયુવેગે થવા લાગ્યો હતો; પ્રજાઓમાં જગત્, ધર્મ, જ્ઞાન, અધિકાર ઇત્યાદિને માટે નવા વિચાર ઉછળી રહ્યા હતા, અને પ્રેમશૌર્યભક્તિની ભાવના આછી થવા લાગી હતી. સારાંશ કે મધ્યયુગનાં અંધારાં ઓસરી જઇ નવયુગની ઉષા ફુટતી હતી. આ સર્વમાં ઇંગ્લેન્ડનો તો થોડો ભાગ હતો, પરંતુ સરવાળે લાભ તો તેને વધારે મળ્યો છે.



# પ્રકરણ ૨ જું.

## હેનરી ૮ મો.

ઇ. સ. ૧૫૦૯–૧૫૪૭.

હેનરી ૭મા નો તરુણ પુત્ર હેનરી ૮મો ગાદીએ આવ્યો ત્યારે બહુ લોકપ્રિય હતો. તે રાંકડો, ફક્કડ, ખુશમિજાજી, કેળવાએલો અને સમર્થ હતો. તે કસરતી અને રમતગમતનો શોખીન હતો. તે ઊંચો કદાવર અને શસ્ત્રવિદ્યામાં કુશળ હતો. ગાદીએ આવતાંજ એમ્પસન અને ડડ્લીનો વધ કરાવી તેણે લોકપ્રિયતા મેળવી, પણ તે લોકોએ અન્યાયથી લીધેલાં નાણાં તેણે પાછાં આપ્યાં નહિ. બાપે મૂકેલો અઢળક પૈસો તેણે રંગરાગ-જલસા અને મિજબાનીમાં ઉડાવવા માંડયો, પરંતુ થોડાજ વખતમાં કીર્તિલોભથી સર્વ મોજમઝા તજી તે રાજકારણમા પડયો.

**ફ્રાન્સ અને સ્પેનઃ**—હેનરી ૭માની ચતુર રાજનીતિથી ઇંગ્લેન્ડ હવે યુરોપી રાજ્યોમાં માન પામવા લાગ્યું હતું, એટલે તે સમયનાં ફ્રાન્સ અને સ્પેન જેવા બળવાન રાજ્યો પણ તેની મૈત્રી મેળવવા આતુર રહેતાં. તે વખતે સ્પેનનું રાજ્ય સૌથી બળવાન્ હતું; કેમકે તેનો રાજા નેધર્લેંડઝ ઉપર પણ રાજ્ય કરતો હતો, અને સ્પેનિઆર્ડ લોકોએ નવા શોધેલા અમેરિકા ખંડમાંથી ખૂબ નાણું લાવી દેશને સમૃદ્ધ કરી દીધો હતો. ફ્રાન્સ તે સમયે ઇટલીનો કેટલોક પ્રદેશ જીતી લેવાનો પ્રયત્ન કરતું હતું. તે જમાનામાં સર્વ ખ્રિસ્તી રાજ્યોનો અધીશ્વર પોપ ગણાતો. તેને ઇટલીની ચિંતા પેઠી, એટલે તેણે ફ્રાન્સની વિરૂદ્ધ સ્પેનના રાજા જોડે સંધિ કરી. યુદ્ધમાં નામના

કાઢવાના કોડવાળા જુવાન હેનરીએ તેમની જોડે મળી જઇ ફ્રાન્સ સામે લડાઇ જાહેર કરી. ઇ. સ. ૧૫૧૩ માં સૈન્ય લઇ હેનરી ફ્રાન્સ ગયો અને કેલે પાસે ફ્રેન્ચોને હરાવ્યા.[1]

પરંતુ હોંસીલો રાજા છેતરાયો. સ્પેનના રાજાએ તો ફ્રાન્સ જોડે સંધિ કરી લઇ ઇંગ્લેન્ડને પડતું મૂકી દીધું હતું, અને તેના માણસો અને પૈસાની નકામી ખુવારી કરાવી હતી. હેનરીએ ચતુરાઇ વાપરી ફ્રાન્સ જોડે ઉતાવળે સંધિ કરી લીધી, અને મોટી રકમ લઇ ફ્રાન્સના રાજા જોડે પોતાની બેનનાં લગ્ન કર્યાં. હવે ભય પામવાનો સ્પેનનો વારો આવ્યો; કેમકે આ બે મોટાં રાજ્યો એકત્ર થાય તો તેને પાલવે તેમ ન હતું.

ફ્રાન્સ જોડે યુદ્ધ ચાલે ત્યારે સ્કૉટલેન્ડ તો ઇંગ્લેન્ડ જોડે લડવા તૈયારજ હોય. સ્કૉટલેન્ડનો રાજા અંગ્રેજ રાજકુંવરીને પરણ્યો હતો, છતાં ફ્રાન્સની જુની દોસ્તીને વફાદાર રહી તેણે ૩૦,૦૦૦ માણસોના લશ્કર સાથે ઇંગ્લેન્ડ પર હલ્લો કર્યો, પરંતુ જેમ્સ કંઇ પ્રવીણ સેનાપતિ ન હતો, તેથી ફ્લોડનના મેદાનમાં સ્કૉટલેન્ડના લશ્કરે સખત હાર ખાધી. જેમ્સ અને તેના કેટલાક સરદારો આ યુદ્ધમાં મરાયા. સ્કૉટલેન્ડમાં એકે કુટુંબ એવું નહિ હોય કે જેનું માણસ આ મેદાનમાં મરાયું નહિ હોય. અંગ્રેજો જીત્યા અને અનેક વર્ષો પર્યંત સ્કૉટલેન્ડ તરફનો ભય દૂર થયો.[2]

**વુલ્સી:**—ત્યાર પછી હેનરીએ મધ્યસ્થ રહીને કોઇ પક્ષને બળવાન્ થવા ન દેવો એવી રાજનીતિ સ્વીકારી. આ રાજનીતિનું

---

૧. આ લડાઇને Battle of Spurs કહે છે; કેમકે ફ્રેન્ચ ઘોડેસ્વારો ભયથી એટલા તો વિહ્વલ થઇ ગયા હતા કે ઘોડાને એડી મારી રણક્ષેત્રમાંથી નાસી ગયા હતા.

૨. "The Flowers of the Forest are wede away" એ લીટીથી શરૂ થતાં સ્કૉચ લોકગીતમાં આ અતિ ગમગીન પ્રસંગની સ્મૃતિ સાચવી રાખવામાં આવી છે.

રહસ્ય તેને પ્રથમ સમજાવનાર વુલ્સી નામે તેનો એક ચતુર અને પ્રવીણ રાજપુરુષ હતો. એક સામાન્યવર્ગના ધનિકને ત્યાં જન્મ લઇ બાલ્યાવસ્થામાં ઑક્સફર્ડમાં વિદ્યા સંપાદન કરી બાલ-સ્નાતક ( Boy Bachelor ) નું ઉપનામ તેણે મેળવ્યું હતું. પોતાની અસાધારણ શક્તિ અને કાર્યદક્ષતાથી તે ધીમે ધીમે રાજ્યમાં ચડતો ગયો. ફ્રાન્સ જોડેનાં યુદ્ધમાં તેણે દર્શાવેલી રાજનીતિની કુશળતાથી રાજાની તેના પર અમીદૃષ્ટિ થઇ. પછી તો તેના પર રાજકૃપાનો એક પછી એક વરસાદ વરસવા લાગ્યો, અને પંદર વર્ષ સુધી (૧૫૧૪–૧૫૨૯) તે રાજાનો ખાનગી સલાહકાર, મુખ્ય પ્રધાન અને જમણો હાથ બની રહ્યો. રાજાએ તેને યૉર્કનો મુખ્ય ધર્માધ્યક્ષ બનાવ્યો અને ઇ. સ. ૧૫૧૫માં પોપે તેને કાર્ડિનલ[1] બનાવી અપ્રતિમ માન આપ્યું. હવે દેશમાં વુલ્સીનો અધિકાર વધી ગયો; રાજ્યખાતું અને ધર્મખાતું બંનેમાં સર્વથી શ્રેષ્ઠ અધિકાર તેની પાસે આવ્યો. તેનો શબ્દ શાસ્ત્રની પેઠે ઝિલાતો અને તેનાં સ્મિતથી હજારોનાં ભાગ્ય ઊઘડી જતાં. પોતાના અધિકારને અંગે મોટા પગાર ઉપરાંત ફ્રાન્સ અને સ્પેન તરફથી તેને વર્ષાસન મળતાં. તે વૈભવ, ભપકા અને દમામનો શોખીન હતો, એટલે તેનો ઠાઠ રાજવી હતો. તેના રાજમહેલ જેવાં રોનકદાર મકાનમાંથી તે બહાર નીકળે ત્યારે તેની આગળ પાછળ મોટો રસાલો રહેતો. તેના ઘરખાતામાં પાંચસો ઉમરાવો કામ કરતા. તેના જીવનમાં બે મહત્ત્વાકાંક્ષાઓ હતીઃ ( ૧ ) પોતાના રાજાને યુરોપમાં સર્વોપરિ કરવો, અને ( ૨ ) પોતાને પોપ થવું.

એક તરફથી વુલ્સીનો ઉદય થતો હતો અને બીજી તરફથી યુરોપ ખંડમાં કેટલાક અગત્યના રાજ્યદ્વારી બનાવો બનતા જતા હતા. સ્પેન અને ફ્રાન્સના રાજાઓ મરણ પામ્યા હતા, અને તેમને

૧. પોપ કરતાં બીજા દરજ્જાનો ધર્માધિકારી. એ કીરમજી રંગનો ઝબ્બો અને ટોપી પહેરે છે.

સ્થાને નવા આવેલા રાજાઓ વચ્ચે તકરાર થવાની તૈયારી હતી. વુલ્સીએ પોતાની રાજનીતિનિપુણતાથી જોઇ લીધું કે ઇંગ્લેન્ડ યુરોપ ખંડમાં કોઇ યુદ્ધમાં ઉતરે તેના કરતાં તટસ્થ રહીને અથવા નબળી બાજુનો પક્ષ લઇને બીજાં રાજ્યોને બળવાન્ થવા ન દે તેમાં જ તેનું શ્રેય રહેલું છે. આજ પર્યંત ચાલતી આવતી ઇંગ્લેન્ડની આ રાજનીતિનું પ્રથમ દર્શન કરનાર એ પ્રવીણ પુરુષે જેને વધારે ગરજ હોય તેને મોંઘાસોંઘા થઇને મદદ આપવાનો નિશ્ચય કર્યો. બંને દેશને વુલ્સીની ગરજ હતી અને ઇંગ્લેન્ડની સહાયની જરૂર હતી, એટલે બંને રાજાઓએ તેને પોપ થવામાં મદદ કરવાનાં વચન આપ્યાં, પરંતુ એ વચન તેમણે કદી પાળ્યાં નહિ; પોતાનો સ્વાર્થ સાધવાને માટે તેઓ વુલ્સીને માત્ર સાધનરૂપે જ વાપરવા માગતા હતા. ઇ. સ. ૧૫૨૦માં વુલ્સીના પ્રયત્નથી ફ્રાન્સ અને ઇંગ્લેન્ડના રાજાઓ કેલે પાસે મળ્યા. બંને પક્ષ તરફથી તે વખતે પોતપોતાનો અતુલ વૈભવ દેખાડવાની સ્પર્ધા થઇ હતી તે ઉપરથી એ સ્થળનું નામ ‘ કિનખાબનું મેદાન ’ પાડવામાં આવ્યું. બે વર્ષ પછી સ્પેનના રાજાની જોડે સંધિ કરી હેનરીએ ફ્રાન્સ પર ચડાઇ કરી, પરંતુ ફાવ્યો નહિ. થોડાં વર્ષ પછી સ્પેનના લશ્કરે ફ્રાન્સના રાજાને હરાવ્યો એટલે વુલ્સીને એમ થયું કે હવે સ્પેન વધારે બળવાન્ થતું જાય છે, એટલે તેણે ફરી ફ્રાન્સ જોડે સંધિ કરી. આથી યુરોપ ખંડમાં સત્તાની સમતુલા રહી; સ્કૉટલેન્ડ તરફથી સરહદ ઉપરના હુમલા બંધ થયા, અને વુલ્સીનું ધાર્યું થયું. ઇંગ્લેન્ડની ગણના મોટાં રાજ્યોમાં થવા લાગી, અને દરેકને તેની સહાયની ગરજ પડવા લાગી.

અત્યાર સુધી બહારની ખટપટોમાં અને ફ્રાન્સ તથા સ્પેન જોડે કુટિલ રાજનીતિના દાવપેચો રમવામાં હેનરીનું ધ્યાન હતું તે હવે આ સંધિ થવાથી દેશની અંદરની બાબતો તરફ વળ્યું.

**વુલ્સીની આંતરનીતિઃ**—દેશાંતર નીતિમાં વુલ્સીનો ઘણો સમય જતો છતાં તેણે દેશની બાબતો ઉપર પણ ધ્યાન આપ્યું હતું. બહાર મોટાઈ મેળવ્યાથી અને વેપાર વધાર્યાથી ઇંગ્લેન્ડની ઉન્નતિ થશે એમ તે માનતો હોવાથી તેના મનોરથ મોટા હોવા છતાં દેશમાં તે થોડું કરી શક્યો. ન્યાયખાતામાં તેણે કેટલાક સુધારા કર્યા. ધર્માલયોમાં સુધારા કરવાની તેને જરૂર લાગતી. તેણે પાદરીઓને પોતાનું કામ પદ્ધતિસર કરવાની ફરજ પાડી. તેમની પાસેથી પૈસો પડાવી લઇ તેમના ગેરવાજબી હકો તેણે પાછા ખેંચી લીધા, કેટલાક મઠો બંધ કરી તેના દ્રવ્યનો દેશની વિદ્યા વધારવામાં તેણે ઉપયોગ કરવા માંડયો. તે વિદ્યારસિક પંડિત હતો અને નવી વિદ્યાનો હિમાયતી હતો, એટલે તેણે ઑક્સફર્ડ અને ઇપ્સીચમાં વિદ્યાલયો સ્થાપ્યાં. પરંતુ એ સર્વથી વધારે ઉપયોગી કાર્ય તેણે નૌકાસૈન્ય તૈયાર કરવાનું કર્યું. ઇંગ્લેન્ડની ભૌગોલિક સ્થિતિમાં પરદેશી દુસ્મનોથી રક્ષણ કરવા નૌકાસૈન્ય જરૂરનું છે એવું તેણે રાજાને સમજાવ્યું. આથી હેનરીના રાજ્યમાં લગભગ ૪૬ આરમારો બંધાઇ; આજનાં લડાયક વહાણો કરતાં તો તે જમાનાનાં વહાણો ઘણાંજ નાનાં ગણાય, છતાં તે સમયમાં તો તે ઘણાં ઉપયોગી હતાં.

**વુલ્સીનું પતનઃ**—ગાદીએ આવતાંજ હેનરી પોતાની ભાભી કેથેરાઇન જોડે પોતાના પિતાની ઇચ્છાથી પરણ્યો હતો, અને તે વખતે પોપની ખાસ રજા મેળવવામાં આવી હતી એ આપણે જોઇ ગયા છીએ. કેથેરાઇન માંદી સાજી રહેતી અને મેરી નામની એક પુત્રી સિવાય તેનાં બીજાં છોકરાં મરી ગયાં હતાં. રાજાને પુત્રની પ્રબળ ઇચ્છા હતી, પરંતુ કેથેરાઇનને પુત્ર થતો ન હતો, તેથી કદાચ રાજાએ માન્યું હોય કે આ લગ્ન શાપિત[1] હોવાથી ઇશ્વર તેના પર રૂઠયો છે તેથી, અથવા તો કેથેરાઇનના સખીમંડળમાંની એન બોલીન નામની લાવણ્યવતી નવયૌવનાના મોહપાશમાં તે સપડાયો

---

૧ ખ્રિસ્તી લોકમાં સાળી કે ભોજાઇ જોડેનું લગ્ન નિષિદ્ધ છે.

હતો તેથી, ગમે તે કારણે રાજાએ અઢાર વર્ષ સુધી પતિવ્રતા ધર્મ સેવી રહેલી રાણીના છુટાછેડા કરવાનો નિશ્ચય કર્યો, અને તેમ કરવા માટે પોપની રજા માગી. પોપ શું કરે ? લગ્ન કરવાની રજા પણ તેના પૂર્વાધિકારીએ આપેલી, એટલે જો તે રદ કરવાની રજા આપે તો તેની પ્રતિષ્ઠા કેટલી રહે ? તેમજ સ્પેનનો રાજા કેથેરાઇનનો ભત્રીજો થતો હતો તેને છેડવાની પોપની મરજી કે શક્તિ ન હતી, તેથી તેણે પોતાના ઉપરની આફત દૂર કરવા વુલ્સી અને પોતાના એક પ્રતિનિધિનું પંચ નીમી આ કામનો નિર્ણય કરવાનું તેમને સોંપ્યું. આ બંનેએ ઘણો વિલંબ કરીને એ કામ પાછું પોપ પાસે મોકલી દીધું સ્પેનના રાજાના દાસ જેવો પોપ શો નિર્ણય આપશે એ તો સ્પષ્ટ જ હતું.

પોતાનું ધાર્યું થએલું જોવાની ટેવવાળા રાજાએ પોતાનો રોષ વુલ્સી ઉપર ઠાલવ્યો. તેને વુલ્સીની ગરજ રહી ન હતી, ઉમરાવો તો તેને આડખીલી માનતા હતા, પ્રજા પોતાને ભરવા પડતા મોટા કર માટે વુલ્સીને જવાબદાર લેખતી હતી, પાદરીઓ તેને ધર્માલયોમાં કરેલા સુધારા માટે ધિક્કારતા હતા, એટલે વુલ્સીના મિત્રો થોડા અને શત્રુઓ ઘણા હતા. જે રાજાની કૃપા પર મુસ્તકીમ રહીને આજ સુધી કોઇની પરવા કર્યા વિના વુલ્સીએ બીનહરીફ રાજ્ય ચલાવ્યું હતું તે રાજા હવે વીફરી બેઠો. પોપ જોડે સંબંધ રાખવાની રાજાની મના છતાં વુલ્સી પોપનો પ્રતિનિધિ થયો, એટલે રાજાની આજ્ઞાનો ભંગ થયો છે એવો તેના પર આરોપ મૂકી તેને અધિકાર પરથી ઉતારી મૂકવામાં આવ્યો. તેનાં માલમિલ્કત જપ્ત કરવામાં આવ્યાં અને યોર્ક જવાની તેને રજા આપવામાં આવી. પરંતુ તેના શત્રુઓ હજુ સંતોષ પામ્યા નહિ. બીજેજ વર્ષે તેને રાજદ્રોહના આરોપસર પકડવામાં આવ્યો; પણ લંડન આવતાં રસ્તામાં તે માંદો પડયો. લીસ્ટરના મઠમાં આવીને આ ભગ્નહૃદય અને હતાશ પુરુષે

મહંતને કહ્યું, "હું મારાં હાડકાં નાખવા અહીં આવ્યો છું."[1] મરતી વખતે તેના છેલ્લા શબ્દો તેના રાજા સંબંધે હતા. તેણે કહ્યું, "જેવી એકનિષ્ઠાથી મેં મારા રાજાની સેવા કરી છે, તેવી એક નિષ્ઠાથી જો મેં ઇશ્વરની સેવા કરી હોત તો આ વૃદ્ધાવસ્થામાં તે મને તરછોડત નહિ." અજાણતાં વુલ્સીએ ભીષણ સત્ય ઉચ્ચાર્યું હતું. ઇંગ્લેન્ડ, તેની સંસ્થાઓ, તેનું સ્વાતંત્ર્ય એ સર્વને વીસરી જઇ પાર્લમેન્ટને ઠોકરે મારી વુલ્સી રાજ્યભક્ત મટી રાજભક્ત બન્યો હતો, અને ટ્યુડરોની નિરંકુશ સત્તાનો રસ્તો મોકળો કરી ગયો હતો, છતાંએ તે જમાનાનો તે મહાપુરુષ હતો.

૭ રાણીઓઃ—કેથેરાઇનથી હેનરી કેવી રીતે છુટો થયો તે હકીકત તમને ધર્મોદ્ધારના પ્રકરણમાં કહેવામાં આવશે. કેથેરાઇનને કાઢી મૂક્યા પછી રાજા એન બોલીનને પરણ્યો, પરંતુ તેના ઉપર વ્યભિચારનો આરોપ મૂકી તેનો વધ કરાવ્યો; પછી તે જેન સીમુર નામની સ્ત્રીને પરણ્યો. તે એક પુત્રની ભેટ કરી મરણ પામી એટલે વુલ્સી પછી આવેલા ટોમસ ક્રૉમવેલ નામના પ્રધાને રાજદ્વારી કારણોસર એક જર્મન ઠાકોરની કુંવરી જોડે રાજાનાં લગ્ન કરાવ્યાં, પરંતુ બિચારી એન રૂપહીન અને ગમાર હતી એટલે રાજાએ તેને તલાક આપી અને ક્રોમવેલનો વધ કરાવ્યો; ત્યાર પછી તેણે કેથેરાઇન હાવર્ડ જોડે લગ્ન કર્યું, પરંતુ તે મૂળથી જ દુરાચારિણી છે એમ સાબીત થવાથી તેનો શિરચ્છેદ કરાવ્યો. છેવટે કેથેરાઇન પાર નામની એક વિધવા જોડે તેનું લગ્ન થયું; રાજાને તેણે રીઝવી લીધો અને અનેક

---

૧ O father abbot,
An old man broken down with storms of state,
Is come to lay his weary bones amongst yo:
Give him a little earth for charity

Shakespeare.

વગત રાજાના રોષમાંથી બચી જઇને તેનાં મરણ સુધી તે રાણીપદ રાખી રહી હતી.

**હેનરીનાં સંતાનો:**—હેનરીને મરણ સમયે ત્રણ સંતાનો હતાં. પહેલી કેથેરાઇનની પુત્રી મેરી, એન બોલીનથી થએલી ઇલિઝાબેથ, અને જેન સીમુરથી થએલો પુત્ર એડવર્ડ. પહેલાં તો રાજાએ પોતાની બે પુત્રીઓને ગેરકાયદેસર ઠરાવી પાર્લમેન્ટ પાસે ગાદીના હકથી બાતલ કરાવી હતી, પરંતુ પાછળથી એ પણ રદ કરાવી એવું ઠરાવ્યું હતું કે હેનરી પછી એડવર્ડ ગાદીએ આવે, તેને સંતાન ન હોય તો મેરી, અને મેરી પણ નાવારસ હોય તો તેના પછી ઇલિઝાબેથ ગાદીએ આવે, અને તે પણ સંતતિ વિનાની હોય તો પોતાની બેન મેરીના વંશજોને ગાદી મળે. આ બેન પહેલાં ફ્રાન્સના રાજાને પરણી હતી, પરંતુ વિધવા થવાથી ઇંગ્લેન્ડના એક ઉમરાવ જોડે તેણે પુનર્લગ્ન કર્યું હતું; તેને લેડી જેન ગ્રે નામની એક વિદુષી પુત્રી હતી.

**મરણ:**—ઇ. સ. ૧૫૪૭માં રાજાની ઉમર તો માત્ર ૫૬ વર્ષની થઇ હતી, પરંતુ તે ક્યારનોએ વૃદ્ધ થઇ ગયો હતો. છેલ્લાં પાંચ વર્ષોમાં તેનું શરીર અનેક રોગોનું ઘર થઇ પડ્યું હતું, અને જાડું અને બેડોળ થઇ ગયું હતું. મૂળે તેનો સ્વભાવ જલદ હતો તેમાં વળી ચીડીઓ થઇ જતાં હવે તો અસહ્ય બની ગયો. ઇ. સ. ૧૫૪૭ની ૨૮મી જાન્યુઆરીએ હેનરી મરણ પામ્યો.

તેના મરણ સમયે દેશમાં ધાર્મિક, સામાજિક, રાજદ્વારી કે કોઇ બીજી એવી સત્તા ન હતી કે જે તેના તાબામાં ન હોય; રાજ્યતંત્રનાં તમામ અંગો તેની ઇચ્છા પ્રમાણે ચાલતાં. પોતાના પ્રધાનો, મિત્રો કે કોઇ પણ તેની આડે આવે તો તેનું નિકંદન કાઢવામાં પણ હેનરીને હરકત નડતી નહિ. તેને નિરંકુશ સત્તા જોઇતી હતી. તેને માટે કહેવાય છે કે " He was the king, the whole

king, and nothing but the king." છતાં તે જાલીમ ન હતો; પ્રજાહિતનું રક્ષણ કરવાની કાળજી તેણે હમેશાં રાખી હતી. લોકમતને તેણે ઠોકર મારી હશે, પરંતુ વખત આવતાં તેને અનુકૂળ થઇ જતાં તેને આવડતું; પ્રજામાં તો તે પ્રિયજ હતો, તેણે દેશમાં ધાર્મિક સ્વાતંત્ર્ય મેળવ્યું, વેપારને ઉત્તેજન આપ્યું, અને પ્રજાની સમૃદ્ધિને પોષી. આગળનાં શતકોમાં મત્ત બની ગએલા ઉમરાવો પ્રત્યે તે સખત અને ક્રૂર રીતે વર્તતો ને તેમની પ્રતિષ્ઠા ઘટાડતો. પોતાના રાજ્યકાળમાં તેણે કોઇ મોટી જગા ઉમરાવને આપી નથી; તે પોતાના પ્રધાનો હંમેશાં મધ્યમ વર્ગમાંથી પસંદ કરતો.

---

## પ્રકરણ ૩ જું.

### એડવર્ડ ૬ ઠ્ઠો અને મેરી.

ઇ. સ. ૧૫૪૭-૧૫૫૮.

---

**એડવર્ડ છઠ્ઠો ( ૧૫૪૭-૧૫૫૩ )**

**સમરસેટનો કારભારઃ**—હેનરીના મરણ સમયે તેના પુત્ર એડવર્ડનું વય ભાગ્યેજ દસ વર્ષનું હોવાથી રાજ્યવહીવટ ચલાવવા માટે તેણે એક સમિતિ નીમી હતી. એ ધાર્મિક કલહના યુગમાં કોઇ પણ પક્ષ બળવાન્ ન થઇ જાય તેટલા માટે તેણે એ સમિતિમાં દરેક પક્ષના માણસોને નીમ્યા હતા, પરંતુ થોડાજ વખતમાં બાળક રાજાનો મામો ડ્યુક ઓવ્ સમરસેટ ઉપરી થઈ પડયો, અને રાજ્યરક્ષક નિમાયો. તે ધાર્મિક બાબતોમાં સુધરેલા વિચારનો અને ઉત્સાહી હતો, અને ગરીબોનો બેલી હતો, પરંતુ તે ઉતાવળો, અવિચારી અને રાજ્યલોભી હોવાથી પોતાની કારકીર્દિ સફળ કરી શકયો નહિ. આવતાંની સાથેજ

તેણે સ્કૉટલેન્ડની કુંવરી મેરીનાં લગ્ન એડવર્ડની જોડે કરવાની પેરવી કરવા માંડી. આ ગોઠવણ સીધી રીતે પાર નહિ ઉતરે એમ લાગ્યું એટલે તેણે સ્કૉટલેન્ડ પર ચડાઇ કરી અને પિન્કાઇની ખૂનખાર લડાઇમાં સ્કૉટ લોકોને સખત હાર ખવડાવી. પરંતુ આ યુદ્ધનું કંઇ પરિણામ આવ્યું નહિ; કેમકે મેરીને ફ્રાન્સ નસાડી મૂકવામાં આવી, અને ત્યાં તે ફ્રાન્સના યુવરાજ જોડે પરણી ગઇ.

ધાર્મિક વિષયોમાં તેણે પંડિતોની સલાહ લઇ આ શા સુધારા કર્યા હતા તે જુદા પ્રકરણમાં તમને કહેવામાં આવશે. દરમિઆન દેશનો ગરીબ વર્ગ કેવો દુઃખી અને અસંતુષ્ટ હતો તે જોઇએ.

બંડઃ—આખા દેશમાં મઠો બંધ કરવામાં આવ્યા હતા અને સાધુસંતોને ત્યાંથી રજા આપવામાં આવી હતી. હવે ગરીબોને તેમનાં દુઃખમાં કોઇ મદદ કરનાર રહ્યું નહિ, મંદવાડમાં તેમની માવજત લેનાર ન રહ્યું કે તેમનાં બાળકોને કોઇ ભણાવનાર ન રહ્યું. વળી દેશમાં ઊનનો ઉદ્યોગ વધી જવાથી લોકો ખેતી કરવાનું મૂકી દઈ ઘેટાં ઉછેરવા લાગ્યા. ખેતરો કરતાં ગૌચર વધવા લાગ્યાં, એટલે મજુરોનો રોજગાર ઘટયો. મોટા જમીનદારો ગામની ગૌચરની આસપાસ વાડ બાંધી તેમાં પોતાનાં ઘેટાં ઉછેરવા લાગ્યા, અને ગરીબ લોકોને ઢોર ઉછેરવાની મુશ્કેલી પડવા લાગી.

વળી હેનરી ૮માએ નાણાંમાં ભેળ કરી હલકી ધાતુના સિક્કા કાઢવાની રીત શરૂ કરેલી તે સમરસેટે પણ ચાલુ રાખી હતી, તેથી વસ્તુઓના ભાવમાં વારંવાર વધઘટ થતાં પ્રજામાં અસંતોષ પ્રસરતો હતો. અધુરામાં પુરૂં દેશમાં ભયંકર રોગ ફાટી નીકળ્યો અને ધાર્મિક, સામાજિક અને આર્થિક અસંતોષથી કચરાએલા લોકોએ ખુલ્લો બળવો જગાડયો. પરદેશી ભાડુતી લશ્કરની મદદ વડે બળવો બેસાડી દેવામાં આવ્યો, અને લોકોના આગેવાનોને ફાંસીએ ચડાવવામાં આવ્યા, પરંતુ સમરસેટનો સૂર્ય અસ્ત પામ્યો. રાજમંડળમાં સડો

પેઠે હતો ને અમીરો તેને ધિક્કારતા હતા. સ્કૉટલેન્ડ અને ફ્રાન્સ જોડે તેણે વેર બાંધ્યું હતું, ધાર્મિક સુધારાઓ બહુ ઉતાવળથી દાખલ કરીને પાદરીઓની ખફગી તેણે વહોરી લીધી હતી, રાજ્યમાં દેવું થઇ ગયું હતું, અને ગરીબોનાં દુ:ખ ઘટવાને બદલે વધ્યાં હતાં. એટલામાં તેણે પોતાના ભાઇનો રાજદ્રોહના કારણસર વધ કરાવ્યો. સમરસેટને એક દિવસ અણધાર્યો કેદ કરવામાં આવ્યો અને ફાંસીએ ચડાવવામાં આવ્યો (ઇ. સ. ૧૫૫૨). હવે સર્વ સત્તા તેના પ્રતિપક્ષી અર્લ ઓવ્ વૉરિકના હાથમાં ગઇ. તે રાજ્યરક્ષક નિમાયો, એટલે તેણે ડયૂક ઓવ્ નોર્ધમ્બરલેન્ડ નામ ધારણ કર્યું. તે ક્રૂર અને સ્વાર્થી હતો. તેનો અમલ તો સમરસેટ કરતાંએ ખરાબ નીવડયો.

અંત:—બાળક એડવર્ડ ઘણો બુદ્ધિશાળી, ચતુર અને ભલો હતો. તેની તબીયત મૂળથીજ નરમ રહેતી, અને પંદર વર્ષનો થયો ત્યાં તો ક્ષયનાં સ્પષ્ટ ચિહ્નો જણાવા લાગ્યાં. રાજાનાં મરણ પછી તેની બેન મેરી ગાદીએ આવે તો પોતાની સત્તાનો અસ્ત આવ્યો એમ જાણી નોર્ધમ્બર્લૅન્ડનો ડયૂક પોતાની સત્તા કાયમ રાખવા માટે ખધાઇભરેલી તજવીજ કરવા લાગ્યો. તેણે પોતાના પુત્રનાં લગ્ન લેડી જેન ગ્રે જોડે કર્યાં, અને મેરી ગાદીએ આવશે તો ધાર્મિક સુધારણાનું હેનરી અને તેના સમયમાં થએલું સર્વ કાર્ય કથળી જશે એમ એડવર્ડને સમજાવી તેની પાસે લખાવી લીધું કે તેના મરણ બાદ ગાદી લેડી જેન ગ્રેને મળે. આ લખતમાં રાજ્યના કેટલાક આગેવાન પુરુષોની પણ સહી લેવામાં આવી. ત્યાર પછી નોર્ધમ્બર્લૅન્ડના જુવાન અને ફાંકડા પુત્ર જોડે લેડી જેન ગ્રેનાં ઉતાવળે લગ્ન કરી નાખવામાં આવ્યાં.

બાળક રાજા ઇ. સ. ૧૫૫૩ ના જુલાઇની ૬ ઠ્ઠી એ મરણ પામ્યો. એડવર્ડ વધુ જીવ્યો હોત તો કેવો રાજા થાત તે કહી શકાય નહિ; પરંતુ બાલ્યાવસ્થામાં ધર્મ અને કેળવણી માટે તેને અથાગ પ્રેમ હતો. તે ખરો ટયૂડર હતો, અને તેના વંશનાં બીજાં પુરુષોની પેઠે તે પણ નિષ્ઠુર હૃદયનો હતો.

**મેરીઃ**—( ૧૫૫૩-૧૫૫૮. )—વંશવૃક્ષ પરથી જોઇ શકાશે કે લેડી જેન ગ્રે એડવર્ડની ફોઇની પૌત્રી થતી હતી. તે શાંત સ્વભાવની, વિદ્વાન્, સુશીલ, ભોળી અને સુધરેલા વિચારની હતી. તેને રાણી થવાની ઇચ્છા ન હતી, છતાં નોર્ધમ્બર્લૅન્ડે પોતાનો સ્વાર્થ સાધવા માટે તેને ગાદીએ બેસાડી હતી. તે એટલું વિચારી શક્યો નહિ કે લોકોની ઇચ્છા હેનરીની પુત્રી ગાદીએ આવે એવી હશે. મેરીએ ગાદી માટે દાવો કર્યો, અને નોર્ધમ્બર્લૅન્ડ લશ્કર લઇ તેની સામે ગયો, પરંતુ તે લશ્કર મેરીને મળી ગયું, અને નોર્ધમ્બર્લૅન્ડને આંસુભરી આંખ સાથે મેરીના નામનો જયઘોષ કરવો પડયો. નવ દિવસનું રાજ્ય ભોગવી લેડી જેન ગ્રે અને તેનો પતિ કારાગૃહમાં ગયાં. મેરીએ દયા આણી તેમને જીવતાં રાખ્યાં, પરંતુ પાછળથી અનેક ખટપટો થવાથી તેમનો વધ કરાવ્યો.

૩૭ વર્ષની મેરી ગાદીએ આવતાં લોકો ખુશી થયા. તેની માતાએ અને તેણે એટલાં દુઃખ ભોગવ્યાં હતાં કે લોકો તેમની દયા ખાતા, અને તેને ગાદી મળવીજ જોઇએ એમ માનતા. વળી પાછલા રાજ્યોમાં ધર્મસુધારણા એટલી બધી ઝડપથી કરવામાં આવી હતી કે સામાન્ય પ્રજાવર્ગ નારાજ થઇ ગયો હતો. લોકો જાણતા હતા કે મેરી એવા સુધારાની વિરૂદ્ધ છે એટલે તેઓ માનતા હતા કે તેના રાજ્યમાં હવે સર્વ દુઃખોનો અંત આવશે.

**ધર્મસુધારોઃ**—પરંતુ પ્રજાની આ આશા કંઇક અંશે ભાગી પડી. મેરી ચુસ્ત રોમન કેથોલિક હતી એટલે તેણે છેલ્લાં બે રાજ્યોમાં થએલા ધાર્મિક સુધારાઓ રદ કર્યા. તેણે પોપનું આધિપત્ય ઇંગ્લેન્ડમાં પાછું સ્થાપ્યું, અને આશરે ત્રણસો લોકોને જીવતા બાળી નાખ્યા. તેના આવા ધર્માંધ જુલમથી તે 'ખૂની મેરી'ને નામે ઓળખાય છે.

**લગ્નઃ**—પોતાના ધાર્મિક કાર્યમાં મદદ મેળવવાને માટે તેણે રોમન કેથોલિક પંથના સ્તંભ જેવા સ્પેનના રાજા ફિલિપ જોડે

લગ્ન કરવાનો વિચાર કર્યો. પાર્લામેન્ટને આ વાત ગમી નહિ; કેમકે તેણે જોયું કે આ લગ્નથી ઇંગ્લેન્ડ સ્પેનનું ઉપરાજ્ય થઇ જશે. વળી પરદેશી અમલ થશે અને સ્પેનમાં જે જાતનો ધાર્મિક જુલમ ચાલી રહ્યો છે તે આ દેશમાં પણ દાખલ થશે એવો ભય લોકોને લાગવા માંડયો. પરંતુ મેરીએ કોઇનું કહેવું ન ગણકારતાં પોતાનું ધાર્યુંજ કર્યું. દેશમાં અનેક બંડફિસાદ ઊઠયાં, પરંતુ તેથી કંઇ વળ્યું નહિ. ઉલટું કેટલાક પ્રતિષ્ઠિત માણસોને મારી નાખવામાં આવ્યા, અને દેશમાં જુલમ વધી ગયો. ધર્મને નામે ખૂનામરકી થવા લાગી, દેશમાં દારુણ દુઃખ વર્તી રહ્યું, પ્રજામાં અસંતોષના અંકુર ફુટી નીકળ્યા; અને મેરીની ધાર્મિક રાજનીતિ નિષ્ફળ પુરવાર થઇ.

લગ્નમાં પણ મેરી સુખી થઇ નહિ. તેનામાં સ્ત્રીના સુકુમાર ગુણો હતા નહિ, ને ફિલિપ સ્વાર્થી અને અભિમાની હતો. તેને પોતાનાથી બાર વર્ષ મોટી સ્ત્રી ગમી નહિ, એટલે એક વર્ષ રહીને તે દેશમાં પાછો ચાલ્યો ગયો. ફરીથી એક જ વાર તે આવ્યો, અને ત્યારે પણ ઇંગ્લેન્ડને લડાઇમાં ઉતારવા માટે. ફ્રાન્સ અને સ્પેનને યુદ્ધ થયું. મેરીએ ફિલિપની સ્ત્રી તરીકે સ્પેનને મદદ આપવી જોઇએ એવું તેણે તેને સમજાવ્યું; પાર્લામેન્ટ વિરૂદ્ધ પડી, છતાંએ મેરીએ લશ્કર મોકલ્યું. શરૂઆતમાં ઇંગ્લેન્ડને ફતેહ મળી, પરંતુ બસોથી વધારે વર્ષો સુધી તેમના તાબામાં રહેલું કેલે શહેર ફ્રેન્ચોએ જીતી લીધું. જો કે આ શહેર અંગ્રેજોને તાબે હોવાથી ખાસ કંઇ લાભ ન હતો, છતાં યુરોપમાં ઇંગ્લેન્ડનું રાજ્ય છે એમ જે તેમનું અભિમાન સંતોષાતું હતું તે હવે બંધ થયું. લોકો આ હાનિથી બહુ ગુસ્સે થયા; પતિની બેદરકારી અને વંધ્યત્વના બેવડા દુઃખથી પીડાએલી મેરીને પણ આ આઘાત અસહ્ય લાગ્યો; તેનું હૃદય ભાગી ગયું. તેણે કહ્યું કે “ મારા મૃત્યુ પછી મારા હૃદયમાં ફિલિપ અને કેલે કોતરાએલાં માલમ

પડશે.''[૧] તેના છેલ્લા દિવસો દુઃખ અને શોકમાં ગયા. ગાદીએ આવતાં જે પ્રજાએ હરખભેર અને ઉમળકાથી આવકાર આપ્યો હતો તેજ પ્રજા હવે તેને શ્રાપ દેતી હતી. તે ૧૫૫૮ માં મરણ પામી. તે ગમે તેટલી ધર્માંધ હતી છતાં મરતાં પહેલાં તેણે પોતાની રાજનીતિની નિષ્ફળતા જોઇ લીધી હતી. મરતી વખતે તેના મનમાં એક ડંખ રહી ગયો કે જે સ્ત્રીએ પોતાની માતાનું સ્થાન લીધું હતું તેની પુત્રી પોતાના પછી ગાદીએ આવી પોતાનું કરેલું સર્વ કાર્ય રદ કરી નાખવાની હતી.

## પ્રકરણ ૪થું.

### ઇલિઝાબેથ. ( ૧૫૫૮–૧૬૦૩ )

**ઇંગ્લેન્ડની સ્થિતિઃ—**ટયૂડર વંશની છેલ્લી રાણી, હેનરી ૮મા અને એન બોલીનની પુત્રી ઇલિઝાબેથ ગાદીએ આવી, ત્યારે દેશની સ્થિતિ ઘણી કફોડી હતી. ઇંગ્લેન્ડ અને ફ્રાન્સને સ્પેનના લાભ ખાતર લડાઇ ચાલતી હતી, કેલે ગયું હતું, ઇંગ્લેન્ડની પ્રતિષ્ઠા ઘટી ગઇ હતી, દેશમાં પણ ધાર્મિક ઝઘડાઓએ એવું ઝનુની સ્વરૂપ પકડયું હતું કે હવે બંને પક્ષો વચ્ચે સમાધાન થવાની આશા લેશ માત્ર પણ રહી ન હતી, રાજ્યમાં નાણું ન હતાં, અને હલકી ધાતુના સિક્કાઓ થવાથી વેપાર મંદ પડી ગયો હતો. વળી પ્રજામાં એકંદરે બંડખોરો વધી ગયા હતા, અને ધર્માંધ મેરીએ ધર્મને નામે જે

---

૧ Women, when I am dead
Open my heart and you will find written
Two names, Philip and Calais

Tennyson.

જુલમો ગુજારેલા હતા તેથી લોકો ત્રાસી ગયા હતા. ઉપરાંત પોપનું આધિપત્ય સ્વીકારનારા કેથોલિક પંથીઓ ઇલિઝાબેથને હકદાર વારસ તરીકે માનવાની ના પાડતા હતા; કેમકે હેનરી ૮ માનું એન બોલીન જોડેનું લગ્ન પોપની સંમતિ વિના થયું હતું, અને તેથી તેમના મત પ્રમાણે ઇલિઝાબેથ હેનરીની અનૌરસ પુત્રી હતી. તેઓ સ્કૉટલેન્ડની રાણી મેરી સ્ટુઅર્ટને ખરી હકદાર ગણતા હતા.[1] આપણે પ૭૧ જોઇ ગયા છીએ કે મેરી સ્ટુઅર્ટનાં લગ્ન એડવર્ડ ૬ ટ્ઠા જોડે કરવાની તજવીજ કરવામાં આવેલી, પરંતુ તે તો ફ્રાન્સના યુવરાજ જોડે પરણી ગઇ હતી. આ લગ્ન સંબંધથી ફ્રાન્સનો રાજા પણ ઇંગ્લેન્ડની ગાદી ઉપર પોતાનો હક સમજવા લાગ્યો, એટલે ઇંગ્લેન્ડ અને ફ્રાન્સને શત્રુવટ થવા લાગી. પોપ અને સ્પેન પણ ઇંગ્લેન્ડનાં વિરોધી થઇ ગયાં; કેમકે નવી રાણી કેથોલિક પંથીઓને બહુ પસંદ પડે તેવી ન હતી. ઇંગ્લેન્ડ પાસે સારૂં લશ્કર કે નૌકાબળ પણ ન હતું કે પરદેશી હુમલાઓથી પોતાનું રક્ષણ કરી શકે.

**ઇલિઝાબેથનો સ્વભાવઃ**—આવા કટોકટીના મામલામાં સર્વ

---

૧ કેવી રીતે તે જુઓઃ **હેનરી ૭ મો.**

|

**માર્ગરેટ.**
લગન જેમ્સ ૪ થો.

|

જેમ્સ ૫ મો.

|

**મેરી.**
**લગ્ન.**

| | | |
|---|---|---|
| ફ્રાન્સનો યુવરાજ. | લૉર્ડ ડાર્નલી. | અર્લ ઓવ્ બોથવેલ |
| | જેમ્સ ૬ ટ્ઠો | |

મુશ્કેલીઓમાંથી તરીને પાર ઉતરવાની ઇલિઝાબેથમાં શક્તિ હતી. તેને બાલ્યાવસ્થામાં હેનરીના દરબારમાં સારૂં શિક્ષણ મળ્યું હતું. તે ચપળ, બુદ્ધિમતી અને વિદ્યારસિક હતી. તે ઉસ્તાદ ગાયક, અચ્છી ઘોડેસવાર અને અચૂક નિશાનબાજ હતી. તેનામાં તેના પિતાનો જુસ્સો, નિર્ભયતા અને આવેશ, અને તેની માતાની મિઠાશ હતાં. કોઈ તેની સામું થાય તે તેનાથી ખમાતું નહિ; ભલભલા અમીરોને તે ધમકાવતી. તેને સુંદર વસ્તુઓનો અને પોતાનો વૈભવ બતાવવાનો શોખ હતો. તે ખુલ્લા દિલની અને આનંદી સ્વભાવની હતી છતાં કોઇ વખતે સખત પણ જણાતી હતી. બાલ્યાવસ્થામાં દુઃખ ભોગવી ભોગવીને તે મન પર કાબુ રાખતાં શીખી હતી, એટલે ગમે તેવા અણીને પ્રસંગે પણ ઠરેલ અને શાંત મનથી વિચાર કરી મુશ્કેલીનો તોડ કાઢી શકતી. કોઇ વેળા સુંદર અને રંગબેરંગી ભપકાદાર અમૂલ્ય વસ્ત્રો સજી પરીઓની રાણીની પેઠે મોટા રસાલા સાથે શાહી નૌકામાં તે વિહાર કરતી તો કોઇ વેળા દેશમાં પ્રવાસ કરતી કરતી પોતાની સતા અને વૈભવની પ્રજા પર છાપ પાડતી, અને કોઇ વેળા કાબેલ રાજદ્વારીને પણ ઘડીભર હંફાવી દે એવા રાજ્યપ્રપંચ ખેલતી. મિથ્યાભિમાન, ભપકાનો શોખ અને જુઠાબોલાપણું એ તેના દોષ હતા, છતાંએ એકંદરે તે સમયે ઈંગ્લેન્ડની પરિસ્થિતિને પહોંચી વળવા માટે રાજ્યકર્તામાં જે ગુણો જોઇએ તે સર્વ ગુણ તેનામાં હતા. બુદ્ધિના ચમત્કારવાળા વાણીના વિલાસ તેને ગમતા. લોકપ્રિય થવાની તો તેની હોંસ છેવટ સુધી રહી હતી. ક્યારે લોકોને ધમકાવીને કામ લેવું અને ક્યારે તેમની ઇચ્છાને નમી પડવું તે તે બરાબર જાણતી. ગાદીએ આવતાં જ તેણે કહ્યું હતું કે “ આ જગતમાં મારી પ્રિય પ્રજાના ચાહ સિવાય બીજી કશી વસ્તુ મને વહાલી નથી.” તેનામાં મનુષ્યપરીક્ષાની અજબ શક્તિ હતી; હંમેશાં તે દરેક કામમાં યોગ્ય માણસ જ મૂકતી. ગાદીએ બેસતાંની સાથેજ તેણે સર વિલિયમ સેસિલ ( પાછળથી લૉર્ડ બર્લે ) નામના એક

દેશહિતેચ્છુ અને પ્રમાણિક રાજદ્વારી નરને પોતાનો પ્રધાન નિમ્યો. વુલ્સીની પેઠે સેસિલ પણ મધ્યમ વર્ગનો હતો. તે ઘણો ચતુર, શાંત, દૂરદર્શી અને પરિણામનો વિચાર કરીને કામ કરનારો માણસ હતો. તેણે ચાળીસ વર્ષ સુધી એકનિષ્ઠાથી દેશ અને રાણીની ઉત્તમ સેવા કરી. ઈલિઝાબેથને તે ઘણો ઉપયોગી થઇ પડ્યો.

**સ્કૅાટ લોકોની રાણી મેરીઃ**—દેશની અંદર શાંતિ સ્થાપવાને માટે ઇલિઝાબેથે ધાર્મિક ઝગડાઓ શી રીતે શમાવી દીધા તે આગળ જુદા પ્રકરણમાં કહેવામાં આવનાર છે. એ ધાર્મિક નિરાકરણથી ઇલિઝાબેથે પ્રજાને પોતાની તરફ જીતી લીધી, એટલે હવે તેને પરદેશી શત્રુઓ તરફ ધ્યાન આપવાનો અવકાશ મળ્યો. સર્વથી મોટો ભય તો પાડોશના સ્કૅાટલેન્ડ તરફથી હતો. આપણે જોઇ ગયા છીએ કે સ્કૅાલેન્ડની રાણી મેરી ફ્રેન્ચ યુવરાજને પરણી હતી અને મેરી તથા યુવરાજ બંને ઇંગ્લેન્ડની ગાદીનાં પોતાને હકદાર માનતાં હતાં. આ પ્રમાણે સ્કૅાટલેન્ડ અને ફ્રાન્સ એક થઇ જાય તો ઇંગ્લેન્ડને ભારે પડે તેમ હતું. પરંતુ તેટલામાં એક સુયોગ બની આવ્યો. મેરી ફ્રાન્સમાં હતી એટલે સ્કૅાટલેન્ડમાં તેના વતી તેની મા રાજ્ય કરતી હતી તે ચુસ્ત કેથોલિક હતી અને સ્કૅાટલેન્ડની પ્રજાનો મોટો ભાગ સુધારાવાળાના પક્ષનો હતો. જહોન નોકસ નામના એક અડીઅલ સુધારકની આગેવાની નીચે તેઓ તેની સામે થયા અને આ બળવામાં તેઓએ ઇલિઝાબેથની મદદ માગી. રાજસતાની સામે થનારને મદદ આપે તેવો ઇલિઝાબેથનો સ્વભાવ ન હતો, પરંતુ અત્યારે સ્કૅાટલેન્ડ અને ઇંગ્લેન્ડને દોસ્તી થાય અને ફ્રેન્ચ વગ ઓછી થાય એવો લાગ હતો, એટલે તેણે સુધારકોને મદદ આપી. સુધારકો જીત્યા અને મેરીને પદભ્રષ્ટ કરી. આમ સ્કૅાટલેન્ડ અને ફ્રાન્સ વચ્ચે ૨૫૦ વર્ષની જુની દોસ્તી તૂટી, અને આજ સુધી રણક્ષેત્રમાં સામસામા લડેલા સ્કૅાટ અને અંગ્રેજ લોકો ઇંગ્લેન્ડના ઇતિહાસમાં પહેલીજ વાર પડખે રહીને લડયા. સામાન્ય ધર્મનાં બંધનથી હવે સ્કૅા-

ટલેન્ડ અને ઇંગ્લેન્ડ વધારે સંબંધમાં આવવા લાગ્યાં. તેજ વર્ષમાં મેરીનો પતિ મરણ પામ્યો અને તે સ્વદેશ પાછી આવી. તે ઇલિઝાબેથ કરતાં દેખાવડી, રૂપાળી અને તેના જેટલીજ શકિતવાળી હતી તેનામાં કંઇ અજબ મોહિની અને શકિત એવાં હતાં કે લોકો તેના પક્ષમાં ભળી ગયા. હવે તેણે ઇલિઝાબેથ જોડે ખુલ્લી શત્રુતા દર્શાવવા માંડી.

પરંતુ મેરીની લોકપ્રિયતા ઝાઝો સમય ટકી નહિ. તેની મુર્ખાઇ અને અભિમાન લોકોને અસહ્ય થઇ પડયાં. તેણે લૉર્ડ ડાર્નલી નામના અમીર જોડે બીજીવાર લગ્ન કર્યું અને તેમને જેમ્સ નામનો પુત્ર થયો જે પાછળથી ઈંગ્લેન્ડનો રાજા થયો છે. આ લગ્ન સુખી નીવડયું નહિ. પતિપત્ની વચ્ચે તકરારો થયા કરતી, અને તેમને બનતું નહિ. અને થોડાજ સમયમાં ડાર્નલીના દુરાચાર તરફ મેરીને ધિક્કાર ઉત્પન્ન થયો. રિઝીયો નામના મેરીના એક મંત્રીને કેટલાક ઉમરાવોએ કાવતરૂં કરીને મારી નાખ્યો. ડાર્નલીનો આ ખુનમાં હાથ છે એવો મેરીને વહેમ જવાથી તેનું વેર લેવા માટે બીજા કેટલાક અમીરોએ ડાર્નલીનું ખુન કર્યું. ત્રણ માસ વીત્યા ત્યાંતો મેરીએ ડાર્નલીના ખુની અર્લ ઑવ્ બોથવેલ નામના એક નિર્દય અને નફટ અમીર જોડે ફરી લગ્ન કર્યું. પ્રજા તો ત્રાસી ગઈ, અમીરોએ બળવો કર્યો, મેરીને કેદ કરી તેના બાળક પુત્રનો જેમ્સ ૬ઠ્ઠા તરીકે રાજ્યાભિષેક કર્યો, અને રાજ્ય-વહીવટ તેઓએ ચલાવવા માંડયો.

આશરે એક વર્ષ કારાવાસ સેવ્યા પછી મેરીએ યુકિતથી છટકી જઇ નાનું સરખું લશ્કર એકઠું કર્યું અને ગાદી મેળવવા એક વધારે પ્રયત્ન કર્યો. અમીરોએ મેરીને ગ્લાસગો પાસે સખત હાર ખવડાવી અને તેને ઘોડા ઉપર બેસી સરહદ ઓળંગી ઇંગ્લેન્ડમાં નાસી જવું પડયું. ઇલિઝાબેથ હવે ગુંચવણમાં પડી. શું કરવું? તેને સ્કૉટલેન્ડ મોકલી ગાદી મેળવવામાં મદદ કરે તો અંગ્રેજો અને સ્કૉટ લોકોની મૈત્રી તૂટે; ફ્રાન્સ જવા દે તો ત્યાં રહીને ઇંગ્લેન્ડ વિરૂદ્ધ ખટપટ અને

તરકટ કરે. અંતે ઇલિઝાબેથને એકજ માર્ગ સૂઝયો અને તે એ કે તેને ઇંગ્લેન્ડમાં કેદ કરીને રાખવી.

ઓગણીસ વર્ષ સુધી હવે મેરીને નામે અને તેની ખાતર અનેક બંડ ફિસાદ અને તરકટો થવા લાગ્યાં. મેરી કેથોલિક પંથની હતી, અને ઘણા કેથોલિક પંથીઓ ગાદી ઉપર તેનો હક છે એમ માનતા હતા, એટલે ઇલિઝાબેથને મારી મેરીને કારાગૃહમાંથી છોડાવી ગાદીએ બેસાડવા માટે કેટલાક બળવાઓ થયા, અનેક કાવતરાં રચાયાં, અને તેમાં કેટલાક અમીરો પણ ભળ્યા. આખરે એક કાવતરૂં પકડાયું અને આ પરદેશી રાણીનું કાસળ કાઢી નાખવાનું ઠર્યું. એ કાવતરામાં મેરીના કાગળો પકડાયા અને તેમાંથી સાબીત થયું કે કાવતરાખોરો જોડે તેનો સંબંધ હતો, અને ઇલિઝાબેથને મારી પોતાને ગાદી મળે તેવી ગોઠવણ કરવામાં તેણે સંમતિ આપી હતી. તેના ઉપર રાજદ્રોહના આરોપસર અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું અને તેને ફાંસીની સજા કરવામાં આવી. ઈલિઝાબેથે અચકાતે મને શિક્ષાના કાગળ પર સહી કર્યા પછી કાગળ પાછા મંગાવ્યા પણ ફોકટ! ઇ. સ. ૧૫૮૭ના ફેબ્રુઆરી માસમાં મેરીનો વધ કરવામાં આવ્યો. એ કમનસીબ રાણીના વાળ ચિંતા અને દુઃખથી ધોળા થઇ ગયા હતા; તેને કોઇ મદદ કરનાર રહ્યું ન હતું છતાં તે શાન્તિ અને ધૈર્યથી મરણને શરણ થઇ, અને મરતી વખતે ગાદીના હકનો વારસો સ્પેનના રાજા ફિલિપને સોંપી તેને પોતાના મોતનું વેર લેવાનો સંદેશો આપતી ગઇ.

દુર્ભાગી મેરીના મરણસમાચાર સાંભળી લોકો ઘણા ખુશી થયા. ઠેર ઠેર તાપણાંઓ સળગ્યાં, મંદિરોમાં ઘંટનાદ થવા લાગ્યા, ઉજાણી-થવા લાગી, અને ઈલિઝાબેથ પ્રત્યે લોકોનો ચાહ વધ્યો. હવે ઈલિઝા-બેથ ખરેખરા ભયમાંથી મુક્ત થઇ એમ તેઓ માનવા લાગ્યા. મેરીના પુત્રને પ્રોટેસ્ટન્ટ શિક્ષકોના હાથ નીચે ઉછેરવામાં આવ્યો.

**ઈલિઝાબેથ અને ફ્રાન્સ:**—હવે સ્કૉટલેન્ડ તરફથી ભય ન હતો, અને ફ્રાન્સમાં ધાર્મિક ઝગડાઓ ઊઠવાથી તે પરદેશમાં ધ્યાન આપી શકે તેમ ન હતું. ઈલિઝાબેથે ત્યાંના સુધારકોને મદદ કરવા માંડી

એટલુંજ નહિ પણ નેધર્લૅન્ડઝના સુધારકોને પણ ખાનગી મદદ કરી ફ્રાન્સને રાજી રાખવા માંડયું, એટલે તે તરફનો પણ હવે ભય રાખવા જેવું કશું રહ્યું નહિ.

**ઇંગ્લેન્ડ અને સ્પેનઃ**–મેરીના મરણ પછી ઈલિઝાબેથને સ્પેનનો ભય લાગવા માંડયો. ઘણાં વર્ષો પહેલાંથીજ બંને દેશો વચ્ચે જોઇએ તેવો સંબંધ ન હતો. સ્પેનનો રાજા ફિલિપ કેથોલિક પંથનો અડગ અનુયાયી હતો એટલું જ નહિ, પરંતુ સમગ્ર યુરોપ ખંડમાં કળે કે બળે કેથોલિક પંથની પુનઃ સ્થાપના કરવાનો તેનો મનસુબો હતો. સ્કૉટ લોકોની રાણી મેરીને હંમેશાં તેણે મદદ કરી હતી. બીજા દેશોમાં પણ કેથોલિક પંથનો પ્રસાર કરવા તેણે ખૂબ મહેનત કરી હતી. ઇલિઝાબેથે પણ ફિલિપની સામે ટક્કર ઝીલવા માટે યુરોપ ખંડના બીજા દેશોના સુધારકોને છુપી રીતે મદદ કરવા માંડી. નેધર્લૅન્ડઝના સુધારકો પર તે સમયે ફિલિપ કેર વર્તાવી રહ્યો હતો; તેમને પોતાના તાબામાં આણવાને તે ખૂબ મહેનત કરી રહ્યો હતો. પરંતુ નેધરર્લૅન્ડઝના સ્વાતંત્ર્યપ્રેમી લોકો એ ધર્માંધ રાજાને તાબે થઇ તેનો જુલમ ખમવા ખુશી ન હતા એટલે તેઓ સ્પેનની સામે થતા હતા. ઇલિઝાબેથ તેઓને છુપી રીતે માણસો અને નાણાંની મદદ આપી તેમને સ્પેનની ધુંસરી ફેંકી દેવા ઉશ્કેરતી હતી. વળી, સ્પેનને પોતાના વેપારમાં પણ ઈંગ્લેન્ડ આડે આવતું હતું. નવા શોધાએલા અમેરિકા ખંડનાં બંદરોમાં વહાણો લઇ વેપાર કરવાનો હક એકલો અમારો છે એવો સ્પેન અને પોર્ટુગાલ દાવો રાખતાં હતાં; કેમકે પોપે એ દરિયા ઉપર એમનું આધિપત્ય છે એમ ઠરાવ્યું હતું; પણ સુધારક ઇંગ્લેન્ડના સાહસિક વહાણવટીઓ પોપના એવા હુકમની અવગણના કરી દરિયો ખેડતા, અમેરિકા જોડે વેપાર કરતા, અને ડ્રેક જેવા તો સ્પેનના થાણાંઓ બાળતા કે લુટતા. ફિલિપ જ્યારે રાણી પાસે અંગ્રેજ ખલાસીઓ બાબત ફરિયાદ કરી તેમને સજા કરવાનું કહે ત્યારે રાણી તેમને ઇનામ અને માન આપે.

આથી તેમને ઘણી વાર સ્પેનિશ ખલાસીઓ જોડે ઝગડાઓ થતા. ફિલિપે શરૂઆતમાં તો કંઇ કર્યું નહિ, પરંતુ જેમ જેમ ઝગડાઓ વધતા ગયા તેમ તેમ તેને સખત પગલાં લેવાની જરૂર લાગી. પછી તો અંગ્રેજ ખલાસીઓ સ્પેનિશ લોકોના હાથમાં જઇ પડે તો તેઓ અધર્મી છે એમ કહી તેમને ખૂબ રીબાવવામાં આવતા. અંગ્રેજો પણ વેરનો બદલો વેરથીજ વાળવા લાગ્યા. આમ બંને દેશ વચ્ચે ઝેર વધ્યું.

આ દરમિઆન સ્પેનના જુલમી અમલથી કંટાળેલા નેધર્લેન્ડઝના સુધારકોએ બળવો કર્યો, પરંતુ તેમના આગેવાનનું ખૂન થયું. હવે ઇલિઝાબેથને ખુલ્લી રીતે ફિલિપની સામે બહાર પડવાની તક મળી તેણે નેધર્લેન્ડઝના લોકોને માણસો અને નાણાંની મદદ મોકલાવી, (ઇ. સ. ૧૫૮૫).[1] અંગ્રેજી લશ્કર જોડે યુદ્ધમાં ઉતરવાથી સ્પેનિયાર્ડોને ખૂબ નુકસાન વેઠવું પડયું, ઉપરાંત ઇલિઝાબેથે ડ્રેક નામના વહાણવટીને અમેરિકામાં સ્પેનનો માલ લૂંટી લેવા મોકલ્યો. તેણે પણ ત્યાં જઇને સ્પેનને ઘણું નુકસાન પહોંચાડયું. હવે ફિલિપને લાગ્યું કે ઇંગ્લેન્ડને મારો હાથ બતાવવાની જરૂર છે. આજ સુધી છાની શત્રુતા હતી તે હવે ઉઘાડી થઇ; બંને પક્ષ સાવધ થવા લાગ્યા.

આ બધાં વર્ષો દરમિઆન મેરી કેદમાં હતી અને તેને છોડાવવા માટે અનેક કાવતરાં રચાતાં હતાં તે આપણે જોઇ ગયા છીએ.

---

૧ આ વિગ્રહ દરમિઆન પ્રસિદ્ધ લેખક અને યોદ્ધો સર ફિલિપ સિડની પડયો. ઝુટફન પાસે અંગ્રેજો અને સ્પેનિયાર્ડો વચ્ચે લડાઇ ચાલતી હતી, તેમાં સર ફિલિપ ઘવાઇને નીચે પડયો હતો. તેને પાણીની બહુ તરસ લાગી હતી. પાણીનું પ્યાલું તે મોંએ માંડવા જતો હતો, ત્યાં પાસેના એક જખમી સિપાઇને તે તરફ આતુર આંખોએ જોઇ રહેલો તેણે જોયો. તેની મનોવૃત્તિ કળી જઇને સર ફિલિપે તેને પાણી આપીને કહ્યું "મારા કરતાં તારે તેની વધારે જરૂર છે."

મેરી ગાદીએ આવે તો કેથોલિક ધર્મનો ઇંગ્લેન્ડમાં પ્રચાર થવા પામે એમ જાણી પોપે ઇલિઝાબેથને ધર્મબહાર મૂકી અને હુકમ કાઢયો કે ઇંગ્લેંડની પ્રજાએ તેને વફાદાર રહેવાની જરૂર. નથી. વળી કેટલાક અંગ્રેજ પાદરીઓ પરદેશમાં વિદ્યાભ્યાસ કરી આવી ઇંગ્લેન્ડમાં કેથોલિક ધર્મનો પ્રચાર કરી રહ્યા. ઇલિઝાબેથને પદભ્રષ્ટ કરવાના કાવત્રા થવા લાગ્યાં, અને તેમાં રાજ્યના કેટલાક અમીરોએ ભાગ લેવા માંડયા. પરંતુ લગભગ બધા પકડાઇ ગયા અને આશરે બસોથી વધારે માણસોને જુદેજુદે વખતે ફાંસીએ ચડાવી રાણીની ધાક બેસાડવામાં આવી. આમાંનું એક કાવત્રું પકડાયું, અને તેમાં મેરીનો હાથ હતો એમ જણાયાથી તેનો વધ કરવામાં આવ્યો તે આપણે જાણીએ છીએ. મેરી મરતી વખતે ઇંગ્લેન્ડની ગાદી પરના પોતાના હકનો વારસો ફિલિપને આપતી ગઇ, એટલે હવે તો ફિલિપને પોતાના સ્વાર્થની ખાતર પણ ઇંગ્લેન્ડ જોડે અથડામણમાં આવવાની જરૂર પડી.

સ્પેનનું નૌકાસૈન્ય.–ફિલિપે ઇંગ્લેન્ડ પર જીત મેળવવા માટે જબરી તૈયારીઓ કરવા માંડી. તેણે મોટી મોટી મનવારો બંધાવી, તેમાં અનુભવી અને શૂરા સિપાઇઓ ભર્યા; પોતાનો એક પાર્મા નામનો નિપુણ સેનાપતિ નેધર્લેન્ડઝમાં પડયો હતો તેને લશ્કર લઇ આવી મળવાનો હુકમ કર્યો. સ્પેનનો કાફલો કેડિઝ નામના બંદરમાં તૈયાર થઇ રહ્યો હતો ત્યાં ડ્રેક નામના સાહસિક અંગ્રેજ વહાણવટીએ ઓચિંતો છાપો માર્યો અને કેટલાંક આતશબાજી ભરેલાં વહાણો છોડી મૂકયાં.[1]

---

[1] આ પરાક્રમને ડ્રેક "Singeing the King of Spain's beard" કહેતો.

Drake, nor devil nor Spaniard feared,
Their cities he put to the sack;
He singed His Catholic Majesty's beard,
And harried his ships to wrack.

Sir. H. Newbolt.

આથી સ્પેનનાં વહાણોને નુકસાન થયું અને તેને મરામત કરાવતાં કેટલોક વખત ગયો. આખરે ઇ. સ. ૧૫૮૮ ના મે માસની આખરમાં સ્પેનનું ૧૩૦ મોટાં વહાણો અને ૩૦૦૦૦ માણસોનું અજય્ય નૌકાસૈન્ય પોપના આશીર્વાદ લઇને ઇંગ્લેન્ડની જીત મેળવવા માટે ઉપડ્યું. ડ્યૂક ઑાવ્ મેડિના સિડોનિયા નામના સરદારને આ સૈન્યની સરદારી આપવામાં આવી. સેનાપતિ થવાની તેનામાં કશી યોગ્યતા નહતી કેમકે દરિયાઇ યુદ્ધમાં કાફલો કેમ ગોઠવાય તેની તેને ખબર ન હતી એટલું જ નહિ, પણ પાણી જરા ઉછળે કે તેનું માથું ચડી આવતું. કેથોલિક સંપ્રદાય પ્રસારવાના હેતુથી અંદર ૩૦૦ તો સાધુઓ લાવવામાં આવ્યા હતા. ગોઠવણ એવી હતી કે તેઓ કૅલે જાય અને ત્યાં પાર્માં તેના ૧૭૦૦૦ ચુંટી કાઢેલા યોદ્ધાઓ લઇને તેમને મળે. ૨૦ મી જુલાઇએ ઇંગ્લેન્ડના કિનારા ઉપરથી દૂર દરિયામાં શત્રુઓ દેખાયા અને જાસુસોએ તાપણાં સળગાવી શત્રુઓ આવી પહોંચવાની ખબર આપી. પહેલાં તો પ્રજા આવા હુમલાથી ભયભીત થઇ ગઇ, પરંતુ થોડા જ વખતમાં તેનો જુસ્સો ઉભરાઇ આવ્યો. ધાર્મિક ભેદ ભૂલી સહુ અંગ્રેજો એકઠા મળી પરદેશી શત્રુને હાંકી કાઢવા તૈયાર થયા. ઇંગ્લેન્ડના ૩૪ વહાણના નાના કાફલામાં અંગ્રેજ વેપારીઓએ પોતાનાં ખાનગી વહાણો ઉમેરી આપ્યાં, અને શ્રીમંતોએ મોંમાગ્યાં નાણાં કાઢી આપ્યાં. અંગ્રેજ કાફલો એકઠો થયો, અને તેની સરદારી લૉર્ડ હાવર્ડ નામના ચતુર કેથોલિકને આપવામાં આવી. રાણી પોતે તે જોવા ગઇ અને ત્યાં એકઠાં થએલાં માણસો સમક્ષ તેણે ભાષણ આપ્યું

---

He was playing at Plymouth a rubber of bowls
When the great Armada came
But he said, "They must wait their turn, good [souls"
And he stooped and finished the game.

H. Newbolt.

અને કહ્યું "હું જાણું છું કે મારી કાયા સ્ત્રીની છે, પરંતુ મારી છાતી તો રાજાની અને તે પણ ઈંગ્લેન્ડના રાજાની છે."

સ્પેનિશ કાફલો ધીમે ધીમે ખાડીમાં અર્ધ ચંદ્રાકારે દાખલ થઈને આગળ વધવા લાગ્યો, અને અંગ્રેજો તેમને બને તેટલું નુકસાન કરતા કરતા પાછળ પડયા. સ્પેનનાં વહાણો મોટાં એટલે જલદીથી ફરી ન શકે તેવાં હતાં. વળી સાંકડી ખાડી, અજાણ્યો દરિયો, અને વહાણોની સંખ્યાને લીધે સ્પેનિશ વહાણો પરસ્પર અથડાઈ પડતાં અને અંદર અંદર ગુંચવાઈ જતાં. અંગ્રેજોનાં વહાણ તો નાનાં અને દરિયો તેમનો જાણીતો એટલે તેઓ તો માછલાંની પેઠે રમતાં. ૭ દહાડા સુધી આમ ચાલ્યું, અને આખરે કાફલો જેમ તેમ નુકસાન ખમતો કેલે પહોંચ્યો, પરંતુ ગોઠવણ પ્રમાણે પાર્મા તેમને મળી શક્યો નહિ; કેમકે અંગ્રેજોના મિત્ર વલંદાઓએ તેને ઘેરી રાખ્યો હતો. ત્યાં વળી અંગ્રેજોએ આતશબાજી ભરેલાં વહાણો છોડી મૂક્યાં. કેડિઝનો અનુભવ યાદ લાવી સ્પેનિયર્ડ લોકો ગભરાઈ ગયા અને તેમનાં વહાણો આમ તેમ નાસભાગ કરવા લાગ્યાં. સર્વત્ર ધમસાણ મચી રહ્યું, કંઈ વ્યવસ્થા રહી નહિ, અને વહાણો પરસ્પર અથડાઈ પડયાં; કેટલાંક બળી ગયાં, કેટલાંક ભાગી ગયાં, અને કેટલાંક નાઠાં તેમની પૂઠે અંગ્રેજો પડયા, અને છેવટે દારૂગોળો અને ખોરાક ખૂટ્યો ત્યારેજ તેઓ બંદરમાં પાછા આવ્યા. આ પ્રમાણે અંગ્રેજોના હાથમાંથી છટકેલાં વહાણોનો નાશ મનુષ્ય કરતાં મહાન્ શક્તિએ કર્યો. સ્પેનનો કાફલો ગ્રેટબ્રિટનની પ્રદક્ષિણા કરી સ્પેન જવા ધારતો હતો, પરંતુ રસ્તામાં તેમને જબરૂં તોફાન નડયું, અને અનેક વહાણો નોર્વે, સ્કૉટલૅન્ડ અને આયર્લૅન્ડના કિનારાઓ ઉપર ભાગીને ભૂક્કા થઈ ગયાં. ૧૩૦ વહાણોમાંથી ભાગ્યેજ ૫૩ વહાણો ભાંગી તૂટી હાલતમાં સ્પેન પહોંચવા પામ્યાં, અને બાકીનાનું શું થયું તે જણાયું નહિ.[૧]

૧ As a lion on his prey
Leapt the proud Spanish forth,

અંગ્રેજોને ખાસ જાણવા જેવું નુકસાન થયું નહિ. વિજયના ગર્વથી ફુલાઇ ન જતાં ઇલિઝાબેથે માત્ર એટલું કહ્યું કે "પ્રભુએ પવન મોકલ્યો અને વહાણોનો વિનાશ થયો." હારની શરમથી નમી ગએલા ફિલિપે પણ એજ બહાનું બતાવ્યું. પશ્ચિમ યુરોપમાં ફિલિપની સત્તાનો આ રીતે અંત આવ્યો. અને ઇંગ્લેન્ડ હંમેશને માટે સ્પેનના ભયથી મુક્ત થયું.

**ઇંગ્લેન્ડની જીતનાં કારણો**:—પરંતુ છેક આવાજ અકસ્માતથી અંગ્રેજો જીત્યા ન હતા. સ્પેનના વહાણો વિષે તો આપણે કહી ગયા છીએ, તે ઉપરાંત આ વિજયના બીજાં પણ કારણો હતાં. આ જીતનો જશ સમસ્ત પ્રજાને ઘટે છે. સ્વદેશપ્રેમની ઉન્નત ભાવનાથી પ્રેરાઇ ઘડી ભર તેઓ પોતાના ધાર્મિક ભેદ ભુલી જઇ પરદેશી શત્રુઓને હાંકી કાઢવા માટે એકત્ર થઇ ગયા. સુધારકોએ પણ દેશની ખાતર કેથોલિક ઉપરી નીચે હોંસથી કામ કર્યું: અંગ્રેજી નૌકાસૈન્ય સંખ્યામાં ઉતરતું હતું તો બીજી અનેક રીતે સ્પેનથી ચડિયાતું હતું. હૉકિન્સ, ડ્રેક, હૉવર્ડ અને ફ્રોબિશર જેવા બહાદુર નાવિકો પરદેશ ફરી ત્યાંથી સ્પેનના ખજાનાઓ લૂટી લાવ્યા હતા, તેમનું બળ માપી આવ્યા હતા, અને તેમનાં વહાણોની અગવડોથી પૂરી રીતે માહિતગાર થઇ આવ્યા હતા. અંગ્રેજી વહાણો કુશળ નાવિકોની દેખરેખ નીચે બંધાએલાં હોવાથી સ્પેનનાં મોટા વહાણો કરતાં લડાઇમાં વધારે ઉપયોગી નીવડયાં; સ્પેનના કાફલામાં આવેલું લશ્કર દરિયાઇ લડાઇમાં કશા ખપનું

---

To the sea-girded shores
Of the Queen of the North;
He trusted in man
In the strength of his prow;
He came in his might;
And where is he now?

G. Maunsell

નહોતું, આથી પાર્મા તેમને મળી શક્યો નહિ ત્યારથીજ યુદ્ધનું પરિણામ તો લગભગ નક્કીજ થઈ ચૂક્યું હતું.

પરિણામઃ—ફિલિપ હાર્યો, અને સ્પેનનો ભય હંમેશને માટે દૂર થયો. ઇંગ્લેન્ડમા કેથોલિક સંપ્રદાય દાખલ કરવાના પોપના મનોરથને ફટકો પડયો, અને ઇંગ્લેન્ડ હવે ધાર્મિક બાબતોમાં સંપૂર્ણ સ્વતંત્ર થઇ રહ્યું. સ્પેનના લોકો દરિયો ખેડવામાં સહુથી શ્રેષ્ઠ અને દરિયાઇ લડાઇમાં તેમના બરોબરીઆ કોઇ નથી એવી જે સ્પેનની પ્રતિષ્ઠા બંધાઇ ગઇ હતી તે ઇંગ્લેન્ડે તોડી અને સમુદ્ર પરતું વર્ચસ્વ પોતે મેળવ્યું.

આયર્લેન્ડ (૧૫૫૮–૧૫૮૪.) હેનરી ૭માએ આયર્લેન્ડમાં અંગ્રેજી કાયદાઓ લાગુ પડે તેવી વ્યવસ્થા કરી હતી તે આપણે પાછળ વાંચી ગયા છીએ. હેનરી ૮માએ ધર્મોદ્ધારની જે નીતિ ઇંગ્લેન્ડમાં ધારણ કરી હતી તે આયર્લેન્ડમાં પણ કબૂ કરીને દાખલ કરવાનો તેનો વિચાર હતો, પરંતુ કંઇ કરી શકતાં પહેલાં તે મરણ પામ્યો. એડવર્ડ ૬ઠ્ઠાના સમયમાં ઉદ્દામ સુધારકો જોર પર આવ્યા, અને ત્યાં પણ સુધરેલી ધર્મક્રિયા દાખલ કરી. ત્યાર પછીના બનાવોની વિગતમા ઉતરવાની જરૂર જેવું નથી. અનેક ઝગડા, બંડફિસાદ વગેરેનું પરિણામ એ થયું કે ઇંગ્લેન્ડને આયર્લેન્ડમાં પોતાનું આધિપત્ય જાળવવું કઠણ થઇ પડયું. ઇલિઝાબેથ ગાદીએ આવી ત્યારથીજ કેટલાક બળવાખોર અમીરો અંગ્રેજી લશ્કરને હંફાવતા હતા. તેમાં વળી અંગ્રેજ સુધારકોને આયર્લાન્ડમાં વસાવવાનો પ્રધાનોએ વિચાર કર્યો એટલે તો કેથેલિક સંપ્રદાયને અનુસરનાર આયરિશ પ્રજા ખળભળી ઊઠી. અને બળવાઓ થયા. પોપે અને ફિલિપે પ્રજાને ઉત્તેજિત કરી, પરંતુ ઇલિઝાબેથે સખત હાથે કામ લીધું અને ઈ. સ. ૧૫૮૪માં તો બળવાખોરોની છેલ્લી ટુકડી ઉખેડી નાખી. પરંતુ પાછી ખટપટ જાગી. પોપ અને કેથોલિક પંથીઓનાં તરકટ તો રાતદિવસ ચાલુ રહેતાં; ઇંગ્લેન્ડ સામે અસંતોષ ફેલાવવામાં તેઓ કંઇ મણા રાખતા નહિ. ઈ. સ. ૧૫૯૨ માં અર્લ ઑવ્ ટાઇરોન

નામના એક અમીરે સ્પેનની મદદથી જબરૂં બંડ ઉઠાવ્યું અને અંગ્રેજોને હરાવ્યા. ઈલિઝાબેથના માનીતા અને નામ કાઢવાના કોડીલા અર્લ ઑવ્ ઈસેક્સને તેની પોતાની ઇચ્છાથી ત્યાં મોકલવામાં આવ્યો, પણ તેણે તો નજીવી લડાઇઓ કરી શરમ ભરેલી સંધિ કરી. ઈસેક્સને ખસેડી તેનું સ્થાન બીજાને આપવામાં આવ્યું. ત્રણ વર્ષની સતત મહેનત પછી રાણીના મૃત્યુથી થોડા દિવસ પહેલાં આયર્લૅન્ડમાં શાંતિની પુનઃસ્થાપના થઇ.

**છેલ્લા દિવસોઃ**—ધાર્મિક કલહો અને પરદેશી યુદ્ધોના આ સમયમાંએ ઈલિઝાબેથ અને તેના ચતુર મંત્રીઓને સામાજિક કલ્યાણનાં કાર્યો કરવાનો અવકાશ મળ્યો હતો. વેપાર અને રોજીના કાયદાઓ કરવામાં આવ્યા હતા, અને રાણીનાં છેલ્લાં વર્ષોમાં નિરાધાર રખડતા ગરીબોને મદદ કરી તેમનો ઉદ્ધાર કરવા માટે પણ કાયદો રચાયો હતો, ( ઇ. સ. ૧૬૦૧ ). હવે રાણીના દિવસો ભરાઇ રહ્યા હતા; તે વૃદ્ધ થઇ ગઇ હતી, અને તેના માનીતાઓ, પ્રધાનો, અને મુખ્ય સલાહકારો એક પછી એક ખરી પડયા હતા, એટલે હવે તેને કંટાળાભર્યું લાગતું હતું. નવા જમાનાના ઉગતા તરુણો જોડે કામ કરવાનું તેને ફાવતું ન હતું. શરૂઆતમાં તો તેણે મોજશોખ અને શિકારમાં આ ગમગીની ભૂલી જવાનો પ્રયત્ન કર્યો, પરંતુ આખરે તેણે એ બધું તજી દીધું. તેનો સ્વભાવ બદલાઇ ગયો હતો, ને તે અશક્ત થઇ ગઇ હતી. અર્લ ઑવ્ લીસ્ટર ( જેની જોડે રાણી લગ્ન કરશે એવું લોકો માનતા હતા ) ના મરણ પછી રાણીની મહેરબાની તરુણ, સ્વરૂપવાન અને બુદ્ધિમાન ઈસેક્સ પર ઉતરી હતી, પરંતુ તેણે આયર્લૅન્ડથી આવ્યા પછી ખટપટો કરવા માંડી હતી, એટલે રાણીએ તેને ફાંસીની સજા કરી હતી. આથી તેના હૃદયને ઘણો આઘાત થયો હતો. વળી તેના છેલ્લા દિવસોમાં ટયૂડર રાજાઓનાં સમયમાં સામાન્ય રીતે નિર્જીવ બની ગએલી પાર્લમેન્ટ પણ ધીમે ધીમે સ્વતંત્ર વલણ અંગીકાર કરવા લાગી હતી. તેની છેલ્લી પાર્લમેન્ટે તો રાણીની ઇજારો

આપવાની નુકસાનકારક પદ્ધતિ સામે એટલી સખત લડત ચલાવી કે એ પદ્ધતિ કાઢી નાખવાનું વચન આપવાની રાણીને ફરજ પડી હતી. સ્વતંત્ર સ્વભાવની ઈલિઝાબેથને બીજું કોઈ સ્વતંત્રતા બતાવે તે ગમતું નહિ. તેને લાગતું કે હવે તેનું કાર્ય પુરૂં થઇ ગયું છે. જે લોકો એક સમયે તેના પર વારી જઇ તેને માટે પ્રાણ પાથરવા તૈયાર થઇ જતા હતા તેઓ હવે તેના પ્રત્યે બેદરકાર થવા લાગ્યા હતા. યુગબળ ફરી ગયું હતું અને એ નવાં બળોને અનુકૂલ થવાને આ પ્રતાપી રાણી સ્વભાવથીજ લાયક ન હતી. ધીમે ધીમે રાણીની કાયા ચસાઇ ગઇ. તે ખાઇ પી શકતી નહિ. મોજશોખ પરથી તેનું મન ઊડી ગયું. દિવસમાં અનેક વાર વસ્ત્ર બદલાવનારી તે હવે અઠવાડીઆં સુધી એનાં એજ કપડાં પહેરી ભોંય પર બાજુમાં તરવાર રાખીને પડી રહેતી. પછીતો બોલવા ચાલવાની પણ તેની શક્તિ હરાઇ ગઇ અને આખરે ઇ. સ. ૧૬૦૩ ના માર્ચની ૨૪ મી તારીખે આ પ્રતાપી મહારાણી ૪૫ વર્ષનાં લાંબા પ્રતાપી અને કલ્યાણકર રાજ્ય પછી દેવલોક પામી.[૧] મરણશય્યા પર

---

૧ નીચેના કાવ્યમાં રાણીના ગુણોનું વર્ણન કર્યું છે.

She shall be lov'd and fear'd; her own shall bless her;.
Her foes shake like a field of beaten corn,.
And hang their heads with sorrow; good grows with her,.
In her days, every man shall eat in safety,.
Under his own vine, what he plants; and sing
The merry songs of peace to all his neighbours.
God shall be truly known; and those adout her
From her shall read the perfect ways of honour,
And by those claim their greatness, a not by blood.
Shakespeare.

તેના વારસ વિષે તેને પૂછવામાં આવ્યું. સ્કૉટલેન્ડના જેમ્સનું નામ લેવામાં આવ્યું ત્યારે તે ધીમેથી માથું હલાવી શકી. તરતજ એક ઘોડેસ્વાર ભારતે ઘોડે આ સમાચાર લઇ સ્કૅાટલેન્ડ તરફ રવાના થયો.

આ પ્રમાણે ઈલિઝાબેથના મૃત્યુથી ટ્યૂડરવંશનો અંત આવ્યો.

**ઈલિઝાબેથના સમયનું** ઈંગ્લેન્ડઃ—ઈલિઝાબેથનું રાજ્ય ઘણી રીતે પ્રતાપી નીવડયું. આગળનાં રાજ્યોમાં ચાલેલા ધર્મ સંબંધી ઝગડાઓ ઈલિઝાબેથની શાણી અને મધ્યમ માર્ગવાળી રાજ્યનીતિને પ્રતાપે શમી ગયા. વળી પરદેશી ખટપટોમાંથી નવરાશ મેળવી રાણીએ દેશનાં કલાકૌશલ્ય અને વેપારને ઉત્તેજન આપ્યું. ફ્લાંડર્સમાં હવે ઊનની નિકાસ થવાને બદલે ઇંગ્લેન્ડમાંજ વણાટકામ થવા લાગ્યું, સૂતર અને રેશમના વણાટનો ઉદ્યોગ પણ દેશમાં દાખલ થવા લાગ્યો, અને બીજા ઉદ્યોગનાં પણ કારખાનાં ઉઘડયાં, અને અત્યાર સુધી જે વેપાર ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર ચાલતો હતો તે હવે ઇંગ્લેન્ડમાં ચાલવા લાગ્યો, તેમજ લંડન વેપારનું મોટું મથક થઇ પડયું. વળી કોલંબસ અને વાસ્કો–ડી–ગામાએ કરેલી શોધનો લાભ લઇ અંગ્રેજ વહાણવટીઓ પણ સફરે નીકળવા લાગ્યા, ને પરદેશ જોડે વેપાર કરવા લાગ્યા. અમેરિકાનાં સોનારૂપાથી દેશની સમૃદ્ધિ વધવા લાગી, ખેતીવાડીમાં સુધારો થયો, અને અત્યાર સુધી નવરા પડેલા રોજી વિનાના મજુરોને કામ મળ્યું કામ વિનાના રખડેલ માણસોને માટે ગરીબોના ધારા બધી કામ શોધી આપવામાં આવતું. અને તેમના ગુજરાનનો બંદોબસ્ત સરકારી અમલદારોને કરવો પડતો સમૃદ્ધિની સાથે દેશમાં વૈભવ અને સુખવિલાસ દાખલ થયાં, અને સગવડનાં સાધન વધારવાના યત્નો થવા લાગ્યા, એટલે દેશની કલાને પ્રગતિ મળી. ઈલિઝાબેથની કુશળ રાજનીતિને પરિણામે પરદેશી યુદ્ધોમાં અંગ્રેજો જીત્યા, અને તેમની બીકતા જતી રહી. ઇંગ્લેન્ડનું નૌકાસૈન્ય વધારવાની હેનરી ૮માએ શરૂ

કરેલી નીતિને ઈલિઝાબેથ પણ વળગી રહી અને તેણે આપેલા ઉત્તેજનથી જે સૈન્ય તૈયાર થયું તે નાનું છતાં સ્પેનને હરાવી શક્યું. અંગ્રેજ ખલાસીઓમાં સાહસિકતા અને આત્મવિશ્વાસ આવ્યાં. પ્રજામાં નવું લોહી ધબકવા લાગ્યું. વિજય, સાહસિકતા, સમૃદ્ધિ, અને દેશભરમાં પ્રવર્તી રહેલી શાન્તિથી દેશના સાહિત્યમાં કંઈક અજબ ચેતન આવ્યું, અને અંગ્રેજી સાહિત્યમાં નવો યુગ બેઠો. અનેક કવિઓ, નાટ્યકારો, તત્ત્વજ્ઞો અને ગદ્ય લેખકોએ દેશમાં નવો ઉલ્લાસ ભર્યો અને નવી અભિલાષાઓ પ્રકટાવી. આ સર્વની સામટી અસર પ્રજાના સામાજિક જીવન પર પણ થઇ; તેમનામાં સ્વાશ્રય, આત્મમાન, અને સ્વાતંત્ર્યની ભાવના જન્મ પામી.



## પ્રકરણ ૫ મું.



## યુરોપમાં ધર્મોદ્ધાર.



**નવી વિદ્યાઃ**—મધ્ય યુગના અંતભાગમાં જ્યારે ઇંગ્લેન્ડમાં ગુલાબનો વિગ્રહ ચાલતો હતો, ત્યારે યુરોપના બીજા ભાગમાં ભવિષ્યના ઇતિહાસ પર પ્રબળ છાપ પાડનારા કેટલાક બનાવો બનતા હતા. મધ્ય એશિઆમાંથી લડાયક તુર્કો વિજય કરતા, એશિઆ માઇનોર જીતી, ડાર્ડેનલ્સ ઓળંગી ડાન્યુબ નદીના કિનારા પર રહેનારા લોકોની જોડે યુદ્ધમાં ઉતર્યા હતા. ઇ. સ. ૧૪૫૩ માં હજારો વર્ષો જુની સરસ્વતીના મંદિર સમું બનેલું કોન્સ્ટન્ટીનોપલ તુર્કોના હાથમાં ગયું અને સેન્ટ સોફિયાના ખ્રિસ્તી દેવાલયને મસ્જિદના

રૂપમાં ફેરવી નાખવામાં આવ્યું. અનેક ગ્રીક ફિલસુફો અને પંડિતો ત્યાંથી બીજા દેશોમાં નાસી જવા લાગ્યા, અને પશ્ચિમમાં આવેલા કલારસિક અને વિદ્યાપ્રિય ઇટલીના સમૃદ્ધિશાળી નગરોમાં તેમને આવકાર મળ્યો. દેશપરદેશથી અનેક વિદ્યાતુર માણસો આ પંડિતોને ચરણે બેસી ગ્રીક સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા આવવા લાગ્યા; લોકોમાં કંઇક જ્ઞાનની પિપાસા અજબ રીતે વધી ગઇ. બીજી તરફથી કોપરનીકસની શોધ સૃષ્ટિનાં રહસ્ય ઉકેલતી હતી. પોર્ટુગીઝ નાવિક વાસ્કો-ડી-ગામાનાં વહાણોએ અજાણ્યા સમુદ્રો ખેડી, છેક હિંદુસ્તાનનાં બંદરમાં લંગર નાખી પૃથ્વીનાં કદ અને આકાર સંબંધી લોકોના જ્ઞાનમાં જબરી ઉથલપાથલ કરી નાખી હતી. આમ નવી ભૂમિ, નવા લોક, અને નવા ધર્મના પરિચયમાં આવવાથી યુરોપની જડતામાં પડી રહેલી બુદ્ધિ ચંચળ, સાહસિક અને ઉતેજિત બની ગઇ; જાણે કે યુરોપમાં નવું જોબન આવ્યું.

હેનરી ૭મો ગાદીએ આવ્યો તે પહેલાં થોડાં વર્ષે મુદ્રણકળાની શોધ થઇ હતી. ઇ. સ. ૧૪૭૭ માં વિલિયમ કેકસ્ટને ઇંગ્લેન્ડમાં પહેલવહેલું છાપખાનું ઉઘાડયું. આજ સુધી વિદ્વાનો અને પાદરીને વરેલું જ્ઞાન હવે સર્વસુલભ થઇ પડયું. લોકો પોતાની મેળે પુસ્તકો વાંચી વિચાર કરી સ્વતંત્ર અભિપ્રાય દર્શાવવા લાગ્યા. ધાર્મિક ગ્રન્થોનો અભ્યાસ કરી અનેક વિદ્વાનો ધર્મગુરુઓના પણ કાન પકડાવે તેવા થયા. અમુક માણસ આમ કહે છે માટે તે ખરૂં એમ માનવાને બદલે મૂળમાં શું છે એની તપાસ થવા લાગી. ધર્મગુરુઓ ભ્રષ્ટ થઇ ગયા છે, તેમનો ધર્મોપદેશ સશાસ્ત્ર નથી, એમ જેમ જેમ જણાતું ગયું, તેમ તેમ ધાર્મિક સુધારા માટે લોકોની ઝંખના વધતી ગઇ.

ઇંગ્લેન્ડમાં પણ નવી વિદ્યાની અસર થયા વિના ન રહી. ખાસ કરીને ઇંગ્લેન્ડ, જર્મની અને નેધર્લેન્ડઝમાં. કેટલાકોએ તો ગ્રીક

તત્ત્વજ્ઞાન અને સાહિત્યનો અભ્યાસ કરવા ખાતર નહિ, પરંતુ મૂળ ગ્રીક ભાષામાં લખાએલું બાઇબલ સ્વતંત્ર રીતે વાંચી શકાય એટલા માટે ગ્રીક ભાષાનો અભ્યાસ કર્યો. ઑક્સફર્ડ એ નવા પંડિતોનું મુખ્ય ધામ થઈ પડયું. જહૉન કૉલેટ, ઈરેસ્મસ અને ટોમસ મોર એ આ પંડિતોના અગ્રેસર હતા. કૉલેટે બાઇબલની આજ્ઞા પ્રમાણે રહેણી-કરણી પર ભાર મૂકયો, ઈરેસ્મસે પોતાની છટાદાર ભાષામાં તે સમયે ચાલતા ધાર્મિક વહેમો ઉપર કટાક્ષમય અને વિનોદમય લખાણો કરી લોકોની બુદ્ધિને સાવધ બનાવી, અને મોરે આદર્શ સમાજ કેવો હોય તેની રૂપરેખા આંકી. જુવાન હેનરી ૮મો ગાદીએ આવ્યો ત્યારે તેણે નવા પંડિતોને ઉત્તેજન આપ્યું, પરંતુ તે તો પરદેશો જોડે ખટપટમાં ઉતરી પડવાથી વધારે કરી શકયો નહિ. પરંતુ વુલ્સી જેવા વિચક્ષણ પુરુષે જોઈ લીધું કે જો ધર્માલયોમાં સુધારા વેળાસર ચેતીને નહિ કરવામાં આવે તો ધર્મગુરુઓનું હવે આવી બન્યું છે. પોતે ધારેલા સુધારા કરવા માટે તે પોપનો પ્રતિનિધિ થયો અને પોપ થવાની તેની ઉમેદ હતી. પણ પોતાનો ઇરાદો અમલમાં આવે તે પહેલાં તો તેનો અમલ ઉતરી ગયો. પરંતુ પોપની એકહથ્થુ અને મસ્ત સત્તાના અંતનો ડંકો વાગી ચૂકયો હતો એ સત્તાનો વિરોધ કરનાર અને પોપના સાર્વભૌમ અધિકારને ઠોકરે મારનાર તો જર્મનીમાં કયારનોએ જન્મી ચૂકયો હતો.

**માર્ટિન લ્યુથરઃ**—આ સાધુ પુરુષ એક ગરીબ ખાણ ખોદનારનો પુત્ર થતો હતો. તેના પિતાનો વિચાર તો તેને ધારાશાસ્ત્રી બનાવવાનો હતો, પરંતુ તેનું વલણ ધાર્મિક હોવાથી તે સંન્યાસી થયો અને મઠમાં ધર્મગ્રન્થોનો એકચિત્તે અભ્યાસ કરવા લાગ્યો. ત્યાર પછી વિટનબર્ગના વિશ્વવિદ્યાલયમાં તે ધર્મશાસ્ત્રનો અધ્યાપક નિમાયો એટલે તેણે બાઇબલ પર વ્યાખ્યાનો આપી શકાય તે માટે તેનો ઊંડો અભ્યાસ કર્યો. તે એવાં તો સુંદર વ્યાખ્યાનો આપતો કે પરદેશથી વિદ્વાનો પણ તે સાંભળવા દોડી આવતા. બાઇબલના અભ્યાસે

તેને શીખવ્યું કે શાસ્ત્રના આદેશ અને પોપની આજ્ઞાઓમાં બહુ ફેર હોય છે, અને ઘણી વાતો બાઇબલમાં નહિ હોવા છતાં પોપ સ્વેચ્છાનુસાર કર્યે જાય છે. એવામાં જર્મનીમાં ક્ષમાપત્રો વેચાવા આવ્યાં અને લ્યુથરનો પિત્તો ઉછળ્યો. તેણે મંદિરના દરવાજા પર જાહેરનામું ચોડીને આ ક્ષમાપત્રોને અશાસ્ત્ર કહી નિન્દ્યાં. પોપે લ્યુથરને ધર્મબહાર કર્યો, એટલે લ્યુથરે પોપના એ ફરમાનને જાહેરમાં બાળી નાખ્યું. દેશમાં ખળભળાટ મચી રહ્યો. લ્યુથર જોડે શાસ્ત્રાર્થ કરવા એક શાસ્ત્રીને મોકલવામાં આવ્યો, પરંતુ તે હાર્યો અને લોકમાં લ્યુથરની કીર્તિ વધી. પોપે લ્યુથરને સેકસનીમાં જવાબ દેવા હાજર રહેવાનું ફરમાન કાઢ્યું. ત્યાં લ્યુથરના વિરોધને કાઢી નાખવામાં આવ્યો. સેક્સનીનો ઠાકોર લ્યુથરના પક્ષમાં હતો, એટલે તે જીવતો રહ્યો, પરંતુ તે રાતોરાત જીવ લઇને નાઠો. ત્યાર પછી તેણે બાઇબલનું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું. હવે ધર્મોદ્ધારનું કામ ત્વરિત ગતિએ ચાલવા લાગ્યું. અનેક માણસો પોતાની મેળે બાઇબલ વાંચી ખરાખોટાનો સ્વતંત્ર નિર્ણય કરી લ્યુથરના પંથમાં ભળવા લાગ્યા. પરંતુ લ્યુથર આટલેથી અટક્યો નહિ. તેણે પોપ તેમજ અનેક વિધિઓ વિરૂદ્ધ તીખી ભાષામાં જુસ્સાદાર લખાણો કરવા માંડયાં. વળી તેણે પોપને ધર્માચાર્ય માનવાની ના પાડી, અને સાધુ સાધ્વીઓના દુરાચરણની સખત ખબર લેવા માંડી. જર્મનીના કેટલાક ઠાકોરો તેના પક્ષમાં ભળ્યા. લ્યુથરે સૌને પોકારી પોકારીને શીખવ્યું કે શાસ્ત્રો સમજવાનો સૌને હક છે, અને ઇશ્વરની ભક્તિ કરવામા કોઈ દલાલની જરૂર નથી; બાહ્ય કર્મકાંડ કરતાં આંતરભક્તિથી ઇશ્વર રીઝે છે. સેંકડો વર્ષોથી ધર્મગુરુઓમાં આંધળી શ્રદ્ધા રાખવાને ટેવાઇ ગએલા ભલા ખ્રિસ્તીઓને આટલો બધો સુધારો એકદમ કરવાનું કેમ રૂચે ? આથી ખ્રિસ્તીઓમાં બે પક્ષ પડયાઃ ( ૧ ) પોપના અનુયાયીઓઃ રોમન કેથોલિક, ( ૨ ) લ્યુથરના અનુયાયીઓઃ પ્રોટેસ્ટન્ટ. તેમણે પ્રાચીન ધર્મ વિરૂદ્ધ વાંધો ઉઠાવ્યો હતો તેથી તેઓ વિરોધી-પ્રોટેસ્ટન્ટ (Protestants) કહેવાયા. આપણે તેમને સુધારક પણ કહીશું.

આ સમયે સ્વીટ્ઝર્લૅન્ડમાં ઝ્વિંગલી નામનો સુધારક હતો, તે પણ પોપની વિરૂદ્ધ થયો. પરંતુ લ્યુથર કરતાં તેનો મત જુદો હતો. તેણે યુક્તિપ્રયુક્તિથી કામ લઇને સંપૂર્ણ સુધારો થયો ત્યાં સુધી પોપને ખબર પડવા દીધી નહિ.

બીજો સુધારક કેલ્વિન ફ્રાન્સથી સ્વીટ્ઝર્લૅન્ડ ગયો. તેણે જીનીવામાં આદર્શ પંથ સ્થાપ્યો. તે પાછો ફ્રાન્સ જઇને ત્યાંના સુધારકોનો જબરો આગેવાન થઇ પડયો.

જહૉન નોક્સ નામનો સુધારક સ્વીટ્ઝર્લૅન્ડમાં કેલ્વિનના હાથ નીચે અભ્યાસ કરી આવ્યો હતો. સ્કૉટલેન્ડમાં સુધારકોનો ઉત્સાહી આગેવાન બની તેણે મેરી સામે જબરો વિરોધ કર્યો હતો.

આમ યુરોપમાં ચારે તરફ ધર્મોદ્ધારની ભરતી આવી હતી અને પોપની સત્તાનો અસ્ત થવા બેઠો હતો, ત્યારે ચતુર પોપ સમયને ઓળખી જઇ ધર્મમાં સુધારા કરવા મંડી ગયો હતો, અને એ રીતે સુધારેલા કેથોલિક પંથનો પ્રસાર કરવા પ્રયત્ન કરતો હતો. અનેક કેળવાએલા તરુણો આ નવા કેથોલિક પંથમાં ભળ્યા. લોયોલા નામના એક અમીરે આ પંથનો પ્રસાર કરવા એક સમાજની સ્થાપના કરી; તેના અનુયાયીઓ જેસ્યુઇટ લોકો કહેવાય છે. તેઓ દેશદેશ ફરી વળી સુધારેલા કેથોલિક પંથનો ઉપદેશ કરવા લાગ્યા. કળથી અને સમજાવટથી જે લોકો ન ભળે તેમને બલાત્કારથી પણ આ ધર્મમાં લાવવા માટે ઈન્કવીઝીશન નામની અદાલત સ્થપાઇ. પરંતુ આ જમાનામાં પ્રજાનો ધર્મ રાજા ઉપરજ આધાર રાખતો. રાજા જો સુધારક હોય તો પ્રજા પ્રોટેસ્ટંટ ધર્મ પાળે અને કેથોલિક હોય તો કેથોલિક. અનેક વર્ષો સુધી આ બે પંથ વચ્ચે ધાર્મિક દ્વેષ, સ્પર્ધા અને કલહ ચાલ્યા કર્યાં અને જે ધર્મમાં શત્રુઓને પણ ચહાવાનું તેના પેગંબરે ફરમાન કર્યું છે તેના અનુયાયીઓમાં ધર્મને નામે લોહીની નદીઓ વહેવા લાગી.

## પ્રકરણ ૬ ઠ્ઠું



## ટ્યૂડર સમયમાં ધર્મોદ્ધાર.



પ્રથમ ખંડમાં ધર્મનો ઇતિહાસ વાચતાં તમને જણાશે કે ઇં-ગ્લેન્ડમાં ધર્મોદ્ધાર માટે કયારનીએ તૈયારીઓ તો થઇ રહી હતી. શા-માટે લોકોને ધર્મમાં સુધારો કરવાની ઇચ્છા થઇ તેનાં કારણો પણ કહેવાઇ ગયાં છે. આ કારણો નીચે પ્રમાણે હતાં.

૧ પાદરીઓજ દેશમાં ભણેલા હતા, એથી રાજ્યમાં અને ધર્મખાતામાં મોટા હોદાઓ તેઓજ ભોગવતા હતા વુલ્સી જેવા તો ધર્મોપદેશ કરવો ભૂલી રાજ્યવહીવટમાં રચ્યા પચ્યા રહેતા. લોકોને પણ રાજ્યતંત્રમાં ભાગ જોઇતો હતો.

૨ દેશમાં ધર્મગુરુઓનું પ્રાબલ્ય થવાથી તેઓ રાજાની સામે થતા, અને પોપની આજ્ઞા થાયતો રાજાની આજ્ઞાનું અપમાન કરવા પણ તૈયાર થતા. વળી તેઓ પૈસાદાર થવાથી વિલાસી જીવન ગાળતા હતા. દેશના કાયદા તેમને કંઇ ન કરે તે અન્યાય લોકોથી ખમાતો ન હતો.

૩ દર વર્ષે પોપને ભારે ખંડણી ભરવી પડતી; તેનાં નાણાં દેશના ખજાનામાંથી જતાં તે લોકોને ખૂંચતું હતું.

૪ મોટા ધર્માધ્યક્ષો પરદેશથી આવતા; આથી અંગ્રેજોને હલકું લાગતું.

૫ ધર્મમાં ચાલતાં લૂંટ અને ઢોંગથી પ્રજાજનો કંટાળી ગયા હતા, તેમને આ પ્રકારના ધર્મમાં શ્રદ્ધા રહી ન હતી.

તમે આગલા પ્રકરણમાં જોઇ ગયા કે ઇંગ્લેન્ડમાં નવી વિદ્યાની અસર તો થઇ, પરંતુ ખરો ધર્મોદ્ધાર તો જર્મનીમાં શરૂ થયો. હે-નરી ૮મો તો કેથોલિક પંથનો હતો. લ્યુથરના એક પુસ્તકનો તેણે

પ્રત્યુત્તર લખી પોપની તરફદારી કરી હતી, અને તેના બદલામાં પોપે તેને ' ધર્મરક્ષક ' નો ઇલ્કાબ આપ્યો હતો. આજ પણ તમે અંગ્રેજી સિક્કો જોશો તો તો તેનાપર Fid. Def. એવા અક્ષરો કોતરેલા માલુમ પડશે. એ અક્ષરો Defender of the Faith માટેના એ લેટિન શબ્દોનું ટૂંકું રૂપ છે, અને હજી સુધી ઇંગ્લેન્ડના રાજાઓ સુધારક–પ્રોટેસ્ટન્ટ હોવા છતાં એ ઇલ્કાબ રાખી રહ્યા છે.

હેનરીએ પોતાની સ્વાર્થી મનોવૃત્તિઓ તૃપ્ત કરવા માટે પોપની સત્તાનો વિરોધ કર્યો. આગલાં પ્રકરણમાં તમે વાંચી ગયા છો કે હેનરી પોતાની ભાભી જોડે પરણ્યો હતો. તેને પુત્ર ન થયો એટલે તેને તલાક આપવાનો વિચાર કરી પોતાના પ્રધાન વુલ્સીને તેણે રસ્તો કાઢવા કહ્યું. વુલ્સી કશું કરી શક્યો નહિ અને તેને બેતરફ કરવામાં આવ્યો ત્યાર પછી ટોમસ ક્રોમ્વેલના હાથમાં કારભાર આવ્યો. તેણે રાજાને સલાહ આપી કે દેશનું ધર્માધિપત્ય તમે પોતેજ રાખો અને રોમ જોડેનો સંબંધ તોડી નાખો. પછી તેણે એક જુનો ધારો શોધી કાઢ્યો કે દેશના રાજ્યવહીવટમાં કોઇ પણ માણસ પોપની સત્તાને આધારે ડખલ કરે તો તેને રાજદ્રોહી ગણવો. ક્રોમ્વેલે તમામ ધર્મગુરુઓ ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી તેમનો સખત દંડ કર્યો. પછી પાર્લમેન્ટ પાસે કાયદો કરાવીને ઠરાવ્યું કે દેશના ધર્મખાતાનો ઉપરી રાજાજ છે, અને રાજાની અનુમતિ વિના ધર્મગુરુઓની પરિષદ્ કોઇ પણ કાયદો રચી શકે નહિ. હવે રોમને ભરવામાં આવતી ખંડણી બંધ થઇ ને ત્યાં મુકર્દમાની અપીલ બંધ થઇ. ધર્મગુરુઓના ખાસ હકો એક પછી એક એમ રદ કરવામાં આવ્યા, અને રાજા પોતે મરજી પડે તેને ધર્માધિકારી નીમવા લાગ્યો. જેઓ રાજાનું ધર્માધિપત્ય કબુલ ન કરે તેના ઉપર જુલમના વરસાદ વરસાવવામાં આવતા. ક્રેન્મર નામના કેન્ટરબરીના નવા ધર્માધ્યક્ષે કેથેરાઇન જોડેનું રાજાનું લગ્ન ગેરકાયદેસર ઠરાવ્યું અને એન બોલીન જોડે પરણવાની તેને

રજા આપી, જો કે રાજા તો બે માસ પહેલાં તેને ખાનગી રીતે પરણી બેઠો હતો. પોપ અને રાજા વચ્ચે તકરાર વધી; પોતાની ફૂપાઇ જતી સત્તાને પોપ મૂંગે મોંએ જોઇ રહ્યો નહિ. તેણે હેનરીને પદભ્રષ્ટ જાહેર કર્યો, અને સ્પેનના રાજાને ઇંગ્લેન્ડ પર ચડાઇ લઇ જવા આજ્ઞા કરી. સ્પેનનો ચાર્લ્સ તેમ કરવા તૈયાર તો હતો, પરંતુ તેમ કરવાની તેનામા તાકાત ન હતી. આથી હેનરીએ ધર્માધિપત્યના કાયદામાં સુધારોવધારો કરી પાર્લમેન્ટ પાસે પસાર કરાવ્યો, અને સર્વ પાદરીઓને એ કાયદો માનવાની ફરજ પાડી. ( ઇ. સ. ૧૫૩૪. )

પોતાનું આધિપત્ય બેસાડવા માટે હેનરી અને ક્રોમ્વેલે ઇંગ્લેન્ડના મઠોની સ્થિતિ તપાસવા માટે પંચ નીમ્યું; કેમકે મઠમાં સાધુઓ પૈસાદાર બની આળસુ, નિરુપયોગી અને ઉડાઉ જીવન ગાળતા હતા, અને હજુ તેઓ પોપને પોતાનો ઉપરી માનતા હતા. ત્યાં વ્યવસ્થા, નીતિ. કે સદાચાર હતાજ નહિ અને તેમાં સુધારા કરવાની ઘણી જરૂર હતી. પંચે તપાસ કરી લોહી ઉકળી આવે એવો હેવાલ પ્રકટ કર્યો અને ઇ.સ. ૧૫૩૬મા રાજાએ પાર્લમેન્ટ પાસે કાયદો કરાવીને નાના નાના મઠોને બંધ કરાવ્યા, અને ત્રણ વર્ષ પછી મોટા મઠો પણ બંધ કરવામાં આવ્યા. મઠવાસીઓને કાઢી મૂકવામાં આવ્યા, ને તેમનાં માલમિલ્કત જપ્ત કરવામાં આવ્યા. મઠની જમીન રાજાના કેટલાક મિત્રોને આપી દેવામાં આવી, અને નાણાં રાજ્યખર્ચમાં, નૌકાઓ બાંધવામાં, શાળાઓ સ્થાપવામાં, કિલ્લા દુરસ્ત કરવામાં, ને બીજાં ધાર્મિક કે લોકહિતનાં કાર્યોમાં વાપરવામા આવ્યાં[૧]

---

૧ ક્રોમ્વેલે રાજાનું કામ એકનિષ્ઠાથી કર્યું, પરંતુ પ્રજામાં તે અકારો થઇ પડયો. તેના જાસુસો રાતદિવસ ફરતાજ રહેતા અને રાજાનું ભુંડું બોલનારનું તુરતજ આવી બનતું. પ્રજા ત્રાસી તો ગઇ હતી તેમાં વળી મઠ બંધ થયા, એટલે ગરીબોનો આધારો તૂટયો વળી ધર્મની બાબતમાં લોકોને આટલાં બધા સુધારા એકદમ ગમે એ ગમ્યું નહિ. આ સર્વ કારણોથી

હેનરીએ બીજું કાર્ય એ કર્યું કે બાઇબલનાં ટિન્ડેલકૃત ભાષાંતરમાં સુધારાવધારા કરાવી દરેક ધર્મસ્થાનમાં લોકોને વાંચવા માટે રાખવાની તેણે આજ્ઞા કરી. પરંતુ હેનરી સુધારક ન હતો. લોકો બાઇબલ વાંચી ધર્મની ચર્ચા કરવા લાગ્યા, જુના ધર્મની મશ્કરી કરવા લાગ્યા અને અનેક વિધિઓની હાંસી કરવા લાગ્યા, એટલે તેણે તે વાંચવાની મના કરી દીધી. લ્યુથરનો પંથ દેશમાં જોર કરી ન જાય એટલા માટે તેણે છ કલમોનો ધારો પ્રસિદ્ધ કરી દરેકને તે પ્રમાણે વર્તવાની ફરજ પાડવા માંડી, અને જે તે કલમો ન માને તેને ભારે સજા કરવા માંડી. હવે કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ બંનેનો સરખો ઘાણ વાળવા લાગ્યો; કેથોલિક પંથીઓ હેનરીને ધર્માધિપતિ માનતા નહિ તેથી અને પ્રોટેસ્ટંટ લોકો છ કલમો માન્ય કરે નહિ તેથી બંનેનો સરખો ઘાણ વળવા લાગ્યો. સર ટોમસ મોર અને રોચેસ્ટરના ધર્માધ્યક્ષ જેવા પ્રસિદ્ધ પંડિતોનો હેનરીનું ધર્માધિપત્ય ન સ્વીકારવા માટે વધ કરવામાં આવ્યો. આમ હેનરીના રાજ્યકાળમાં આવા જુલમો ચાલ્યા કર્યા.

તમે જોઇ શકયા હશો કે ઇંગ્લેન્ડમા ધર્મોદ્ધાર થયો તે કોઇ ધાર્મિક કારણથી નહિ પરંતુ રાજદ્વારી કારણસરજ થયો હતો. કેથેરાઇનથી છુટા થવાનો હેનરીને માટે એકજ માર્ગ રહ્યો હતો અને તે એ કે પોપથી સ્વતંત્ર થવું. વુલ્સી ધાર્યું કામ કરી ન શકયો, એટલે તેને વચમાંથી દૂર કરી હેનરી પોતાને અનુકૂળ પ્રધાન લાવ્યો. લ્યુથરના પક્ષ જોડે હેનરી સંમતજ ન હતો. તે તો જીવન પર્યંત કેથોલિક

---

મઠો બંધ થવાથી કેટલેક સ્થળે બંડ ઊઠયાં, તેમાં યૉર્ક પરગણામા જે બંડ ઊઠયું તે
* Pilgrimage of Grace કહેવાય છે. બંડખોરોનો આગેવાન એક જુવાન વકીલ હતો. રાજાએ તેમની ફરિયાદોની તપાસ કરી યોગ્ય કરવા વચન આપ્યું એટલે બંડખોરો વીખરાઇ ગયા, પરંતુ રાજાએ વચન પાળ્યું નહિ અને આગેવાનોને ફાંસી દેવામાં આવી

પંથનો ચુસ્ત અનુયાયી રહ્યો. પ્રજાવર્ગમાં પણ ધર્મગુરુઓ અપ્રિય થઇ પડ્યા હતા, ધર્મમાં સુધારા થાય એવી જરૂર લાગતી હતી, છતાં ધર્મના સિદ્ધાંતોમાં ફેરફાર થાય એવી કોઇની ઇચ્છા ન હતી. યુરોપના બીજા દેશો અને ઇંગ્લેન્ડમાં થએલા ધર્મોદ્ધારમાં આ મોટો ફરક છેઃ યુરોપની પેઠે ઇંગ્લેન્ડમાં ધર્મમાં પેઠેલા સડા વિરૂદ્ધ પોકાર કરીને ધર્મોદ્ધાર નથી થયો, તેમ લોકોમાંથી શરૂ થઇને રાજાઓ સુધી ગયો નથી. ઇંગ્લેન્ડમાં તો રાજાએ રાજકીય હેતુ પાર પાડવા પોપની સત્તા તોડી અને તેને બદલે પોતાની સ્થાપી અને તે વધારે ને વધારે દઢ કરી.

હવે હેનરીના વંશજોના સમયમાં ધર્મોદ્ધારની શી સ્થિતિ થઇ તે જોઇએ. એડવર્ડ ૬ઠ્ઠો ગાદીએ આવ્યો ત્યારે બાળક હતો, એથી ડયૂક ઑાવ્ સમરસેટને રાજરક્ષક નીમવામાં આવ્યો હતો. એ સુધારક મનનો હોવાથી ક્રેન્મરે સૂચવેલા સુધારાઓ દાખલ કરી તેણે ઇંગ્લેન્ડને પ્રોટેસ્ટન્ટ દેશ બનાવી દીધો. લોલાર્ડની વિરૂદ્ધના કાયદા અને ૭ કલમોનો કાયદો તેણે રદ કર્યો અને સર્વને રાજાનું ધર્માધિપત્ય સ્વીકારવાની ફરજ પાડી. જેઓ એ વાત કબુલ ન રાખે તેમને પકડી પકડીને સજા કરવા માંડી. પાદરીઓને લગ્ન કરવાની છૂટ આપી, મૃતાર્થ પ્રાર્થના બંધ કરી અને સર્વે વહેમી રિવાજો ન માનવાની આજ્ઞા કરી. અત્યાર સુધી જડ, બાહ્ય દેખાવવાળી, અને અનેક કર્મકાંડોથી ભરેલી ઉપાસના-વિધિ ચાલતી હતી તે કાઢી નાખી તેને સ્થાને સરળ અને સર્વ લોકો સમજી શકે તેવી ઉપાસનાવિધિ દાખલ કરવામાં આવી. મંદિરોમાંથી મૂર્તિઓનો નાશ કરવામાં આવ્યો, સંતોના ચિત્રો અને અવશેષો ફેંકી દેવામાં આવ્યા, અને જેના ઉપર બાઇબલના પ્રસંગો ચીતર્યા હતા તેવા બારીઓના કાચનો ભાંગીને ભૂકો કરવામાં આવ્યો. અત્યાર સુધી મંદિરોમાં પ્રાર્થના લેટિન ભાષામાં કરવામાં આવતી હતી. થોડા લોકો લેટિન સમજતા તેથી પ્રાર્થનાઓ નીરસ અને આડંબરી થઇ ગઇ હતી. હવેથી પ્રાર્થના અંગ્રેજીમાં કરવાનું

ઠરાવવામાં આવ્યું અને પ્રાર્થનામાલાની એક સાર્વજનિક પોથી[1] પ્રગટ કરવામાં આવી; ઉપરાંત દરેક મંદિરમાં તે પોથીનો ઉપયોગ કરવાની આજ્ઞા કરવામાં આવી. સમરસેટ પછી ડ્યૂક ઑફ નોર્થમ્બરલેન્ડ નામનો અમીર રાજરક્ષક થયો, તેણે પણ સુધારાની નીતિ ચાલુ રાખી. પરંતુ તે પૈસાનો લોભી હતો, તેથી ધર્મસુધારણાને બહાને કારીગરોનાં મહાજનમંડળોનાં નાણાં તેણે પડાવી લીધાં, અને તેમાંથી કેટલીક શાળાઓ સ્થાપી, જે 'King Edward Grammar Schools' કહેવાય છે.

એડવર્ડના રાજ્યકાળમાં હેનરીએ લૂટવા માંડેલા મઠોમાંથી બાકી રહ્યા હતા તેને બંધ કરી તેનાં નાણાં શાળાઓ સ્થાપવામાં વાપરવામાં આવ્યાં, અને જમીન, જાગીર વગેરે લાગતાવળગતામાં વહેંચી દેવામાં આવ્યાં.

આવા સુધારાના કાર્યમાં સ્વાભાવિક રીતે મતભેદ હોયજ; પરંતુ આવો મતભેદ બતાવનાર ઉપર જુલમ કરવામાં આવતો. કેટલાક ધર્માધ્યક્ષો અને પાદરીઓ સામા થયા તેમને કેદમાં પૂરવામાં આવ્યા. આ સમયે પ્રોટેસ્ટન્ટ ધર્મસમાજનાં મૂળતત્ત્વો દર્શાવનારી બેતાલીસ કલમો તૈયાર કરવામાં આવી હતી.

આવા સુધારાના કામમાં બધી પ્રજા સંમત ન હતી. અનેક વર્ષોથી ચાલતી આવેલી ધાર્મિક માન્યતાઓ અને રુઢિઓમાં એકદમ ફેરફાર કરવાની ઇચ્છા સામાન્ય માણસને હોતી નથી. ઉપાસનાવિધિ અને કર્મકાંડમાં જે આડંબર, જે ભપકો અને વૈભવ લાગતો. તેની લોકોના મન પર છાપ પડતી. પરંતુ હવે સાદી વિધિ દાખલ થવાથી સર્વ શુષ્ક લાગવા માંડયું. વળી સુધારા દાખલ કરતી વખતે કરવામાં

---

૧ આ પોથી બે વાર પ્રસિદ્ધ થઇ. ઇ. સ. ૧૫૪૯ માં જે પહેલી વાર પ્રગટ થઇ તેનો આરંભ તો હેનરી ૮માના સમયમાં થયો હતો. ઇ. સ. ૧૫૫૨ માં પાછી પણ સુધારા વધારા સાથે તે બીજીવાર પ્રગટ કરવામાં આવી.

આવેલા જુલમાટથી પણ લોકો ત્રાસી ગયા હતા. આ ઉપરાંત શહેરના લોકોને સુધારામાં જે રસ હતો, તે અજ્ઞાન ગામડીઆઓને ન હતો. તેમને તો આ નવા વિચાર નાસ્તિક લાગતા. આથી મેરી ગાદીએ આવી ત્યારે પ્રજાનો ઘણો ભાગ ખુશી થયો.

કેથેરાઇનની પુત્રી મેરી ચુસ્ત કેથોલિક હોય તેમાં શી નવાઇ? ગાદીએ આવતાંજ તેણે એડવર્ડ છઠ્ઠાના રાજ્યમાં થએલા સુધારાના સર્વ કાયદા અને હેનરી ૮માએ કરેલા પોપ વિરૂદ્ધના સર્વ કાયદાઓ રદ કરી કેથોલિક ધર્મની રાજધર્મ તરીકે ફરીથી પ્રતિષ્ઠા કરી. નવી પ્રાર્થનામાલા રદ કરી જુની ઉપાસના વિધિ દાખલ કરવામાં આવી, અને ફરીથી પ્રાર્થના લેટિન ભાષામાં થવા લાગી; પાદરીઓએ લગ્ન કરવું એ નિષિદ્ધ ગણવામાં આવ્યું, અને જે પાદરીઓ પરણ્યા હતા તેમને રજા આપવામાં આવી. જુના રાજ્યમાં કેદ થએલા ધર્મગુરુઓને મુક્ત કરવામાં આવ્યા અને તેમને બદલે લેટિમર, રિડલી, ક્રેન્મર જેવા અડગ સુધારકોને તુરંગમાં પૂરવામાં આવ્યા. પોપનું ધર્માધિપત્ય સ્વીકારી તેના પ્રતિનિધિ કાર્ડિનલ પોલને ચરણે ઇ. સ. ૧૫૫૪માં ઇંગ્લેન્ડનો ધર્મસમાજ ધરવામાં આવ્યો. પાર્લામેન્ટના સભ્યો તેને નમ્યા, અને ધર્મધુરંધર પોપની સામા થવાનો તેઓએ જે અક્ષમ્ય અપરાધ કર્યો હતો તે માટે કાર્ડિનલ પોલે પોપના વતી તેમને ક્ષમા આપી પાપ મુક્ત કર્યા. પરંતુ હેનરી અને એડવર્ડના સમયમાં મઠની જે જાગીરો તેમને મળી હતી તે આપવાની તેઓએ સાફ ના પાડી. આથી જોઇ શકાશે કે એ જાગીરો આપીને ક્રેન્મરે ઇંગ્લેન્ડમાં એવો પક્ષ ઉત્પન્ન કર્યો હતો, કે જે પોતાનો સ્વાર્થ વિચારીને સુધારાનો સાથી બની રહે.

મેરીનું કાર્ય આટલેથી ન અટક્યું. સર્વ સુધારકો દુષ્ટ છે અને ઇંગ્લેન્ડના લોકોને પોપની ભયંકર ભ્રમણામાંથી બચાવવા એ મારૂં કામ છે એમ તે પ્રમાણિકપણે માનતી, એટલે સોએ કેથોલિક

થવુંજ જોઇએ એવો તેનો મત હતો. તેણે ધીમે ધીમે જુલમ કરવા માંડયો. જે લોકો કેથોલિક થવાની ના પાડે તેમને જીવતા બાળી મૂકવામાં આવતા. કહેવાય છે કે ત્રણ વર્ષમાં ત્રણસો પ્રોટેસ્ટન્ટોને કેથોલિક થવાની ના પાડવા માટે આ પ્રમાણે જીવતા બાળી નાખવામાં આવ્યા હતા. પોતાની માતાના છુટા છેડા કરાવનાર, અને સુધારક પંથ ફેલાવવામાં આગેવાની ભર્યો ભાગ લેનાર ક્રેન્મરને તો એ જીવતો શાનોજ છોડે! ક્રેન્મર[1], લેટિમર, અને રિડલી જેવા બીજા પ્રખ્યાત સુધારકો જ્યારે બળી મર્યા, અને છતાં લોકો પાછા ન હઠયા ત્યારે ગરીબ લોકોના નાના નાના જથાને એકઠા બાળી નાખવામાં આવ્યા, પણ પરિણામ તો ધાર્યા કરતાં ઉલટુંજ આવ્યું. કેથોલિક ધર્મ પ્રત્યે લોકોને વધારે અણગમો આવ્યો અને

૧ મોતની વાત સાંભળી પહેલાં તો ક્રેન્મરનાં હાજાં ગગડી ગયાં અને કેથોલિક લોકોના લાભમાં કેટલાક કાગળો પર સહી કરી. પરંતુ પાછળથી તેને એ ખોટું થતું લાગ્યું. એટલે પસ્તાયો અને બહાદુરીથી મુઓ. મરતી વખતે જે હાથે સહી કરી હતી તે ચિતામાં પહેલો નાખી તે બળી ગયો ત્યાં સુધી અડગ ઉભો રહ્યો.

Then Cranmer lifted his left hand to heaven,
And thrust his right into the bitter flame
And crying in his deep voice, more than once,
" This hath offended–This unworthy hand ! "
So held it till all was burned

× × × ×

He never stirred or writhed, but, like a statue
Unmoving in the greatness of flame,
Gave up the ghost.

Tennyson.

આખા દેશમાં ધર્માંધ જુલમની સામે પોકાર ઊઠયો. મરતી વખતે લેટિમરે રિડલીને કહેલા શબ્દો—"Be of good cheer, Master Ridley! We shall This day light a candle by God's grace in England as I trust; shall never be put out."—ખરા પડતા દેખાયા.

ઇલિઝાબેથ ગાદીએ આવી ત્યારે દેશની શી સ્થિતિ હતી તે આગળ કહેવાઇ ગયુ છે. આ ચતુર રાણીએ જોઇ લીધું કે આ સર્વ મુશ્કેલીઓમાંથી છૂટવા માટે સૌથી પહેલાં તો તેણે પ્રજાને પોતાના પક્ષમાં લઇ લેવી જોઇએ, અને દેશમાં ધર્મને નામે ઉભા થએલા પક્ષો વચ્ચે સમાધાન કરવું જોઈએ. તેના ધર્મ સંબંધે શા વિચારો હતા, તે તો તેના નિકટના મંત્રીઓ પણ જાણી શકતા ન હતા, પરંતુ એટલું તો ચોક્કસ કે ધર્મની બાબતમાં તે બહુ ચુસ્ત ન હતી. રાજ્યની પેઠે ધર્મમાં સુવ્યવસ્થા હોવી જોઇએ એમ તે માનતી.

ટયૂડરવંશીઓના સ્વભાવ પ્રમાણે દેશમાં બીજાનું અધિપત્ય તેનાથી ખમાયું નહિ, એટલે તેણે 'ધર્માધિપત્ય' નો કાયદો પસાર કર્યો અને મેરીના સમયમાં થએલા કાયદાઓ રદ કર્યા. પરંતુ તેથી કેથોલિક પંથીઓ નારાજ ન થાય એમ કરવા માટે પોતાની સત્તામાં ઘટાડો ન થાય એવી રીતે કાયદામાં કેટલા શબ્દોનો ફેરફાર કરી નાખ્યો. ધર્મઐકયતાનો કાયદો કરી સર્વને પ્રાર્થનાપોથી વાપરવાની આજ્ઞા કરવામાં આવી, પરંતુ તે પ્રાર્થનાઓમાં કેથોલિક લોકોને કેટલુંક ખૂંચે તેવું હતું તે કાઢી નાખવામાં આવ્યું. તેણે ધર્માધ્યક્ષો રાખ્યા અને કેથોલિક માર્ગની કેટલીક વિધિઓ પણ દાખલ કરી. આમ કરીને તેણે પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક બંને પક્ષને રાજી રાખવા પ્રયત્ન કર્યો. તેણે સ્વીકારેલો માર્ગ 'મધ્યમ માર્ગ' કહેવાય છે. એ જમાનામાં મતાંતરસહિષ્ણુતા બીલકુલ ન હતી અને કેથોલિક કે પ્રોટેસ્ટન્ટ પંથીઓ લાગ આવે ત્યારે સામા ધર્મવાળા ઉપર કેર

વર્તાવવા ચૂકતા નહિ તે જમાનામાં આવો ડહાપણ ભરેલો રસ્તો કાઢનારની દીર્ઘદૃષ્ટિ માટે માન ઉત્પન્ન થયા વિના રહેતુ નથી. જ્યાં સુધી પ્રજાજનો શાંતિ જાળવે ત્યાં સુધી તેમના પર જુલમ થવાનો ભય ન હતો. ઇલિઝાબેથને બહારના દેખાવની જરૂર હતી; અંદરથી શ્રદ્ધા હોય કે નહિ તેની તે પરવા ન કરતી. અલબત કેટલાક ચુસ્ત પ્રોટેસ્ટન્ટો માનતા કે ઇલિઝાબેથે ધર્મોદ્ધારને માટે નહિ જેવું કર્યું છે, અને કેટલાક હડહડતા કેથોલિકો માનતા કે તેણે વધારે પડતું કર્યું છે, પરંતુ એકંદરે પ્રજાને આ મધ્યમ માર્ગ ગમી ગયો.

આ પ્રમાણે ઇંગ્લેન્ડનાં સ્વતંત્ર ધર્મખાતાની સ્થાપના થઇ અને પોપનું ધર્માધિપત્ય ઇંગ્લેન્ડમાંથી હંમેશને માટે ગયું, એટલે કે ઇંગ્લેન્ડનો સમાજ ધાર્મિક વિષયોમાં સ્વતંત્ર થઇ ગયો. એડવર્ડના સમયમાં તૈયાર કરેલી બેતાળીસ કલમોમાંથી ૩૯ કલમો સ્વીકારવામાં આવી. આજ પણ ઇંગ્લેન્ડના ધર્મસમાજમાં એ કલમો સ્વીકારાય છે.

ધાર્મિક બાબતોમાં આવી ઉદારચિત્ત રાણીએ પણ સ્કૉટ લોકોની રાણી મેરીને નામે ચાલતા રોમન કેથોલિક લોકોનાં તરકટો વિષે જાણ્યું ત્યારથી જરા વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું હતું, અને કેથોલિક લોકોના પર જુલમ વર્તાવવા માંડ્યો હતો. જેસ્યુઇટ લોકોને દેશનિકાલ કરવામાં આવ્યા. પાર્લમેન્ટે ઇંગ્લેન્ડના ધર્મવહીવટને માન ન આપે તેમની વિરૂદ્ધ સખત કાયદાઓ કર્યા. કેટલાકનું એમ કહેવું છે કે મેરીના સમયમાં જે ધાર્મિક જુલમો થયા તેના કરતાં ઇલિઝાબેથના રાજ્યમાં ઓછા થયા નથી.

**પ્યૂરિટન લોકો:**—ઇલિઝાબેથના રાજ્યમાં એક નવો વર્ગ ઉભો થયો. કેટલાક ચુસ્ત ધાર્મિકોને ચાલુ સુધારાઓ કરતાં પણ વધારેની જરૂર લાગતી હતી. તેઓ પ્યૂરિટન—શુદ્ધિમાર્ગીઓ—કહેવાય છે. તેમની માગણીઓ એ હતી કે (૧) ધર્મમંદિરોનો વહીવટ દીક્ષિતો (Bishops) ને હસ્તક ન જોઇએ. (૨) ઉપાસનામાં જે મૂર્તિ પૂજા

વિધિ પણ ઇલિઝાબેથે રહેવા દીધી હતી તે સર્વ દૂર કરવી જોઇએ અને (૩) પ્રાર્થનામાલાની પોથીમાં વધારે સુધારા દાખલ કરવા જોઇએ. ઇલિઝાબેથે આ વર્ગ ઉપર સખતાઇ રાખીને તેને દાબી દેવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેમની સંખ્યા વધતી ગઇ અને આપણે જોઇશું તે પ્રમાણે આગળ જતાં તેઓએ મોટાં પરાક્રમો કર્યાં.

ધર્મોદ્ધારના પ્રકરણમાં આપણે જે વાંચી ગયા તેનું પુનરાવલોકન કરીએ:

૧ ઇંગ્લેન્ડમાં ઘણા વખતથી ધર્મસુધારણા કરવાની માગણી ચાલતી હતી; કેમકે ધર્માલયોમાં ચાલતાં દુરાચાર અને અવ્યવસ્થાથી લોકો કંટાળી ગયા હતા.

૨ નવી વિદ્યા–અને મુદ્રણકળાને લીધે લોકોમાં જ્ઞાનનો પ્રચાર થયો. તેઓ બાઇબલ વાંચી વિચારતા થયા એટલે તેમને જણાયું કે ધર્મગુરુઓ અને પોપનાં કેટલાંક કાર્યો શાસ્ત્રવિરુદ્ધ છે.

૩ જર્મન સાધુ લ્યુથર પોપની સામે થયો, અને તેના અનુયાયીઓ પ્રોટેસ્ટન્ટ-સુધારકો કહેવાયા. પોપના અનુયાયીઓ રોમન કેથોલિક ગણાયા.

૪ ઇંગ્લેન્ડમાં આ ધર્મોદ્ધાર રાજકીય હેતુથી દાખલ થયો. હેનરી ૮માને રાણી કેથેરાઇન જોડે છુટા છેડા કરવા હતા, એટલે તેણે પોપનું આધિપત્ય કાઢી નાખ્યું, છતાં ધર્મના સિદ્ધાંતોમાં ફેરફાર થયો નહિ.

૫ એડવર્ડ ૬ઠ્ઠાના સમયમાં પ્રોટેસ્ટન્ટ ધર્મનો ફેલાવો થયો, અને પોપની વિરુદ્ધ કાયદા થયા. કેટલાક કેથોલિક માર્ગીઓને કેદમાં પૂરવામાં આવ્યા. હવે ઇંગ્લેન્ડ પ્રોટેસ્ટન્ટ દેશ થયો.

૬ મેરીએ ગાદીએ આવી કેથોલિક ધર્મની ફરી સ્થાપના કરી પોપનું ધર્માધિપત્ય સ્વીકાર્યું. ધર્મને નામે તેણે ઘણા જુલમો કર્યાં.

૭ ઇલિઝાબેથે મધ્યમ માર્ગ સ્વીકાર્યો. ઉદ્દામ કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ બંને ઉપર તેણે સખતાઇ કરી. પ્રાર્થનાપોથી અને ઉપાસનાવિધિ પ્રોટેસ્ટન્ટ પંથનાં રાખી તેમાં કેથોલિક લોકોને ખુશી કરવા માટે થોડા ફેરફાર કરાવ્યા. પોપનું ધર્માધિપત્ય કાઢી નાખી ઇંગ્લેન્ડનું સ્વતંત્ર ધર્મખાતું સ્થાપ્યું.

**નીચેની તારીખો યાદ રાખો:**

ઇ. સ. ૧૪૫૩—તુર્ક લોકોએ કોન્સ્ટન્ટીનોપલ જીત્યું.
" ૧૪૭૭—કેક્સ્ટને ઈંગ્લેન્ડમાં મુદ્રણકળા દાખલ કરી.
" ૧૫૧૯—લ્યુથરે ક્ષમાપત્રો વિરૂદ્ધ પોકાર ઉઠાવ્યો.
" ૧૫૨૧—પોપે હેનરીને 'ધર્મરક્ષક' એવો ઇલ્કાબ આપ્યો.
" ૧૫૩૪—હેનરીએ ધર્માધિપત્ય જાહેર કર્યું.
" ૧૫૩૬—નાના મઠો બંધ કરવામાં આવ્યા.
" ૧૫૩૯—હેનરીએ છ કલમોનો કાયદો કર્યો.
" ૧૫૪૯—ધર્મઐક્યનો કાયદો.

## પ્રકરણ ૭ મું.

### નવી દુનિયાની શોધ.

ધર્મોદ્ધારનાં પ્રકરણમાં તમે વાંચી ગયા કે તુર્ક લોકોએ કોન્સ્ટન્ટીનોપલ જીત્યું એટલે ત્યાં વસેલા પંડિતોને બીજા દેશોમાં નાસી જવાની જરૂર પડી. આ પંડિતો એમની જોડે પુસ્તકો લાવ્યા હતા અને તેમાં આજ સુધી બીજા લોકોએ નહિ જાણેલી એવી પશ્ચિમ યુરોપ સંબંધી માહિતી આપવામાં આવી હતી. આથી લોકોને વધારે જાણવાની અને જોવાની ઇચ્છા થઇ. વળી મધ્ય યુગમાં ચીન, અરબસ્તાન અને હિંદુસ્તાનથી રેશમ, જવાહીર અને તેજાનાનાં વહાણો ભરાઇને યુરોપમાં આવતાં, તેથી પૂર્વના એ દેશોની સમૃદ્ધિ વિષે યુરોપમાં અનેક વાતો ચાલતી, અને કેટલાએ સાહસિક ખલાસીઓ એ અજબ ભૂમિને નજરે નિહાળવાના મનસુબા કરતા, એટલામાં તેરમા સૈકામાં તુર્ક લોકોની સત્તા પ્રબળ થઇ, અને એમણે પૂર્વના દેશો જોડે યુરોપના વેપારમાં હરકત કરવા માંડી, એટલે યુરોપના લોકોની હિંદુસ્તાન અને પૂર્વના બીજા દેશો તરફ આવવાનો માર્ગ શોધી કાઢવાની ઇચ્છા વધારે તીવ્ર થઇ.

તે સમયે પોર્ટુગીઝ લોકોની ચડતી કળા હતી. તેમની પાસે સારાં વહાણો અને સાહસિક માણસો હતાં, એટલે તેમણે આ બાબતમાં પહેલ કરી. પરંતુ તેમનાં વહાણો નાનાં હોવાથી કિનારા નજીકજ ચાલી શકતાં એટલે લાંબી સફર કરી શકે તેવાં ન હતાં. આથી ઘણાં વર્ષો સુધી તેમના બહાદુર ખલાસીઓએ પ્રયત્ન કર્યા છતાં તેમનું બહુ વળ્યું નહિ. પરંતુ સત્પ્રયત્નોની વહેલી મોડી તો સિદ્ધિ હોય છેજ. ઇ. સ. ૧૪૮૬માં બાર્થોલોમિઓ ડાયેઝ[1] નામનો વહાણવટી હાલ કેપ ઓવ્ ગુડ હોપને નામે જે ભૂશિર ઓળખાય છે તેને વટાવી ગયો. પોતાને અનેક તોફાનો સહન કરવાં પડયાં હતાં એથી તેણે તે ભૂશિરને 'તોફાની ભૂશિર; એવું નામ આપ્યું, પરંતુ હિંદુસ્તાન તરફનો રસ્તો શોધી કાઢવાની આશાએ એ ગયો હતો તેથી તેને હાલનું નામ મળ્યું. બાર વર્ષ પછી બીજા વહાણવટી વાસ્કો.-ડી.-ગામાએ એજ ભૂશિરની પ્રદક્ષિણા કરી હિંદુસ્તાન પહોંચવાનો માર્ગ શોધી કાઢયો અને પોતે કાલિકટ બંદરે જઇ પહોંચ્યો. આથી પોર્ટુગાલનો વેપાર વધ્યો અને તેને લાભ થયો. ત્યાર પછી લગભગ એક સૈકા સુધી લિસ્બન બંદરેથી દર વર્ષ સંખ્યાબંધ વહાણો હિંદુસ્તાન જવા ઉપડતાં અને ત્યાંથી ખૂબ નાણું અને માલ લઇ આવતાં. એ જમાનામાં લિસ્બન યુરોપનું મુખ્ય બંદર અને વેપારનું મથક બની રહ્યું.

પરંતુ આ રસ્તો લાંબો અને ભયભરેલો હતો; રસ્તામાં વહાણોને અનેક તોફાનો નડતાં. ભૂગોળવિદ્યાના જ્ઞાનથી કેટલાકે ગણતરી કરી કે પૃથ્વી ગોળ હોય તો આટલાંટિક મહાસાગર ઓળંગીને જવાથી હિંદુસ્તાન વહેલું પહોંચી શકાય. વચમાં અમેરિકા ખંડ હશે એવો તો કોઇને ખ્યાલ પણ ક્યાંથી હોય ? તે જમાનામાં લોકો માનતા કે હાલ જ્યાં ઉત્તર અમેરિકા છે ત્યાં સુધી એશિઆ ખંડ આવેલો છે

---

૧ આફ્રિકામાં નાતાલ કરીને પ્રાંત છે તે આ ખલાસીએ શોધ્યો છે, ઇસુ ખ્રિસ્તની જન્મતિથિને દિવસે તેની શોધ થવાથી તેનું નામ નાતાલ ( Natal=birth ) પાડવામાં આવ્યું છે.

અને હિંદુસ્તાન છેક ઉત્તર પાસિફિક મહાસાગર સુધી લંબાએલો છે. પ્રસિદ્ધ નાવિક કોલંબસે આટલાંટિક મહાસાગરને રસ્તે હિંદુસ્તાન જવાનો વિચાર કર્યો ( ઇ. સ. ૧૪૯૨ ). તેણે પોતાના આ સાહસ માટે અનેક દેશના રાજાઓ પાસે મદદ માગી. અન્તે તે સ્પેનનાં રાજારાણીની મદદથી ત્રણ નાનાં વહાણો, ૧૨૦ ખલાસીઓ અને એક વર્ષ ચાલે તેટલો ખોરાક લઇને ઉપડયો. તેનુ સાહસ અદ્ભુત હતું. પૂર્વે કોઇએ આટલાંટિકને માર્ગે મુસાફરી કરી ન હતી, અને લોકોમાં તરેહવાર વાતો ચાલતી કે આટલાંટિક મહાસાગરમાં જે વહાણો જાય છે તે પાછાં આવતાં નથી અને તેમનું શું થાય છે તે કોઇ જાણતું નથી; પરંતુ કશાને ન ગણકારતાં એ વીર પુરુષ અજાણ્યા સાગરની સફરે ચાલ્યો. તમે જાણતા હશો કે આટલાંટિક મહાસાગરમાં પવન મુખ્યત્વે કરીને નૈઋર્ત્ય કોણનો વાય છે. આ પવનથી ધકેલાઇને કોલંબસનાં વહાણો પશ્ચિમ દિશામાં આગળને આગળ જવા લાગ્યાં. કોલંબસ અને તેની બહાદુર ટોળીએ પહેલાં તો માન્યું કે આ પવન આપણને હિંદુસ્તાન પહોંચાડશે. પરંતુ પછીથી તો તેમને લાગ્યું કે વહાણો તો આમ ખેંચાયાં જશે અને આપણે ભૂખે મરવાનો વારો આવશે. ખલાસીઓએ બળવો કર્યો, કોલંબસે તેમને સમજાવી શાંત પાડયા; છેવટે અનેક સંકટો સહન કરતા પાંચ અઠવાડીઆં પછી કેટલાક ટાપુઓ પાસે તેઓ જઇ પહોંચ્યા. હિંદુસ્તાનની પાસે જઇ પહોંચ્યા જાણીને કોલંબસે તે ટાપુઓને વેસ્ટ ઇન્ડીઝ એવું નામ આપ્યું. આ નવા ટાપુઓની શોધના સમાચાર સાંભળી યુરોપના લોકોમાં ખળભળાટ મચી રહ્યો અને બીજા અનેક કાફલાઓ સફર કરવા તૈયાર થઇ ગયા.

આ નવા કાફલાઓમાં એક ઇંગ્લેન્ડનો કાફલો પણ હતો. ઇ. સ. ૧૪૯૭માં જ્હૉન કેબટ નામનો એક ઇંગ્લેન્ડમાં વસતો ઇટાલિયન વેપારી પાંચ વહાણો લઇને નવા દેશોની શોધમાં નીકળી પડયો. તેનો વિચાર વાયવ્ય ખુણે માર્ગે હિંદુસ્તાનમાં આવવાનો હતો. એ રસ્તે આવતાં લાબ્રાડોર અને ન્યૂ ફાઉન્ડ લૅન્ડના વેરાન અને ભેજવાળા

ટાપુઓ તેણે શોધી કાઢ્યા. હિંદુસ્તાન જેવા ફળદ્રુપ અને સમૃદ્ધિવાળા દેશને બદલે આવા ટાપુઓ મળવાથી અંગ્રેજો હતાશ થઇ ગયા અને ત્યાં વસવાનો વિચાર માંડી વાળી પાછા આવ્યા. ઇંગ્લેન્ડ હજુ નબળી અને ગરીબ દશામાં હતું, એટલે ત્યાર પછીનાં આશરે પચાસ વર્ષ સુધી આ શોધોમાં તે કશો ભાગ લઇ શક્યું નહિ. નવા દેશોની શોધ કરીને તેમાં વસવાટ કરનારા મુખ્યત્વે કરીને સ્પેન અને પોર્ટુગાલના લોકો હતા.

સર્વથી મોટી સફર તો મેગેલન નામના પોર્ટુગીઝ નાવિકે ત્યાર પછી વીસ વર્ષ બાદ કરી. એ સાહસિક પુરુષ આટલાંટિક ઓળંગી બ્રાઝિલ ગયો અને ત્યાંથી કિનારે કિનારે દક્ષિણ તરફ જતાં એક સામુદ્રધુનીની પાસે આવ્યો અને તેને પોતાનું નામ આપ્યું. મેગેલનની સામુદ્રધુનીમાંથી પાસિફિક મહાસાગરમાં થઇ લગભગ એશિઆના કિનારા પાસે પહોંચી ત્યાંથી હિંદી મહાસાગર ઓળંગી કેપ ઑવ્ ગુડ હોપની પ્રદક્ષિણા કરી તેનો કાફલો પાછો સ્વદેશ ગયો. રસ્તામાં મેગેલન મરણ પામ્યો, પરંતુ આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરનારી એ પહેલીજ સફર હતી, ( ઇ. સ. ૧૫૧૯ થી ૧૫૨૨ ).

અત્યાર સુધી થએલી શોધમાં સ્પેન અને પોર્ટુગાલના લોકોનો અગ્રભાગ હતો. એથી તેઓ માનતા કે એ નવા શોધેલા દેશો ઉપર એમનો એકલાનોજ હક છે. અંદર અંદર નવો મુલક વહેંચી લેવાનો પણ એ લોકોએ ઠરાવ કરી દીધો હતો. આથી જ્યારે અંગ્રેજ વલંદા અને ફ્રેન્ચ જેવી બીજી પ્રજાઓ આ દેશમાં વેપાર કરવા આવી ત્યારે સ્પેન અને પોર્ટુગાલના લોકોને એ વાત ગમી નહિ. આથી જુદા જુદા દેશના ખલાસીઓને અંદર અંદર તકરાર અને લડાઇ થતી.

યુરોપને આ નવી દુનિયાની શોધથી બહુ લાભ થયો. મધ્ય યુગમાં ભૂમધ્ય સમુદ્ર અગત્યનો ગણાતો અને તેના કિનારા પર

આવેલા દેશોનું મહત્ત્વ ઘણું અંકાતું; હવે અમેરિકા[1] ખંડની શોધ થવાથી આટલાંટિક મહાસાગરની અગત્ય વધી પડી; અને આટલાંટિક મહાસાગરના કિનારા પર આવેલા ઇંગ્લેન્ડને આથી લાભ થયો.

હવે આપણે જોઇએ કે ઇંગ્લેન્ડે આ લાભ લેવાને માટે શું કર્યું.

ઇંગ્લેન્ડની પ્રાકૃતિક રચના તેને દરિયાઇ વેપાર માટે બહુ અનુકૂળ બનાવે છે. એડવર્ડ અને મેરીના ધાર્મિક જુલમના કારમા કાળ જતા રહ્યા પછી દેશમાં જે શાંતિ સ્થપાઇ તે દરમિઆન અંગ્રેજો દરિયા પર કાબુ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા. તે સમયે સ્પેન બળવાન હતું એટલે તેનો રાજા ફિલિપ અંગ્રેજોને નવી દુનિયા જોડે વેપાર કરવા દેતો ન હતો.

ઇંગ્લેન્ડના પશ્ચિમ કિનારા પર આવેલા કૉર્નવૉલ અને ડેવનના સાહસિક ખલાસીઓ સુધારક પંથના હતા અને સ્પેનના લોકો તો રહ્યા કેથોલિક, એટલે તેમને હંમેશ તકરાર થતી. સ્પેનના લોકો અંગ્રેજોને પકડી પાડી તેમને નાસ્તિક ગણી સજા કરતા, અથવા તો ઇન્ક્વીઝીશનને હવાલે કરી દેતા અને ત્યાં તેમના પર અનેક પ્રકારના જુલમ થતા. પરંતુ આવી તકરારો વારંવાર થવાથી અંગ્રેજ ખલાસીઓ ધીમે ધીમે બહાદુર બનતા ગયા, અને સ્પેનની પરવા રાખ્યા વિના તેમનાં વહાણો અને માલ લૂટી લેવા લાગ્યા. વળી ઘણી વખતે તો યુદ્ધમાં પણ સ્પેનિઅર્ડો હારવા લાગ્યા. આ પ્રમાણે વહાણ ચલાવવાની, અને દરિયાઇ લડાઇ લડવાની તાલીમ મળવાથી અંગ્રેજો સ્પેનના અજય્ય નૌકાસૈન્યને હરાવી શકયા એ આપણે આગળ જોઇ ગયા છીએ. આ બધા વહાણવટીઓમાં હૉકિન્સ, ફ્રોબીશર અને ડ્રેકનાં નામ સુપ્રસિદ્ધ છે એટલે તે દરેક વિષે કંઇ થોડું આપણે જોઇએ.

૧ કોલંબસે શોધ કરી ત્યારે તે ખંડને અમેરિકા નામ નહોતું આપ્યું. કોલંબસ પછી અમેરિગો વેસ્પુસી નામનો નાવિક એ ખંડમાં ગયો. તેણે પોતાના નામ પરથી તે દેશનું અમેરિકા નામ પાડયું. દક્ષિણ અમેરિકાની શોધ ઇ. સ. ૧૫૦૦ માં કેબ્રલ નામના પોર્ટુગીઝ વહાણવટીએ કરી.

જ્હૉન હૉકિન્સે ઇ. સ. ૧૫૬૨ થી ૧૫૬૮ સુધીમાં અમેરિકાની ત્રણ સફરો કરી. તે આફ્રિકાથી હબસીઓને ઉપાડી જઇ, સ્પેનિશ લોકોને તેમનાં શેરડી અને તમાકુનાં ખેતરોમાં કામ કરવા ગુલામ તરીકે વેચી દેતો. છેલ્લી સફરમાં સ્પેનિશ લોકોએ તેના પ્રત્યે બહારથી મિત્રભાવ બતાવી તેને છેતર્યો. એક દિવસે હૉકિન્સની અસાવધાનતાનો લાભ લઇ તેઓએ તેનાં વહાણો પર હલ્લો કરી તેનાં ઘણાં માણસોને મારી નાખ્યાં. આ વખતે ફ્રાન્સિસ ડ્રેક નામનો હૉકિન્સનો સગો ત્યાં હતો, તેણે તેજ સ્થળે મનમાં નિશ્ચય કર્યો કે મારે આ સ્પેનના લોકો જોડે યુદ્ધ કરવામાંજ જીવન ગાળવું.

ત્રણ નાનાં વહાણો લઇને ડ્રેક ઇ. સ. ૧૫૭૨માં સફરે નીકળ્યો. પનામાની સંયોગીભૂમિ ઉપર આવેલા નોંબ્ર-ડી-ડાયોઝ નામના સ્પેનના એક નગર પર તેણે હુમલો કર્યો, અને ત્યાંથી પુષ્કળ સોનું, રૂપું અને દ્રવ્ય મેળવ્યું. પછી તેણે જમીનમાર્ગે મુસાફરી શરૂ કરી. રસ્તામાં રેડ ઇન્ડિયનો તેને ઉંચી ટેકરી ઉપર લઇ ગયા. ત્યાં એક ઝાડના શિખર પર ચઢીને તેણે "સુવર્ણાબ્ધિ" પાસિફિક મહાસાગર પહેલીજ :વાર જોયો. તેણે તત્કાળ પ્રતિજ્ઞા લીધી કે મારૂં વહાણ એક દિવસ એ સાગરનાં પાણી ચીરશે. ઇંગ્લેન્ડમાં ચાર વર્ષ રહી ડ્રેક પાછો સફર કરવા નીકળ્યો; પાંચ વહાણ અને સો ખલાસીઓ સાથે પોતાની સર્વથી મોટી સફર ઉપર તે પ્લીમથ બંદરેથી રવાના થઇ આટલાંટિક મહાસાગર ઓળંગી ગયો. દક્ષિણ અમેરિકા થઇ મેગેલનની સામુદ્રધુનીમાં થઇને પાસિફિક મહાસાગરમાં તે દાખલ થયો. આ દરિયામાં અંગ્રેજોનાં વહાણ આવેજ ક્યાંથી એમ ધારી સ્પેનિઆર્ડો તો ગફલતમાં રહેલા એટલે તેણે તેમનાં કેટલાંક વહાણો લૂટ્યાં, દ્રવ્ય હાથ કર્યું અને શહેરો જીતી લીધાં.

આવી રીતે શત્રુઓ ઉભા કર્યા પછી તેનાથી તે રસ્તે પાછા તો જવાય તેમ ન હતું, એટલે હાલ કેલિફોર્નિઆ નામથી ઓળખાતા પ્રદેશ ભણી તે ચાલ્યો. ત્યાંથી પશ્ચિમ દિશામાં ચાલતાં મોલુક્કાસ

જઇ પહોંચ્યો, અને ત્યાંથી કેપ ઑવ્ ગુડ હોપની પ્રદક્ષિણા કરી સ્વદેશ સિધાવ્યો. આ ત્રણ વર્ષ ( ઇ. સ. ૧૫૭૭-૮૦ )ની પ્રદક્ષિણા કરીને તે ઘેર આવ્યો ત્યારે પુષ્કળ સોનું, રૂપું, ઝવેરાત વિગેરે પોતાની જોડે લેતો આવ્યો હતો. સ્પેનિઆર્ડોની ફરિયાદ ઉપરથી ફિલિપે રાણીને ભલામણ કરી કે ડ્રેકને સખત શિક્ષા થવી ઘટે છે. પરંતુ રાણી આ સાહસિક નરને શા માટે દંડે ? તેણે તો ઉલટું તેને ઘણું માન આપ્યું; તે તો 'ધ ગોલ્ડન હાઇન્ડ' નામનું ડ્રેકનું વહાણ જોવા ગઇ, અને ત્યાંને ત્યાં તેને ' સર ' નો ઇલકાબ આપવામાં આવ્યો.

માર્ટિન ફ્રોબીશર નામના નાવિકે ઉત્તર અમેરિકાના ઉત્તર કિનારેથી હિંદુસ્તાન જવાનો માર્ગ શોધવાનો પ્રયત્ન કર્યો હતો. આ વાયવ્ય માર્ગની શોધ કરવા માટે તેણે ત્રણ વખત મુસાફરી કરી પરંતુ વ્યર્થ. ઓગણીસમા સૈકામાં પણ જ્યારે માર્ગ સૂઝી આવ્યો, ત્યારે પણ તે ઉપયોગનો નથી, એમ જણાયું; કારણ કે એ માર્ગમાં વર્ષનો ઘણોખરો ભાગ સમુદ્રમાં બરફના ડુંગરો તરતા હોવાથી વહાણો સહીસલામત જઈ શકે તેમ ન હતું.

આ ઉપરાંત નોર્વેના ઉત્તર કિનારા ઉપર થઇને ઉત્તર મહાસાગરમાંથી હિંદુસ્તાન આવવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો હતો. બે નાવિકો એ રસ્તે ગયા હતા. તેમાં જોકે એકનું વહાણ ભાગ્યું અને ખલાસીઓ ઠંડીથી મરણ પામ્યા, તો પણ બીજો શ્વેતસમુદ્ર સુધી પહોંચ્યો, અને ત્યાંથી જમીનમાર્ગે રશિયામાં થઇને પાછો આવ્યો. આ માર્ગ પણ નકામોજ હતો; કેમકે વર્ષનો ઘણોખરો ભાગ ત્યાં પણ બરફ રહેતો. પરંતુ આ સર્વ સફરોથી અંગ્રેજોને વહાણવટાની તાલીમ મળી.

આ પ્રમાણે કેટલાક નવી શોધ કરવાની આતુરતાથી, કેટલાક સ્પેનનો માલ લૂટી લેવાની આશાએ, તો કેટલાક માણસો નવી ભૂમિ શોધી ત્યાં સંસ્થાન સ્થાપવાની ઇચ્છાથી પણ દરિયાઇ સફરે નીકળ્યા. હંફ્રી ગિલ્બર્ટ નામના માણસે ન્યૂફાઉન્ડલેન્ડમાં સંસ્થાન વસાવવાનો વિચાર

કર્યો, પરંતુ ત્યાંની જમીન એવી તો વેરાન અને હવા એવી તો ભેજ-વાળી તથા ઠંડી માલમ પડી કે એ સંસ્થાનવાસીઓને પાછા જતા રહેવું પડયું. પાછા વળતાં તેમને રસ્તામાં ભયંકર તોફાનો નડયાં, છતાં ગિલ્બર્ટ પોતાનાં માણુસોને ઉત્સાહિત રાખવાને પ્રયત્ન કરતો. ઘુઘવાટ કરતાં મોજાં અને તોફાની પવનમાંએ સંભળાય એવા અવાજે તેણે કહ્યું, "દોસ્તો! ધીરજ રાખો! સ્વર્ગ તો જમીનથી જેટલું નજીક છે એટલુંજ સમુદ્રથી પણ છે." ૧

વૉલ્ટર રેલી નામના એક બીજા માણસે પણ અમેરિકામાં સંસ્થાન સ્થાપી અવિવાહિત રહેલી ઇલિઝાબેથના સ્મરણાર્થે તેનું નામ વર્જીનિયા પાડયું. પરંતુ ઇન્ડિયનો વારંવાર તેના પર હલ્લા કરતા અને સંસ્થાનવાસીઓને મારી નાખતા, એટલે થોડા ઘણા જે બચ્યા તે થોડા સમય પછી ઇંગ્લેન્ડ પાછા ગયા, અને સંસ્થાન સ્થાપવાનો વિચાર બંધ પડયો. વૉલ્ટર રેલી અહીંથી તંબાકુ અને બટાટાના છોડ ઇંગ્લેન્ડમાં લાવ્યો. આ પ્રમાણે દરિયાપારના મુલકોમાં સંસ્થાનો સ્થાપવામાં નિષ્ફળતા મળી, પરંતુ એ વિચાર પ્રજાના હૃદયમાં કાયમનો વસી ગયો, અને ભવિષ્યમાં તેનો કેવો અમલ થયો એ આપણે આગળ વાંચીશું.

---

૧ Alas! The land wind failed,
And ice-cold grew the night;
And never more on sea or shore,
Should Sir Humphrey see the light.
He sat upon the deck;
The Book was in his hand;
"Do not fear! Heaven is as near,"
He said, "by water as by land."

Longfellow.

પુનરાવર્તનઃ—

૧ અંગ્રેજો અને સ્પેનિઅર્ડો વચ્ચે શત્રુતા થઇ; કેમકે અંગ્રેજો નવી દુનિયા જોડે વેપાર કરે એ સ્પેનના લોકોને ગમતું ન હતું. અંગ્રેજો સુધારકપંથના અને સ્પેનિઅર્ડો કેથોલિક પંથના હતા.

૨ સમુદ્રની સફરો અને સ્પેનની જોડેના ટંટાથી અંગ્રેજોને જે તાલીમ મળી તે સ્પેનના અજય્ય નૌકાસૈન્યને હરાવવામાં બહુ ઉપયોગી થઇ પડી.

૪ હૉકિન્સ અને ડ્રેકે સ્પેનના લોકો પર અમેરિકામાં હુમલા કર્યા. ડ્રેક પૃથ્વીની પ્રદક્ષિણ કરનાર પહેલો અંગ્રેજ હતો, (ઇ. સ. ૧૫૭૭-૮૦).

૪ ફ્રૉબીશરે હિંદુસ્તાન આવવાનો વાયવ્ય માર્ગ અને બીજા એક વહાણવટીએ ઇશાન માર્ગ શોધવાના પ્રયત્નો કર્યા.

૫ સર હંફ્રી ગિલ્બર્ટ અને વૉલ્ટર રૅલીએ સંસ્થાનો સ્થાપવાનો પ્રયત્ન કર્યો. પરંતુ સંસ્થાનવાસીઓને સખત શ્રમ કરવાની ટેવ નહિ, અને રેડ ઇન્ડિયનો જોડે લડવા જેટલી તેમની શકિત નહિ એટલે સંસ્થાનો સ્થાપી શકાયાં નહિ.



## પ્રકરણ ૮ મું.



## પ્રજાજીવનનો વિકાસ.



### ૧. પાર્લમેન્ટ.

ટયૂડર સમયનો ઇતિહાસ વાંચતાં તમે જોઇ શકયા હશો કે એ વંશના રાજાઓ સ્વતંત્ર મિજાજના અને આપખુદ્ત્યારી હતા. તેઓ મરજીમાં આવે તેમ વર્તતા; તેમને પૂછનાર રાજ્યમાં કોઇ રહ્યું ન હતું. તારાગૃહ જેવી અદાલત સ્થાપી હેનરી ૭માએ ઉમરાવો કે પોતાની સામે થનાર સર્વ કોઇને કચરી નાખ્યા. પાર્લમેન્ટની ગરજ ન પડે તેટલા માટે બીજા પણ જે ઉપાયો તેણે કામે

લગાડયા હતા તે વિષે તમે વાંચી ગયા છો. હેનરી ૮માએ મન-માન્યા કાયદાઓ કર્યાં અને લોકો પાસે તેનો સ્વીકાર કરાવ્યો; પાર્લમેન્ટ તેની મરજી પ્રમાણેજ ચાલતી. મેરીએ એડવર્ડના રાજ્યમાં થએલા કાયદાઓ ફેરવાવ્યા તો તે પણ પાર્લમેન્ટે ફેરવી આપ્યા. આ બધા ઉપરથી જણાશે કે પાર્લમેન્ટ છેક નિર્જીવ હતી. પ્લૅન્ટેજીનેટ સમયમાં તેણે પ્રાપ્ત કરેલી સત્તા ચાલી ગઇ હતી, અને હવે માત્ર હા, જી હા કરવાના દિવસો આવ્યા હતા. ઇલિઝાબેથ તો સભ્યોને ધમકાવતી અને વખતે તેમને કડવાં વચનો પણ સંભળાવી દેતી. ટયૂડરવંશી રાજાઓ ધારે તે કાયદા તેમની પાસે કરાવી તેમનું માત્ર બહારથી બંધન સ્વીકારતા. વળી તે સમયમાં સભાસદોની વરણીના હક આપવાનું કામ રાજાના હાથમાં હતું, એટલે રાજાઓ પોતાની લાગવગ વાપરી પોતાના પક્ષમાં રહે તેવા સભ્યો આવે તેની સંભાળ રાખતા. અમુક વખતે કામ માર્યું જશે એવો તેમને ભય લાગે ત્યારે નવા સભાસદો ચુંટવાનો હક આપી રાજાઓ બહુમતી મેળવતા. ઇલિઝાબેથે એક પ્રસંગે ૬૨ નવા સભાસદો આ પ્રમાણે કર્યાં હતા. આવી નિશ્ચેષ્ટતાનાં કારણો તમે જાણો છો. હેનરી ૭મો ગાદીએ આવ્યો ત્યારે દેશમાં અવ્યવસ્થા થઇ ગઇ હતી, એટલે મદોન્મત્ત અમીરોનાં ત્રાસદાયક યુધ્ધોમાંથી પ્રજાને બચાવી દેશમાં શાન્તિ સ્થાપે એવા કડક અમલની પ્રજાને જરૂર હતી. ઇંગ્લેન્ડ નબળું હતું, પરદેશી શત્રુઓ તેના પર ટાંપી રહ્યા હતા, અને દેશને રક્ષણની જરૂર હતી, એવે સમયે લોકોને પોતાના હકની પરવા ન હતી. છતાં એ ટયુડર રાજાઓ ચતુર અને સમય જાણનારા હતા. તેઓ કરે ધાર્યું, પરંતુ પાર્લમેન્ટ પાસે મંજુર કરાવે. હેનરી ૮માનું ધર્માધિપત્ય પાર્લમેન્ટે મંજુર રાખ્યું હતું. વળી ઉમરાવો તો તૂટી ગયા અને આમ વર્ગના હાથમાં નવી નવી સત્તા આવી એટલે તેમને હજુ તેનો બરાબર ઉપયોગ કરતાંએ ન આવડે એ સંભવિત હતું. બીજું ટયૂડર રાજકર્તાઓએ મધ્યમ વર્ગને ચડાવવાની મહેનત કરી હતી, એટલે

રાજા તરફ તેમનું વલણ રહે એ પણ સ્વાભાવિક હતું. આથી પાર્લમેન્ટ કોઇ કોઇ સમયે મળતી ત્યારે રાજાના લાભના કાયદા કરીને ઊઠતી. પરંતુ દેશમાં શાન્તિ સ્થપાઇ, સમૃદ્ધિ આવી અને સ્પેન જેવા જબરા શત્રુનો ભય દૂર થયો ત્યારે એટલે ઈલિઝાબેથના છેલ્લા વર્ષોમાં લોકોનું ધ્યાન પોતાના હકો ઉપર ગયું. હવે તેઓએ પોતાનું પાણી બતાવવા માંડયું. રાણી અને પાર્લમેન્ટ વચ્ચે કોઇ કોઇ પ્રસંગે ચકમક ઝરવા લાગી. દેશમાં અશાન્તિ ન થાય અને ધર્મની રક્ષા થાય માટે પાર્લમેન્ટ વારંવાર રાણીને પોતાનો વારસ નીમવાની દરખાસ્ત કરતી. રાણીએ એ વાત કરવાની મના કરી એટલે એક સભ્ય દરખાસ્ત લાગ્યો કે આ સભાના સભ્યોને વિચાર અને વાણીની સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઇએ. ધાર્મિક કાયદા વિરૂદ્ધ એક સભ્ય બોલ્યો હશે, તેને રાણીએ પાર્લમેન્ટમાં બેસવાની ના કહી એટલે બીજા સભ્યો કોપ્યા. રાણીએ સમયને ઓળખી જઈ હુકમ પાછો ખેંચી લીધો. એજ પ્રમાણે ઇજારા આપવાની બાબતમાં પણ સભ્યોએ એવી હઠ લીધી કે છેવટે રાણીને નમતું આપવું પડયું અને ઇજારા બંધ કરવાની ફરજ પડી. નવી પાર્લમેન્ટના સ્વતંત્ર, શૂરા અને કેટલાક પ્યૂરિટન સભાસદો સત્યના આગ્રહી હતા; તેઓ કોઇના નમાવ્યા નમે નહિ તેવા હતા.

ટ્યૂડર રાજકર્તાઓની ખુબી એ હતી કે તેઓ આપમુખત્યાર હોવા છતાં જુલમગાર ન હતા. દેશનું અને પ્રજાનું હિત કરવા પ્રત્યેજ તેમનું લક્ષ રહેતું. તેઓ લોકમતને પોતાના પક્ષમાં લઇને કામ કરતા એટલે લોકપ્રિય રહેતા. તેમના પછી આવનારા સ્ટુઅર્ટ રાજાઓમાં આવો એકે ગુણ ન હતો, એટલે ટ્યૂડર રાજાઓને પ્રજાએ રાજીખુશીથી સોંપેલી સ્વતંત્ર સત્તાનો દાવો કરવા જતાં તેમની અને પાર્લમેન્ટની વચ્ચે તકરાર પેઠી.

## ૨. ઉદ્યોગ અને વાણિજ્ય

તમે વાંચી ગયા છો કે અસલના કાળમાં ગામડાના ખેડુતો જમીન ખેડીને ગુજારો ચલાવતા. ત્યાર પછી ખેતી કરવાને બદલે ઘેટાં ઉછેરવાનું કામ વધતાં આ ખેડુતોને કેવું દુઃખ પડયું એ પણ તમે જોઇ ગયા છો. કાચું ઊન ફ્લાન્ડર્સ મોકલવામાં આવતું અને ત્યાંથી તેનું કાપડ બનીને આવતું. જમીનદારોને વધારે ઊન વેચી વધારે પૈસા મેળવવાનો લોભ થયો, એટલે પોતાનાં ખેતરોમાં ઘેટાં ઉછેરવા ઉપરાંત ગામની ગૌચર જમીન પણ તેઓએ પોતાની કરી લીધી અને ત્યાં પણ પોતાનાં ઘેટાં ઉછેરવા લાગ્યા. બિચારા ખેડુતોનાં ઢોર ચારો ચરવા કયાં જાય ? મૂળ ખેતરો ઓછાં થવાથી લોકોને રોજી મળતી ઓછી થઇ ગઇ હતી, તેમાં જમીનદારોના આ જુલમથી નવું દુઃખ ઉમેરાયું. નાનાં ગામડાંઓ ઉજ્જડ થવા લાગ્યાં, અને કામ મળવાની આશાએ લોકો મોટાં ગામોમાં જવા લાગ્યા. તેઓ ઊન વણતાં શીખ્યા. કાચું ઊન લાવીને સ્ત્રીઓ રેંટીઓ કાંતે, તાર તૈયાર કરે, અને પુરુષો બહાર સાળ ગોઠવીને તેનાં કપડાં વણે એમ ચાલવા માંડયું. આ કપડું વેપારીને ત્યાં વેચાય; અને વેપારી ઘોડા ઉપર લાદીને કે હોડીમાં ભરીને બીજે ગામ મોકલી આપે. તે સમયે આજના જેવાં વણાટનાં કારખાનાં ન હતાં. ઘરમાંજ રહીને સ્ત્રીઓ કાંતતી, કેટલાક પૈસાદાર વણકરો રોજી આપીને કામદારો રાખતા અને તેમની પાસે કામ કરાવતા.

જયારે હેનરી ૮માએ મઠોની જાગીરો જપ્ત કરી મઠ બંધ કર્યા, ત્યારે લોકો પર નવી આફત આવી પડી. મઠની જમીન તો હેનરીએ અમીરોને આપી દીધી અને અમીરોએ ખેતી કરાવવાનું છોડી દઇ ઘેટાં ઉછેરવા માંડયાં, એટલે ઘણા માણસો કામધંધા વિનાના થઇ પડયા, મઠના સાધુઓ ગરીબોને મદદ કરતા તે પણ બંધ થયું, એક તો લોકોનો ઉદ્યોગ પડી ભાગ્યો અને બીજું તેમ-

નામાં અસંતોષ ઉત્પન્ન થયો. આ ઉપરાંત એડવર્ડ છઠ્ઠાના સમયમાં કારીગરોનાં જે મહાજનો[1] હતાં તેનાં નાણાં લૂટી લેવામાં આવ્યાં, એટલે ખેડુતો ઉપરાંત વેપારીઓ, કારીગરો અને ઉમેદવારોમાં ખળભળાટ મચી રહ્યો. દેશમાં કામ વિનાના રખડેલ અને ભિખારીઓ વધી પડયા,[2] અને ચોરી તથા લૂટફાટ ચાલવા લાગ્યાં. આ બધું દાબી દેવા માટે કાયદા તો ઘણાએ થયા, પણ માને કોણ ? છેક ઇલિઝાબેથ રાણીના સમયમાં ગરીબીનો કાયદો થયો, તેમાં ઠરાવવામાં આવ્યું કે દરેક સશક્ત માણસે કામ કરવુંજ જોઇએ. તેઓ જો કામ ન કરે તો તેને મદદ આપવીજ નહિ, અને જે અશક્ત હોય તેમને મદદ આપવા માટે લોકો ઉપર નવો કર નાખવામાં આવ્યો. આથી જે કામ કરતા ન હતા તેમને કામ કરવાની ફરજ પડી અને જે કામ કરી શકે તેવા ન હતા તેમને મદદ મળી.

ધર્મના ત્રાસથી ફ્લાન્ડર્સથી કેટલાક વણકરો ઇંગ્લેન્ડ નાસી આવ્યા હતા. તેઓએ દેશમાં આવી ઊનના વણાટનો ઉદ્યોગ વધાર્યો હેનરીએ ૭માએ ફ્લાન્ડર્સ જોડે સંધિ કરી ઇંગ્લેન્ડને ઔદ્યોગિક લાભ કરી આપ્યા હતા. ખાણમાંથી કોલસા ખોદી જુદાં જુદાં પરગણાંમાં મોકલવામાં આવતા.

પરદેશી મુસાફરોની દરિયાઇ શોધથી ઇંગ્લેન્ડમાં પણ વહાણો બનાવવાનો ઉદ્યોગ ચાલ્યો હતો, અને તેમાં ટયૂડર રાજકર્તાઓએ ઉત્તેજન આપ્યું. ડ્રેક, હૉકિન્સ વગેરે સફર કરી આવ્યા, અને હૉકિન્સે ગુલામો વેચવાના ધંધાનો પાયો નાખ્યો. ઇલિઝાબેથના રાજ્ય દરમિઆન ઇસ્ટ ઇન્ડિયા કંપની હિંદુસ્તાનમાં જોડે વેપાર

---

૧ આ મહાજન શું કામ કરતાં તે જાણવા માટે જુઓ ખંડ ૧ લો.

૨ "Hark, Hark, the dogs do bark, the beggars are coming to town" એ લોકગીતમાં તે સમયે ભિખારીઓથી ઉત્પન્ન થતો ત્રાસ વર્ણવવામાં આવ્યો છે.

કરવા માટે સ્થપાઈ. બટાટા, ગાજર, તંબાકુ, વગેરેનાં વાવેતર થવા લાગ્યાં અને ખેતીવાડીની પદ્ધતિમાં સુધારો થયો.

### ૩ સમાજ.

ગુલાબના વિગ્રહમાં અનેક અમીર કુટુંબોનો નાશ થઇ ગયો. ક્ષત્રીવટનો જમાનો ગયો અને વૈશ્યોનો આવ્યો. દેશમાં વધતાં જતાં વ્યાપાર અને સમૃદ્ધિથી આ લોકો જોરાવર થયા. અસલના ગરાસીઆ આ વૈશ્યો જોડે ભળી જતાં તેનો મધ્યમ વર્ગ થયો. ટયૂડર કાળમાં આ લોકોનું પ્રાબલ્ય જણાશે. પાર્લમેન્ટમાં દેશના હકનું રક્ષણ કરવાનું કામ તેમના ઉપર આવી પડયું, અને તે તેમણે થોડાં વર્ષોના અનુભવ પછી સારી રીતે બજાવ્યું.

વર્ણવ્યવસ્થામાં આવો ફેરફાર થયો એટલે રહેણીકરણીમાં પણ ફેરફાર થવા લાગ્યા. જુની ઢબનાં ઘરોમાં નવી કલા અને નવું શિલ્પ દાખલ કરવામાં આવ્યાં. ધનિક લોકો ઇંટ અને લાકડાંનાં રોનકદાર મકાનો બંધાવવા લાગ્યા, અંદર નકસીકામ પણ પુષ્કળ થવા લાગ્યું. બારીઓમાં રેશમી પડદાઓ જડાવા માંડયા અને ચાંદી અને બીજી ધાતુનાં વાસણોનો છુટથી ઉપયોગ થવા લાગ્યો. પરાળની પથારી અને લાકડાંનાં ઓશીકાંને બદલે બપકાદાર છત્રપલંગ, સુંવાળાં ઓશીકાં અને રૂની નરમ તળાઇઓ વપરાવા લાગી. મકાનની આસપાસ સુંદર બાગ બનાવવામાં આવતો. ગરીબ લોકોનાં ઘરમાં લક્ષ્મીનો આટલો પ્રતાપ જણાતો નહિ, પરંતુ તેમાં હવે લાકડાં અને ચુનાનો ઉપયોગ થવા લાગ્યો. તેમની બારીઓમાં પણ કાચ જડાવા લાગ્યા.

રસ્તાઓ તો તેવાજ ગંદા અને સાંકડા રહ્યા. એક ગામથી બીજે ગામ જવાને માટે લોકો ઘોડાનો ઉપયોગ કરતા; રાજા અને દરબારીઓ સિવાય કોઇ ગાડી વાપરતું નહિ. ફેરીઆઓ એક ગામથી બીજે ગામ પોતાનો માલ વેચવા ફરતા અને તેઓ વેપારી ઉપરાંત વર્તમાનપત્રોનું કામ પણ કરતા; ગામગામની નવી ખબરો લોકો તેમની પાસેથી જાણવા પામતા.

હેનરી ૮મા અને ઇલિઝાબેથના સમયમાં લોકોમાં ફક્કડ કપડાં પહેરવાનો શોખ વધી ગયો. રાણી પોતે કપડાંની બાબતમાં ઉડાઉ હતી. એમ કહેવાય છે કે ઇલિઝાબેથ પાસે ત્રણ હજાર કપડાંની જોડ હતી. આ બધું જોઇ લોકો પણ કિંમતી અને ભાતભાતનાં વસ્ત્રો પહેરવા લાગ્યા. ખાવાપીવામાં પણ તેઓ મોજીલા બન્યા. તેઓ ઘણા તહેવારો પાળવા લાગ્યા, ઉજાણીઓ કરવા લાગ્યા અને ખૂબ દારૂ વાપરવા લાગ્યા. નાચરંગ, જલસા અને મ્હેફિલનો તો પાર ન રહ્યો.

લક્ષ્મીની છોળ ઇંગ્લેન્ડમાં ફરી વળતી હતી; સમૃદ્ધિની અસરથી લોકોના સામાજિક જીવનમાં ફેરફાર થતા હતા.

## ૪. સાહિત્ય.

પંદરમા સૈકામાં ઇંગ્લેન્ડમાં અશાંતિ હતી એટલે સાહિત્યનો પ્રવાહ મંદ પડી ગયો. તે સમયમાં કોઇ મોટા લેખકો થયા નથી. પરંતુ ટ્યૂડરસમય તો નવજીવનનો હતો. તે યુગમાં સાહિત્યની વસંત બેઠી; તે યુગમાં ઉત્પન્ન થએલાં સાહિત્યનો જોટો આજ પણ મળવો મુશ્કેલ ગણાય છે. નવાં પરાક્રમો, નવાં સાહસો, નવી સફરો, નવી નવી પ્રજાના સંસર્ગ અને પરિચયને લીધે અંગ્રેજોનું જીવન સમૃદ્ધ થયું, અને તેમની કલ્પના પ્રફુલ્લ થઇ. અંગ્રેજી ભાષામાં કેટલાક સુંદર ગદ્યગ્રંથો લખાવા લાગ્યા. ગ્રીક અને લેટિન ભાષામાંથી અનુકરણ થયાં અને બાઇબલનું ઘણું સરસ ભાષાંતર થયું રોજર એસ્કામ, સર ફિલિપ સિડની અને લીલી જેવા પ્રતિભાશાળી લેખકોએ તેજસ્વી અને સુંદર ગદ્ય લખાણનો પાયો નાખ્યો. હુકર નામના લેખકે પ્રૌઢ શૈલીમાં એક ધાર્મિક ચર્ચાત્મક ગ્રંથ લખ્યો. પ્રસિદ્ધ ફિલસુફ લૉર્ડ બેકને આધુનિક વિજ્ઞાનની શોધ કરવામાં કામ લાગે એવા અનુપમ શાસ્ત્રનો ગ્રંથ લખી પદાર્થવિદ્યાના પિતાનું માનભર્યું ઉપનામ મેળવ્યું છે, તેના નિબંધોમાં તેની મર્મભેદી અવલોકનશક્તિ, તીક્ષ્ણ બુદ્ધિ અને વિચારોને યોગ્ય ભાષામાં રજુ કરનારી તેજસ્વી શૈલી માલમ પડી આવે છે.

આ યુગ ખાસ કરી નાટકોને માટે પ્રસિદ્ધ છે. ડૉ. માર્લો નામના નાટ્યકારે ડૉ. ફૉસ્ટસ નામનું નાટક લખી નામના મેળવી; અને ૨૯ વર્ષની વયે તે અકાળ મૃત્યુ પામ્યો ન હોત તો કદાચ આજ સુપ્રસિદ્ધ, અનુપમ કવિ શેક્સ્પિઅરની હારોહાર તે આવત. શેક્સ્પિઅરનાં નાટકોની જગત્માં જોડ નથી. તેનાં અનેક નાટકોમાંથી થોડાંનાં નામ ગણાવતાં બીજાંને અન્યાય થઇ જાય એટલે તેમનાં નામ બીજે જોઇ લેવાં. મનુષ્યસ્વભાવના ખુણે ખુણામાં ફરી વળી તેણે કલ્પનાસૃષ્ટિનાં જે પાત્રો નિર્માણ કર્યાં છે, તે જાણે સજીવજ હોય અને આપણી વચ્ચે ફરતાં હોય એમ આજ પણ એ નાટકો વાંચતાં આપણને લાગે છે. બેન જોન્સન એ બીજો પ્રસિદ્ધ નાટ્યકાર છે. ઉતરતી પંક્તિના અસંખ્ય નાટ્યકારોનાં તો નામ ગણવામાં આવ્યાં નથી.

આ ઉપરાંત નાનામાં નાનાં ગીતથી માંડીને મોટાં રૂપકો સુધી દરેક પ્રકારનાં કાવ્યો પણ આ યુગમાં લખાયાં છે. તે સર્વ કવિઓમાં 'ફેરી ક્વીન'ના લેખક એડમંડ સ્પેન્સરનું નામ પહેલું આવે છે. જુદી જુદી પરાક્રમની વાતો ઉપરાંત ઇલિઝાબેથ અને મેરી સ્ટુઅર્ટના કલહ આદિ કેટલાક તાજા પ્રસંગો પણ એ કાવ્યમાં વણી દેવામાં આવ્યા છે. રાણીએ પોતે એ કાવ્ય દરબારમાં સાંભળી તેને વખાણ્યું હતું.

આ ઉપરાંત પ્રવાસનાં વર્ણનો અને ઇતિહાસગ્રંથો પણ રચાયા છે. નવા ધર્મનો પ્રચાર કરવા માટે રચાએલાં વ્યાખ્યાનોના પણ ગ્રંથ પ્રગટ થયા. સ્પેનને હરાવ્યા પછી અંગ્રેજોમાં જે રાષ્ટ્રીય અભિમાન જાગ્યું હતું, તેથી તેમને તેમના પૂર્વજોનાં પરાક્રમો વાંચવાની હોંસ થઇ હતી. શેક્સપિઅર જેવા કવિએ પણ કેટલાંક ઐતિહાસિક નાટકો રચી આ ઉત્સાહને કેળવવામાં મદદ કરી હતી.[1] પંદરમા સૈકાના

૧ શેક્સ્પિઅરના ઇંગ્લેન્ડ માટેના ઉદ્‌ગારો તેનાં નાટકોમાં પ્રસંગે પ્રસંગે આવે છે.

અંતમાં છાપવાની કળાની શોધ થવાથી આ સર્વ ગ્રંથોનો લોકોમાં પ્રચાર પણ ઘણો થયો, એટલે લોકજીવન ઉપર સાહિત્યની સબળ અસર પડી.

આ મહાન યુગનું સાહિત્ય પણ મહાન્ હતું; નવયૌવનનો ઉછળતો ઉત્સાહ, પરાક્રમોની અભિલાષા, મહત્ત્વાકાંક્ષા, અને ભવિષ્યનાં સ્વપ્ન તેમાં હતાં.

## સિંહાવલોકન:

### ટયૂડર સમય: ઇ. સ. ૧૪૮૫-૧૬૦૩.

પ્રથમ ખંડમાં આપણે જોઇ ગયા કે રાજ્યમાં પડી ગએલા પક્ષો વચ્ચે યુદ્ધ થવાથી અને નવાં હથિયારોની શોધથી નબળી પડી ગએલી રાજસત્તા ફરી બળવાન્ બનવાનો રસ્તો ખુલ્લો થયો હતો. ગુલાબના વિગ્રહમાં અનેક અમીર કુટુંબો મરી પરવાર્યાં અને જે

This England never did, nor never shall
Lio at Tho foot of a Conqueror.

King John.

* * * *

This Earth of majesty, this seat of Mars,
This Eden demi-paradise.

* * * *

This precious stone set in the silver sea,
This blessed plot, this earth, this realm, this England.

Richard II

અચ્યાં તેમની પ્રતિષ્ઠા ઘટી ગઇ, એટલે રાજા પર તેમનું દબાણ ચાલે એવું ન રહ્યું. ધર્મગુરુઓની ધનસમૃદ્ધિ વધી હતી, એટલે તેમનાં જીવન વૈભવી, દુરાચારી, સ્વચ્છંદી અને શાસ્ત્રવિરૂદ્ધનાં થઇ જવાથી સમાજમાં તેમના પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઇ હતી. લોલાર્ડોએ તેમના ઉપર ખૂબ ટોક પાઠી તેમનાં ભોપાળાં બહાર પાડયાં હતાં, એટલે હવે તેમને ટકી રહેવા માટે પણ રાજાની કૃપાની જરૂર પડવા માંડી હતી, જેથી રાજસત્તા ઉપર તેમનું દબાણ પણ રહ્યું નહિ. અમીરોના નાશની સાથે મધ્યમ વર્ગના લોકો જોર ઉપર આવ્યા. પરંતુ રાજ્યવહીવટનો તેમનો અનુભવ નવો હતો, અંદર અંદરના કલેશો, અરાજકતા અને અવ્યવસ્થાથી તેઓ થાકેલા હતા, એટલે દેશમાં શાંતિ થાય અને વેપારની વૃદ્ધિ થાય એવી આશાએ તેઓ ટયૂડરોનો કડક અમલ સ્વીકારી તેમને તાબે થઇ જવા ખુશી હતા. આમ સ્વતંત્ર બનેલી રાજસત્તામાં દારૂગોળાની શોધ થવાથી નવું બળ મળ્યું. રાજા એકલાજ પાસે દારૂગોળો રહેતો, એટલે તોફાની અમીરોનાં મોટાં લશ્કરો કે કિલ્લેબંધીને એક ભડાકે ઉડાવી દેવામાં તેનામાં જોર આવ્યું; ફ્યુડલ પદ્ધતિનો વિનાશ થયો.

ઇંગ્લેન્ડની પરદેશમાં પ્રતિષ્ઠા ઘટી ગઇ હતી. છેલ્લા રાજાઓ નબળા નીવડયા હતા, એટલા માટે પણ દેશમાં પ્રતાપી રાજાની જરૂર હતી. વળી નવી દુનિયાની શોધ થવાથી વેપાર વધ્યો એટલે પરદેશ જોડે સંધ કરી શાંતિ સ્થાપે એવા રાજાની તે વખતે જરૂર હતી. ટયૂડર રાજાઓમાં આ સર્વ લાયકાત હતી. તેઓ સ્વતંત્ર મિજાજના, ધાર્યું કરનારા, અમીરો અને ધર્મગુરુઓને નમાવનારા, અને સામાન્ય પ્રજાની ઇચ્છા જાણી તેમને અનુકૂળ થનારા હતા. તેઓએ ઇંગ્લેન્ડની પ્રતિષ્ઠા વધારી અને દરિયા પર વર્ચસ્વ પ્રાપ્ત કરાવ્યું. યુરોપમાંના બીજા કેટલાક દેશોમાં ઉભાં થએલાં બળવાન રાજ્યો જોડે હરિફાઇમાં ટકી રહેવા સારૂ ટયૂડર રાજાઓએ પણ રાજસત્તા દૃઢ કરી, અને પરદેશી ઝઘડાઓથી અલગ રહેવાની રાજનીતિ સ્વીકારી.

આ સમયે યુરોપના પ્રજાજીવનમાં એક મહાન ફેરફાર થતો હતો. એ ફેરફારે પ્રજાનાં જીવન, વિચાર અને રહેણીકરણીમાં એવો ફેરફાર કરી નાખ્યો, કે જાણે નવોજ જન્મ થયો. આથી તે બનાવને પુનરુજ્જીવન ( Renaissance ) કહેવામાં આવે છે. ઇ. સ. ૧૪૫૩મા તુર્ક લોકોએ કોન્સ્ટન્ટીનોપલ હાથ કર્યું, અને ત્યાં વસેલા પંડિતો યુરોપના બીજા દેશોમાં ચાલ્યા ગયા. તેમણે ગ્રીક અને લૅટિન સાહિત્યનો પ્રચાર કર્યો. પરંતુ કાગળ બનાવવાની અને મુદ્રણકલાની શોધ ન થઈ હોત તો આ જ્ઞાન માત્ર મુઠ્ઠીભર પંડિતોમાંજ પડી રહેત, તેને બદલે આ શોધને પરિણામે સમાજના સર્વ વર્ગમાં જ્ઞાનનો પ્રસાર સોંઘી રીતે અને સત્વર થઇ ગયો.

જોડે જોડે કેટલીક ભોગોલિક પ્રવૃત્તિ વધતાં નવી નવી શોધો થવાથી લોકોના વિચારમાં મોટું પરિવર્તન થતું જતું હતું. પંદરમા સૈકામાં લોકોને પૃથ્વીના સર્વ દેશો વિશે પુરી ખબર ન હતી, અમેરિકા જેવો ખંડ હશે તેનો તો તેમને સ્વપ્નેએ ખ્યાલ ન હતો, આફ્રિકા કેવડો છે તે તેઓ જાણતા નહિ, અને એશિઆ વિષેની ચમત્કારિક વાતો કોઇ રડયોખડયો મુસાફર આવીને કહેતો તેટલુંજ જાણવામાં આવે. ધર્મયુદ્ધમાં ગએલા લોકો આ પૂર્વના દેશની સમૃદ્ધિ વિષે ખુબ વાતો કરતા. વેનિસ જેવાં શહેરો પૂર્વ અને પશ્ચિમનાં બજાર બની સમૃદ્ધિશાળી થઇ ગયાં હતાં. આ જોઇ બીજા દેશોને પણ એ વેપારમાં ભાગ પડાવવાની ઇચ્છા થઇ અને વાસ્કો–ડી–ગામા, કોલંબસ, કેબટ આદિ સાહસિક નાવિકોએ અનેક સફરો કરી હિંદુસ્તાન આવવાનો માર્ગ અને અમેરિકા ખંડ શોધ્યા. દુનિયા હતી તેના કરતાં દસ વર્ષમાં બેવડી થઇ ગઇ, અને સ્પેન અને પોર્ટુગાલની પ્રજાઓ આ નવા મુલક જોડે ધમધોકાર વેપાર કરવા લાગી.

બુદ્ધિની જાગૃતિ અને જ્ઞાનના વિસ્તાર સાથે ધર્મગુરુઓ અને તેમનાં વર્તન પ્રત્યે લોકોને અસંતોષ વધવા લાગ્યો. ધર્મખાતામાં સુધારો થવો જોઇએ અને પેઠેલો સડો દૂર કરવો જોઇએ એમ લોકોને લાગવા માંડયું અને તે માટે હીલચાલ થવા લાગી. આ હીલચાલને

ધર્મોદ્ધાર કહેવામાં આવે છે. પોપ અને પાદરીઓ સ્વચ્છંદી, વિલાસી જીવન ગાળતા, ભોળા લોકોને ઠગતા, અને બાઇબલમાં નહિ એવું કેટલુંક ધર્મને નામે ચલાવતા; ખરી શ્રદ્ધા કરતાં બાહ્ય ક્રિયાઓ પર વધુ ભાર મૂકવામાં આવતો. માર્ટિન લ્યુથર નામના પ્રસિદ્ધ સાધુએ પોપે મોકલેલાં 'ક્ષમાપત્રો' બાળીને પોતાનો વિરોધ પ્રકટ કર્યો અને ધર્મોદ્ધારની હીલચાલ જોરબંધ ચાલવા લાગી. તેણે મુક્તિ શ્રદ્ધાસાધ્ય છે એમ કહેવા માંડ્યું. સ્વિટ્ઝર્લૅન્ડમાં કેલ્વિને આદર્શ મંદિર સ્થાપ્યું; નોક્સ સ્કૉટલૅન્ડમાં ધર્મજાગૃતિ લાવ્યો. ઇંગ્લૅન્ડમાં આ ધર્મોદ્ધાર રાજકીય હેતુસર દાખલ થયો; હેનરી ૮ માએ પોતાની પત્નીના છુટાછેડા કરવાની સગવડ થાય એ માટે પોપની સત્તાની અવગણના કરી. એડવર્ડ અને મેરીના સમયમાં બંને પક્ષના ઉદ્દામ મતવાળાઓ ફાવ્યા અને ઇલિઝાબેથે રાષ્ટ્રીય ધર્મખાતાની સ્થાપના કરી ધાર્મિક ઝગડાનો હંમેશ માટે નિકાલ આણ્યો.

ટ્યૂડરોનો યુગ ઇંગ્લૅન્ડમાં મોટો હતો. એ યુગમાં દેશની મોટાઇ વધી. હેનરી ૮ માએ વેલ્સ ભેળવી દઇ પાર્લમેન્ટમાં તેના પ્રતિનિધિઓને બેસવાની રજા આપી, આયર્લૅન્ડને ઉપરાજ્ય બનાવી દીધું, અને ઇલિઝાબેથના મરણ પછી સ્કૉટલૅન્ડ ભળ્યું, એટલે ગ્રેટબ્રિટનનું સંયુક્ત રાજ્ય થયું. પ્રતાપી રાજકર્તાઓએ દેશમાંથી અવ્યવસ્થા અને અરાજકતાની જડ ઉખેડી શાંતિ સ્થાપી. અંગ્રેજી નૌકાસૈન્યની પ્રતિષ્ઠા સ્પેનની જીત પછી વધી અને દેશમાં વેપાર અને ઉદ્યોગ વધ્યાં. હવે પછીનાં પ્રકરણોમાં આપણે જોઇશું કે આ પ્રમાણે દેશમાં એકતા સ્થાપ્યા પછી ધીરે ધીરે ઇંગ્લૅન્ડે દરિયાપારના મુલકોમાં કેવી રીતે રાજ્યમેળવી સામ્રાજ્યવિસ્તાર કરવા માંડ્યો.

એ સંક્રાન્તિનો કાળ હતો. મધ્યયુગ ગયો, અને અર્વાચીન યુગ બેઠો. ધર્માલયોમાં સુધારા થયા, રાજ્યવહીવટમાં ફેરફાર થયા અને સમાજની નવીજ રચના થઇ તેજસ્વી રાષ્ટ્રીય સાહિત્ય ઉત્પન્ન થયું, અને દુનિયાભરમાં વેપાર ખેડાવા લાગ્યો. જીવનનાં દરેક અંગમાં નવજીવન પ્રસરી રહ્યું માટેજ ટ્યૂડરોનો યુગ તે નવયુગ.

# સ્ટુઅર્ટ વંશવૃક્ષ.

જેમ્સ ૧ લો. ( ઇ. સ. ૧૬૦૩-૧૬૨૫ )









# ખંડ ૩ જો: લોકશાસનનું મંડાણ.

## સ્ટુઅર્ટ વંશ.

### ઇ. સ. ૧૬૦૩–૧૭૧૪.

ગુલાબના વિગ્રહ જોડે મધ્યયુગનો અંત આવ્યો હતો; ખુનામરકી અને ખટપટથી ત્રાસેલી પ્રજાને હેનરી પાસેથી કડક અમલ જોઇતો હતો. દેશમાં શાન્તિ અને વ્યવસ્થા જળવાય તો તેઓને પોતાના હક સાચવવાની પણ પરવા ન હતી. હેનરી ૭ મા અને તેના વંશજોએ કડક અમલ ચલાવ્યો, અને જે જે લોકો તેમની સામે થયા તેમને તેઓએ છુંદી નાખ્યા. પરંતુ તેઓ ડાહ્યા અને ચતુર હતા; પ્રજાની રૂખ જોઇને તેઓ વર્તતા અને લોકોની લાગણીઓ છંછેડાય એમ ન કરવાની તેઓ સંભાળ રાખતા. પરિણામ એ થયું કે સોળમા શતકમાં ઇંગ્લેન્ડમાં એક નવી ભાવના જન્મ પામી. ટ્યૂડરો પહેલા દેશમાં ચાલેલી અવ્યવસ્થાથી લોકો એવા ત્રાસી ગયા હતા કે ટ્યૂડર રાજાઓ પ્રજાનાં વિચાર અને વાણીમાં એકતા આણે એમાં તેમને હરકત ન હતી. સમાજના ચાલુ અભિપ્રાય કરતાં બીજો અભિપ્રાય ધરાવવો કે ઉચ્ચારવો એ તો ટ્યૂડર રાજાઓના સમયમાં રાજદ્રોહ ગણાતો. રાજાની આણ બોલ્યા ચાલ્યા વિના માનવી જ જોઇએ; રાજાનું ધાર્યું જ થાય, તેમાં કોઇથી ઊંચી આંગળી થાય જ નહિ અને ધર્મ પણ રાજા કહે તે પાળવો જોઇએ. કેથોલિક પંથીઓને દેશના શત્રુઓ ગણવામાં આવતા, કેમકે તેઓ રાજાને બદલે પોપને પોતાનો ઉપરી માનતા. અને પ્યૂરિટન લોકો તરફ પ્રજા તિરસ્કાર દર્શાવતી, કેમકે તેઓ તો પોતાના અંતર્યામીને માન-

નારા હતા. દેશની ગંભીર સ્થિતિમાં ધાર્મિક કે રાજદ્વારી વિષયો પર જરા ચર્ચા કરવા જતાં બળવો થઇ જાય એમ હતું. તેથી સમગ્ર દેશને વિચાર અને વાણીમાં એકતા રાખવી પડતી. આથી આપણે સર્વ એક પ્રજા છીએ એવી રાષ્ટ્રભાવના જન્મ પામી; પ્રજામાં આત્મભાન આવ્યું.

વળી ધર્મસુધારણાએ આ ભાવનાને પોષણ આપ્યું. પોપની દખલગીરીથી મુક્ત થવું અને ધર્મની બાબતમાં સ્વતંત્ર રહેવું એવી અંગ્રેજોની ઇચ્છા થઇ. પરંતુ તેમાંએ એક વર્ગ એવો થયો કે જેણે ધર્મ સંબંધી ગંભીર વૃત્તિ ધારણ કરી, અને જે માનવા લાગ્યો કે આપણાં કામોને માટે આપણે ઇશ્વરને જવાબદાર છીએ, એટલા માટે ધર્મની બાબતમાં દરેક માણસને વિચાર કરવાની સ્વતંત્રતા મળવી જોઇએ; રાજા કરતાંએ મોટો ઇશ્વર છે, માટે જરૂર પડે તો રાજાની સામે થવામાંએ કંઇ ખોટું નથી. આ ભાવનાવાળા લોકો તે પ્યૂરિટન પંથીઓ હતા. તેમને કૅથોલિક પંથનાં આડંબરી કર્મકાંડ ગમતાં નહિ. ઇલિઝાબેથના સમયમાં તેઓના પર સખતાઇ ગુજારવામાં આવી હતી તે તમે જોઇ ગયા છો.

આ પ્રમાણે ટ્યૂડર વંશના અંતમાં દેશમાં બે ભાવનાઓ ધર્મોદ્ધારના સ્વાભાવિક ફળરૂપે જન્મ પામી. તેને કેળવવાને માટે દેશમાં દૂરંદર્શી અને ચતુર રાજાની જરૂર હતી. સ્ટુઅર્ટ રાજાઓમાં આવા પ્રસંગને માટે જરાએ યોગ્યતા ન હતી. તેઓ દેશકાળને ઓળખતા ન હતા, ધર્મની બાબતમાં ઉદાર ન હતા, લોકોની લાગણી સમજવાની પરવા કરનારા ન હતા. અમને તો રાજ્ય કરવાનો દૈવી હક છે એમ માની તેઓ આપ અખત્યાર અને બિનજવાબદાર અમલના હિમાયતી હતા. ટ્યૂડરોની પેઠે તેઓ ચાલવા ગયા, પરંતુ ટ્યૂડરોની ચતુરાઇ તેમનામાં ન હતી. વળી સમય બદલાઇ ગયો હતો એ વાત તો તેઓ વીસરી જ ગયા. પરિણામ એ થયું કે રાજા

પ્રજા વચ્ચે જબરો વિરોધ ઉત્પન્ન થયો. દેશમાં રાજકર્તા કોણ? રાજા કે પ્રજા? આ પ્રશ્ન ઉપસ્થિત થયો. ધાર્મિક અને રાજદ્વારી સ્વાતંત્ર્યનો બેવડો ઝગડો સ્ટુઅર્ટ વંશના અમલ દરમિઆન ચાલ્યો; તે ઝગડાનું પરિણામ શું થયું તે આપણે આ ખંડને અંતે જોઇશું.

---

## પ્રકરણ ૧ લું.

---

### જેમ્સ ૧ લો. (ઇ. સ. ૧૬૦૩–૧૬૨૫)

**ઈશ્વરી હક:**—રાણી ઇલિઝાબેથના મરણ પછી સ્કૉટ લોકોની નામચીન રાણી મેરીનો પુત્ર જેમ્સ ગાદીએ આવ્યો. સ્કૉટલેન્ડની ગાદી ઉપર તો તે બાલ્યાવસ્થાથી જ હતો એટલે ઇંગ્લેન્ડની ગાદીએ આવતાંજ ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડના સંયુક્ત રાજ્યના રાજાનું અભિમાનદર્શક પદ તેણે ધારણ કર્યું.

જેમ્સ વિદ્વાન્, બુદ્ધિશાળી અને રમુજી સ્વભાવનો હતો. પરંતુ તેના અહંભાવ, મમતા અને અનિશ્ચિત સ્વભાવથી તેના આ ગુણો ઢંકાઇ ગયા હતા. તેની ગામડીઆ રીતભાત ને બેડોળ શરીરને લીધે તે તરતજ પ્રજામાં હાસ્યપાત્ર થઇ પડયો, અને તેમાં પણ જ્યારે તેણે પોતાનામાં રાજ્ય ચલાવવાની અસાધારણ શક્તિ છે એમ કહેવા માંડયું ત્યારે તો લોકોના તિરસ્કારની સીમા ન રહી. કયાં ટયૂડરવંશના ભવ્ય, ગૌરવશાળી અને દમામદાર રાજકર્તાઓ, અને કયાં આ અનાડી ખુતરાજીખોર મિથ્યાભિમાની કદરૂપો રાજા? કદાચ તેનામાં ધૈર્ય હશે, પરંતુ સ્વભાવથીજ તે એવો બીકણ હતો કે ઉઘાડી તરવાર જોઇને તે થરથર ધ્રુજી જતો. પોતાના મૂર્ખ માનીતાઓથી દોરવાઇ જઇ તે નાણાં નો દુરુપયોગ કરવામાં પાછું વાળીને જોતો નહિ. તેની પોતાની ખાસ રાજનીતિ તો હતીજ નહિ એમ કહીએ તો ચાલે. જે સમયે દેશના

લોકો સચેત થઇ પોતાના હકો સંભાળવા મંડી ગયા હતા અને પાર્લમેન્ટ પાછી પોતાની સત્તા દૃઢ કરવા મથતી હતી તે સમયે દેશકાળના અજ્ઞાની જેમ્સને ટ્યૂડરોની પેઠે આપખુદ અમલ ચલાવવો હતો. તે અને તેના વંશજો એમ માનતા કે રાજ્ય કરવાનો હક ઇશ્વરે અમને આપ્યો છે એટલે અમને કોઇ પૂછનાર નથી. રાજાની મરજી પ્રમાણે પ્રજાએ અવાજ ઉઠાવ્યા વિના ચાલવુંજ જોઇએ, દેશના કાયદાથી પણ રાજા પર છે. ધારે તો તે કાયદો તોડી યા ફેરવી શકે. ટ્યૂડર રાજાઓ આ સૂત્ર પ્રમાણે અમલ કરી ગયા હતા એ ખરૂં અને એ પણ ખરૂં કે જેમ્સનો અમલ ટ્યૂડરોના કરતાં વધારે આપખુદ ન હતો; પરંતુ ટ્યૂડરો ચતુર હતા, દેશકાળને જાણનારા હતા, એટલે પ્રજાની રૂખ જોઇને વર્તતા, વખત આવે તો લઢી જતા. અમુક સુધારા માટે લોકોની તીવ્ર ઇચ્છા છે એમ જાણતાંજ તેઓ તે માગે તે પૂર્વે આપી દઇ લોકોનું મન રંજિત કરતા. સ્ટુઅર્ટવંશીઓમાં મોટી ખોડ એ હતી કે તેઓ લોકોની પરવા ન કરતા અને સત્તાના ગર્વમાં મદોન્મત્ત બની દેશકાળથી અણવાકેફ રહેતા. આ મૂર્ખતાનું પરિણામ જેમ્સના પુત્રને સોસવું પડયું.

**ધાર્મિક કલહ**—જેમ્સ ગાદીએ આવ્યો ત્યારે દેશમાં ત્રણ પક્ષ હતા: ઇલિઝાબેથે સ્થાપેલા રૂપના પ્રોટેસ્ટંટો—એપિસ્કોપલ, કૅથોલિક પંથીઓ, અને પ્યૂરિટન લોકો. ઇલિઝાબેથે જે રીતે ધાર્મિક ઝગડાનો અંત આણ્યો હતો, તેથી કૅથોલિક અને પ્યૂરિટન લોકોને સંતોષ થયો નહતો. આથી જેમ્સ ગાદી ઉપર આવ્યો ત્યારે ત્રણે પક્ષને મનમાં એમ રહ્યું કે રાજા અમારો પક્ષ કરશે. સ્કૉટલેન્ડમાં પ્યૂરિટન પંથને મળતા પ્રેસ્બિટિરિયન ધર્મના વાતાવરણમાં ઉછરેલો રાજા અમારી વહાર કરશે એમ પ્યૂરિટનો ધારતા. તેમણે રાજાને એક અરજી આપી ઉપાસનાવિધિ સાદી કરી નાંખવાની અરજ કરી. આ તકરારનું સમાધાન કરવા તેણે હેમ્પ્ટન કૉર્ટ મહેલમાં ધર્મગુરુઓની સભા બોલાવી, પરંતુ આ સભાનું કંઇ પરિણામ આવ્યું નહિ રાજાએ

તો એપિસ્કોપલ પંથ પ્રત્યે પોતાનું વલણ બતાવ્યું અને પ્યૂરિટનો નારાજ થયા. થોડા વખતમાં તો ૩૦૦ પ્યૂરિટન પાદરીઓને રજા આપવામાં આવી.

આ સભાનું એક શુભ ફળ થયું: ધર્મની તકરારોનું નિરાકરણ કરવા માટે બાઇબલની જરૂર પડી, એટલે તેનો અનુવાદ કરવામાં આવ્યો. અગાઉ ઘણા અનુવાદો થઇ ગયા હતા. પરંતુ આ અનુવાદ ઘણોજ શુદ્ધ અને સર્વ પક્ષે સ્વીકારેલો હતો. પ્યૂરિટન પાદરીઓ બાઇબલની કથાઓ ભક્તસમાજ પાસે વાંચતા અને ધર્મવૃત્તિવાળા લોકો હોંસે હોંસે તે સાંભળતા. આશરે ૨૦૦ વર્ષ સુધી બાઇબલનું ભાષાંતરજ લોકપ્રિય પુસ્તક રહ્યું; ખેડુતોના ઘરમાં પણ બીજું કંઇ નહિ તો પણ બાઇબલ તો હોયજ.

રાજાએ જેમ પ્યૂરિટનોને દુભવ્યા તેમ કેથોલિકોને. ચુસ્ત કેથોલિક રાણી મેરીનો પુત્ર તો ગાદીએ આવી કેથોલિકપંથીઓને સહાય કરેજને ! વળી ગાદી ઉપર આવનાં પહેલાં જેમ્સે તેમને કંઇક રાહત આપવાનું વચન પણ આપેલું. શરૂઆતમાં તો જેમ્સે કંઇ નરમાશ બતાવી પણ ખરી, પરંતુ પાછળથી પાર્લમેન્ટના દબાણથી સખતાઇ કરવી પડી એટલે કેથોલિકો ચીડાયા, અને તેમાંના કેટલાક ઉદ્દામ મતવાળાઓએ બંડ કરવાનો નિશ્ચય કર્યો.

**સુરંગથી ઉડાડી મૂકવાનું કાવતરૂં**—કેટલાક અસંતોષી કેથોલિકોએ એવો બેત રચ્યો કે પાર્લમેન્ટની નીચેના ભોંયરામાં દારૂ ભરી સળગાવી મૂકવો, અને રાજા અને પાર્લમેન્ટના સભ્યોનો એક સામટો ઘાણ કાઢવો. તેઓએ પાર્લમેન્ટની પાડોશમાં ઘર ભાડે રાખ્યું અને ત્યાંથી સુરંગ ખોદી પાર્લમેન્ટના મકાન નીચેના ભોંયરામાં દારૂ ભર્યો, અને ઉપર કોલસા અને લાકડાં ભર્યાં કે કોઇને ખબર પડી જાય નહિ. ઇ. સ. ૧૬૦૫ના નવેંબરની ૫મી તારીખે જ્યારે રાજા પાર્લમેન્ટ ખુલ્લી મૂકવા આવે ત્યારે દારૂ સળગાવી દેવો એવો તેઓનો સંકેત હતો. છેવટ

સુધી કોઇને કાવતરાની જાણ થઇ નહિ. આખરે ૧૦ દિવસ બાકી રહ્યા ત્યારે એક કાવતરાખોરે પોતાના મિત્રને પત્ર લખી ચેતવણી આપી કે તમે તે દિવસે હાજર ન રહેશો; કેમકે પાર્લમેન્ટ પર ગેબી આફત આવી પડવાની છે અને કોઇને કશી ખબર પડવાની નથી. તે માણસ પત્ર લઇને પ્રધાન પાસે દોડયો, પ્રધાન રાજા પાસે ગયો અને કહેવાય છે કે રાજાએ ખરી વાત તરત સમજી જઇ પાર્લમેન્ટની નીચેનાં ભોંયરાં તપાસવાનો હુકમ કર્યો. ગાઇ ફૉકસ નામે એક તરકટખોર પકડાયો, અને બીજા આગેવાનોની જોડે તેને ફાંસીએ લટકાવવામાં આવ્યો. દેશમાં કૅથોલિકપંથીઓ વિરૂદ્ધ લાગણી ફેલાઇ ગઇ. તેમની વિરૂદ્ધ સખત કાયદાઓ કરવામાં આવ્યા, અને કેટલાંક વર્ષો સુધી તેમના પર જુલમ ગુજારવામાં આવ્યો.

**જેમ્સ અને પાર્લમેન્ટ**--રાજાને રાજ્ય કરવાનો ઇશ્વરી હક છે એમ માનનારો જેમ્સ પાર્લમેન્ટથી સ્વતંત્ર રહેવા પ્રયત્ન કરે તેમાં શી નવાઇ ? તેના રાજ્યકાળમાં તેને અને પાર્લમેન્ટને કાયમનો વિરોધ રહ્યો. પહેલીજ પાર્લમેન્ટના નિમંત્રણપત્રમાં તેણે જણાવ્યું કે રાજાની કૃપાથી લોકોને રાજ્યવહીવટમાં ભાગ મળે છે, માટે તમારે સર્વેએ અમુક મતના પ્રતિનિધિઓ મોકલવા. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાયાં. પાર્લમેન્ટે પોતની સત્તા ટકાવી રાખવાનો નિશ્ચય કર્યો, અને રાજાને સાફ જણાવી દીધું કે ઇંગ્લેન્ડમાં રાજાઓ પાર્લમેન્ટની સંમતિ વિના રાજ્ય કરી શકતા નથી, અને કોઇએ બીજું કહ્યું હોય તો તમને ભરમાવ્યા છે. આવી તકરારની શરૂઆત થયા પછી પાર્લમેન્ટ રાજાને મોંમાગ્યાં નાણાં શી રીતે આપે ? રાજાએ તો કોઇને પૂછ્યા વિના આગળના દાખલા લઇને જકાત વધારવા માંડી. એડવર્ડ ૩જાના સમયમાં આવી રીતે જકાત ઉઘરાવવાનું કાર્ય ગેરવાજબી ઠરાવવામાં આવ્યું હતું, પરંતુ ખુશામતીઆ ન્યાયાધીશોએ રાજાના આ કાર્યને કાયદેસર જણાવ્યું. પાર્લમેન્ટે બીજી રીતે રાજા જોડે સમાધાન કરવાનો

પ્રયત્ન કર્યો, પરંતુ કશું વળ્યું નહિ. ઇ. સ. ૧૬૧૦ માં પાર્લમેન્ટ વિસર્જન થઇ. પરંતુ કડાક રાજા નાણાં વિના શું કરે? પાર્લમેન્ટની મંજુરી વિના નાંખેલી જકાત આપવા લોકો ખુશી ન હતા. રાજાને નાણાંભીડ પડી હતી એટલે ઇ. સ. ૧૬૧૪ માં બીજી પાર્લમેન્ટ બોલાવવામાં આવી, અને તેમાં કેટલાક હજુરીઆઓએ વિષ્ટિ કરવાનું માથે લીધું. પરંતુ પાર્લમેન્ટ તો પોતાના હકને માટે મમતે ચડી હતી, એટલે જકાતનો સંતોષકારક નિર્ણય ન થાય તો રાજાને નાણાં આપવાની તેણે ચોકખી ના પાડી. રાજા ચીડાયો અને પાર્લમેન્ટ એક પણ કાયદો પસાર કર્યાં વિના વિસર્જન થઇ. આથી તેને વાંઝણી પાર્લમેન્ટ કહેવામાં આવે છે.

હવે રાજાએ પાર્લમેન્ટ વિનાજ રાજ્ય ચલાવવાનો નિશ્ચય કર્યો તેણે જકાત વધારે નાખી, છતાં પૂરૂં થયું નહિ એટલે તેણે બીજા અનેક રસ્તાઓ કાઢવા માંડયા. રાજાના અમલદારો જઇને લોકો પાસે ઉછીનાં નાણાં માગવા લાગ્યા અને જે ન આપે તેના પર બળાત્કાર વાપરવા લાગ્યા. સ્ટાર ચેમ્બર કોર્ટનો ઉપયોગ પણ આવી ગેરવાજબી રીતે નાણાં ઉઘરાવવામાં થવા લાગ્યો. ખુશામતીઆ ન્યાયાધીશો રાજાની મરજી પ્રમાણે ન્યાય આપવા લાગ્યા, અને દેશમાં પોકાર ઉઠયો. ખિતાબોની તો તેણે હરાજી કરવા માંડી. જે મોં માગ્યાં નાણાં આપે તે ગમે તેવો હલકો હોય તોપણ તેને અમીર બનાવવામાં આવતો. ઇજારાઓ આપી તેણે મોટી રકમો લેવા માંડી. રાજા અને તેનો દરબાર દેશમાં પ્રવાસ કરતો હોય ત્યારે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાંના લોકોએ તેની ખાધાખોરાકી અને સર્વ સગવડ પૂરાં પાડવાં એવો હુકમ કરવામાં આવ્યો. પરંતુ આ સર્વથી વધારે નફટ રીતે પણ તેણે નાણાં એકઠાં કરવા માંડયાં. જે અમીરો બાળક વારસ મૂકી મરી ગયા હોય તેમની જાગીરના વાલી તરીકે તેણે ખાનદાન કન્યાઓનો છડે ચોક વિક્રય કરવા માંડયો. સામાન્ય પ્રજા અને અમીર વર્ગ સર્વ ધુંધવાઇ ગયા.

અધુરામાં પૂરૂં તેણે ન્યાયાધીશો પર આપખુદી કરવા માંડી. રાજાની મરજી પ્રમાણે ન્યાય થવો જોઇએ તેમ તેણે ન્યાયાધીશોને ધમકાવીને કહ્યું ત્યારે એકાદ ન્યાયાધીશે જવાબ આપ્યો કે આપના હુકમ પ્રમાણે નહિ પરંતુ કાયદા પ્રમાણે કામ થશે રાજા તો ક્રોધમાં આંધળો થઇ ગયો અને બોલનારને તરતજ રજા આપી, અને લૉર્ડ બેકનને મુખ્ય ન્યાયાધીશ બનાવ્યો ઇ. સ. ૧૬૧૪ માં બે માસ ચાલેલી વાંઝણી પાર્લમેન્ટ બાદ કરીએ તો દશ વર્ષ ( ૧૬૧૧-૨૧ ) સુધી દેશમાં પાર્લમેન્ટની સંમતિ વિના જુલમી અમલ ચાલ્યો.

**માનીતાઓઃ**—આ જુલમી અમલ દરમિઆન રાજા પોતાના નાલાયક અને સ્વચ્છંદી માનીતાઓની સલાહ પ્રમાણે દેશમાં રાજ્ય ચલાવતો હતો. સર્વથી પહેલો રૉબર્ટ કાર નામનો એક જુવાન સ્કૉટલેન્ડનો વતની હતો. તેનામાં કામની તો આવડતજ ન હતી, છતાં-એ રાજમાં તે ધણી થઇ પડયો. તે અને તેની સ્ત્રીએ ધંતર, મંતર અને ઝેર દેવાના પ્રયોગો કરવા માંડયા, તો પણ રાજાએ તેને દેહાંત દંડની સજામાંથી ઉગારી લીધો. પરંતુ હવેથી જ્યોર્જ વિલિયર્સ નામનો એક ફાંકડો જુવાન રાજાના મનમાં વસી ગયો, અને રાજાએ તેને ચડાવીને બકિંગહામનો ઠાકોર બનાવી દીધો. દેશમાં તે સત્તા ધીશ થઇ પડયો અને રાજ્યમાં અને દરબારમાં ફાવે તેમ વર્તવા લાગ્યો. તેનાં દુરાચરણ ઉઘાડાં થતાં છતાં તેને કોઇ કંઇ કહી શકતું નહિ. જેમ્સનો દરબાર નીચ, વિષયી, ઉડાઉ અને અનીતિમાન્ બની ગયો, અને લખલૂટ દ્રવ્યનો અપવ્યય થવા લાગ્યો બકિંગહામમાં ન હતી મુસદ્દીગીરી કે ન હતી આવડતઃ તે તો જેટલી મોજ ઉડાવી લેવાય તેટલી ખરી એવા વિચારથી જીવતો હતો.

**પરદેશી રાજનીતિઃ**—સાધારણ રીતે પરદેશી લડાઇઓમાં પડવું નહિ એવો જેમ્સનો વિચાર હતો. લડાઇમાં નાણાં જોઇએ; નાણાં આપવાં તે પાર્લામેન્ટને હાથ. ઇશ્વરી હકમાં માનનારો રાજા શું રૈયત પાસે લાચારી કરવા જાય? માટે લડાઇ કરવીજ નહિ એવી

જેમ્સની રાજનીતિ હતી. ગાદીએ આવતાંની સાથે તેણે સ્પેનની જોડે સલાહ કરી. સ્પેન જેવો કેથોલિક દેશ જ્યાં સુધી ઇંગ્લેન્ડ જોડે ખુલ્લી શત્રુતા દાખવે નહિ ત્યાં સુધી તો બધું સારૂં હતું. પરંતુ રાજા તો આગળ વધીને પોતાના પુત્ર ચાર્લ્સનાં લગ્ન સ્પેનની રાજપુત્રી જોડે કરવાની ગોઠવણ કરતો હતો. લોકોને આ વાત ન ગમી. તેમના મનમાં એમ હતું કે યુવરાજ કોઇ પ્રોટેસ્ટન્ટ કન્યા જોડે પરણે તો સારૂં. પરંતુ મોટી પહેરામણીની આશા ઉપરાંત કંઇક જેમ્સના મનમાં એવી ખુમારી રહેતી કે પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક દેશો જોડે સંધિ કરવાથી યુરોપમાં હું શાન્તિ આણી શકીશ. પાર્લમેન્ટનો વિરોધ છતાં બાર વર્ષ સુધી લગ્નની ખટપટ ચાલુ રહી સ્પેનને રાજી રાખવાના પ્રયત્નમાંજ સર વૉલ્ટર રેલીનું બલિદાન અપાયું.

એ મહાન્ શોધક પર રાજાની વિરૂદ્ધ એક કાવતરામાં સામેલ હોવાનું આળ મૂકી તેને કેદમાં પૂરવામાં આવ્યો હતો. તેર વર્ષ કારાવાસમાં ગાળ્યા છતાં તેના મનમાં એમ હતું કે દક્ષિણ અમેરિકામાં એક સોનાની ખાણ છે તે શોધી કાઢવી દ્રવ્યલોભી જેમ્સે તેને જવાની તો રજા આપી, પરંતુ તાકીદ કરી કે કોઇપણ કારણસર સ્પેનિઅર્ડો જોડે વિરોધમાં આવવું નહિ. આવી અશકય આજ્ઞાનો ભંગ કરવાનો નિશ્ચય કરીનેજ રેલી સફર ઉપર નીકળ્યો. સોનાની ખાણ ન મળી, અને સ્પેનિઅર્ડો જોડે લડાઇ થઇ. સ્પેનના રાજાએ જેમ્સ પાસે ફરિયાદ કરી, અને નિર્બળ મનના રાજાએ સ્પેનના રાજાને ખુશી કરવાની આશાએ રેલી ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી તેનો વધ કરાવ્યો, ઇ. સ. ૧૬૧૮.

**લોકસત્તાની વૃદ્ધિઃ**—એટલામાં જર્મનીમાં પ્રોટેસ્ટન્ટ અને કેથોલિકો વચ્ચે યુદ્ધ સળગી ઊઠયું.[૧] અંગ્રેજોના મનમાં એમ હતું કે

---

૧ આ યુદ્ધને ત્રીસ વર્ષનો વિગ્રહ કહે છે. જેમ્સનો જમાઇ પેલેટાઇનનો ફ્રેડરિક પ્રોટેસ્ટન્ટ પક્ષનો નાયક હતો. લોકમતનું જોર જોઇને જેમ્સે થોડું સૈન્ય તો જમાઇની વહારે મોકલ્યું પણ તેનું કંઇ વળ્યું નહિ.

રાજાએ પ્રોટેસ્ટન્ટ પક્ષને મદદ આપવી જોઇએ. ઉત્સાહના આવેશમાં રાજાએ નાણાંની મદદ માટે પાર્લમેન્ટ બોલાવી, (પ્ર. સ. ૧૬૨૧). પાર્લમેન્ટ મળી, અને રાજાની વીરવાણી સાંભળી નાણાં આપવા તૈયાર પણ થઇ, પરંતુ રાજાનો ઉત્સાહ તો નામનોજ હતો. સ્પેન જોડે સગપણ થાય તો આ યુદ્ધનો અંત સમજાવટથી હું લાવી શકીશ એવો તેનો અંતર્ગત અભિપ્રાય હતો. લોકો પણ ચેતી ગયા કે આ તો બધી નાણાં કઢાવવાની વાતો છે, એટલે રોષે ભરાયા અને દસ વર્ષ દરમિઆન ચાલેલા ગેરઅમલની ઝાટકણી કાઢીને ફરીથી તેવું થવા ન પામે તેમ કરવાનો નિશ્ચય કર્યો. ઇજારા આપવાની, જકાત લેવાની ને બીજા ગેરવાજબી કરો લેવાની રુઢિ બંધ કરવાની તેઓએ રાજાને ફરજ પાડી, સ્પેન જોડે લડાઇ કરવાની માગણી કરી અને યુવરાજનો કોઇ પ્રોટેસ્ટન્ટ કન્યા જોડે વિવાહ કરવાનો આગ્રહ કર્યો; લાંચીઆ અમલદારોને ટપોટપ શિક્ષા કરવા માંડી. પદાર્થવિજ્ઞાનના પિતા પ્રસિદ્ધ ફિલસુફ ને વિદ્વાન ન્યાયમંત્રી સર ફ્રાન્સિસ બેકન જેવા રાજાના પરમપ્રિય રાજદ્વારી ઉપર લાંચ લેવાનું તહોમત મૂકી તેને તકસીરવાર ઠરાવી તેનો દંડ કરી કારાગૃહમાં પૂર્યો. એક રોમન કેથોલિક પેલેટાઇનના રાણાની યુદ્ધમાં હાર સાંભળી તેને વિષે ખાનગીમાં કંઇક બોલ્યો હશે, તે ઉપરથી પાર્લમેન્ટે તેને પકડાવી મંગાવી કોરડા મરાવ્યા, જીભમાં સાર પડાવ્યા, અને કાનમાં ખીલીઓ ખોસાવી. રાજાએ સ્પેન જોડે સંધિ કરવાથી લાભ છે એમ સમજાવ્યા છતાં લોકોએ તે ગણકાર્યું નહિ. લોકોએ હઠ પકડી; રાજાએ કહ્યું કે તમે રાજ્યનાં રહસ્યો શું સમજો? તમારે પરદેશી મામલામાં વચ્ચે પડવાની જરૂર નથી. લોકો સામા થયા અને પાર્લમેન્ટે ઠરાવ કર્યો કે પ્રજાહિતનાં કાર્યો સંબંધે વિચાર કરી નિર્ણય કરવાનો હક આ સભાનો છે. રાજા ચીડવાયો; તેણે પાર્લમેન્ટનું દફતર મંગાવી આ ઠરાવવાળાં પાનાં પોતાને હાથેજ ફાડી નાખ્યાં અને કેટલાક આગેવાનો (કોક, પીમ, સેલ્ડન ઇત્યાદિ)

ને બંદીખાનું સેવડાવ્યું, (ઇ. સ. ૧૬૨૨)–રાજા અને પ્રજા વચ્ચે વિરોધ પુરેપુરો બંધાઇ ચૂકયો.

જેમ્સની પાસે કોઇ શાણો મંત્રી રહ્યો નહિ. બકિંગહામના ઠાકોર જેવા નાલાયક અને લંપટ પુરુષોની સૂચનાથી બીજે વર્ષે યુવરાજ અને બકિંગહામ પોતે સ્વયંવરલગ્ન કરવા સ્પેન ગયા. જેમ્સની ગમે તેટલી આતુરતા છતાં સ્પેનનો રાજા કે તેનું મંત્રીમંડળ કદી આ લગ્નને પસંદ કરતું નહતું. આમ રાજદ્વારી સ્વાર્થ સાધવા સારૂ તેઓએ આજ દિવસ સુધી જેમ્મને આશાબંધો રાખ્યા કર્યો હતો. કુંવરીને જોઇને ચાર્લ્સને મોહ થયો. પરંતુ કુંવરીને વર પસંદ પડયો નહિ, અને બકિંગહામે તો પોતાની જાત જણાવી દીધી: બને તેટલા સ્પેનિઆર્ડોને તેણે દુભવ્યા. સ્પેનનો રાજા લગ્નની જે શરત કરે તેની મૂર્ખ ચાર્લ્સ હા ભણે, છતાંએ કંઇ વળ્યું નહિ. ચાર્લ્સ અને બકિંગહામ ધુંધવાતા ધુંધવાતા દેશમાં વીલે મોએ પાછા આવ્યા. કુંવરીનો મોહ ઉડી ગયો અને ખંડિત થએલા અભિમાનનો બદલો લેવા માટે ચાર્લ્સે જાહેર કર્યું કે સ્પેન જોડે લડાઇ કરવી જોઇએ. લોકોને તો એટલુંજ જોઇતું હતું. સ્પેનની જંજીરમાંથી છોડાવનાર યુવરાજનો લોકોએ જયજયકાર પોકાર્યો. રાજા શું કરે? જેમ્સની છેલ્લી એટલે ચોથી પાર્લમેન્ટ મળી, (ઇ. સ. ૧૬૨૪). તેણે રાજાને મોમાગ્યાં નાણાં આપ્યાં. લડાઇની તૈયારીઓ થઇ અને આશરે ૧૨૦૦૦ માણસનું જેવું તેવું લશ્કર પ્રોટેસ્ટન્ટ લોકોને સ્પેનની વિરૂદ્ધ મદદ કરવા માટે મોકલવામાં આવ્યું. એ તાલીમ વિનાના સિપાઇઓ ફાવ્યા નહિ અને તેમનો ઘણો ખરો ભાગ ટાઢ, ભૂખ અને રોગથી નાશ પામ્યો. અંગ્રેજોના અપમાનની આ પરાકાષ્ટા દરમિઆન દારૂ, ને વિલાસના અતિભોગથી જર્જરિત થઇ ગએલો જેમ્મ સાઠ વર્ષની વયે ઇ. સ. ૧૬૨૫ ના માર્ચની ૨૭ મી તારીખે મરણ પામ્યો.

**સમાલોચના:**—જેમ્સનું રાજ્ય કેટલીક રીતે અગત્યનું છે. તેના સમયમાં અંગ્રેજો કાયમને માટે વેસ્ટ ઇન્ડિઝમાં જઇ વસ્યા, અને

ધર્મના ત્રાસથી ભાગેલા પ્યૂરીટનોએ ઉત્તર અમેરિકાનાં સંસ્થાનોનો પાયો નાખ્યો. વળી ઇ. સ. ૧૬૦૦ માં સ્થપાએલી ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ હિંદ જોડે પોતાનો વેપાર ખીલવવા માંડયો.

દેશના વિકાસમાં જેમ્સની રાજનીતિએ ખાસ ભાગ ભજવ્યો નથી. તેના આપખુદ અમલને અંતે રાજા પ્રજા વચ્ચે અંતર વધ્યું. તેના દરબારની અનીતિથી અને અયોગ્ય માનીતાઓની પસંદગીથી પ્રજામાં તેનો વકર ઘટી ગયો. તેના દરબારની ભેાા બદફેલીથી પ્રજાનો અંતરાત્મા કકળી ઉઠયો. ટ્યૂડરોની પેઠે રાજ્ય ચલાવવા ઇચ્છતા જેમ્સમાં તેમની આવડત, કાબેલિયત, દીર્ઘદૃષ્ટિ કે મનોબળ કંઇ ન હતું. તેની યોજનાઓ ચતુરાઇ ભરેલી હતી, પરંતુ મમતના આવેશમાં પ્રજાને શું પ્રિય થશે તે જોવાની તેનામાં શક્તિ ન હતી, એટલે તેનું રાજ્ય નિષ્ફળ ગયું. તેની વિદ્વતા છતાં તે અનુભવના બોધપાઠો શીખ્યો નહિ એથીજ તેના એક સમકાલીને તેને "The wisest fool in Christendom" કહીને તેના ગુણદોષનું યથાયોગ્ય નિરૂપણ કર્યું છે.

---

## પ્રકરણ ૨ જું.

### ચાર્લ્સ ૧ લો: ઇ. સ. ૧૬૨૫–૧૬૪૯

**ચાર્લ્સના ગુણદોષઃ**—તરુણ ચાર્લ્સ ૨૫ વર્ષની વયે ગાદીએ આવ્યો, ત્યારે તો પ્રજાએ તેને હરખભેર આવકાર આપ્યો. તેનું ભવ્ય અને કદાવર શરીર, તેની પ્રતાપી, ગંભીર મુખમુદ્રા, તેનો શાંત સ્વભાવ, તેની વિદ્યા અને કલા પરની પ્રીતિ, અને તેની ગૌરવશીલ રીતભાતે લોકોનાં મન હરી લીધાં. તેનું ખાનગી જીવન છેક નિષ્કલંક હતું. તે સ્નેહાળ પિતા, સાચો મિત્ર, અને એકનિષ્ઠ પતિ હતો, પરંતુ બાલ્યાવસ્થામાંથીજ રાજદરબારમાં ઉછરીને બાપ પાસેથી રાજાઓના ઇશ્વરી

હકને માનતાં શીખ્યો હતો. રાજાઓ ભૂલ કરેજ નહિ, તેમની સત્તા અપરિમિત હોવી જોઇએ, દેશમાં રાજસત્તાજ સર્વોપરિ હોઇ શકે એવા સંસ્કારો તેના મન પર દઢ રીતે પડી ગયા હતા એટલુંજ નહિ, પરંતુ પોતાના એ અભિપ્રાયોને આચારમાં મૂકવા માટે તે ઘણોજ આતુર હતો. આ ઉપરાંત તેનામાં બીજો મોટો દોષ બેવચનીપણાનો હતો. વચનભંગ કરવો એ તો તેને મન રમત વાત હતી. રાજાને વળી વચન કેવાં? એની ઇચ્છામાં આવે ત્યાં સુધી તે પાળે. કુટિલતા તો તેના જીવનમાં વણાઇ ગઇ હતી. જરૂર પડે અને સ્વાર્થ સરતો હોય તો કપટ કરવામાં તેને કશું ખોટું લાગતું નહિ. પોતાનાથી જુદા પડે તેઓ લુચ્ચા છે અને તેમના પ્રત્યે સખતાઇ રાખવી જોઇએ એવું તે અંતઃકરણથી માનતો. તેના પિતાની પેઠે તે પણ ચુસ્ત એપિસ્કોપલપંથી હતો, અને સર્વ પ્યૂરિટનોને ખૂબ ધિક્કારતો. મનુષ્યની પરીક્ષા કરવાની શક્તિ તેનામાં નહતી. જેમ્સની પેઠે તે પણ કાળના પ્રવાહને જાણી શકયો નહિ, એટલે પરિણામ એ આવ્યું કે જે લોકોએ તેના રાજ્યારોહણ પ્રસંગે અપૂર્વ ઉત્સાહ બતાવ્યો હતો, તેમણેજ વીફરી જઈ તેના પર પોતાનો ક્રોધ દાખવી તેનો વધ કર્યો.

**રાજ્યની સ્થિતિઃ**—રાજા ગાદીએ આવ્યો ત્યારે દેશની સ્થિતિ બારીક હતી. જેમ્સે પાર્લમેન્ટને છંછેડી, લોકોને ઉશ્કેરી મૂક્યા હતા; પ્યૂરિટનો પ્રત્યે નિષ્ઠુર વર્તન ચલાવ્યાથી રાજાની અને એપિસ્કોપલ પંથના ધર્મગુરુઓની વિરૂદ્ધ દેશમાં એક જબરો પક્ષ ઉભો થતો જતો હતો. રાજદરબારની બેહયા બદફેલી જોઇ પ્યૂરિટનોનાં કાળજાં કંપી ઉઠતાં હતાં અને રાજકુટુંબ પ્રત્યે તેમનો અણગમો વધતો જતો હતો. જેમ્સના અંત સમયે સ્પેનની જોડે યુદ્ધ જાહેર કરવામાં આવ્યું હતું, તે વિષે હજુ વધુ પગલાં લેવાનાં બાકીજ હતાં. અધુરામાં પુરૂં આવા કટોકટીના સમયે રાજાના ઇશ્વરી હકનાં અડગ શ્રદ્ધા રાખનાર રાજાને મંત્રી પણ ડ્યૂક ઑફ બકિંગહામ જેવોજ મળ્યો. જેમ્સનો આ માનીતો મંત્રી ચાર્લ્સને પણ પ્રજાપક્ષને ન ગણકારવા સમજાવે

તેમાં શી નવાઈ? તેમાં વળી ફ્રાન્સના રોમન કેથોલિક રાજાની પુત્રી વેરે ચાર્લ્સે લગ્ન કર્યાં એટલે તો હદજ આવી ગઇ.

**ચાર્લ્સની પહેલી પાર્લમેન્ટ**—સ્પેનની જોડે યુદ્ધ ચલાવવા માટે રાજાને નાણાંની જરૂર પડી એટલે તેણે ઇ. સ. ૧૬૨૫ માં પાર્લમેન્ટ બોલાવી. પ્યૂરિટન પક્ષ જોરમાં હતો, અને રાજાએ તો પોતાનાં લક્ષણો ઝળકાવવા માંડયાં હતાં, એટલે પહેલેથીજ વિરોધ થવાનું શરૂ થયું. યુદ્ધ ચલાવવાને માટે તો ૧,૪૦,૦૦૦ પાઉન્ડ મંજુર કરવામાં આવ્યા અને આગળ આપેલાં નાણાંનો હિસાબ માગવામાં આવ્યો. રાજાને આપવાનાં નાણાં આપવામાં પાર્લમેન્ટે કસર કરવા માંડી. અત્યાર સુધી રાજા ગાદીએ આવે એટલે તેને અમુક જકાત[1] ઉઘરાવવાના હક જીવન પર્યંત આપી દેવામાં આવતા હતા, પરંતુ આ પાર્લમેન્ટે તેમ ન કરતાં એ જકાત ઉઘરાવવાનો હક માત્ર એક વર્ષને માટે આપી, રાજાને આર્થિક વિષયોમાં પોતાનો ગરજાઉ બનાવવા માંડયો. આથી સ્થિતિ એવી ઉત્પન્ન થઇ કે રાજાને કાં તો લોકોની ઇચ્છાનુસાર રાજ્ય કરવું પડે, અને કાં તો દેશના કાયદાનો ભંગ કરવો પડે કોઇ પાદરીએ રાજાના દૈવી હકનું પ્રતિપાદન કરવા એકાદ પુસ્તક લખ્યું હશે તે બદલ પાર્લમેન્ટે તેને શિક્ષા કરી. સર્વ દુઃખનું મૂળ બકિંગહામજ છે એવી એવી વાતો નાયકોએ કરવા માંડી ચાર્લ્સ ખીજવાયો; તેણે પાર્લમેન્ટ વિસર્જન કરી અને એકલે હાથેજ સ્પેન જોડે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. લોકો પાસેથી તેણે બળાત્કારે નાણાં ઉઘરાવવા માંડયાં; એક કાફલો તૈયાર કરી થોડા લશ્કર સાથે સ્પેન તરફ મોકલવામાં આવ્યો. પરંતુ એ બધો બહારનો ઠાઠ હતોઃ લશ્કરમાં કંઇ ઝાઝા રામ હતા નહિ, અને તેને

---

૧ આ જકાત Tonnage અને Poundage કહેવાતી. દરેક બંદરે આવતા દારૂના દર ટન દીઠ ૧½ થી ૩ શિલિંગ સુધી અને આવતા જતા માલના દર પાઉન્ડ દીઠ અર્ધાથી એક શિલિંગ સુધી જકાત લેવાતી અને તે રાજાને મળતી.

માટે નાણાંનો, ખાવાપીવાનો કે પહેરવાઓઢવાનો બંદોબસ્ત તેટ મળેજ નહિ. જેમ તેમ કરતાં લશ્કર કેડિઝ નામના બંદરે પહોંચ્યું. બકિંગહામનો વિચાર કેડિઝ લૂટી લેવાનો અને સ્પેનનાં માલ ભરીને આવતાં વહાણોને અટકાવી દેવાનો હતો, પણ તેના મનની મુરાદ મનમાંજ રહી ગઇ; લશ્કર થોડા દહાડા કેડિઝની પાડોશમાં આમ-તેમ ફરીને દેશમાં પાછું આવ્યું.[૧]

**બીજી પાર્લમેન્ટઃ-(ઇ. સ. ૧૬૨૬)**—ચાર્લ્સે પાર્લમેન્ટ તો બરખાસ્ત કરી, પરંતુ તરતજ તેને નાણાંની જરૂર પડી. તેણે બધી રીતો અજમાવી જોઇ; રાજનું ઝવેરાત ઘરાણે મૂક્યું, લોકો પાસેથી બળાત્કારે નાણાં લીધાં, લોન કાઢી, પરંતુ આટલેથી પૂરતાં નાણાં મળ્યાં નહિ, એટલે તેને બીજી પાર્લમેન્ટ બોલાવવી પડી. પાર્લમેન્ટ પોતાને અનુકૂળ થાય એટલા માટે કેટલાક જુના સભ્યોને રાજાએ શેરીફ[૨] બનાવી દીધા હતા, પરંતુ એથી તો જે નવા સભાસદો આવ્યા તે ચુસ્ત પ્યૂરિટનો આવ્યા. રાજાને જોઇતાં નાણાં આપવાને તેઓ તૈયાર ન હતા. બકિંગહામથી લોકો કંટાળી ગયા હતા, એટલે તે તો નાણાંને બદલે બકિંગહામ પર કામ ચલાવવાની વાતો કરવા લાગ્યા. તેના પર લાંચ લેવાનો અને ગેરઅમલ ચલાવવાનો આરોપ મૂકવામાં આવ્યો. રાજા ખૂબ ખીજવાયો. તેણે સર જહૉન ઇલિયટ નામના શુરા અને નીડર દેશભક્ત અને બીજા નાયકોને બંદીખાને નાખ્યા. પાર્લમેન્ટે તેમને છોડી મૂકવાની માગણી કરી અને કહ્યું કે તેઓ છુટા થયા વિના અમે કશું કામ કરવાના નથી. આખરે રાજાને તેમને છોડવા પડયા, અને પાર્લમેન્ટે બકિંગહામ પરના તહોમતની વાત ફરી હાથમાં લીધી, અને તેમની ફરિયાદોનો નિકાલ થતાં

---

૧. કોઇ ટીખળીએ આ પ્રસંગે નીચેની બેત લખી છેઃ

There was a fleet that went to Spain,
When it got there, it came back again.

૨. શેરીફથી પાર્લમેન્ટના સભ્ય થવાતું નહિ.

સુધી નાણાં આપવાની ચોકખી ના પાડી. રાજાએ ક્રોધના આવેશમાં પાર્લમેન્ટને બીજીવાર પણ બરખાસ્ત કરી.

**રાજાની આપખુદી:**–હવે રાજાએ નાણાં મેળવવાના નવા રસ્તા શોધવા માંડયા; તેણે બળાત્કારે લોકોની પાસેથી ઉછીનાં નાણાં લેવા માંડયાં, અને આ પ્રમાણે નાણાં મેળવવા માટે પરગણાંમાં પોતાના અમલદારોને મોકલવા માંડયા. સૌ જાણતા હતા કે રાજા કદી પણ આ કરજ પાછું વાળવાનો નથી, પરંતુ જો કોઇ સામું થાય તો તેને કેદમાં નાખવામાં આવતું. વળી સાધારણ માણસોને પકડી પકડીને લશ્કરમાં જોડાવાની ફરજ પાડવામાં આવી. છતાંએ જ્યારે જોઇતાં નાણાં પુરાં ન થયાં ત્યારે લશ્કરના સિપાઇઓનો ખાવાપીવાનો બંદોબસ્ત લોકોએ કરી આપવો એવો હુકમ કાઢવામાં આવ્યો. સાધારણ રીતે યુદ્ધકાળમાં લશ્કરી સિપાઇઓ માટે આ પ્રકારનો બંદોબસ્ત કરવામાં આવતો, અને તે બદલ લોકોને પૈસા આપવામાં આવતા. પણ ચાર્લ્સ પાસે તો પૂરતાં નાણાં હતાજ કયાં ? આથી લોકો અને સિપાઇઓ વચ્ચે અનેકવાર ઝગડા ઉઠવા લાગ્યા. તેમાં વળી લોકોને ખુશી કરી જશ ખાટી જવાના હેતુથી બકિંગહામે ફ્રાન્સ જોડે લડાઇ ઉપાડી, પરંતુ તેમાં કંઇ વળ્યું નહિ; બકિંગહામનો ધારેલો દાવ નિષ્ફળ ગયો, અને પરાજયની લેહ્ઠપે પ્રજાના ક્રોધાગ્નિમાં ઘી રેડયું.

રાજાની આપખુદીનો તો સુમાર ન હતો. શાંતના સમયમાં લશ્કરી કાયદો જાહેર કરી, મનમાન્યા લોકોને તે બંદીખાનાં સેવડાવતો. હા જી હા કરનારા તેના ન્યાયાધીશો રાજાનાં આ કામને વ્યાજબી ઠરાવતા. એક ન્યાયાધીશે રાજાએ કોઇપાસેથી નાણાં ઉછીનાં લીધા હશે તે વાતને ગેરકાયદેસર ઠરાવી, એટલે તેને રજા આપવામાં આવી. બીજા ન્યાયાધીશો તો દબાઇજ ગયા, અને રાજાના આપખુદી અમલમાં સહાય કરવા લાગ્યા. હવે લોકોને લાગ્યું કે કાયદો પણ તેમને રક્ષણ આપી શકે તેમ નથી.

ઇ. સ. ૧૬૨૮ માં ત્રીજી પાર્લમેન્ટ મળી તેમાં સભ્યો ધુંધવાએલા અને બધી ફરિયાદોનો નિકાલ કરાવી નાખવાના નિશ્ચયવાળા,

અડગ, અને નિર્ભય આવ્યા. સર જહૉન, ઇલિયટ, અને પિમ જેવા કુશળ રાજદ્વારીઓએ ધીરજથી એક અગત્યના કાયદાનો ખરડો ઘડી કાઢ્યો અને જ્યાં સુધી રાજા એ કાયદો, મંજુર ન કરે ત્યાં સુધી નાણાં આપવાની તેમણે ચોકખી ના પાડી. આ કાયદાને 'પિટિશન ઑાવ્ રાઇટ' એટલે 'હકની અરજી' કહેવામાં આવે છે. આમાં રાજા પાસે ચાર માગણીઓ કરવામાં આવી હતી.

૧. પાર્લમેન્ટની સંમતિ વિના કોઇની પાસેથી રાજાએ બળાત્કારે નાણાં લેવાં નહિ.

૨. કોઇ પણ કારણ બતાવ્યા વિના કોઇને કેદમાં રાખવો નહિ.

૩. શાંતિના સમયમાં લશ્કરી કાયદો દાખલ કરવો નહિ.

૪. સિપાઇઓને ખવડાવવા માટે ખાનગી આસામીઓના ઘરમાં તેમને રાખવા નહિ.

આ માગણી મંજુર રાખે તો ચાર્લ્સનું અત્યાર સુધી કર્યું કારવ્યું ધૂળમાં જાય, પરંતુ અત્યારે બીજો ઉપાય ન હતો. બકિંગહામે કરેલી લડાઇ અને રાજદરબારનાં રૂડારૂ ખર્ચોનો બોજો એટલો બધો હતો કે આનાકાની અને નાખુશી સાથે પણ રાજાને આ અરજીમાં સહી કરવી પડી, પરંતુ તે પહેલાં તેણે ખાનગી રીતે ન્યાયાધીશોને પૂછી રાખ્યુ હતું કે આ અરજી મને કેટલી બંધનકર્તા થાય. તેમણે રાજાને સમજાવ્યો હતો કે આ અરજીમાં સહી કર્યાથી કોઇ પણ પ્રકારનું બંધન તમને નડતું નથી. પરંતુ મોટા પટ્ટાની નાની આવૃત્તિ જેવી આ હકપત્રિકામાં રાજાની સહી થવાથી લોકો તો ખૂબ આનંદમાં આવી ગયા. ઉમરાવોની સભામાં જ્યારે કારકુને રાજાની સહી કર્યાની વાત જાહેર કરી, ત્યારે ત્યાં આગળ એકઠા થએલા આમની સભાના સભ્યો હર્ષના પોકાર પાડી ઉઠયા. લંડનમાં અને આખા દેશમાં એ ખબર ફેલાતાં સર્વત્ર આનંદ આનંદ થઇ રહ્યો. લોકોએ ઉજાણી અને દિવાળી કરી, પરંતુ થોડાજ સમયમાં રાજાની મનોવૃત્તિ પ્રકટ થવા લાગી. તેને

તો નાણાં જોઇતાં હતાં તે મળ્યાં એટલે આપેલું વચન પાળવાની દરકાર રહી નહિ.[1]

**બકિંગહામનું ખૂન:** (ઇ. સ. ૧૬૨૮). આ વર્ષમાં એક અણુધાર્યો બનાવ બન્યો. બકિંગહામે ફ્રાન્સ પર બીજી ચડાઇ મોકલવાનો વિચાર કરી તેની તયારીઓ કરવા માંડી, અને લશ્કરને રવાના કરવા જાતે પૉર્ટસ્મથ ગયો. ત્યાં તેના તાબાનો ફેલ્ટન નામનો એક લશ્કરી અમલદાર હતો તેને કંઇક અન્યાય થયાથી, સર્વ દુ:ખનું મૂળ બકિંગહામજ છે એમ માની તેણે બકિંગહામ પર વેર લેવાનો નિશ્ચય કર્યો. લાગ જોઇને તેણે બકિંગહામની છાતીમાં ખંજર ભોકી તેના પ્રાણ લીધા, અને પછી રસોડામાં જઇ નોકરોને શરણ થયો. તેના પર કામ ચલાવવામાં આવ્યું, ત્યારે તેણે ખાનગી અદાવતનો ઇનકાર કરી કહ્યું કે બકિંગહામને દેશનો શત્રુ જાણીને મેં માર્યો છે. બકિંગહામના મૃત્યુથી પાર્લમેન્ટ અને ચાર્લ્સ વચ્ચે તકરારનું મોટું કારણ દૂર થયું અને હવે સંપ થાય એવું લાગવા માંડયું, પરંતુ ચાર્લ્સે તો પોતાનો માર્ગ નક્કી કરી રાખ્યો હતો. 'હકની અરજી'માં સહી કર્યા છતાં તે પ્રમાણે વર્તવાનો તેનો વિચાર હતોજ નહિ. તેણે પાર્લમેન્ટે મના કરેલી જકાતો ઉઘરાવવા માંડી અને જેઓ તે આપવાની ના પાડે કે સામા થાય તેમને ટપોટપ બંદીખાને મોકલવા માંડયા. પાર્લમેન્ટ મળી ત્યારે તેણે રાજાની આ ગેરવાજબી રીત સામે સખત વિરોધ ઉઠાવ્યો. વળી તે સમયે કેટલાક ધર્મખાતામાં થતા ફેરફારો પણ પાર્લમેન્ટને પસંદ ન હતા. આથી પાર્લમેન્ટમાં ઠરાવો લાવવામાં આવ્યા કે જેઓ ધાર્મિક વહીવટમાં સુધારા કરે, જેઓ વધારાની જકાત ઉઘરાવે કે આપે તે સર્વ દેશના શત્રુઓ છે. પ્રમુખે (સ્પીકર) કહ્યું

૧ પાર્લમેન્ટે જ્યારે બકિંગહામ પર આરોપ મૂકયા ત્યારે "હું મારા કોઇ નોકર અને તેમાંએ ઉંચા અધિકારવાળા અને મારી નિકટના નોકરો સંબંધે તમને ચર્ચા ચલાવવા દઇશ નહિ." એ રાજાનાં વચનો તેની મનોવૃત્તિ દર્શાવી આપે છે.

કે "મને રાજાનો હુકમ થયો છે કે સભા બરખાસ્ત કરવી." કેટલાક સભ્યોએ પોતાની જગાએથી કૂદીને ઉભા થઇ, દોડીને સભાગૃહનાં બારણાં વાસી દીધાં; એ સભ્યોએ પ્રમુખનો ઝભ્ભો પકડી રાખી તેને ખુરસી પર બેસાડી રાખ્યો, અને સભાનું કામ ચાલવા લાગ્યું. આ સાંભળી ક્રોધાંધ બનેલા રાજાએ પાર્લમેન્ટ વિસર્જન કરી, અને ઇલિયટ વગેરે આગેવાનોને કેદમાં નાખ્યા, (ઇ. સ. ૧૬૨૯).

સ્ટ્રૅફર્ડઃ—ઇ. સ. ૧૬૨૯ થી ૧૬૪૦ સુધી રાજાએ પાર્લમેન્ટ વિના એકલે હાથેજ રાજ્ય કર્યું. આ આપખુદ અમલ દરમિઆન રાજપ્રકરણી અને લશ્કરી બાબતોમાં તેનો મુખ્ય સલાહકાર ટૉમસ વૅન્ટવર્થ નામનો એક સમર્થ અને બુદ્ધિશાળી પુરુષ હતો. તે મહેચ્છુ, ધીર, શુરો, હિંમતવાન, ચપળ અને અચ્છો વક્તા હતો, પરંતુ તે ક્રૂર અને અભિમાની હતો. શરૂઆતમાં તે લોકોના પક્ષમાં હતો; ત્યાં પોતાની હોશિયારીને લીધે રાજાને અળખામણો થઇ પડયો હતો, પરંતુ બકિંગહામના મરણ પછી રાજાને જ્યારે હોશિયાર માણસનો ખપ પડયો, ત્યારે તેણે તેને બોલાવી લીધો. તેના જુના મિત્રો તેની આ અણધારી વર્તણુકથી ગુસ્સે થયા અને તેમણે કહ્યું કે "તું અમને છોડી તો જાય છે, પરંતુ જ્યાં સુધી તારા ધડ પર માથું છે, ત્યાં સુધી અમે તને છોડનાર નથી." રાજાએ તેને અર્લ ઑવ્ સ્ટ્રૅફર્ડ બનાવી પહેલાં ઇંગ્લૅન્ડના ઉત્તર ભાગનો અને પછી આયર્લૅન્ડનો ઉપરી નીમ્યો. તેના અમલ દરમિઆન વેપાર વધ્યો, ને લોકોની આબાદી વધી, પરંતુ તેણે ઘણો કડક અમલ ચલાવી લોકોની સર્વ સ્વતંત્રતા છીનવી લીધી. અને પોતાની મરજીમાં આવે તેમ વહીવટ ચલાવવા માંડયો. તેની મોટામાં મોટી ઇચ્છા દેશની અદાલતોની સ્વતંત્રતા છીનવી લઇ, લોકોની સ્વતંત્રતા પર કાપ મૂકી, ચાર્લ્સને છેક સ્વતંત્ર રાજા બનાવી દેવાની હતી. તેણે જોયું કે આ ઇચ્છા અમલમાં આણવાને માટે એકજ ઉપાય એ હતો કે બહાલી લશ્કર રાખવું, અને એ લશ્કર વડે લોકોને રાજાની ઇચ્છા પ્રમાણે

વર્તવાની ફરજ પાડવી.[1] આથી આવું લશ્કર ઉભું કરવા તરફ તેણે પોતાની સર્વ શક્તિ ખરચી. આયર્લૅન્ડમાં તેણે આવું એક લશ્કર ઉભું કર્યું હતું, અને એમ કહેવાય છે કે એ લશ્કરનો ઉપયોગ પોતાની પ્રજા વિરૂદ્ધ જરૂર પડે કરવાની સલાહ પણ ચાર્લ્સને તેણે આપી હતી.

લૉડ—આ દરમિઆન ધર્મખાતાંનો વહીવટ વિલિયમ લૉડ નામના સત્તાનાં ભૂખ્યા લંડનના ધર્માધ્યક્ષને સોંપવામાં આવ્યો હતો. તે પંડિત હતો, પરંતુ સાંકડા વિચારનો હતો. તે પ્યૂરિટનોનો કટ્ટો વિરોધી અને રાજાના ઇશ્વરદત્ત હકમાં માનનારો હતો. તે મહા આગ્રહી, ઉત્સાહી, ચપળ, અને વિના કારણે બીજાઓનાં કામમાં ડખલગીરી કરવાનો શોખીન હતો. સ્ટ્રૅફર્ડની પેઠે ધાર્મિક વિષયોમાં પણ કળે કે બળે કરીને એકના આણી દેવાનો તેનો મનસુબો હતો. તેના ધાર્મિક વિચારો કેથોલિક મતને વધારે મળતા આવતા હતા. તેણે તે પંથની અનેક વિધિઓ હવે એપિસ્કોપલ પંથમાં દાખલ કરવા માંડી, એટલે પ્યૂરિટન લોકોએ પોકાર ઉઠાવ્યો. પરંતુ ટયૂડર સમયની સ્ટાર ચેમ્બર કૉર્ટ અને કૉર્ટ ઓફ્ હાઇ કમિશનની મદદ લઇ નાનામોટાનો ભેદ રાખ્યા વિના તેણે એપિસ્કૉપલ પંથના વિરોધીઓને દંડવા માંડયા. ચાર્લ્સના રાજ્યારોહણ પહેલાં આ અદાલતોની સત્તા મર્યાદિત હતી, પરંતુ તેના આપખુદ અમલ દરમિઆન તો આ અદાલતોએ પોતાના અધિકારની મર્યાદા વિસ્તારી લોકોને મારવા માંડયા, ને કેદમાં મોકલવા માંડયા.[2] તેના જાસુસો ચારે તરફ ફરતા રહેતા. આવાં કાર્યોનું પરિણામ એકજ હોય. દંડા-

---

૧ આ યોજનાને Thorough કહેવામાં આવે છે.

૨ ડૉ. લીટન નામના એક સ્કૉટ ડૉક્ટરને દીક્ષિતો ( Bishops ) વિરૂદ્ધ લખાણ કરવા બદલ આ અદાલતે તેના કાન કાપી કોરડા મારવાની સજા કરી હતી. પ્રીન નામના માણસે નાટકો વિરૂદ્ધ લખાણ કરેલું તેથી સ્ટાર ચેમ્બર કોર્ટે તેને હેડમાં નંખાવી કાન કપાવી નાખ્યા હતા.

એલા કે સજા પામેલા લોકો પ્રત્યે પ્રજા ખુલ્લી રીતે સહાનુભૂતિ બતાવવા લાગી, અને તેનો રાજા પ્રત્યેનો વિરોધ ઉંડો જતો ગયો. સ્ટુઅર્ટોની ધાર્મિક રાજનીતિને કારણે અનેક શ્રદ્ધાળુ લોકો તો જેમ્સ ૧લાના સમયથીજ પરદેશ જવા લાગ્યા હતા. વળી લૉડના કડક અમલમાં અનેક ભક્તિશુરા પ્યૂરિટનો પોતાના ધર્મને વહાલો ગણી ઉત્તર અમેરિકામાં વસવાટ કરવાને ચાલ્યા ગયા.

પાર્લમેન્ટ વિનાનું રાજ્યઃ (ઇ. સ. ૧૬૨૯–૧૬૪૦.)—આ વફાદાર સેવકોની સલાહ પ્રમાણે ચાલી રાજાએ પાર્લમેન્ટને ન બોલાવી. નાણાંની ગરજ ઓછી થાય એવા હેતુથી તેણે ફ્રાન્સ જોડે સંધિ કરી લીધી. આ ૧૧ વર્ષના આપખુદ અમલ દરમિઆન રાજાએ અમીરો, વેપારીઓ, મધ્યમ વર્ગના લોકો અને ગરીબો, સર્વને સરખી રીતે રંજાડવામાં કચાશ રાખી નહિ. જંગલના જુના કાયદાઓ કાઢી "તમે સરકારી જમીન પચાવી પાડી છે" એમ કહી લોકો પાસેથી ભારે દંડ વસુલ લેવા માંડયો. મૃતપ્રાય ફ્યુડલ ધારાને સજીવન કરી માણસો પાસેથી લશ્કરી નોકરી અને નહિ તો તેના બદલાનો દંડ માગવા માંડયો. આ ઉપરાંત ચાર્લ્સે એક જુનો કર તાજો કર્યો. પ્રાચીન સમયમાં ડેન લોકોના હુમલાના સમયમાં દરિયાકિનારા પર આવેલાં શહેરોમાંથી લડાઇના સમયમાં વહાણવેરો લેવામા આવતો હતો, પરંતુ તે વેરો કેટલાક કાળથી બંધ પડયો હતો. રાજાએ શાંતિના સમયમાં લોકો પર એ વેરો નાખ્યો. શરૂઆતમાં તો લોકોએ જાણ્યું કે ચાંચીઆનો ભય ટાળવા માટે આ કર નાખવામાં આવ્યો છે એટલે તેમણે તે આપવા માંડયો. પરંતુ ઇ. સ. ૧૬૩૫ માં તો ચાર્લ્સે આગળ વધીને માત્ર બંદરો નહિ પરંતુ બધાં ગામો પાસેથી એ કર લેવાનો હુકમ કર્યો. આ તો નવોજ કર થઇ ગયો, અને પાર્લમેન્ટની પરવાનગી વિના આ પ્રમાણે રાજા કર લેવા માંડે તો તેને પાર્લમેન્ટની કદી ગરજ રહેજ નહિ

અને આપખુદ અમલ ચલાવી શકે. ઇ. સ. ૧૬૩૭માં જહોન હેમ્પડન નામના એક ધનવાન્ ગૃહસ્થને ૨૦ શિલિંગનો વહાણવેરો ભરવાનો આવ્યો, ત્યારે તે ભરવાની તેણે હિંમતથી ના પાડી. રકમ નાની હતી અને હેમ્પડન તે આપવા સમર્થ હતો, પરંતુ તેણે તો પ્રજાહકની લડત ઉપાડી. તે છેક લંડનની અદાલત સુધી લડયો: બાર ન્યાયાધીશો તેની તપાસ માટે બેઠા અને આશરે દોઢ માસ સુધી તપાસ ચાલ્યા બાદ આખરે સાત ન્યાયાધીશોએ ઠરાવ્યું કે રાજાને ગમે તે રીતે અને ગમે તે વખતે કર નાખવાની સત્તા છે: બાકીના પાંચે હેમ્પડનના લાભમાં ચુકાદો આપ્યો. હેમ્પડન હાર્યો પરંતુ લોકોની ખાતરી થઇ ગઇ કે વેરો કેવળ અન્યાયી છે. ત્યાર પછી લોકો તદ્દન અનિચ્છા અને અસંતોષથી આ વેરો ભરતા. પરંતુ આવો અસંતોષ હોવા છતાં બળવો કરવાનો કોઇનો વિચાર સરખોએ ન હતો. અને જો ચાર્લ્સને પાર્લમેન્ટ બોલાવવાની જરૂર પડી ન હોત તો કદાચ આમને આમ રાજ્યનું ગાડું ગબડયું જાત. ત્યારે પાર્લમેન્ટ બોલાવવાની રાજાને શી જરૂર પડી ?

**સ્કૉટલૅન્ડ અને ચાર્લ્સ**:—તમે આગળ વાંચી ગયા છો કે સ્કૉટલૅન્ડમાં નૉકસ નામના એક ધર્મોત્સાહી પુરુષે ધર્મોદ્ધારનું કાર્ય આરંભ્યું હતું. સ્કૉટ લોકોની રાણી મેરી તેની સામે થવા જતાં હારી ગઇ અને ગાદી છોડી તેને કેવી રીતે નાસી જવું પડયું એ પણ તમે જોઇ ગયા છો. આ પ્રમાણે રાજ્યના આશ્રય વિના ચાલેલા ધર્મોદ્ધારને પાછળથી રાજ્યનો આશ્રય મળતાં સ્કૉટલૅન્ડમાં ધર્મ-સુધારણાનું કાર્ય વેગથી ચાલ્યું. સ્કૉટ લોકોને રોમન કેથોલિક લોકો અને તેમના ક્રિયાકાંડ પ્રત્યે તિરસ્કાર હતો, એટલું જ નહિ પણ ઇંગ્લૅન્ડમાં જે એપિસ્કોપલ પંથ ચાલતો તેથી પણ તેઓ વિરુદ્ધ હતા. એપિસ્કોપલ પંથમાં ધર્માધ્યક્ષો રાજા પાસેથી દીક્ષા લે ત્યાર પછી તે ધર્મોપદેશ કરવાને લાયક ઠરે છે; સ્કૉટલૅન્ડમાં રાજા નહિ

પરંતુ ધર્મસમાજ તરફથી ધર્માધ્યક્ષોને દીક્ષા આપવામાં આવતી.[1] આખા દેશમાં ઠેર ઠેર આવા નાના મોટા ધર્મસમાજો એક બીજા જોડે સંકળાએલા હતા. જેમ્સ ૧લાએ સ્કૅાટલેન્ડમાં એપિસ્કોપલ પંથ દાખલ કરવાનો પ્રયત્ન કર્યો હતો, અને સ્કૅાટ લોકો તે સાંખી રહ્યા હતા. ચાર્લ્સે પિતાએ અધુરૂં મૂકેલું કાર્ય પુરૂં કરવાનું ધાર્યું. ધર્માંધ લૅાડે દેશમાં ધાર્મિક એકતા આણવાને માટે સ્કૅાટલેન્ડમાં પણ ઇંગ્લેન્ડના જેવી પ્રાર્થનાપદ્ધતિ દાખલ કરવી જોઇએ એવું ચાર્લ્સને સમજાવ્યું. સ્કૅાટ લોકોની ધીરજનો હવે અંત આવ્યો. તેમને લાગ્યું કે રાજા તેમના ધર્મમાં વચ્ચે પડી સ્કૅાટલેન્ડમાં રોમન કૅથોલિક ધર્મ દાખલ કરવા માગે છે. એડિન્બરોનો ધર્માધ્યક્ષ નવી પ્રાર્થના વાંચવા ઉભો થયો કે કોઇએ તેના ઉપર છુટું બાજઠ ફેંક્યું. દેશમાં બંડ ઉઠ્યું; સ્કૅાટ લોકોએ પ્રતિજ્ઞા કરી કે મરતાં સુધીએ જુલમ અને પોપરીની સામા થવું. ગરીબ અને તવંગર, અમીર અને પાદરી, સર્વેએ એકઠા મળી એક પ્રતિજ્ઞાપત્ર (Covenant) તૈયાર કર્યું. હજારો લોકોએ તેમાં સહી કરી. કહેવાય છે કે કેટલાક તો એવા આવેશમાં આવી ગયા કે સહી કરતી વખતે તેમની આંખોમાં આંસુ આવી ગયાં, અને કેટલાકોએ તો પોતાના શરીરમાંથી લોહી કાઢીને તે વડે સહી કરી. એ પ્રતિજ્ઞા એવી હતી કે ભીડ પડે ત્યારે એક બીજાને મદદ કરવી, અને ચાર્લ્સ અને લૅાડ ધર્મમાં જે કંઇ ફેરફાર કરે તેની સામે થવું. ત્યાર પછી ગ્લાસગોમાં સભા મળી અને તેણે એપિસ્કોપલ પ્રાર્થનાપદ્ધતિ અને પોથીને નામન્જુર કર્યાં. વાત વધી ગએલી જોઇ ચાર્લ્સે સ્કૅાટ લોકોનો વિરોધ દબાવી દેવાનો નિશ્ચય કર્યો. બંને બાજુએ લડાઇની તૈયારીઓ ખુલ્લી રીતે થવા લાગી. સ્કૅાટ લોકોએ ૨૦૦૦૦ ચુનંદા માણસોનું લશ્કર તૈયાર કરી શૂરવીર, ઉત્સાહી અને કાબેલ અમલદારોના હાથ હેઠળ મૂક્યું. રાજા પો-

---

૧ સ્કૅાટલેન્ડના લોકોનો ધર્મ પ્રેસ્બિટિરિયન કહેવાય છે. તેમાં સર્વ પુરોહિતોનો સરખો દરજ્જો ગણાય છે.

તાનું લશ્કર લઇ તેમની સામે ગયો, પરંતુ તેનું લશ્કર જોઇએ તેવું તૈયાર કે કેળવાએલું ન હતું. વળી તેમાં ઘણા સિપાઇઓ તો સ્કૉટ લોકોનો પક્ષ કરનારા હતા, એટલે બેરિક સુધી આવીને રાજા લડયા વિનાજ પાછો ચાલ્યો ગયો, અને સામાન્ય સભા અને પાર્લમેન્ટ ઠરાવે તેવી સંધિ કરવાનું વચન આપતો ગયો. પાર્લમેન્ટ મળી અને તેણે એવી સખત માગણીઓ કરવા માંડી કે રાજાએ પાછો સ્કૉટલેન્ડ જોડે ફરીથી યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. તેણે સ્ટ્રૅફર્ડને આયર્લૅન્ડમાંથી પાછો બોલાવી લીધો અને લશ્કરની તૈયારીઓ કરવા માંડી. આ યુદ્ધ માટે જોઇતાં નાણાં માગવા માટે અગિઆર વર્ષના ગાળા પછી ઇ. સ. ૧૬૪૦ માં પાર્લમેન્ટ બોલાવી. આટલા લાંબા સમય પછી પાર્લમેન્ટ મળે અને એકદમ નાણાં આપવાની વાત કરવા બેસે એમ બને જ કેમ? પાર્લમેન્ટે તો ચાર્લ્સે કરેલા જુલમોની દાદ માંગવા માંડી ને સ્કૉટલેન્ડ જોડેની લડાઇને ગેરવાજબી ઠરાવી. રાજાએ ત્રણ અઠવાડીઆમાં તો પાર્લમેન્ટને વિસર્જન કરી.[1]

હવે કરવું શું? સ્ટ્રૅફર્ડે લશ્કર ઉભું કર્યું અને લોકો પાસેથી બળાત્કારે નાણાં કઢાવ્યાં; પરંતુ લશ્કર તાલીમ વગરનું હતું અને તેમાંએ ઘણા લોકો પ્યૂરિટન હોવાથી સ્કૉટ લોકોની સામે લડવા ખુશી ન હતા. વિજયી સ્કૉટ લોકો છેક ન્યૂકેસલ સુધી આવી પહોંચ્યા. રાજાને શું કરવું તે સમજાણુ પડી નહિ. તેને નમતું આપવું પડયું; સ્કૉટ લોકોની સર્વ માગણીઓ તેણે સ્વીકારી અને વધારામાં એક મોટી રકમ આપવાનું વચન પણ આપ્યું. પરંતુ એ નાણાં લાવવાં કયાંથી? ઇ. સ. ૧૬૬૦ માં રાજાએ લાચાર થઇને ફરીથી પાર્લમેન્ટ બોલાવવાનો હુકમ કાઢયો. આ પ્રસિદ્ધ પાર્લમેન્ટને **લાંબી પાર્લમેન્ટ** કહેવામાં આવે છે, કેમકે ઇ. સ. ૧૬૪૦ થી ૧૬૬૦ સુધી તે ચાલુ રહી

૧. આ પાર્લમેન્ટને ટૂંકી પાર્લમેન્ટ કહે છે. તેમાં દઢ મનનો, અસાધારણ હિંમત અને વકતૃત્વશકિતવાળો જ્હૉન પિમ અને છાતીનો આઘો હૅમ્પડન એ નાયકો હતા.

**લાંબી પાર્લમેન્ટ:** (૧૬૪૦-૧૬૫૩:)—નવેંબર માસની ૩જી તારીખે આ પાર્લમેન્ટની પહેલી સભા મળી, ત્યારે ચાર્લ્સની સ્થિતિ છેક દયાપાત્ર થઇ ગઇ હતી. સ્કૉટ લોકોને નાણાં આપવાનું તેણે વચન આપ્યું હતું. પરંતુ પાર્લમેન્ટના મદદ વિના તેનાથી એ વચન પળાય તેમ નહતું; તેની પાસે લશ્કર ન હતું, અને સ્કૉટ લોકો પોતાનું લશ્કર પાર્લમેન્ટને ધીરવા તૈયાર હતા. આમ છતાં પાર્લ-મેન્ટના સભ્યોનો વિચાર રાજાની વિરૂદ્ધ બંડ જગાડવાનો ન હતો. તેમને તો માત્ર રાજ્યની સ્થિતિ સુધારવી હતી અને રાજાને ઠેકાણે આણી સારી રીતે રાજ્ય કરવાની ફરજ પાડવી હતી, દેશમાં કાયદાનો અમલ બેસાડી પાર્લમેન્ટના હક સુરક્ષિત રાખવા હતા. એક આગેવાન વક્તાએ ભાષણ કર્યા પ્રમાણે "આપણે તો ઇશ્વરનું કામ કરવા એકઠા મળ્યા છીએ; જોડે રાજાનુંએ ખરૂં." આથી સ્કૉટલેન્ડ જોડે થએલા વિગ્રહનાં ખર્ચની મંજુરી આપી અગિ-આર વર્ષના આપખુદ અમલ દરમિઆન ચાર્લ્સે કરેલા જુલમોનો વિચાર પાર્લમેન્ટે કરવા માંડ્યો. સ્ટાર ચેમ્બર ને હાઇ કમિશન કૉર્ટ જેવી જુલમી અદાલતો કાઢી નાખી, વહાણવેરો રદ કર્યો, ને રાજાએ કેદ કરેલા માણસોને છુટા કરવામાં આવ્યા.

હવે પાર્લમેન્ટે રાજાના માનીતાઓ અને રાજાના જુલમગારોની ખબર લેવા માંડી. સ્ટ્રેફર્ડ અને લાડને કેદમાં પૂરવામાં આવ્યા. પિમે સ્ટ્રેફર્ડ ઉપરનું તહોમતનામું ઘડી કાઢી તેના પર રાજદ્રોહનો મુખ્ય આરોપ મૂકયો, અને કહ્યું આ રાજદ્રોહ એટલે રાજાનો દ્રોહ એમ નહિ પરંતુ પ્રજાનો દ્રોહ એમ સમજવું. અમીરોની સભાને આ આરોપની તપાસ ચલાવવાનું કામ સોંપવામાં આવ્યું શરૂઆતમા તો સ્ટ્રેફર્ડે આ આરોપની દરકાર કરી નહિ; તેના પરના આરોપની તપાસ ચાલતી હતી ત્યારે બેદરકારીથી અમીરોની સભામાં એ સાંભળવા માટે ગયો હતો ત્યાં તેને પકડી કિલ્લામાં મોકલી દેવામાં આવ્યો. પરંતુ રાજદ્રોહનો આરોપ

પુરવાર કરવાની મુશ્કેલી સર્વને લાગી, એટલે આમની સભાએ એક કાયદો પસાર કરી ઠરાવ્યું કે સ્ટ્રેફર્ડ દેહાંતદંડને લાયક છે. અમીરોની સભા પાસે સહી થવા આ ખરડો મોકલવામાં આવ્યો. પહેલાં તો આ ખરડો પસાર કરવામાં અમીરોએ આનાકાની કરી, પરંતુ થોડાજ સમયમાં એવી અફવાઓ ઉડવા લાગી કે ઉત્તરમાં રાજા લશ્કર તૈયાર કરે છે, અને તેની મદદ વડે સ્ટ્રેફર્ડને તે છુટો કરનાર છે. અમીરોએ ખરડો પસાર કર્યો, અને "તારો એક વાળ પણ વાંકો થવા નહિ દઉં" એવું વચન આપ્યા છતાં રાજાએ પોતાના વફાદાર નોકરના શિરોવધના હુકમ પર સહી કરી.[1]

આ નવી મેળવેલી સત્તાના જોસમાં પાર્લમેન્ટે એક ખરડો પસાર કર્યો કે આ પાર્લમેન્ટને તેની પોતાની સંમતિ વિના રાજાએ વિસર્જન કરવી નહિ. તેણે બીજો પણ એક કાયદો પસાર કર્યો કે દર ત્રણ ત્રણ વર્ષે પાર્લમેન્ટ અચૂક મળવીજ જોઇએ. રાજાને પાર્લમેન્ટ પાસેથી વધારે નાણાં લેવાની લાલચ હતી, એટલે તેણે બંને

૧. આ વાત સાંભળી સ્ટ્રેફર્ડ માત્ર એટલુંજ બોલ્યો કે "રાજાઓનો વિશ્વાસ ફાઇ કરશો નહિ". ઇ. સ. ૧૬૪૧ ની ૧૨ મી મેને રોજ તે મહાન્ અમીર પોતાના વધસ્થંભ તરફ ચાલ્યો; રસ્તામાં લૉડના બંદીખાનાની બારી નીચેથી તે પસાર થયો, ત્યારે લૉડે બારીમાંથી હાથ પ્રસારી તેને છેલ્લા આશીર્વાદ આપ્યા. વધસ્થાને જઇ પહોંચી સ્ટ્રેફર્ડે શાંતિ અને ધૈર્યથી મૃત્યુની તૈયારી કરી. તેણે પ્રભુપ્રાર્થના કરી, અનેઆસપાસ એકઠા થએલા મિત્રોને કહ્યું કે "હું મૃત્યુથી ડરતો નથી; સુવા જતી વખતે જેટલા આનંદથી મારી બંડી ઉતારૂં છું તેટલાજ આનંદથી અત્યારે પણ ઉતારૂંછું." પછી જલ્લાદને માફી આપી તેણે ઢીમચા પર માથુ મૂક્યું; કુહાડી પડી અને એકજ ફટકે તે ધડથી જુદું થઇ ગયું. પોતાના જુલમગારને છેલ્લી વેળા એકવાર જોઇ લેવા હજારો લોકો એકઠા થયા હતા. તેમણે હર્ષના પોકાર કર્યા, કેટલાક રસ્તા અને ખેતરોમાં દોડતા દોડતા પોકરવા લાગ્યા કે "તેનું માથું ઉડી ગયું." સ્ટ્રેફર્ડના મસ્તક જોડે એકહથ્થુ અને બેજવાબદાર રાજ્યપદ્ધતિ પણ ઉડી ગઇ.

ખરડા પર સહી કરી આપી. લાંબી પાર્લમેન્ટે દરેક રીતે પોતાનું ધાર્યું કરવા માંડયું.

હવે પાર્લમેન્ટે ધાર્મિક સુધારાનું કાર્ય હાથમાં લીધું. આ સભામાં કેટલાક ચુસ્ત પ્યૂરિટન, કેટલાક પ્રેસ્બિટિરિયન અને કેટલાક એપિસ્કોપલ પરંતુ રાજાના જુલમથી કંટાળેલા અને ધર્માધ્યક્ષોની સત્તા ઓછી કરવાના મતવાળા સભ્યો આવ્યા હતા. પ્યૂરિટન લોકો તો એપિસ્કોપલ પંથને જડમૂળથી નાબુદ કરવા માગતા હતા એટલે તેમણે તે મતલબનો પાર્લમેન્ટમાં ખરડો આણ્યો. અત્યાર સુધી રાજાની સામે થવામાં એકત્ર રહેલી પાર્લમેન્ટમાં બે તડ પડયાં. કેટલાક જુના વિચારને વળગી રહેનારા લોકોને પ્યૂરિટનોની આવી છેક છેલ્લે પાટલે બેસવાની વાત પસંદ ન પડી. તેઓએ પ્યુરિટનો કરતાં રાજાના પક્ષમાં ભળવાનું વધારે પસંદ કર્યું. વળી કેટલાકનો મત રાજાની તરફેણમાં પણ વળ્યો. રાજાએ આપણું કહ્યું કર્યું છે, આપણે તેના બદસલાહકારોને સજા કરી છે, તો પછી હવે રાજાની સામે થવામાં પણ લોકોએ હદપાર શા માટે જવું જોઇએ ? આ પ્રમાણે ચાર્લ્સનો પક્ષ સબળ થયો. તે સ્કૉટલેન્ડ જઇ લોકપ્રિયતા મેળવવા પ્રયત્નો કરવા લાગ્યો. પરંતુ તે દરમિઆન આયર્લેન્ડમાં બંડ ઉઠયું અને હજારો પ્રોટેસ્ટન્ટોની નિર્દય રીતે કતલ કરવામાં આવી. લોકોમાં તો એકદમ વાત ચાલવા લાગી કે રાજારાણીનો આમાં હાથ છે. પાર્લમેન્ટના પ્યૂરિટન પક્ષે તો આ વાતને સત્ય ગણી લીધી, અને પાર્લમેન્ટની સભા મળી ત્યારે પિમ અને તેના મિત્રોએ આ તકનો લાભ લઇ એક લેખ તૈયાર કર્યો. તેમાં ચાર્લ્સના રાજ્યકાળ દરમિઆન બનેલા સર્વ વૃત્તાંતોનો વિગતવાર અહેવાલ આપી તેની રાજનીતિને વખોડી કાઢવામાં આવી હતી, અને પ્રજાની ફરિયાદો રજુ કરી તે દૂર કરવાના ઉપાયો પણ સૂચવવામાં આવ્યા હતા. આ લેખને 'મોટો વાંધો' કહેવામાં આવે છે. આ લેખ પાર્લમેન્ટમાં મંજુર થવા માટે રજુ કરવામાં આવ્યો ત્યારે બંને પક્ષ વચ્ચે જબરી તડાતડી થઇ. સવારના

નવથી રાતના અગિઆર સુધી દલીલો અને તકરારો થઇ, અને છેવટ માત્ર ૧૧ વધુ મતે તે પસાર થએલો જાહેર કરવામાં આવ્યો. તેમાં કરવામાં આવેલી મુખ્ય માગણીઓ એ હતી કે જેમનામાં લોકો વિ-શ્વાસ મૂકી શકે તેવા માણસોને રાજાએ પ્રધાનો નીમવા. કેટલાકોને લાગ્યું કે પ્યૂરિટન પક્ષની માગણીઓ મંજુર થાય તો રાજા માત્ર શોભાનું પુતળું બની જાય. આ લેખની હજારો નકલો છપાવી ગામે ગામ પ્રજામાં છૂટથી વહેંચવામાં આવી. પ્રજામાં હાહાકાર થઇ ગયો. જ્યાં ત્યાં રાજા અને તેનાં કામોની નિંદા થવા લાગી, અને મરીએ કે જીવીએ તોપણ પાર્લમેન્ટની પડખે જ આપણે ઉભા રહેવું એવો લોકોએ નિશ્ચય કર્યો.

**પિમ વગેરે ઉપર ધસારો:**—મોટા વાંધાને લીધે પાર્લમેન્ટમાં બે પક્ષ પડયા, તેમાં એક પક્ષે ચાર્લ્સની તરફદારી કરી. તે પક્ષના સભ્યો મોટા વાંધામાં સૂચવેલા અંતીમ ઉપાયો લેવા તૈયાર ન હતા ચાર્લ્સ ડાહ્યો અને સુજાણ હોત તો આ લોકોની મદદથી કળે કરીને કામ લઇ શકત. પરંતુ તેણે પોતાના સમગ્ર જીવન પર અસર થાય એવું એક અગત્યનું પગલું કોઇની સલાહ વિના ભર્યું, અને આજ સુધી પ્રજા-પ્રકોપનો ધુંધવાઇ રહેલો અગ્નિ ભભૂકી ઉઠયો. રાજાને કાને ઉડતી વાત આવી કે પ્રજાપક્ષના આગેવાનો રાણી ઉપર કંઇક તહોમત મૂકવા માગે છે. તેણે પોતાના વકીલને હુકમ ફરમાવ્યો કે પિમ, હોલિસ, હેઝલરિગ, હેમ્પડન વગેરે સભ્યો પર રાજદ્રોહના આરોપ ઘડી કાઢો. પરંતુ આટલેથી જ વાતનો અંત ન આવ્યો. રાણીએ રાજાને ભંભે-રીને કહ્યું " જા, બાયલા, જા ! એ મૂંડિયાને કાન પકડી બહાર ખેંચી કાઢ " ચારસો પાંચસો જેટલા સિપાઇઓ લઇને રાજા આમની સભાના મકાનમાં આવ્યો ( ઇ. સ. ૧૬૪૨ ), અને પ્રમુખની ખુરસી ઉપર બેસી તેને પૂછ્યું કે " પિમ વગેરે પાંચ સભાસદો કયાં છે ? " ચતુર પ્રમુખે ઉત્તર આપ્યો, " મહારાજ આમની સભા આજ્ઞા કરે તે વિના બીજું કંઇ જોવા કે કહેવાને મારે આંખ કે જીભ નથી." રાજા-

એ નજર ફેરવી જોયું તો એ પાંચે સભ્યો ન મળે. રાજાના આવવાની તેમને ખબર મળી ગઇ હતી, એટલે તેઓ સમય વર્તીને અગાઉથી ચાલ્યા ગયા હતા. " મારાં પંખીડાં ઉડી ગયાં છે " કહીને નિરાશ થએલો અને ભોંઠો પડેલો રાજા પાછો ગયો.

હવે સભ્યોનો ક્રોધ ઝાલ્યો રહ્યો નહિ. આ તો આપખુદીની પરિસીમા આવી રહી. આજ સુધી કોઇ રાજાએ આવું કર્યું ન હતું એટલુંજ નહિ પરંતુ આમ કરવાથી મોટા પટ્ટાના કરારનો ચોકખો ભંગ થતો હતો. પાર્લમેન્ટની સ્વતંત્રતા ઉપર રાજાએ હાથ નાખ્યો હતો. આ સર્વ ઉપરથી રાજા ગયો કે સભામાં ખૂમરાણ મચી રહ્યું: 'અધિકાર' 'અધિકાર'ના પોકારો થઇ રહ્યા અને ગમે તેમ થાય તો પણ એ પાચ સભ્યોને રાજાને હાથ સોંપવા નહિ એવો નિશ્ચય કરવામાં આવ્યો. વેસ્ટ મિન્સ્ટરથી પાર્લમેન્ટ લંડન ગઈ અને ત્યાં તેનું કામકાજ ચાલવા લાગ્યું; કેમકે લંડનવાસીઓ પાર્લમેન્ટના પક્ષના હતા અને દૃઢ નિશ્ચયવાળા હતા. પિમ આદિ પાંચ સભ્યોને પણ તેમણેજ આશ્રય આપ્યો હતો એટલુંજ નહિ પણ તેમને પકડવાને માટે રાજાએ કરેલા પ્રત્યેક પ્રયત્નને પણ તેમણે નિષ્ફળ કર્યો હતો. લંડનવાસીઓના રક્ષણ તળે રહીને આ સભ્યો પાર્લમેન્ટની સમિતિઓમાં કામ કરી શકતા અને અન્ય સભ્યોને પોતાની બુદ્ધિ અને શક્તિનો લાભ આપી શકતા. વળી એક અઠવાડીઆ બાદ તો તેઓ સભામાં છડે ચોક આવીને બેઠા. રાજાના અત્યાચારથી ઉશ્કેરાએલા લોકો ટોળાબંધ જઈ રાજમહેલને ઘેરી લેવા લાગ્યા અને દરેક રીતે પોતાનો ગુસ્સો અને ધિક્કાર પ્રકટ કરી રહ્યા. રાજા હવે સમજ્યો. તેણે જોયું કે હવે લંડનમાં રહેવામાં સલામતી નથી; વધારે વિલંબ થયો તો ગમે તે બહાને પણ પાર્લમેન્ટ તેને નજર કેદ રાખશે. તેણે પાટનગર છોડયું અને માત્ર ઇન્સાફની અદાલતમાં કરેલાં કુકર્મોનો જવાબ આપવાને દિવસેજ તે પાછો આવવા પામ્યો. રાણી જરઝવેરાત લઈ પતિને માટે હથિયાર, દારૂગોળો વગેરે મેળવવા નેધરલેન્ડઝ તરફ ગઇ.

# પ્રકરણ ૩ જું.

## ચાર્લ્સ ૧ લો. ( ચાલુ )

### રાજાપ્રજા વચ્ચે યુદ્ધ.

**લડાઈની તૈયારી:**—આ સ્થિતિએ મામલો પહોંચ્યા પછી બંને પક્ષ જોઇ શકયા કે હવે લડાઇ કર્યા વિના છુટકોજ નથી, છતાં એ પાર્લમેન્ટ પોતે એ યુદ્ધનો આરંભ કરવા ઇચ્છતી નહતી; તેને તો રાજા દેશના કાયદા પ્રમાણે બંધારણપૂર્વક રાજ્ય કરે એટલું જોઇતું હતું. હવે રાજાએ નિયમ પ્રમાણે ચાલવાનાં વચન આપ્યાં. પાર્લમેન્ટને તેના ઉપર વિશ્વાસ બેસતો ન હતો; તેણે ધાર્યું કે મુલકી કે લશ્કરી સર્વ સત્તા રાજા પાસેથી હાથ કરી લેવાથીજ રાજા પાંસરો ચાલશે. આથી રાજા તરફથી વિષ્ટિનાં જે કહેણ આવતાં હતાં તેના જવાબમાં તેણે એવી માગણી કરી કે લશ્કર કે નૌકાસૈન્યના સેનાપતિઓની પસંદગી પાર્લમેન્ટજ કરે અને સર્વ કિલ્લા, દારૂગોળો અને લશ્કર પણ પાર્લમેન્ટનેજ સ્વાધીન હોવું જોઇએ. આ માગણી સાંભળીને રાજા બોલી ઉઠયો " એક કલાક પણ એ સત્તા ન આપું; મારાં સ્રીપુત્રોને પણ એ હક ન આપું; પૂર્વે કોઇએ ઇંગ્લેન્ડના રાજા પાસે આવી માગણી કરી નથી." રાજા એકદમ હલ્લ તરફ ત્યાંનો દારૂગોળો કબજે કરવા ગયો. સર જહૉન હોથેમ નામના કિલ્લેદારે શહેરના દરવાજા વાસી દઇ રાજાને અંદર આવતો અટકાવ્યો. હવે વાત વધી પડી. તેમાં વળી પાર્લમેન્ટે કેટલાક પરાપૂર્વથી ચાલતા આવેલા ખાસ રાજહકો છીનવી લેવાની પેરવી કરવા માંડી અને ઇસેક્સના ઠાકોરને સેનાપતિ નીમ્યો. રાજાએ ધન અને સેના એકઠાં કરવા માંડયાં અને ઇ. સ. ૧૬૪૨ ના ઑગસ્ટ માસની ૨૨ મી તારીખે નૉટિંગહેમના કિલ્લા ઉપર પોતાનો શાહી વાવટો ફરકાવ્યો. તોફાની

પવન અને વરસાદનાં ઝાપટાંમાં વાવટો નીચો પડી ગયો ને રાજપક્ષીઓ જરા ઉદાસ થઈ ગયા.

**બે પક્ષનું બલાબલઃ**—આ આંતરવિગ્રહમાં અંગ્રેજ પ્રજા બે વિભાગમાં વહેંચાઇ ગઇ. બંને પક્ષના લોકો એમ કહેતા કે અમે પ્રાચીન શાસનપદ્ધતિને સુરક્ષિત રાખવા માટેજ હથિયાર ઉપાડયાં છે. પાર્લમેન્ટના પક્ષના લોકો તો કહેતા કે અમારે યુદ્ધ કરવાની ફરજ પડે છે એટલે અમે લાચાર છીએ, અને અમે જે કરીએ છીએ તે રાજાના હિતને વાસ્તેજ છે. ખરૂં જોતાં આ યુદ્ધ સંરક્ષક અને ઉચ્છેદક પક્ષ વચ્ચે હતું. આ બંને પક્ષનાં માણસોનું કોઇ પણ રીતે વર્ગીકરણ કરવાનું કામ સહેલું નથી છતાં સાધારણ રીતે એમ કહી શકાય કે અમીરો અને ગૃહસ્થો રાજપક્ષમાં ભળ્યા હતા; સામાન્ય શહેરીઓ, વેપારીઓ અને ખેડુતો પ્રજાપક્ષમાં રહ્યા હતા. અમીરો રાજપક્ષમાં ભળે એટલે તેના આશ્રિતો તો તેમની જોડેજ હોય. એ ઉપરાંત એમની લાગવગ જેના ઉપર ચાલી શકતી હોય તેવા માણસો પણ રાજપક્ષમાં જ હોય. ધર્મગુરુઓ તો ખુલ્લી રીતે પ્યૂરિટન લોકોની વિરૂદ્ધ હતા એટલે તેઓ પણ રાજપક્ષમાં ભળ્યા. આ ઉપરાંત રાણી અને રાજા કંઇક રોમન કેથોલિક વલણ ધરાવતાં હતાં એટલે કેથોલિક લોકો પણ રાજા જોડે ભળ્યા; છતાંએ કેટલાક અમીરો અને ગૃહસ્થોમાંથી જે પ્યૂરિટન ધર્મના અડગ અનુયાયીઓ હતા તે પ્રજાપક્ષમાં ભળ્યા, અને ઘણા શહેરી અને વેપારીઓ રાજપક્ષમાં એકનિષ્ઠાથી રહ્યા. કોઇ રાજકીય સિદ્ધાંત પ્રમાણે પણ આ પક્ષ પડયા ન હતા કેમકે બંને પક્ષમાંથી ઘણા માણસો તે સમયની પરિસ્થિતિ વિશે ઢચુપચુ વિચારો ધરાવનાર હતા. આ પક્ષો માત્ર ધાર્મિક દૃષ્ટિએ જોવાના છે. પ્રજાપક્ષના ચુસ્ત અનુયાયીઓ, ચુનંદા લડવૈયાઓ અને ચતુર આગેવાનો એ સર્વ ઉત્સાહી અને અડગ પ્યૂરિટનો હતા. ભૌગોલિક દૃષ્ટિએ આ પક્ષોને તપાસીએ તો લંડન ઉપરાંત દક્ષિણ અને પૂર્વનાં પરગણાંઓ પાર્લમેન્ટના પક્ષમાં હતાં, અને ઉત્તર અને પશ્ચિમનાં પરગણાંઓ રાજ-

પક્ષમાં હતાં. રાજપક્ષના મળતીઆઓને ઘોડેસવાર (Cavaliers) અને પ્રજાપક્ષના મળતીઆઓને મૂંડિયાઓ (Roundheads) કહેવામાં આવે છે. રાજાના અમલ દરમિઆન નૌકાસૈન્યની બહુ દરકાર કરવામાં આવતી નહિ એટલે ખલાસીઓ કે અમલદારોને પુરો પગાર મળતો નહિ, એટલે ત્રાસી ગએલા આ લોકો પ્રજાના પક્ષમાં રહ્યા; આથી રાજાના પરદેશી મિત્રો તેને મદદ કરી શકે તેવું રહ્યું નહિ. વળી હલ્લ અને પ્લીમથમાંથી પાર્લમેન્ટને લડાયક સામાન આણી આપવામાં પણ આ નૌકાસૈન્ય ઠીક કામ આવ્યું આ ઉપરાંત જકાત અને કર ઉઘરાવવાનું કામ પાર્લમેન્ટના અમલદારોએ ઉપાડી લીધું એટલે પાર્લમેન્ટને ધનની કશી ઉણપ રહી નહિ; રાજા પાસે નાણાંની તંગી હતી; તેની રાણી ઝવેરાત લઇને નેધરલેન્ડઝ ગઇ હતી અને ત્યાંથી સામાન ખરીદી મોકલતી હતી. તેના અનુયાયીઓ પાસે પણ એક વર્ષની ઉપજ થઇ રહ્યા પછી જરઝવેરાત અને સોનાચાંદીનો માલ જ હતો. ભક્તિના આવેશમાં તેઓએ પોતાની મૂલ્યવાન વસ્તુઓ વેચીસાટીને પણ રાજાને નાણાં કાઢી આપ્યાં, પરંતુ આ પ્રમાણે આપેલું નાણું કેટલો વખત ચાલે? પરંતુ રાજા પાસે તાલીમ પામેલાં ને કસાએલાં લશ્કર અને હયદળ હતાં. પાર્લમેન્ટના લશ્કરમાં તો લડવાની આવડત વિનાના રખડેલ, અસ્ત્રશસ્ત્રના ઉપયોગથી અજાણ્યા માત્ર ઉત્સાહના આવેગવાળા ભાડુતી માણસોજ હતા; તેના સરદારોમાં ખાસ આવડત, ચતુરાઇ કે બહાદુરી ન હતી.

ઈ. સ. ૧૬૪૨:—રાજસૈન્યનો સરદાર રુપર્ટ કુંવર એક કાબેલ, ચતુર પણ સહેજ અવિચારી[૧] યોદ્ધો હતો. રાજાનો વિચાર એવો હતો કે સર્વથી પહેલાં લંડન પર હલ્લો કરવો, અને પાર્લમેન્ટનો ઇરાદો એવો હતો કે ધીમે ધીમે રાજાના હસ્તકનું એકાદ પરગણું હાથ

૧ તેના મિત્રો તેને Dashing Prince Rupert કહેતા; તેના શત્રુઓ તેને 'ગાંડો ઘોડેસવાર' કહેતા.

ફરી લેવું. રાજા તો લંડન જવા માટે આગળ વધ્યે જતો હતો, પરંતુ ઇસેક્સની ચતુરાઇથી પહેલું યુદ્ધ ઑક્સફર્ડ અને વૉરિક પરગણાની સીમા ઉપર આવેલા એજહિલ નામે સ્થાન પાસે થયું. રુપર્ટના

હયદળ પાસે બીનકેળવાએલા મૂંડિયાઓનું શું ચાલે? પરંતુ એ અવિચારી સરદારની યુદ્ધવ્યવસ્થા એટલી ખામી ભરેલી હતી કે સર્વ નિયમ વીસરી જઇને તેના સિપાઇઓ લૂટફાટ કરવા મંડી પડયા, અને લડાઇ જીતવાની વાતજ તેમના ધ્યાનમાં ન રહી. પરિણામ એ

આવ્યું કે રાત પડી તોપણ બંનેમાંથી એક પણ પક્ષનો સંપૂર્ણ વિજય થયો નહિ. રાજા લંડન તરફ ચાલ્યો. ત્યાં પહોંચીને જુએ છે તો તેની ભેટ લેવા એક મોટું લશ્કર તૈયારજ હતું. વેપારીઓ, કારકુનો, ઉમેદવારો અને કારીગરો પોતાનો કામધંધો પડતો મૂકીને પોતાનું રક્ષણ કરવા બહાર નીકળી પડયા હતા. આ જોઇને રાજા તો પાછોજ વળ્યો, અને ઑક્સફર્ડમાં આખો શિઆળો રોકાયો. બંને પક્ષે યુદ્ધની જબરી તૈયારીઓ કરવા માંડી.

ઈ. સ. ૧૬૪૩:—આ વર્ષની શરૂઆતમાં તો રાજાનો જય થયો. લંડન અને ઑક્સફર્ડની વચ્ચે શાલગ્રોવફિલ્ડ પાસે યુદ્ધ થયું તેમાં પ્રજાપક્ષનો આધારસ્તંભ હેમ્પડન ઘાયલ થયો. લડાઇના મેદાનમાંથી નીચે મુખે વેદનાથી પીડાતો તે ધીમે ધીમે પાછો આવ્યો અને છ દિવસ પછી મરણ પામ્યો. તેના જેવા નીડર, શૂરવીર અને સાહસિક પુરુષના મરણથી પ્રજાપક્ષને મોટી ખોટ પડી.

આ ઉપરાંત આ વર્ષમાં બીજાં પણ અનેક નાનાં મોટાં યુદ્ધો થયાં. રાજાએ હલ, પ્લીમથ અને ગ્લોસ્ટર જીતવાની યોજના કરી. પાર્લમેન્ટની ઉપરાઉપરી હાર થવા લાગી અને સર્વને લાગ્યું કે હવે રાજપક્ષીઓ જરૂર જીતશે; કેમકે આ ત્રણ શહેરો પડે તો પાર્લમેન્ટથી લન્ડનનો કોઇ રીતે બચાવ થઇ શકે તેમ ન હતું; તેમાં વળી ઘણા સિપાઇઓ રાજાના લશ્કરમાં જોડાયા અને હવે તો છેલ્લી જીત થવામાં રાજાને કશી ઢીલ થવાની નથી એમ સૌને લાગ્યું. સર્વની ઇચ્છા થઇ કે સલાહ થાય તો સારૂં. પરંતુ પિમ અને તેના બહાદુર દોસ્તોએ લન્ડનવાસીઓની મદદથી પ્રજાપક્ષને મજબુત રાખ્યો. ઘેરાએલા ગ્લોસ્ટરની વહાર કરવા લશ્કર તૈયાર કરવામાં આવ્યું. દુકાનો બંધ કરી, ધંધેરોજગાર છોડી લોકો લશ્કરમાં દાખલ થઇ તાલીમ લઇ ઇસેક્સની સરદારી નીચે ગ્લોસ્ટરને બચાવવા ચાલ્યા. રસ્તામાં ન્યૂબરી નામે એક સ્થળે આગળ રાજસૈન્ય જોડે તેનો ભેટો થયો અને ત્યાં ખૂનખાર લડાઇ મચી. આ યુદ્ધમાં રાજપક્ષનો ફૉકલેન્ડ

નામે એક મહાન્ નેતા મરાયો. દેશનું દુઃખ તેનાથી જોયું જતું ન હતું. હૈયાશોકમાં "સલાહ! સલાહ!" અને "આજ રાત પહેલાં હું કાળ કરીશ" એમ બોલતો તે રણે ચડયો તે છાવણીમાં પાછો નજ આવ્યો. આ યુદ્ધમાં કોઇ પક્ષે જય મેળવ્યો નહિ. બંને પક્ષ વધારે ને વધારે તૈયારી કરવા લાગ્યા; બંને પક્ષ તરફથી મદદની શોધ થવા લાગી.

ઇતિહાસમાં ન્યૂબરીનું યુદ્ધ એટલા માટે પ્રસિદ્ધ ગણાય છે, કે ત્યાર પછી પ્રજાપક્ષનો વિજય સ્પષ્ટ થતો ગયો, રાજાના સૈન્યની શક્તિ નબળી પડતી ગઇ અને પ્રજાનું જોર વધતું ગયું.

ન્યૂબરીના યુદ્ધ પછી તે વર્ષના અંત સુધી નવું યુદ્ધ થયું નહિ. બંને પક્ષો પોતાનાં લશ્કર સુધારવા માંડયાં. પાર્લમેન્ટે પોતાના લશ્કરની ખામી જોઇ લીધી હતી એટલે કંઇક નવી રચના કરવાની જરૂર છે એમ તો પ્રજાપક્ષવાળાઓને ક્યારનુ લાગ્યા કરતું હતું. પૂર્વના પ્રદેશોમાં પ્યુરિટન લોકોનું જોર હતું એટલે ત્યાંનાં તમામ પરગણાંનું એક સંમેલન થઇ ગયું. તે '**પૂર્વીય સંમેલન**' કહેવાય છે. આ સંમેલનના નેતા ઓલિવર ક્રોમવેલ અને બીજા કેટલાક પ્રજાપક્ષના સભ્યો હતા. વાસ્તવિક રીતે કહીએ તો એકલો ક્રોમવેલજ નેતા હતો. આ લશ્કરે લિંકનશાયરનો કબજો બહાદુરીથી ટકાવી રાખ્યો હતો.

બંને પક્ષને બહારની મદદની ઘણી જરૂર લાગતી હતી. યુરોપમાં એક મોટો વિગ્રહ ચાલતો હતો તેમાં ઘણાં ખરાં રાજ્યો પડેલાં હોવાથી કોઇની મદદ મળી શકે તેવું ન હતું. એટલે આખરે રાજાની નજર આયર્લૅન્ડ પર ઠરી. પાર્લમેન્ટને પણ ધાર્મિક બાબતોમાં છૂટછાટ મૂકીને સ્કૉટ લોકોની મદદ લેવી પડી. તેમે સ્કૉટલૅન્ડ જોડે વિષ્ટિ કરવા પોતાનો પ્રતિનિધિ મોકલ્યો. એ મસલતને અંતે એવો ઠરાવ થયો કે ઇંગ્લૅન્ડે પ્રેસ્બિટેરિયન ધર્મને રાજધર્મ ગણવો અને સ્કૉટલૅન્ડને નાણાંની મદદ કરવી. આના બદલામાં સ્કૉટ લોકોએ પોતાનું

ફસાએલું લશ્કર પાર્લમેન્ટને આપવાનું કબુલ કર્યું. સ્કૉટ લોકોની જોડે થએલા આ કરારને 'પવિત્ર સંધિ' અને 'પ્રતિજ્ઞા' ( Solemn League and Covenant ) કહેવામાં આવે છે. આ સંધિ થતાંજ લેવનના ઠાકોરની સરદારી નીચે ૨૦,૦૦૦ માણસનું લશ્કર સરહદ ઓળંગી ઇંગ્લેન્ડમાં ઉતરી આવ્યું.

ઇ. સ. ૧૬૪૪:—આયર્લેન્ડથી આવેલું લશ્કર રાજાને બહુ ખપમાં ન આવ્યું, જ્યારે સ્કૉટ લોકોના લશ્કરે પ્રજાપક્ષમાં ભળીને યુદ્ધનો રંગ બદલી નાખ્યો. યૉર્ક પરગણામાં કૂચ કરીને તેઓએ લૉર્ડ ન્યુકેસલને હુલ પર ઘેરો ઘાલતો અટકાવ્યો. ન્યુકેસલને યૉર્કમાં ભરાઇ જવું પડ્યું. સ્કૉટ અને પાર્લમેન્ટના સંયુક્ત લશ્કરે હવે યૉર્કને ઘેરી લીધું. રાજાને આ વાતની ખબર પડી કે તેણે રુપર્ટને લશ્કર લઇ યૉર્ક છોડાવવા દોડાવ્યો. રસ્તામાં નવા સિપાઇઓની ભરતી કરતા કરતા રુપર્ટ અને તેના સાથીઓએ આવી એક પણ યુદ્ધ કર્યા વિના યૉર્કનો ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડી. રણરસીઓ રુપર્ટ દુશ્મનની પૂંઠે પડ્યો. ચતુર ક્રોમવેલે કુંવરની ભૂલ જોઇ લીધી અને તેનો લાભ લેવાનો વિચાર કર્યો. ઇ. સ. ૧૬૪૪ ના જુલાઇની ૭ મી તારીખે યાર્કથી ૮ માઇલ દૂર આવેલા માર્સ્ટન મૂર પાસે બે લશ્કરો સામસામાં આવી ગયાં. બપોર થઇ ગયા હતા, અને રુપર્ટના ઘોડેસવારો થાકેલા, અવ્યવસ્થિત અને હારેલા જેવા થઇને પડયા હતા. ઓચિંતો હલ્લો થયો, પવનથી ઘાસના તણખલાં ઊડે તેની પેઠે રૂપર્ટના ઘોડે-સવારોની અને રાજપક્ષનું હયદળ વેરાઇ ગયાં. ૧૭૦૦૦ સિપાઇના લશ્કરમાંથી માત્ર ૬૦૦૦ રાજપક્ષીઓ બચ્યા અને બાકીના નાશ પામ્યા કે વીખરાઇ ગયા. યૉર્ક તાબે થઇ ગયું, અને ઇંગ્લેન્ડનો ઉત્તર પ્રદેશ રાજાના હાથમાંથી ચાલ્યો ગયો.

આખા વિગ્રહમાં આ યુદ્ધમાંજ પહેલી વાર પ્રજાનો આવો નિશ્ચિત જય થયો. આ વિજયનો સર્વ યશ ક્રોમવેલ અને તેના સિપાઇઓને ઘટે

છે. ક્રોમવેલે ચતુર દૃષ્ટિથી પાર્લમેન્ટના લશ્કરની ખામી જોઇ લીધી હતી, અને તે ખામી દૂર કરવા તેણે હયદળની ટુકડીને જાતે તાલીમ આપીને તૈયાર કરી હતી. તેમની સખત તાલીમ, તેમનો તીવ્ર ધર્માવેશ તેમની ગંભીરતા અને તેમનો ઇશ્વરનો ભય નમુનેદાર હતાં. માથું મૂકીને આવેલા આ બહાદુર સિપાઇઓને યુદ્ધ કરતા જોઇ રુપર્ટે 'વજ્રબાહુ' એવું ઉપનામ આપ્યું. ઇતિહાસમાં ક્રોમવેલના તાબાના સિપાઇઓ આ નામથી ઓળખાય છે.

કૉર્નવૉલમાં એક નાની જીત મેળવી રાજા ત્યાંથી લન્ડન જવા ઉપડ્યો, પરંતુ મેન્ચેસ્ટરના ઠાકોરની સરદારી હેઠળના પ્રજાપક્ષના લશ્કરે તેને ન્યૂબેરી આગળ અટકાવ્યો, ( ૨૭ મી ઑક્ટોબર, ઇ. સ. ૧૬૪૪ ). યુદ્ધનું પરિણામ તો ખાસ કંઇ ન આવ્યું; કેમકે મેન્ચેસ્ટરનો ઠાકોર નરમ સ્વભાવનો અને યુદ્ધકલાનું સાધારણ જ્ઞાન ધરાવનારો હતો. તે ઉપરાંત તેને રાજા માટે આદર અને કંઇક ભક્તિની લાગણી પણ ખરી, એટલે રાજાને મારવાની તેની ઇચ્છા પણ ન હતી. તેણે ચાર્લ્સને માત્ર લંડન જતાં રોક્યો, અને મળેલા વિજયનો લાભ લેવાને બદલે તેને રાતમાં નાસી જવા દીધો. રાજા ઑક્સફર્ડ જઇ પહોંચ્યો. આમ પ્રજાપક્ષે એક સરસ પ્રસંગ ગુમાવ્યો

સ્કૉટલેન્ડમાં રાજાનો પક્ષ મજબુત થતો ગયો. કેટલાક ઉચ્ચ પ્રદેશના અમીરોએ રાજાનો પક્ષ લીધો. આ અમીરોમાં જેમ્સ ગ્રેહામ નામે મોન્ટ્રોઝનો અમીર મુખ્ય હતો. તેણે હાઇલેન્ડરોનું લશ્કર તૈયાર કરી રાજાનો પક્ષ ખેંચી યુદ્ધો કરવા માંડ્યાં. તેને ઉપરાઉપરી વિજય મળતો ગયો, જેથી પાર્લામેન્ટના નેતાઓ ગભરાઇ ગયા.

**નવી સેનાઃ**—યુદ્ધકલામાં કુશળ ક્રોમવેલે તો ઘોડેસવારો કરતાં મૂંડિયાઓ ઘણા ઉતરતા છે એમ ક્યારનુંએ જોઇ લીધું હતું. રાજાના લશ્કરમાં અમીર ઉમરાવો, ગૃહસ્થો અને તેમનાં શિકાર ખેલવામાં ચાલાક, તાલીમ પામેલાં, કવાયતી માણસો હતાં. તેની પાસે બિચારા

ગમાર, રખડાઉ, બકાલીઓ, ચાકરડાંઓ અને એવા એવાઓનું શું ગજું ? તેમાં વળી મેન્ચેસ્ટરના ઠાકોર જેવા નરમ દીલના અને રાજા તરફ સહેજ વલણવાળા સરદારોના હાથ નીચે આવું લશ્કર હોય ત્યારે તો પૂછવુંજ શું ? ન્યૂબેરીના બીજા યુદ્ધ પછી તો ક્રોમવેલે પાર્લમેન્ટમાં આવીને મેન્ચેસ્ટરના ઠાકોરનું રાજા તરફ વલણ હોવાથી તે બરાબર દીલ દઇને લડતો નથી એવો ખુલ્લો આરોપ મૂકયો. પાર્લમેન્ટમાં જબરી ચકચાર ચાલી અને આખરે એવો ઠરાવ કરવામાં આવ્યો કે પાર્લમેન્ટના સભ્યથી લશ્કરી અમલદાર થઇ શકાય નહિ. આ કાયદાને 'આત્મભોગનો કાયદો' કહેવામાં આવે છે: કેમકે તેમાં પાર્લમેન્ટના સભ્યોને લશ્કરી અધિકાર છોડી દેવા જેટલો આત્મભોગ આપવો પડતો હતો.

પાર્લમેન્ટે લશ્કરની પણ નવી રચના કરવાનો ઠરાવ કર્યો. છૂટક છૂટક સરદારોના હાથ નીચે જુદાં જુદાં પરગણાંમાં લશ્કરની ટુકડીઓ રાખવાને બદલે એકજ લશ્કર રાખી તેનું ઉપરીપણું પાર્લમેન્ટે રાખવું, અને એક મુખ્ય સેનાપતિની નીમણુક કરવી એવો ઠરાવ કરવામાં આવ્યો. આ પ્રમાણે લૉર્ડ ફેરફેક્સને સેનાપતિ નીમવામાં આવ્યો, અને ક્રોમવેલને હયદળનો ઉપરી બનાવવામાં આવ્યો.

હવે ક્રોમવેલે નવી સેના રચવાનું કાર્ય માથે લીધું. ગમે તેવા રખડેલ માણસને લશ્કરમાં દાખલ કરવાને બદલે ધાર્મિક વૃત્તિવાળા માણસોને રાખવાનો તેણે ઠરાવ કર્યો. નિપુણ અમલદારો અને બહાદુર સિપાઇઓને પસંદ કરી તેમને તેણે સખત કવાયતમાં પલોટવા માંડયા. સિપાઇઓને સારો અને નિયમિત પગાર આપવામાં આવ્યો. આ નવી સેનામાં કેટલાક વિચારશીલ, બુદ્ધિમાન્, સારા આબરૂદાર ધંધાદારીઓ અને ખેડુતો જોડાયાં; માત્ર પગારના લોભે નહિ પરંતુ ધર્મની લાગણીથી. તેઓ ધર્મ અને વૈરાગ્યની ગંભીર વૃત્તિવાળા હતા. છાવણીમાં ઇશ્વરસ્તવન, ભજન, અને રાત્રે ધાર્મિક વ્યાખ્યાનો થતાં;

ઇશ્કની લાવણી, ખ્યાલ, ટપ્પા, જુગાર, મારામારી કે શરાબીનું તો નામ ન મળે, અને તેમનો ઉત્સાહ તો કેવો! જ્યારથી નવી સેના રચાઇ ત્યારથી તે વીખેરી નાખવામાં આવી ત્યાં સુધી કોઇ શત્રુ પાસે તેણે નમતું આપ્યું નથી. ધાર્મિક ઝનુનથી પ્રેરાઇ આ નવા સિપાઇઓ એક પછી એક જય મેળવતાજ ગયા, અને જે કોઇ તેની સામે થાય તેને છુંદતા ગયા. યુદ્ધનો દિવસ એટલે તેમને મન વિજયનો દિવસ. આમ છતાં તેમની નીતિ અને ઇશ્વરનો ડર અજબ હતાં. લડાઇ પછી લૂટ ચલાવી પારકાનો માલ તેમણે પડાવ્યો નથી કે સ્ત્રીઓ ને નિર્દોષને તેમણે રંજાડ્યાં નથી. સાદો અને વિચિત્ર પોશાક પહેરીને આ ભક્તમંડળ જ્યારે બીજા પર ધસારો કરે ત્યારે પણ બાઇબલનું કોઇ સુભાષિતજ બોલાતું હોય.'

ધાર્મિક ભેદ:—આ સમયમાં પાર્લમેન્ટમાં બે ધાર્મિક પક્ષ ઉભા થયા. ઇ. સ. ૧૬૪૫ના જૂનની ૧૦મી તારીખે ધર્માધ્યક્ષ લૉડનો શિરચ્છેદ કરવામાં આવ્યો ત્યારથી આ બે પક્ષોનો ભેદભાવ સ્પષ્ટ થયો. પ્યૂરિટન પક્ષમાં એક નાનો પણ ધીમે ધીમે વધતો જતો એવો પક્ષ થયો કે જેને લાગ્યું કે પ્રેસ્બિટિરિયન પંથ એપિસ્કોપલ પંથનો વિરોધી છે. આ પક્ષને નિરંકુશવાદી (Independents) કહેવામાં આવે છે. તેઓ એમ માનતા કે રાજાએ ધર્મસહિષ્ણુતા રાખવી જોઇએ અને ધર્મની બાબતમાં રાજ્યને વચ્ચે પડવાની જરૂર નથી. ધીમે ધીમે આગળ વધતાં તેઓ એવા મત પર આવ્યા કે જેમ ધર્મમાં રાજા વિના ચાલે તેમ સમાજમાં પણ શા માટે ન ચાલે? તેઓ માનતા કે પ્રજાવિગ્રહનો શુભ અંત આણવા માટે પૂર્ણ ઉત્સાહપૂર્વક અને જરા પણ આનાકાની કર્યા વિના જોસબંધ યુદ્ધ કરવાની જરૂર છે. અને દેશમાં શાન્તિ સ્થાપવાનો એ એકજ ઉપાય છે. આ પક્ષનો અગ્રણી ક્રોમવેલ હતો. આ મતને અનુસરીનેજ તેણે મેન્ચેસ્ટરના ઠાકોર વિરુદ્ધ પાર્લમેન્ટમાં ચર્ચા ઉપાડી હતી.

ઇ. સ. ૧૬૪૫:—આ પ્રમાણે તૈયાર થએલી નવી સેના ઇ.

સ. ૧૬૪૫ ના મધ્યમાં રાજાને નેસ્બી નામે એક ગામડા પાસે મળી. રાજપક્ષીઓને આ સેનાની ખબર કે દરકાર નહોતી. તેઓ તો જુની રીતે લડવે ગયા, અને ક્રોમવેલ અને તેના સાથીઓએ રાજાના લશ્કરને સખત હાર ખવડાવી પાયદળને કાપી નાખ્યું. રાજા વેલ્સ તરફ નાઠો અને તેનો સામાન, તોપખાનું વિગેરે શત્રુઓના હાથમાં પડયું. પરંતુ આ બધામાં સૌથી મૂલ્યવાન્ વસ્તુ તો રાજાની ખાનગી પેટી હતી. તેમાંથી રાજાના અનેક ખાનગી પત્રો મળી આવ્યા. તે ઉપરથી તે પરદેશીઓની મદદ મેળવવા માટે કેવા કાવાદાવા કરતો હતો તે જણાઇ આવ્યું. હવે રાજાને એકે બારી રહી નહિ. તેનું લશ્કર હારી ગયું, તેના સરદારોમાં ફાટફૂટ થઇ અને તેના કાવતરાં પકડાઇ ગયાં. પાર્લમેન્ટે આ બધા પત્રો છપાવી પ્રજામાં વહેંચી તેની અધુરી રહેલી ફજેતી પુરી કરી.

**વિગ્રહનો અંતઃ**—હવે ચાર્લ્સને ક્યાંએ શરણ ન હતું. પ્રજા પક્ષનું લશ્કર તેને જંપીને બેસવા દે તેમ ન હતું, તેમ વેલ્સમાં પણ તેનાથી રહેવાય તેમ ન હતું. માત્ર એકજ આશા તેને હતી. તેનો મિત્ર મોન્ટ્રોઝ પ્રજાપક્ષના લશ્કરને બે વાર હરાવી ચૂક્યો હતો, પરંતુ તેણે હજુ રાજાને મદદ મોકલી ન હતી. રાજા પોતેજ તેને જઇ મળે તો! પરંતુ વજ્જમાકુની ચતુરાઇ પાસે તેનું ચાલ્યું નહિ. તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ બહુ ભટકવું પડયું. હવે તો સ્કૉટ કે અંગ્રેજો બેમાંથી એકને શરણ થયેજ છૂટકો હતો. તેમાં વળી મોન્ટ્રોઝ ફીલિપહૉ પાસે હાર ખાઇ ગયો એટલે રાજાની તો રહીસહી આશા પણ ધૂળમાં મળી. આખરે ઇ. સ. ૧૬૪૬ માં સ્કૉટ લોકો ન્યૂઆર્ક ને ઘેરો ઘાલી પડયા હતા ત્યાં રાજા ગયો, અને પાળવાના ઇરાદા વિના કેટલાંક મોંનાં વચન આપી તેમને શરણે થયો. તેમણે રાજાને ન્યૂકેસલ મોકલી દીધો.

**પ્રજાવિગ્રહનાં પરિણામઃ**—ચાર્લ્સ સ્કૉટ લોકોને શરણે

ગયો એટલે પ્રજાવિગ્રહનો અંત આવ્યો. હવે દેશમાં નવી સ્થિતિ ઉત્પન્ન થઇ. ક્રોમવેલના બળવાન વજ્રબાહુઓની મદદ લઇને વિજય પામેલી પાર્લમેન્ટે હવે સર્વ સત્તા પોતાને હસ્તક લેવા માંડી. હવે યુદ્ધ થઇ રહ્યું હતું, એટલે લશ્કરનો ખપ રહ્યો નહોતો, તેથી પાર્લમેન્ટે કેટલીક ટુકડીઓને આયર્લેન્ડ મોકલી દેવાનો અને કેટલીકને ચડતા પગારનો છટ્ટો ભાગ આપી વીખેરી નાખવાનો ઠરાવ કર્યો. પરંતુ લશ્કરની સત્તા વધી ગઇ હતી અને સૈનિકોને વિજયનો મદ ચડયો હતો. આ સૈન્યના સિપાઇઓ જેવા તેવા નિરુદ્યમી, ભટકતા, અને માત્ર પેટને ખાતર નોકરી કરનારા માણસ નહિ, પરંતુ દેશકલ્યાણની ખાતર પોતાના કામધંધા મૂકીને આવેલા ભક્તિશીલ અને સ્વદેશાભિમાની નરો હતા, એટલે તેમણે એમને એમ વીખરાઇ જવા ના પાડી, અને માગણી કરી કે અમારો ચડતો પગાર પુરો મળવો જોઇએ, ધાર્મિક બાબતોમાં સંપૂર્ણ છુટાપણું મળવું જોઇએ, અને અમારા મૃત્યુ પછી અમારાં સ્ત્રીપુત્રોના ભરણપોષણની પાર્લમેન્ટે વ્યવસ્થા કરી આપવી જોઇએ. પાર્લમેન્ટમાં આ પ્રમાણે બે પક્ષ પડી ગયા : ક્રોમવેલ જેવા નિરંકુશવાદી, સૈન્યનો પક્ષ લેનારા અને પ્રેસ્બિટિરિયન પંથીઓ. આ પ્રેસ્બિટિરિયન પંથીઓને દેશભરમાં પોતાનો પંથ ફેલાવી ચાર્લ્સની જોડેના યુદ્ધથી ઉત્પન્ન થએલી સ્થિતિનો લાભ આણવાનો જશ પોતાને ખાટી જવા વિચાર હતો, અને તેથીજ ચુસ્ત પ્યૂરિટન સૈનિકોને ધર્મછૂટ માગવી પડી હતી.

આ સમયે ત્રીજો પક્ષ સ્કૉટ લોકોનો હતો એમ કહી શકાય. રાજા તેને શરણે ગયો હતો. ચાર્લ્સે જો સ્કૉટલૅન્ડ અને ઇંગ્લૅન્ડમાં પ્રેસ્બિટિરિયન પંથને સહાય આપવાની હા પાડી હોત તો તેઓ તેને મદદ આપત. પરંતુ ચાર્લ્સે તેમ કરવાની ના પાડી એટલે સ્કૉટ લોકોએ પાર્લમેન્ટ જોડે વિષ્ટિ ચલાવી, અને ખર્ચના ૪,૦૦,૦૦૦ પાઉન્ડ લઇ રાજકેદીને પાર્લમેન્ટને હવાલે કરી દીધો. ચાર્લ્સને હોમ્બીના કિલ્લામાં કેદ રાખવામાં આવ્યો (ઇ. સ. ૧૬૪૬).

હવે ચાર્લ્સે કેદમાં રહ્યાં રહ્યાં પાર્લમેન્ટમાં પડેલી ફૂટનો લાભ લેવા માંડયો. તેણે પાર્લમેન્ટના પ્રેસ્બિટિરિયન પક્ષ જોડે વિષ્ટિ ચલાવવા માંડી. લશ્કરને આ વિષ્ટિની જાણ થઇ ગઇ, એટલે ટેમ્સ[1] નદીના કિનારા પર આવેલા હેમ્પટન કૉર્ટ નામના મહેલમાં રાજાને પુરી દીધો. ચાર્લ્સે લશ્કરની વર્તણુક વિષે પાર્લમેન્ટ પાસે ફરિયાદ કરી બંને પક્ષ વચ્ચેનો કલેશ ઉત્તેજિત કર્યો.

હવે લશ્કરે કેટલીક માગણીઓ રજુ કરી અને એક જાહેરનામું પ્રસિદ્ધ કરી જણાવ્યું કે એ માગણીઓ પુરી પાડવામાં નહિ આવે તો લન્ડન પર ચડાઇ કરવામાં આવશે. માગણીઓ મધ્યમસરની હતી. કદાચ પાર્લમેન્ટ તેમની જોડે સંધિ કરવા તૈયાર હોય તોપણ લંડનના લોકો ચાર્લ્સ જોડે સંધિ કરવાના મતમાં હોવાથી તેમને લશ્કરની માગણીઓની ખબર પડી કે તરતજ તેઓએ પાર્લમેન્ટ પર હલ્લો કર્યો. આ તક જોઇને ક્રોમવેલ અને ફેરફૅક્સ લંડન પર ચઢી આવ્યા. હવે તેમને લાગ્યું કે પાર્લમેન્ટમાં વિશ્વાસ રાખવા જેવું નથી એટલે તેમણે પોતેજ રાજા જોડે સમાધાન કરવાની ગોઠવણ કરી. દર બે વર્ષે પાર્લમેન્ટ બોલાવવાની, અને રોમન કેથોલિક વિના સર્વ પંથના લોકોને ધાર્મિક સ્વાતંત્ર્ય આપી દેવાની રાજા કબુલાત આપે તો તેને ફરીથી ગાદીએ બેસાડવાની દીર્ઘદૃષ્ટિવાળી અને ચતુર યોજના ક્રોમવેલે રાજા પાસે વિચાર માટે મોકલી. રાજા પોતાની અમલી રીત પ્રમાણે ગલ્લાંતલ્લાં કરવા લાગ્યો; તે કંઇ ચોક્કસ નિર્ણય ઉપર આવે તે પહેલાં લશ્કરમાં પણ બે પક્ષ પડી ગયા. કેટલાક ઉદ્દામ વિચારકોને લાગ્યું કે પ્રાચીન

---

૧ રાજાને પકડવા જનાર કોર્નેટ જોઇસ નામે સેનાપતિ હતો. કિલ્લામાં જઇ જોઇસે રાજાને કહ્યું કે "કાલે સવારે આપણે ચાલવું છે માટે તૈયાર થઇ રહેજો." વળતે દિવસે ચાર્લ્સે તેની પાસે પોતાને પકડવાનો હુકમ જોવા માગ્યો. "આ રહ્યો હુકમ !" કહી જોઇસે પોતાના લશ્કર તરફ આંગળી કરી. રાજા હસતો હસતો બોલ્યો, "વાહ! તમારા હુકમના અક્ષરો તો ચોકખા અને જલદી વંચાય તેવા છે."

ધર્મપદ્ધતિનો સમૂળ નાશ કરવાની જરૂર છે, અને રાજાની જરૂર હોય તો તે લોકનિયુક્ત હોવાની જરૂર છે. અને ક્રોમવેલ તો રાજાના પક્ષમાં મળી ગયો છે તેથી તેણે આવી નરમ શરતો મૂકી છે. પોતાના પર આવેલા આરોપનો ક્રોમવેલે સરસ જવાબ આપી બચાવ કર્યો, તોપણ "પેલા ખૂની" ઉપર વેર લેવાની સિપાઇઓની ઉત્કંઠા શમી નહિ. ચાર્લ્સને હવે ભય પેઠો એટલે તે રતોવાઇ નાઠો અને વાઇટદ્વીપમાં આવેલા કેરિસબ્રુકના કિલ્લામાં જઇ ભરાયો. પાર્લમેન્ટની જોડે તેણે જે વાતો ચલાવવા માંડી તેનુંએ કંઇ પરિણામ આવ્યું નહિ; કેમકે તેની માગણી તો એવી હતી કે પાર્લમેન્ટની સ્વતંત્રતાનો સ્વીકાર કરવો અને લશ્કર અને નૌકાખાતાના ઉપરીપણાનો દાવો રાજાએ તજી દેવો. આવી કડક માગણીઓ સ્વીકારવામાં પોતાની આબરૂ જાય છે એમ માની ચાર્લ્સે તેનો નકાર કર્યો. હવે પાર્લમેન્ટ અને લશ્કર પરસ્પર ભેદ ભૂલી ગયાં. તેમની ખાતરી થઇ ગઇ કે રાજાની દાનતજ કોઇ પ્રકારે સમાધાન કરવાની નથી, એટલે તેઓએ ઠરાવ કર્યો કે રાજા જોડે હવે કોઇ પણ પ્રકારની વિષ્ટિ ચલાવવી નહિ.

આ દરમિઆન રાજા સ્કૉટ અને આઇરિશ લોકોને પોતાના પક્ષમાં આવવા લલચાવતો હતો. ધર્મઘેલછાથી ઘેરાએલા સ્કૉટ લોકો પ્રેસ્બિટિરિયન પંથ ઇંગ્લેન્ડમાં પ્રસરશે એવી આશાએ ચાર્લ્સની મદદે ધાયા. આ બનાવને **બીજો પ્રજાવિગ્રહ** કહેવામાં આવે છે.

**બીજો પ્રજાવિગ્રહ: ૧૬૪૮:**—હેમિલ્ટનના નમાલા ઠાકોરની સરદારી નીચે સ્કૉટ લોકો અને કેટલાક ઉત્સાહી રાજપક્ષીઓ સરહદ ઓળંગી ઉતરી આવ્યા. ઇંગ્લેન્ડમાં પણ કેટલેક સ્થળે બંડખોરો થયા. ક્રોમવેલ અને ફેરફૅક્સે પહેલાં કેન્ટ અને ઇસેકસમાં ઉઠેલાં બંડો શમાવી દીધાં. નૌકાસૈન્યનો કેટલોક ભાગ પણ ફરી બેઠો, અને યુવરાજની સરદારી નીચે એક ટુકડીએ લન્ડન પર હલ્લો કર્યો, પરંતુ લન્ડનવાસીઓએ દરવાજા બંધ કરી દીધા, રાજાના નામના હર્ષના

પોકાર ન કર્યો અને લશ્કરને ખોરાક પણ ન આપ્યો. આ તરફ સ્કૉટ સૈન્ય પ્રેસ્ટન સુધી આવી પહોંચ્યું હતું, ત્યાં તેને ક્રોમવેલે હરાવી નસાડી મૂક્યું અને તેમની પૂંઠ પકડી વિગન પાસે ફરી હાર ખવરાવી. સ્કૉટ લોકો શરણે આવ્યા અને વિગ્રહનો અંત આવ્યો.

રાજાનો ઈન્સાફ:—હવે ! બેવચની, ખટપટી અને હત્યારો ચાર્લ્સ જેણે સમાધાનીનો ઢોંગ કરી દેશમાં યુદ્ધ જગાડ્યું તેનો શો ઈન્સાફ કરવો ? દેશમાં સત્તાધીશ થઇ પડેલા સૈન્યે પોકાર ઉઠાવ્યો કે એ જીવતો રહેશે ત્યાં સુધી દેશમાં શાંતિ રહેશે નહિ, માટે એને તો ઈન્સાફ બરાબર મળવો જોઇએ. પાર્લમેન્ટ છેક આટલી હદ સુધી જવા તૈયાર ન હતી, એટલે આવા ઉદ્દામ મતવાળાઓને બહુમતી મળે એવું ન હતું. ગમે તેમ થાય, ગમે તે ઉપાય લેવા પડે પણ રાજાને તો બરાબર શિક્ષા કરવીજ એવો સૈન્યે તો નિશ્ચય કર્યો. એક દિવસ કર્નલ પ્રાઇડ વિરૂદ્ધ મતવાળા અને લશ્કરનું ધાર્યું કરવામાં આડા આવે તેવા સભ્યોના નામની ટીપ લઇને પોતાના સિપાઇઓ સહિત પાર્લમેન્ટના દરવાજા પાસે જઇ ઉભો રહ્યો અને પેલી ટીપમાં જેનું નામ લખ્યું હોય તેને અંદર જતાં અટકાવવા લાગ્યો. આ કાર્યને ' પ્રાઇડના જુલાબ ' ના નામથી ઓળખવામાં આવે છે. આ પ્રમાણે ૧૪૩ વિરૂદ્ધ મતના સભ્યોને બહાર રાખી અંદર ગએલા આશરે ૫૩ સભ્યોએ કામ ચલાવ્યું.[1] તેમણે ઠરાવ્યું કે પ્રજા અને પાર્લમેન્ટનો અનેક રીતે દ્રોહ કરનાર ચાર્લ્સ ઉપર ન્યાયની અદાલતમાં કામ ચાલવું જોઇએ. ઇ. સ. ૧૬૪૯ ના જાન્યુઆરીની ૧ લી તારીખે રાજા ઉપર કામ ચલાવનારી અદાલતની નીમણુક કરવામાં આવી, પરંતુ અમીરોની સભાએ તેમાં સંમતિ આપવાની ના પાડી; આમની સભાએ ઠરાવ્યું કે દેશમાં ખરા રાજકર્તા તો

---

૧ અંદર રહેલા સભ્યોની બનેલી પાર્લમેન્ટને ઠુંઠી (Rump) કહેવામાં આવે છે.

લોકો જ છે, માટે આમની સભા એકલીજ જે કાયદા કરે તેને અમીરોની સભા પસાર કરે કે ન કરે તોપણ તે કાયદા જ રહેશે. આ પ્રમાણે અદાલતની નીમણૂક નક્કી થઇ ગઇ. બ્રેડશો નામે એક બૅરિસ્ટર તેનો પ્રમુખ નિમાયો.

આ અદાલતના ૧૩૫ સભ્યોમાંથી માત્ર ૬૮ જ હાજર રહ્યા. ક્રોમવેલ અને તેનો જમાઇ હાજર રહ્યા, પરંતુ ફેરફૅક્સ ન આવ્યો.[1] ઇ. સ. ૧૬૪૯ ના જાન્યુઆરીની ૨૦મી તારીખે આ અદાલત સમક્ષ રાજાને હથિયારબંધ સિપાઇઓની વચ્ચે લાવવામાં આવ્યો. કોઇ સભ્યે તેને માન આપ્યું નહિ કે પોતાની ટોપી ઉતારી નહિ. રાજાએ પણ ટોપી ઉતાર્યા વિનાજ પોતાની બેઠક લીધી તહોમતનામું વંચાયું તેમાં ચાર્લ્સને "જુલમગાર, ખૂની અને દેશદ્રોહી" ઠરાવવામાં આવ્યો હતો. એ સાંભળી તે ભર કચેરીમાં ખડખડ હસી પડ્યો. પછી તેણે અદાલતનો અધિકાર સ્વીકારવાની ના પાડી અને કહ્યું, "અમીરો ક્યાં છે ? અમીરોજ અમીરની તપાસ ચલાવી શકે." અદાલત બંધ થઇ. બહાર લોકોની મેદની એકઠી થઇ હતી રાજભક્તિનો જુવાળ ચડી આવ્યો હતો, તેમાં રાજાનો ઉદાસ ચહેરો અને વૃદ્ધાવસ્થા પહેલાંજ ચિંતા અને પરિશ્રમથી ધોળા થઇ ગએલા વાળ અને તેની ગૌરવ ભરેલી ધીરજ અને શાંતિ જોતાંજ લોકોનાં અંતઃકરણ પીગળી ગયાં અને "ઇશ્વર ! મહારાજાનું રક્ષણ કરો." "ઇન્સાફ–ઇન્સાફ" "શિરચ્છેદ," એવા એવા ચિત્રવિચિત્ર પોકારો થવા લાગ્યા.

બે દિવસ અદાલત બંધ રહ્યા પછી સાક્ષીઓ લેવાયા અને છેવટે રાજાને ગુનેગાર ઠરાવવામાં આવ્યો. ન્યાયાધીશે આગળથી નક્કી કરી રખાએલી શિક્ષાનું ફરમાન વાંચી સંભળાવ્યું. ચાર્લ્સ કંઇક

---

૧ તેની પત્ની કેસ સાંભળવા આવી હતી. જ્યારે ફેરફૅક્સનું નામ પોકારવામાં આવ્યું, ત્યારે તેણે ઉભા થઇને કહ્યું. "એ અહીં નથી, અને આવશે પણ નહિ. તમે એનું નામ લેવામાં ભૂલ કરો છો."

બોલવા જતો હતો; પરંતુ અદાલતે કંઇ પણ સાંભળવાની ના પાડી. તેને લઇ જતા હતા ત્યારે ચારે બાજુ લોકોના હર્ષના અને ધિક્કારના પોકાર ઉઠી રહ્યા. રસ્તામાં એક સિપાઇએ તેને કહ્યું, "ઇશ્વર, આપને સુખી રાખે મહારાજ." તરત જમાદારે તેના મોં પર તમાચો માર્યો એટલે રાજાએ કહ્યું કે "એના અપરાધ કરતાં બિચારાને શિક્ષા વધારે થઇ."

નવ દિવસ પછી તેના મહેલની ભોજનશાળાની બારી પાસે જ્યાં વધસ્થાન રચવામાં આવ્યું હતું ત્યાં તેને લઇ જવામાં આવ્યો. જતા પહેલાં તેણે પોતાનાં બાળકો જોડે માયાથી છેલ્લી છેલ્લી વાત કરી લીધી. ત્યાર પછી ઇશ્વરસ્તવન કર્યાં પછી તે ધીમે ધીમે દૃઢ પગલે, પ્રભાવશાળી મુખમુદ્રા સહિત વધસ્થાન પાસે ગયો. ત્યાં બુરખાવાળા બે જલ્લાદો તૈયાર ઉભા હતા તેમની જોડે તેણે કંઇક વાત કરી. પછી એકઠા થએલા લોકો સમક્ષ તેણે નાનું ભાષણ કર્યું, અને દેશમાં વધતા જતા લશ્કરી દોરની ચેતવણી આપી. પછી તેણે ઢીમચા ઉપર માથું મૂકયું. એકજ ઘાએ ધડથી તેનું માથું જુદું થઇ ગયું. લોહી નીંગળતું તે મસ્તક લઇ જલ્લાદે પ્રેક્ષકોને બતાવી કહ્યું, "આ રહ્યું જુલમગારનું માથું !" મેદનીમાંથી કરુણાના પોકાર અને વેદનાની ઉંડી ચીસ અને નિઃશ્વાસ નીકળી પડ્યા અને કેટલાક તો ચોધાર આંસુએ રડી પડયા.[1]

---

૧ મૃત્યુ સમયે ચાર્લ્સનાં ગૌરવ, ધૈર્ય અને શાન્તિનું રસિક બયાન એક સમકાલીન કવિએ આપ્યું છે: ચાર્લ્સને Royal Actor કહીને લખે છે કેઃ—

He nothing common did or mean,
Upon that memorable scene;
But with his keener eye,
The axe's edge did try.

ન્યાયનું નાટક પૂરૂં થયું. આપ અખત્યાર અને ધર્મભ્રમની સામે થવા માટે પાર્લમેન્ટે ઝુંડો ઉપાડ્યો, અને તેમ કરતાં એક એવી શકિતને અસ્તિત્વમાં આણી કે જે તેના પોતાનાજ કાબુમાં રહી શકી નહિ, અને છેવટે એ ધર્મઝનુની સત્તાએ સ્વતંત્રતાને છુંદી નાખી એકહથ્થુ સત્તા મેળવી લઇ આપ અખત્યાર અને જુલમ ચલાવ્યાં. અંગ્રેજ પ્રજાના મોટા ભાગને આ કાર્ય પદ્ધતિ અને સૈન્યની વધી ગએલી સત્તા પસંદ નહોતી. તેમને રાજા વિનાનું રાજ્ય જોઇતું ન હતું, પરંતુ મદોન્મત્ત લશ્કરીઓની સામે બોલવાની કોનામાં હિંમત હોય?

ઇંગ્લેન્ડમાં હવે લશ્કરી દોર જામ્યો.

## પ્રકરણ ૪ થું.

### સૈન્યસત્તાક રાજ્યઃ ઇ. સ. ૧૬૪૯–૧૬૬૦

ચાર્લ્સ ૧લો મરતી વખતે ચેતવણી આપી ગયો હતો કે દેશમાં લશ્કરી સત્તા પ્રબળ થઇ ગઇ છે તે ખોટું ન હતું. તેના મૃત્યુ પછીનાં દસ વર્ષમાં ઇંગ્લેન્ડમાં કોઇ પણ ચોક્કસ રાજ્યબંધારણ ન હતું. સૈન્યની પ્રબળ સત્તાના જોરે એક માણસ દેશમાં ધણી થઇ પડ્યો હતો. તેણે દરેક પ્રકારની મુશ્કેલીઓ વેઠીને પણ પોતાનું ધણીપણું જાળવી રાખ્યું. અલબત્ત તેણે દેશમાં શાન્તિ સ્થાપી અને

---

Nor call'd the Gods with vulgar spite,
To vindicate his helpless right;
But bowed his comely head,
Down as upon a bed.

*Andrew Marvell*

વ્યાપારઉદ્યોગ ખીલવી દેશની સંપત્તિ વધારવાના પ્રયત્ન કર્યા, પરંતુ એ પ્રયત્નોનાં પરિણામ લાંબા વખત સુધી ચાલ્યાં નહિ. દેશમાં ચોકખા બે પક્ષ પડી ગયા હતા, અને તે પક્ષોમાંએ અનેક પ્રકારના ધાર્મિક અને રાજદ્વારી ફાંટાઓ પડી ગયા હતા. આથી ક્રોમવેલે દેશમાં વ્યવસ્થા આણી રાજ્ય સ્થિર કરવાના પ્રયત્નો કર્યા, છતાંએ તે ફાવ્યો નહિ; કેમકે પ્રજાનો કોઇ પણ પક્ષ તેની તરફ હતો નહિ.

**સૈન્યસત્તાક રાજ્ય અને તેની મુશ્કેલીઓ:**—હવે તો પ્રાઇડના જુલાબ પછી બાકી રહેલી ઠુંઠી પાર્લમેન્ટને હસ્તક દેશનો કારભાર આવ્યો. તેણે તરતજ પ્રજાસત્તાક રાજ્યનાં જાહેર નામાં પ્રસિદ્ધ કરી દીધાં. ત્યારપછી રાજપદ અને અમીરોની સભાને નુકસાનકારક, નકામાં, અને દેશની સ્વતંત્રતાનો નાશ કરનારાં ઠરાવી રદ કર્યાં. ત્યારબાદ તેઓએ ૪૧ સભ્યોની એક રાષ્ટ્રસભા નીમી તેને દેશનો સર્વ રાજકારભાર ચલાવવાની સત્તા આપી. આ સભાના ઘણાખરા સભ્યો તો પાર્લમેન્ટના સભાસદો પોતેજ ચઇ પડયા હતા; બ્રૅડશો તેનો પ્રમુખ અને પ્રસિદ્ધ પંડિત અને કવિ મિલ્ટન તેનો લેટિન મંત્રી હતો. આ જાતની પાર્લમેન્ટને પણ જવાબદાર નહિ એવી સભા સમચ્છેદકો ( Levellers )ના નામથી ઓળખાતા સૈન્યના એક વિભાગને પસંદ ન પડી, તેથી તેઓ કકળી ઊઠયા, પરંતુ ક્રોમવેલે ઘણી સખ્તાઇથી તેમને દબાવી દીધા.

પરંતુ આ ઉપરાંત બીજી મુશ્કેલીઓ પણ તેમને વેઠવાની હતી. ચાર્લ્સના વધથી સમગ્ર યુરોપખંડમાં એક પ્રકારનો ભય ફેલાઇ ગયો હતો. સર્વ રાજ્યો ભક્તસેનાના આ કૃત્યને અયોગ્ય અને રાક્ષસી ગણતાં હતાં. તેઓએ આવા નામનાજ પ્રજાસત્તાક રાજ્યનો સ્વીકાર કરવાની ના પાડી, અને ઇંગ્લેન્ડના એલચીને પોતાના દરબારમાં રાખવાની નાખુશી બતાવી. હેગમાં એક એલચીનું ખૂન થયું, અને ચાર્લ્સના પુત્રનો હકદાર વારસ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો

ઍડ્વિડમાં પણ બીજો એક પ્રતિનિધિ માર્યો ગયો. દેશમાં પણ લોકો આ નવા રાજ્યથી ખુશી ન હતા. તેમાં વળી ચાર્લ્સના મૃત્યુ પછી 'રાજપ્રતિમા' નામે કોઇ અજાણ્યા લેખકનું એક પુસ્તક પ્રસિદ્ધ થયું. તેમાં રાજાના ગુણોનું બારોબાર યશોગાન કરવામાં આવ્યું હતું અને તેના પર વરસાવવામાં આવેલાં સંકટોનું મર્મવેધક ચિત્ર રજુ કરવામાં આવ્યું હતું. લોકો તો પાર્લમેન્ટે મના કર્યાં છતાં થોકબંધ વાંચે, અને વાંચીને રડે તથા નિસાસા નાખે.[1] સ્કૉટલેન્ડમાં ચાર્લ્સ રાજાનો રાજા તરીકે સ્વીકાર કરવામાં આવ્યો, અને આયર્લૅન્ડમાં કેટલાક રાજપક્ષીઓ અને કૅથોલિકપંથીઓએ મળીને ચાર્લ્સ રાજાને ત્યાં આવી પોતાનું રાજ્ય મેળવવા માટે યુદ્ધ કરવાનું આમંત્રણ આપ્યું. આ પ્રમાણે બાહ્ય અને આંતર વિપત્તિઓથી ભય પામેલી પાર્લમેન્ટે વિસર્જન થવાને બદલે એમને એમ ચાલુ રહેવાનું ઠરાવ્યું. તેમાં વળી આયર્લૅન્ડમાં લશ્કરની હાર થયાના અને બળવો થવાના સમાચાર આવ્યા.

**આયર્લૅન્ડ જોડે યુદ્ધ (૧૬૪૯):**—આ બળવો શાથી ઊઠયો તે સમજવાને માટે થોડો પૂર્વ ઇતિહાસ જોઇ જવાની જરૂર છે. સ્ટ્રૅફર્ડે ચાર્લ્સને સર્વોપરિ બનાવવાની જે યોજના ઇંગ્લેન્ડમાં ચલાવવા ધારી હતી, તે તેણે આયર્લૅન્ડમાં અમલમાં મૂકી જોઇ હતી. આથી ત્યાંની પ્રજામાં અસંતોષ ફેલાઇ રહ્યો હતો. પરંતુ ભાર કોના કે ચૂં કે ચાં થઇ શકે? વળી સ્ટ્રૅફર્ડે પોતાના અમલનાં છેલ્લાં વર્ષોમાં કૉનોટ પરગણું જપ્ત કરી લેવાની પણ પેરવી કરી હતી. તે ઉપરાંત આયર્લૅન્ડની પ્રજા મુખ્યત્વે રોમન કૅથોલિક હોવાથી પ્યૂરિટન અને પ્રેસ્બિટિરિયન પંથના લોકો પર તેમને અણપતીજ હતી, એટલે તેમને લાગ્યું કે જો એ પંથના લોકો કૉનોટમાં વસે અને સર્વ

---

૧ પુસ્તકનો કર્તા ચાર્લ્સ પોતે હતો એમ કેટલાક માને છે. મિલ્ટનને તેનો પ્રત્યુત્તર લખવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું.

અધિકાર તેમના હાથમાં જાય તો તે લોકો ધર્મને નામે આઈરિશોને દુઃખ દેવામાં મણા નહિ રાખે. આથી ઇ. સ. ૧૬૪૧ માં ત્યાં બળવો થયો. તેમાં અનેક અંગ્રેજો અને સ્કૉટ લોકોનો સંહાર પણ થયો, તો પણ લાંબી પાર્લમેન્ટે આ બળવો દબાવી દેવા લશ્કર તૈયાર ન કર્યું; કેમકે તેને ભય લાગ્યો કે જો એક વેગા લશ્કર એકઠું કર્યું તો રાજા તેને હાથ કરી લઇ પાર્લમેન્ટની સામે ધરી દેશે. પ્રજાવિગ્રહ દરમિઆન આઈરિશ લોકો રાજપક્ષમાં રહ્યા અને ચાર્લ્સના મૃત્યુ પછી સર્વ પક્ષોએ એકત્ર થઇ તેના પુત્રને રાજા તરીકે સ્વીકાર્યો. ઇ. સ. ૧૬૪૯ ના બળવાનો નાયક ઑર્મંડનો ઠાકોર હતો. તેણે એક પછી એક કિલ્લા સર કરવા માંડયા, અને છેવટે એકલું ડબ્લીન પાર્લમેન્ટ પાસે રહ્યું ત્યારે ક્રોમવેલને સેનાપતિ બનાવી આયર્લૅન્ડ મોકલવામાં આવ્યો.

૧૨,૦૦૦ ચુનંદા સૈનિકોને લઇ ક્રોમવેલ દાંત પીસતો ઇ. સ. ૧૬૪૧ના સંહારનું વેર લેવાને તલસતો આયર્લૅન્ડમાં ઉતર્યો. તેણે નિશ્ચય કર્યો હતો કે દયા તો બતાવવીજ નહિ. પ્રજાસત્તાક રાજ્યના શત્રુઓને દબાવી દઇ તેમના પર ધાક બેસાડવાનો આ સારો લાગ છે એમ તેણે માન્યું. તેણે આવીને ડ્રોધેડા નગરને ઘેરો ઘાલ્યો. દિવાલમાં ગાબડું પાડી તેનું લશ્કર કિલ્લામાં દાખલ થયું. ક્રોમવેલના હુકમથી લગભગ ૩૦૦૦ માણસોની હથિયાર વિનાની ટુકડીને કતલ કરી નાખવામાં આવી. કેટલાક તો બિચારા જીવ બચાવવા દેવળમાં જઇ ભરાયા, એટલે દેવળને આગ લગાડવામાં આવી. જેઓ એમને એમ શરણે આવ્યા તેમાંથી પણ કેટલાકને તો મારી નાખવામાં આવ્યા. એજ પ્રમાણે વેક્સફર્ડના યુદ્ધમાં પણ ( ક્રોમવેલના હુકમ વિના ) એવીજ ક્રૂરતા બતાવવામાં આવી. આખો દેશ થરથરી ગયો, અને કિલ્લાઓ અને શહેરો ટપોટપ ક્રોમવેલને સ્વાધીન થવા લાગ્યાં.

પરંતુ ક્રોમવેલને તો એવું કરવું હતું કે ફરીથી એ કમનસીબ

દેશ માથુંજ ઉંચકી ન શકે. બળવાના ઘણાખરા આગેવાનોનો વધ કરવામાં આવ્યો. અલ્સ્ટર, લીન્સ્ટર અને મન્સ્ટરના ફળવંત પ્રદેશોમાંથી આઈરિશોને હાંકી કાઢવાની એક યોજના તૈયાર કરવામાં આવી. આઈરિશ જમીનદારોની જમીન છીનવી લઇ અંગ્રેજ ખેડુતો કે જમીનદારોને આપી દેવામાં આવી.

કેટલાક આઈરિશોને દેશપાર કરવામાં આવ્યા અને કેટલાકને વહાણોમાં બેસાડીને વેસ્ટ ઇન્ડિઝ મોકલી દેવામાં આવ્યા. આઇરિશોને પરદેશી સૈન્યમાં જોડાવાની રજા આપવામા આવી એટલે દેશમાં ભૂખમરા અને દુઃખથી ત્રાસેલા બિચારા કેટલાએ લોકો ખુશીથી સ્વદેશનો ત્યાગ કરી જતા રહ્યા.

કેથોલિક ધર્મનો પ્રચાર અટકાવવાને માટે પણ જબરા પ્રયત્નો કરવામાં આવ્યા. પાદરીઓને શોધી શોધીને મારવામાં આવ્યા, લોકમત વિરૂદ્ધ એકલી સત્તા શું કરી શકે ? લોકો એ પાદરીઓને આશ્રય આપતા, તેમને છુપાવતા, કે છુપા વેશ પહેરાવી ફેરવતા, છતાં એકંદર રીતે એ ટાપુ પ્રોટેસ્ટન્ટ લોકોને અધીન થઇ રહે એવી વ્યવસ્થા ક્રોમવેલ કરી ગયો.

પરંતુ આ બધું કરવાને માટે ક્રોમવેલ પોતે રોકાઇ શકે તેમ ન હતું. આયર્લૅન્ડની આ નવી વ્યવસ્થાનો અમલ તો તેના જમાઇએ કર્યો; કેમકે ક્રામવેલને તો આયર્લૅન્ડ જોડે યુદ્ધ પૂરૂં થયા પછી તરતજ સ્કૉટલેન્ડ જવું પડયું હતું. તે શા માટે ?

સ્કૉટલેન્ડ જોડે યુદ્ધઃ (૧૬૫૦)—સ્કૉટલેન્ડના લોકો પ્યૂરિટન પંથીઓ પ્રત્યે ભાવ રાખનારા ન હતા, તેમજ તેમને ચાર્લ્સનો વધ કરવામાં આવ્યો તે પણ પસંદ ન હતું તેઓએ તો ચાર્લ્સ ૧લાના મૃત્યુ પછી તેના પુત્ર ચાર્લ્સ રજાને રાજા તરીકે સ્વીકાર્યો. પરંતુ એ તરુણ રાજકુમાર પોતાનો દાવ ખેલતો હતો. તે પ્રેસ્બિટિરિયન પંથનો એકદમ સ્વીકાર કરવા તૈયાર ન હતો. પરંતુ જ્યારે આયર્લૅન્ડના રાજપક્ષીઓની હાર થએલી તેણે જોઇ, અને જ્યારે બીજો કોઇ

ઉપાય નથી રહ્યો એમ તેને લાગ્યું ત્યારે તે સ્કૉટલેન્ડમાં આવ્યો. સ્કૉટ લોકો ચાર્લ્સ રજાનો પક્ષ લઇ ઊઠયા. અંગ્રેજ પાર્લમેન્ટ ચમકી ઊઠી અને ચાર્લ્સ લશ્કર લઇને ઇંગ્લેન્ડ આવી પહોંચે તે પહેલાં તેણે સ્કૉટલેન્ડમાંજ અંગ્રેજી લશ્કર મોકલવાનો નિશ્ચય કર્યો. ફૈરફૅક્સે વિના કારણે હલ્લો લઇ જવાની ના પાડી એટલે પાર્લમેન્ટે ક્રોમવેલને આયર્લૅન્ડમાંથી બોલાવી સ્કૉટલેન્ડ જવાની આજ્ઞા કરી.

**ડનબારનું યુદ્ધઃ**—સરહદ ઓળંગીને ક્રોમવેલ સ્કૉટલેન્ડમાં ઉતર્યો કે ત્યાં નાસભાગ થવા લાગી; ક્રોમવેલ તો સીધો એડિનબરો સુધી જઇ પહોંચ્યો. પરંતુ સ્કૉટ લોકો કંઇ એમ હારી જાય તેવા ન હતા; તેમના ચતુર સેનાપતિ લેસ્લીએ પાછળથી જઇને ક્રોમવેલને ઇંગ્લેન્ડ જવાની ગાળીઓ બંધ કરી દીધી એટલે તેને મદદની અને ખોરાકની તંગી પડી. પરંતુ ક્રોમવેલે પણ અગમચેતી વાપરીને સામાન ભરેલાં વહાણો ડનબાર બંદરે બોલાવ્યાં હતાં, એટલે તે એડિનબરો છોડીને ત્યાં ગયો. અહીં સ્કૉટ સૈન્યે એક ટેકરી પર પડાવ નાખ્યો હતો અને ક્રોમવેલથી કશું થઇ શકે તેમ ન હતું. પરંતુ સ્કૉટ સૈન્યમાં કેટલાક અધીરા પાદરીઓના દબાણથી ઇ. સ. ૧૬૫૦ ના સપ્ટેમ્બરની ૩જી તારીખે સૂર્યોદય પહેલાં તેમના સેનાપતિએ લશ્કરને નીચે ઉતરવાનો હુકમ કર્યો. " હવે ઇશ્વરે તેમને મારા હાથમાં સોંપ્યા છે " કહીને ક્રોમવેલે બાઇબલનાં વચનો બોલતાં બોલતાં મજબુત ધસારો કર્યો અને થોડી વારમા તો સ્કૉટ હયદળને વીખેરી નાખ્યું. લશ્કરમાં ગભરાટ અને ભય ફેલાઇ ગયાં અને ચોતરફ નાસભાગ થઈ રહી. એક કલાકમાં તો યુદ્ધ પૂરૂં થઇ ગયું. ક્રોમવેલ અને તેનાં સૈન્યે ઇશ્વરસ્તવન કર્યું, અને પછી તેઓ શત્રુની પુંઠે પડયા. હજારો માણસો કપાઇ મુઆ, કેટલાએ કેદ થયા અને પુષ્કળ સામાન અને તોપો અંગ્રેજોને હાથ પડયાં. હવે ક્રોમવેલને કોઇ અટકાવનાર ન રહ્યુ. તેણે એડિનબરો જઇને શહેરનો કબજો લીધો.

**વુસ્ટ'રનું યુદ્ધઃ**—સ્કૉટ લોકો જોડેનું યુદ્ધ આટલેથી બંધ ન પડયું. ક્રૉમવેલને આખું વર્ષ યુદ્ધ ચાલુ રાખવું પડયું. ચાર્લ્સ અને તેના મળતીઆઓ સ્કોન ગયા અને ત્યાં ચાર્લ્સનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આખો દિવસ રાજાની આસપાસ પ્રેસ્બિટિરિયન પાદરીઓ રહીને તેને ધાર્મિક વ્યાખ્યાનો સંભળાવવા લાગ્યા. રાજાએ આથી કંટાળી જઇને ઇંગ્લેન્ડમાં પોતાનું નસીબ અજમાવી જોવાનો વિચાર કર્યો. લેસ્લિને પણ ડનબારના યુદ્ધમાં મળેલા પરાજય પછી ગુમાવેલી કીર્તિ ફરી મેળવવાની હોંસ હતી. લૅંકેશાયર અને વેલ્સના લોકો તો જરૂર મદદ કરશે એ આશાએ ચાર્લ્સ અને તેનું સૈન્ય ઇંગ્લેન્ડ તરફ ચાલ્યાં. ક્રોમવેલને એ વાતની જાણ થતાં તે તેમની પાછળ ધાયો. આખરે બરાબર ડનબારના યુદ્ધની વરસગાંઠને દિવસે વુસ્ટ'ર પાસે યુદ્ધ થયું અને તેમાં સ્કૉટ લોકોને સખત હાર મળી. ચાર્લ્સને રણક્ષેત્રમાંથી નાસી જવું પડયું. તેને માથે અનેક વીતકો વીત્યા,[1] અને આખરે તેને એક વહાણમાં બેસી ફ્રાન્સને કિનારે ઉતરી જવું પડયું. આમ ક્રોમવેલનું ધાર્યું થયુંઃ સ્કૉટલૅન્ડ પર એવો તો દાબ બેસી ગયો કે ક્રોમવેલને ફરીથી તેના સામું જોવાની જરૂર પડી નહિ. પ્લેન્ટેજીનેટ સમયમાં પ્રાણાન્તે પણ સ્વતંત્રતા જાળવી રાખનારા એ બહાદુર લોકોના વંશજોની પાસે નામની સ્વતંત્રતાએ ન રહી.

**હૉલેન્ડ જોડે વિગ્રહઃ**—હવે પ્રજાસત્તાક રાજ્યની ગણતરી થવા લાગી. યુરોપનાં રાજ્યોમાં ક્રોમવેલના નામની શેહ પડવા લાગી. બરાબર આ સમયે પાર્લમેન્ટે સૈન્યની સત્તા સર્વોપરિ થઇ ન જાય તે માટે એક યુક્તિ કરી. તેમણે પાર્લમેન્ટનેજ અધીન રહે તેવું

---

૧ પોતાને પકડવા માટે ફરતા સિપાઇઓના હાથમાંથી છટકવા માટે એક સમયે તો આખો દિવસ એક વૃક્ષ ઉપર ચાર્લ્સને સંતાઇ રહેવું પડયું હતું. નીચેજ સિપાઇઓ તે આટલામાંજ છે એવી વાતો કરતા હતા તે સાંભળીને તેનો તો જીવજ ઉડી ગયો હતો, પરંતુ તે હાથમાં ન આવ્યો.

એક નૌકાસૈન્ય તૈયાર કરવાનો વિચાર કર્યો, અને ડનબાર-વુર્સ્ટરનાં અદ્દભુત પરાક્રમોને પણ ઝાંખી નાખે એવાં દરિયાઇ યુદ્ધો થાય એવી પેરવી કરવા માંડી. આ હેતુથી તેણે તે સમયમાં દરિયાઇ બળમાં શ્રેષ્ઠ ગણાતા હૉલેન્ડ જોડે ક્યારનીએ તકરાર શરૂ કરી હતી. હવે આગળ પગલું ભરવાની જરૂર હતી, એટલે ઇ. સ. ૧૬૫૧ માં નૌયાનનો કાયદો (Navigation Act) પસાર કરી પાર્લમેન્ટે એવો ઠરાવ કર્યો, કે ઇંગ્લેન્ડમાં જે કંઇ માલ આવે તે અંગ્રેજી વહાણોમાં આવવો જોઇએ, અને તેમ નહિ તો જે દેશમાં તે માલ બન્યો હોય તે દેશનાં વહાણોમાં ભરાઇને આવવો જોઇએ. આ પ્રમાણે કાયદો કરવાથી ઇંગ્લેન્ડના પ્રતિસ્પર્ધી ડચ લોકોના વેપારને જીવલેણ ફટકો વાગ્યો; કેમકે તે સમયે ડચ લોકો પાસે વહાણોનું સાધન પુષ્કળ હોવાથી તેઓનાં વહાણ ખૂબ વેપાર ખેડતા અને એક ઠેકાણેથી બીજે ઠેકાણે માલની લાવજા કરતાં. આ પ્રમાણે ડચ લોકોના હાથમાંથી વેપાર જઇને અંગ્રેજ વહાણોને મળ્યો. તેમાં વળી જ્યારે ડચ વહાણ અંગ્રેજી ખાડીમાં આવે ત્યારે તેણે પોતાનો વાવટો ઉતારી સલામ આપવી એમ ફરમાન થયું. આથી તો તે લોકોને ઘણીજ હીણપત લાગી. હવે લડાઇ વિના બીજો ઉપાય રહ્યો ન હતો. અંગ્રેજ નૌકાસૈન્યનો ઉપરી રૉબર્ટ બ્લેક નામે એક નિપુણ અને કસાએલો યોદ્ધો હતો અને ડચ નૌકાસૈન્યનો ઉપરી વૅાન ટ્રૅમ્પ હતો. આ બે વર્ષનો વિગ્રહ શરૂઆતમાં તો નાનો પણ ભયંકર હતો. એક બીજા ઉપર હુમલાઓ થયા એક યુદ્ધમાં તો અંગ્રેજો હાર્યા એ લે વિજયના ગર્વમાં ટ્રૅમ્પ 'અંગ્રેજોને સમુદ્ર પરથી કચરાની પેઠે કાઢી નાખ્યા છે' એમ સૂચવવા પોતાના વહાણ ઉપર સાવરણી બાંધી લાવ્યો હતો. પરંતુ આખરે ડચ લોકો હાર્યા અને ટ્રૅમ્પ મરાયો, અને જ્યારે પોર્ટલેન્ડના યુદ્ધમાં અંગ્રેજો જીત્યા ત્યારે હૉલન્ડે જીતવાની સર્વ આશા છોડી દઇને સંધિ કરવાની તત્પરતા દર્શાવી.

આ પ્રમાણે પરદેશો પાસે પ્રજાસત્તાક રાજ્યની આણ સ્વીકારાવી

૧મવેલે સેનાપતિ તરીકે અપૂર્વ નામના મેળવી. આમ ચાર વર્ષ વીત્યા પછી હવે તેણે દેશરક્ષક તરીકેનું કાર્ય હાથમાં લીધું.

**દેશરક્ષક ક્રોમવેલઃ**—એંશી સભ્યોની બનેલી ઠુંઠી પાર્લમેન્ટ ખરી રીતે પાર્લમેન્ટ પણ ન હતી તો પછી પ્રજાની પ્રતિનિધિ તો ક્યાંથી હોય? ચાર્લ્સના વધ પછી વિસર્જન થઇ તેણે નવી પાર્લમેન્ટ બોલાવવાની વ્યવસ્થા કરવી જોઇતી હતી, પરંતુ સત્તા હાથમાં આવ્યા પછી છોડવી કોને ગમે છે? દેશની અવ્યવસ્થિત સ્થિતિ જોઇ ક્રોમવેલ અને પાર્લમેન્ટ વચ્ચે એવો ઠરાવ થયો હતો કે ત્રણ વર્ષ સુધી એની એ પાર્લમેન્ટ ચાલુ રહે અને તે દરમિઆન ચોક્કસ રાજ્યબંધારણ ઘડી કાઢે. પરંતુ લશ્કરની ગેરહાજરીનો લાભ લઇ પાર્લમેન્ટે અનેક ગેરકાયદેસર કામો કરવા માંડ્યાં. સ્કોટલેન્ડના યુદ્ધથી નિવૃત્ત થઇ ક્રોમવેલ આવ્યો ત્યારે તેણે આ બધું જોયું અને તેની આંખ ફાટી. તેમાં વળી વિસર્જન થવાને બદલે પાર્લમેન્ટે તો એવી તદબીર કરવા માંડી કે જે સભ્યો છે તેઓ કાયમ રહે, અને જે બીજા નવા સભ્યો આવે તેમની વરણી બરાબર થઇ છે કે નહિ તેનો નિર્ણય પણ તે કરે. સૈન્ય અને પાર્લમેન્ટનો વિરોધ શરૂ થયો. અંતે ઇ. સ. ૧૬૫૩ ના એપ્રિલની ૨૦ મી તારીખે ક્રોમવેલને ખબર પડી કે પાર્લમેન્ટ તો ઉપરની મનસ્વીનો ખરડો પસાર કરવાની તૈયારીમાં છે એટલે તે સભાગૃહ તરફ દોડયો. પોતાની જોડે સો હથિયારબંધ સિપાઇઓ હતા તેમને બહાર રહેવાનું કહી પોતે અંદર જઇ બેઠો. બધી ચર્ચા સાંભળ્યા બાદ તેણે ઉભા થઇને કહ્યું, "તમારી ઘડી ભરાઇ ચૂકી છે, ઇશ્વરે તમને તજી દીધા છે હું તમારી લવરી બંધ કરી દેવા માગું છું. તમારે અહીં વધારે વખત બેસવું એ યોગ્ય નથી. તમે કંઇ પાર્લમેન્ટ નથી." તેણે પગ પછાડયો અને ત્રીસ સૈનિકોએ અંદર આવી સભા વીખેરી નાખી. પ્રમુખે ખુરસી પરથી ઉઠવાની ના પાડી એટલે તેનો હાથ પકડી ઉઠાડી મૂકવામાં આવ્યો. પછી બારણાને તાળું મારી કુંચી ક્રોમવેલ પોતાની જોડે

લઇ ગયો. આ પ્રમાણે ઇ. સ. ૧૬૪૦માં બેઠેલી લાંબી પાર્લમેન્ટનો અંત બળાત્કાર અને અપમાનમાં આવ્યો, પરંતુ તેની પોતાની અનુમતિ વિના તેને વીખેરી શકાય તેમ ન હતું. આપણે આગળ જતાં તેને વિષે ફરીથી વાંચીશું.

હવે દેશમાં સત્તા ક્રોમવેલ અને તેના સૈન્યની રહી. ક્રોમવેલે પોતાના અધિકારથી નવી પાર્લમેન્ટ બોલાવી. તેના સભ્યો પ્રજાએ પસંદ કરેલા માણસો ન હતા, પરંતુ ક્રોમવેલ અને તેના પક્ષના માણસોએ પોતાને અનુકૂળ પડે તેવા માણસો પસંદ કરીને મોકલેલા હતા.[1] સ્કૉટલૅન્ડ અને વેલ્સના પણ કેટલાક સભ્યો તેમાં હતા. તે પાર્લમેન્ટે કેટલાક સારા કાયદાઓ ઘડયા, પરંતુ ઉત્સાહના આવેશમાં આવી જઇને તેણે એટલા બધા સુધારા કરવા માંડયા કે દેશમાં કદાચ અશાન્તિ વ્યાપી જશે એવો સર્વને ભય લાગવા માંડયો. ક્રોમવેલ પણ તેનાથી કંટાળી ગયો, સભ્યોમાં પણ પરસ્પર તકરારો થવા લાગી અને આખરે પાંચ માસમાં તો પોતાની સર્વ સત્તા ક્રોમવેલને સોંપી પાર્લમેન્ટ બરખાસ્ત થઇ ગઈ, (ઇ. સ. ૧૬૫૩).

હવે શું કરવું? તરવારને જોરે ચલાવેલું રાજ્ય લાંબો કાળ ટકી શકતું નથી; લાંબી પાર્લમેન્ટના અનુભવથી ક્રોમવેલ એટલું સમજી શકયો હતો કે દેશમાં કોઇ એક સત્તા પ્રબળ હોવી જોઇએ અને રાજ્યનાં સર્વ અંગો તે સત્તાને વશ રહીને ચાલે તોજ દેશમા શાન્ત રહે છે; તેમજ છેક બીનજવાબદાર એકહથ્થુ સત્તા હોય તો તે સ્વતંત્રતાની ઘાતક છે. આથી પોતાના લશ્કરી અધિકારીઓની સૂચનાથી ક્રોમવેલે દેશરક્ષકનું ગૌરવભર્યું પદ સ્વીકાર્યું. તેની જોડે એક મંત્રી સભા અને પાર્લમેન્ટ પણ હોવાં જોઇએ એવું ઠરાવવામાં આવ્યું. આ

૧. આ પાર્લમેન્ટને બૅરબોન્સ પાર્લમેન્ટ કહેવામાં આવે છે; કેમકે તેના એક સભ્યનું નામ પ્રેઇઝ ગૉડ બૅર બોન્સ (ખુલ્લાં હાડકાં) હતું. એ જમાનામાં પ્યૂરિટન લોકો બાઇબલનાં નીતિસૂત્રોનો નામ તરીકે ઉપયોગ કરતા.

ઉપરાંત રાજ્યતંત્રનાં સાધન (Instrument of Government) વડે એક રાજ્યબંધારણ ઘડી કાઢી પાર્લમેન્ટ અને દેશરક્ષકની સત્તાની મર્યાદા આંકવામાં આવી. તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે ક્રોમવેલ મરણપર્યંત દેશરક્ષક રહે, તેને બાંધ્યો પગાર મળે, અને પાર્લમેન્ટ ઓછામાં ઓછી ત્રણ વર્ષે એક વાર મળે.

**દેશરક્ષકની આંતર નીતિઃ ( ૧૬૫૩–૧૬૫૮ ):—**ચાર્લ્સના વધને પૂરાં પાંચ વર્ષ થયાં ન હતાં એટલામાં તો પાછી એકજ હાથમાં સર્વોપરિ સત્તા જઇ પડી. નવી પાર્લમેન્ટ મળે તે પહેલાંના દસ માસ સુધી ક્રોમવેલે સારી રીતે રાજ્ય ચલાવ્યું ગણાય. તેની પરદેશી રાજનીતિ વિષે જુદું કહેવામાં આવશે. તેણે દેશમાં વિદ્યા-વૃદ્ધિ થાય તેવા ઉપાયો કરવા માંડયા, ખર્ચમાં કરકસર કરી, સર્વને સરખો ન્યાય મળે તેવી વ્યવસ્થા કરી, અને ગરીબ ખેડુતો અને જમીનદારોની સ્થિતિ સુધારવાની મહેનત કરી. તેણે સ્કૉટલેન્ડને ઇંગ્લેન્ડ જોડે જોડી દીધું.

નવી પાર્લમેન્ટ ઇ. સ. ૧૬૫૪ માં મળી; તે ઘણાજ વિશાળ પ્રતિનિધિત્વવાળી હતી. રોમન કૅથોલિક અને રાજપક્ષીઓ સિવાય લગભગ સર્વ પ્રકારના રાજદ્વારી અભિપ્રાય ધરાવનારા લોકોના પ્રતિનિધિઓ આ પાર્લમેન્ટમાં હતા. ઇ. સ. ૧૮૩૨ માં પસાર થએલા સુધારાના ખરડાના ઘણાં તત્ત્વોનો સમાવેશ તેમાં થઇ જતો હતો. નવી સભામાં ક્રોમવેલના શત્રુઓ પણ ઘણા આવ્યા. તેમણે તો માત્ર હા જી હા કરવાને બદલે રાજ્યબંધારણની ચર્ચા ઉપાડી; એકજ માણસ રાજ્યમાં સર્વોપરિ હોઇ શકે કે નહિ તે પર જુસ્સાદાર વિવેચન થવા લાગ્યાં. ક્રોમવેલે તેમને કહ્યું કે જે કાયદા અને બંધારણને અંગે તમે પોતે અસ્તિત્વમાં આવ્યા છો તેને તમારાથી હાથ લગાડી શકાશે નહિ. પરંતુ નવા સભાસદો સ્વતંત્ર મિજાજના હોવાથી એમ ડરી જાય તેવા નહોતા. પોતાની વિરુદ્ધ થનાર ૧૦૦ સભાસદોને ક્રોમવેલે પાર્લમેન્ટમાં આવતા બંધ કર્યા, તોપણ એટલાં બધાં વિરોધી

તત્ત્વો રહી ગયાં હતાં કે તેને પાંચ માસની અંદર તો પાર્લમેન્ટ બરખાસ્ત કરવી પડી.

હવે તેણે છડેચોક એકલે હાથે રાજ્ય કરવા માંડયું. તેનો અમલ દરેક રીતે લશ્કરી અમલજ હતો. તેણે દેશને દસ ( કોઇ ઇતિહાસકાર ૧૧ પણ કહે છે. ) પરગણાંમાં વહેંચી નાખ્યો અને દરેકના ઉપર એકેક દંડનાયક ( Major General ) નીમ્યો. તેમણે ચાર્લ્સના જેવીજ આપખુદી ચલાવવા માંડી. દેશના જુના ધારાઓનો અમલ બંધ પાડવામા આવ્યો, ગેરકાયદેસર કરવેરા ઠરાવવામાં આવ્યા, અને જરા જરામાં માણસોને કડક સજા થવા લાગી. ઑંડશી જેવા માણસને પણ ક્રોમવેલે તુરંગમાં મોકલી દીધો હતો. રાજપક્ષીઓ અને સામાન્ય પ્રજામાં અસંતોષ વ્યાપી રહ્યો અને જ્યાં ત્યાં ક્રોમવેલના આ માતેલા નાયકો અને તેમના જુલમોની વાતો થવા લાગી.

ઇ. સ. ૧૬૫૬ માં બીજી પાર્લમેન્ટ મળી. તેમાં સભ્યો નિર્માલ્ય અને ક્રોમવેલના પક્ષનાજ હતા; કેમકે તેના લગભગ ૧૦૦ વિરોધીઓને તો મંત્રી સભા ( Council of State ) એ બેસવા દેવાની જ ના પાડી હતી. એ બિચારા સત્ત્વહીણા જીવોએ એક 'વિનીત અરજી અને સૂચના' ને નામે ખરડો તૈયાર કરી રાજ્યબંધારણમાં કેટલાક ફેરફાર સૂચવ્યા. તેમાં બે ફેરફાર મુખ્ય હતાઃ ક્રોમવેલે રાજપદનો સ્વીકાર કરવો, અને અમીરોની સભાની ફરી સ્થાપના કરવી રાજપદ લેવાની ક્રોમવેલની ઇચ્છા હોય કે ન હોય, પરંતુ જે સૈન્યની ઓથે રહીને એક સાધારણ ખેડુતમાંથી આટલી ઉચ્ચ પદવીએ તે પહોંચ્યો હતો જે સૈન્યને લીધે તેનાં ગૌરવ, પ્રતિષ્ઠા અને પ્રતાપ હતાં તે સૈન્યને એ ગમતી વાત ન હતી, એ વાત ચતુર ક્રોમવેલ જાણતો હતો એટલે તેણે રાજા થવાની ના પાડી, અને બાકીની સૂચનાઓનો સ્વીકાર કર્યો તેણે રાજા થવાની ના પાડી એટલે તેને દેશરક્ષક તરીકે કાયમ કરી તેનો વિધિપૂર્વક

અભિષેક કરવામાં આવ્યો, અને તેને પોતાનો વારસ નીમવાની સત્તા આપવામાં આવી.

ઇ. સ. ૧૬૫૮ માં જ્યારે ફરીથી પાર્લમેન્ટ મળી ત્યારે ક્રોમવેલે કાઢી મૂકેલા સભાસદોને તેમાં બેસવાની રજા મળી હતી. વળી ઘણા સભ્યોને અમીર બનાવવામાં આવ્યાથી તેમની ખાલી પડેલી જગાએ નવા સ્વતંત્ર મતના સભ્યો આવ્યા હતા. આ સર્વેએ પાછી રાજ્ય-બંધારણની જુની તકરાર ઉપાડી, એટલે ક્રોમવેલે ક્રોધે ભરાઇને કોઇ પણ વિધિ વિના પાર્લમેન્ટને બરખાસ્ત કરી નાખી, અને પોતાના જીવનના બાકી રહેલા થોડા માસ સુધી તેણે આપખુદ અમલ ચલાવ્યો.

**દેશરક્ષકની પરદેશી રાજનીતિઃ** ( ઇ. સ. ૧૬૫૪-૫૮ ):—આ વીર પુરુષની ખરી મહત્તા તો તેની દેશાંતર નીતિમાંથીજ પ્રતીત થાય છે. દેશમાં આટલો વિરોધ, આટલી ચિંતા, અને ખટપટ છતાં ક્રોમવેલે પોતાનાં અદ્દભુત શૌર્યવીર્યને લીધે પરદેશમાં ઇંગ્લેન્ડનું ગૌરવ વધાર્યું. તેને ઇલિઝાબેથની પેઠે યુરોપનાં પ્રોટેસ્ટન્ટ રાજ્યોને એકત્ર કરી તેનું ઉપરી પદ ઇંગ્લેન્ડને અપાવવાની હોંસ હતી. એથી તેણે ડચ લોકો જોડે અને ઑસ્ટ્રિઆની વિરૂદ્ધમાં સ્વીડન જોડે સંધિ કરી કેટલાક વેપારી લાભો મેળવ્યા. ફ્રાન્સ અને સ્પેન વચ્ચે વિગ્રહ ચાલતો હતો તેનો લાભ લઇ તેણે ફ્રાન્સનો પક્ષ લીધો અને દાવો કર્યો કે સ્પેનના રાજ્યમાં અંગ્રેજોને પોતાનો ધર્મ પાળવાની સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઇએ. સ્પેન તો ચુસ્ત કૅથોલિક રહ્યું એટલે તેણે ઇલિઝાબેથની નીતિ આરંભી. તેણે વેસ્ટ ઇન્ડિઝમાં લશ્કર મોકલ્યું, અને જેમેકા જીતી લીધું, (ઈ. સ. ૧૬૫૬ ). સૅવૉયનો ઠાકોર ફ્રાન્સના સુધારકોને બહુ દુઃખ આપતો હતો, તેને ફ્રાન્સના રાજાએ સમજાવીને જરા રહેમદીલ થવાની જરૂર પાડી, એટલે ક્રોમવેલે ફ્રાન્સના રાજાને મદદ આપવાનું કબુલ કર્યું. ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ જોડે રહીને સ્પેન સામે લડ્યાં. સ્પેનનું લશ્કર ડન્કર્ક પાસે હાર્યું અને તેની પાસેથી ડન્કર્કનો કિલ્લો પડાવી લઇને ઇંગ્લેન્ડને આપ-

વામાં આવ્યો, ( ઈ. સ. ૧૬૫૮ ). ક્રોમવેલની કીર્તિ વધી અને ઇંગ્લેન્ડનું ગૌરવ વધ્યું. યુરોપનાં રાજ્યોના એલચીઓ ક્રોમવેલના દરબારમાં આવી તેને ઝૂકી ઝૂકીને સલામ કરવા લાગ્યા; કેમકે સર્વને તેની મીઠી નજર અને મૈત્રીની ગરજ પડવા લાગી.

ભૂમધ્ય સમુદ્રમાં પણ અંગ્રેજોના નામનો ડંકો વાગતો હતો. ટ્યુનીસના બેએ કેટલાક અંગ્રેજ કેદીઓ સોંપી દેવાની ના પાડી, એટલે બ્લેકને ત્યાં મોકલવામાં આવ્યો.

મરણ અને તુલના:—ક્રોમવેલનું વય ૫૯ વર્ષનું થયું ત્યાં તો ચિંતા, શ્રમ, ઉજાગરા અને મંદવાડથી તેનું શરીર નબળું પડવા લાગ્યું. દેશને માટે તેણે શરીરને શ્રમ આપવામાં કંઇ મણા રાખી ન હતી, છતાં આવા મહાપુરુષના છેલ્લા દિવસો દુઃખમાં ગયા. તેના શત્રુઓ અનેક હતા અને તેઓ તેનો ઘાટ ઘડવાની અનેક ખટપટો કરતા હતા. "ખૂન એ હત્યા નથી." એ નામના એક ચોપાનીઆમાં ક્રોમવેલનું ખૂન કરવાનાં કારણો દર્શાવવામાં આવ્યાં. હવે તે બહુ દુઃખી થઇ ગયો. તે વસ્ત્રોની નીચે બખતર પહેરી રાખતો ને સૂવાની જગા રોજ બદલતો. તેમાં વળી તેની પ્રિય પુત્રીના મૃત્યુથી તેને અસહ્ય આઘાત લાગ્યો. તે પોતે ભયંકર મંદવાડમાં ઘેરાઇ ગયો. આખા દેશમાં લોકોએ તેને આરામ થાય તે માટે પ્રાર્થનાઓ કરી પરંતુ વ્યર્થ. આખરે તે મહાપુરુષ ઇ. સ. ૧૬૫૮ ના સપ્ટેમ્બરની ૩જી તારીખે[૧] અનંત શાંતિના ધામમાં ગયો.

તે અસાધારણ બુદ્ધિનો, તીવ્ર સમજણનો, દયાળુ, કોમળ, અને સ્નેહાળ હતો. તેનો સ્વભાવ જલદ હતો, પરંતુ તેમાં દ્વેષ ન હતો.

---

૧ ક્રોમવેલના જીવનમાં ૩જી તારીખના કેટલાક બનાવો ખાસ ધ્યાન ખેંચે તેવા છે. તે ૧૬૪૯ના સપ્ટેમ્બરની ૩જીએ ડ્રોઘેડા પહોંચ્યો; ડન્બારનું યુદ્ધ ૩જી સપ્ટેમ્બરે થયું. (૧૬૫૦) વુસ્ટરના યુદ્ધમાં ૩જી સપ્ટેમ્બરે (૧૬૫૧) જય મળ્યો; તેની પહેલી પાર્લમેન્ટ ૩જી સપ્ટેમ્બરે (૧૬૫૪) મળી; તેનું મૃત્યુ ૩જી સપ્ટેમ્બરે (ઇ. સ. ૧૬૫૮) થયું.

રણભૂમિ પર તે અપ્રતિમ જ રહેતો. તેની અદ્દભુત વ્યવસ્થાશક્તિ, પ્રસંગને ઓળખી લઇ તેનો લાભ લેવાની અસાધારણ શક્તિ અને યુદ્ધકળાની આવડતને લીધે તે હંમેશાં વિજયજ પામતો. તેણે ઇંગ્લેન્ડની ઘણી સેવા કરી છે. તેણે દેશપરદેશમાં પોતાની પ્રતિષ્ઠા વધારી; તોપણ તેણે મરતા પહેલાં જોઇ લીધું કે તેણે કરવા ધારેલા કાર્યમાં તે નિષ્ફળ નીવડ્યો હતો. રાજાનો વધ કરી પ્રજાને સ્વતંત્રતા અપાવવાના તેના પ્રયત્નોમાં પ્રજાનો મોટો ભાગ સંમત ન હતો. તેણે તરવારને જોરે પ્રજા પર પોતાની સત્તા ટકાવી રાખી હતી, એટલે એ પ્રતાપી શક્તિ અને એ જોર દૂર થતાં તેણે કરેલું કામ તૂટી પડવાનું છે એ તે સમજી ગયો હતો. તેના ધાર્મિક વિચારો તે જમાના કરતાં આગળ હતા. તેણે લોલાર્ડ જેવા અપ્રિય થઇ પડેલા વર્ગને પણ ધર્મછૂટ આપી હતી, અને દેશમાં વેપારીઓનો અને ધર્મઘેલાઓનો જબરો વિરોધ છતાં યાહૂદીઓને પણ વસવા દીધા હતા. ધાર્મિક આવેશથી પ્રેરાએલો એક બુદ્ધિશાળી જમીનદાર સ્વદેશાભિમાનના પૂરમાં ખેંચાય ત્યારે કયાં સુધી જઇ શકે તેનું ઉદાહરણ ક્રોમવેલ પૂરૂં પાડે છે. તેણે દેશમાં સમૃદ્ધિ આપી હતી પરંતુ પ્રજાને સ્વતંત્રતા જોઇતી હતી અને તે તે આપી શક્યો ન હતો.[1]

---

૧. ક્રોમવેલના જીવનની સંમીક્ષા નીચેની ચાર લીટીમાં ઠીક કરવામાં આવી છેઃ—

He first put arms into Religion's hands,
And tim'rous conscience into Courage mann'd
The soldier taught that inward mail to wear,
And fearing God how they should nothing fear.

આ ઉપરાંત તેના મંત્રી મિલ્ટને તેની પ્રશસ્તિ કરી છે. લાંબી હોવાથી અહીં આપી નથી પરંતુ વાંચી જવા જેવી છે. Anon Cromwell our chief! થી તે શરૂ થાય છે.

**અરાજકતા:** (ઇ. સ. ૧૬૫૯–૧૬૬૦)—ક્રોમવેલના મૃત્યુ પછી જાણે તેમાં કશું અજુગતું ન હોય તેમ તેનો પુત્ર રિચર્ડ ક્રોમવેલ દેશરક્ષકના પદ ઉપર આવ્યો. તેનામાં તેના પિતાની બુદ્ધિ કે શક્તિ ન હતી; તે શાંતિપ્રિય અને એકાંત જીવન ગુજારવાની ઇચ્છાવાળો, લડવાની આવડત વિનાનો સાધારણ માણસ હતો, એટલે ક્રોમવેલના પ્રતાપથી દબાઇ રહેલા જુના કલહો જાગૃત થયા. તેણે પાર્લમેન્ટ બોલાવી, પરંતુ સૈન્ય અને પાર્લમેન્ટ વચ્ચે તકરાર જામી. સૈનિકોને યુદ્ધકલાના જ્ઞાન વિનાનો આવો ઉપરી જોઇતો ન હતો અને પાર્લમેન્ટને લશ્કરની પ્રબળ સત્તા પાલવતી નહોતી. આખરે લશ્કરી અધિકારીઓના દબાણને વશ થઇને તેણે પાર્લમેન્ટ વિસર્જન કરી અને જોડે જોડે પોતાનું રાજીનામું પણ આપી દીધું. તેણે કહ્યું કે "મારી પદવીજ મને ભારરૂપ છે એટલે તે માટે લોહીનું એક પણ ટીપું હું રેડાવા દેનાર નથી."

દેશમાં હવે મુખ્ય સત્તા ન રહી; ક્રોમવેલ મરતાં લશ્કરની એકતાએ તૂટી અને અનેક લશ્કરી અધિકારીઓ ઉપરીપદને માટે અંદર અંદર લડી મરવા લાગ્યા. આ સર્વમાં લૅમ્બર્ટ નામનો એક બળવાન્ સરદાર હતો; તે સૈન્યનો આગેવાન બનીને લંડન ગયો અને ત્યાં ક્રોમવેલે કાઢી મૂકેલી ઠુંઠી પાર્લમેન્ટને ફરીથી તેણે સજીવન કરી. પરંતુ પાર્લમેન્ટ અને સૈન્ય વચ્ચે સર્વોપરિ સત્તાને માટે વિખવાદ ઉત્પન્ન થયો. આખરે પાર્લમેન્ટે ૧૬૫૯ ના ઑક્ટોબરમાં લૅમ્બર્ટ અને તેના મળતીઆઓનો અધિકાર લઇ લીધો: અમલદારોએ પાર્લમેન્ટને વીખેરી નાખી વેર વાળ્યું, અને દેશમાં રાજ્ય ચલાવવા લશ્કરી સમિતિ નીમવામાં આવી.

આ સમયે સ્કૉટલૅન્ડમાં પાર્લમેન્ટના સૈન્યનો મંક નામે કાર્યદક્ષ, ચતુર અને વ્યવહારકુશળ સરદાર હતો. તેણે આવી અવ્યવસ્થાનો અંત આણવાનો વિચાર કર્યો. તેણે સ્વદેશપ્રેમને વશ થઇ રાજાનો

પક્ષ લેવાનો નિશ્ચય કર્યો. તેણે લશ્કરી સમિતિનો સ્વીકાર કરવાની ના પાડી. ઇ. સ. ૧૬૬૦ ના વર્ષને પહેલેજ દિવસે તે સરહદ ઓળંગીને લંડન તરફ ઉપડયો. ત્યાં આવીને તેણે થોડો વખત તો સૈન્ય, પાર્લમેન્ટ અને પ્રજાની ઇચ્છાઓ અને ફરિયાદો સાંભળી. તેણે પાર્લમેન્ટ બોલાવી અને ઇ. સ. ૧૬૪૮ માં કાઢી મૂકવામાં આવેલા પ્રેસ્બિટિરિયન સભ્યોને ફરીથી નોતર્યા. લોકો આ સાંભળી ખૂબ ખુશી થયા. આ પ્રમાણે ફરી મળેલી લાંબી પાર્લમેન્ટે ડહાપણ વાપરીને સ્વેચ્છાપૂર્વક પોતાનું વિસર્જન કર્યું. નવી અને સ્વતંત્ર પાર્લમેન્ટ મળી તેમાં ઘણા રાજપક્ષના અને મધ્યમ વિચારના પુરુષો આવ્યા. સૈન્યસત્તાના દિવસો પૂરા થયા અને ચારે તરફ રાજભક્તિની ભરતી ચડવા લાગી. સર્વને એમ થતું હતું કે જુની રાજ્યવ્યવસ્થા ફરીથી દાખલ થવી જોઇએ. રાજપુત્ર ચાર્લ્સ હોલૅન્ડમાં હતો. તેણે મંકની જોડે વિષ્ટિ ચલાવી અને છેવટે તેની સૂચનાથી તેણે બ્રેડાથી જાહેરનામું પ્રસિદ્ધ કરી સર્વને ક્ષમા આપવાનું, ધર્મસહિષ્ણુતા બતાવવાનું અને પ્રજાની ઇચ્છાનુસાર રાજ્ય ચલાવવાનું વચન આપ્યું. નવી કામચલાઉ પાર્લમેન્ટે ( Convention ) આવીને ચાર્લ્સને ગાદી સ્વીકારવાનું આમંત્રણ આપ્યું. ચાર્લ્સ ડોવર આવ્યો અને ત્યાંથી લોકોના હર્ષનાદ સાંભળતો સાંભળતો લંડન ગયો.

---

## પ્રકરણ ૫ મું.

---

### ચાર્લ્સ રજો: ઇ. સ. ૧૬૬૦—૧૬૮૫.

**રાજાનું પુનરાગમન:**—કામચલાઉ પાર્લમેન્ટે છેલ્લા રાજાના જ્યેષ્ઠ પુત્ર ચાર્લ્સને ગાદી લેવાની વિનતિ કરી હતી, તે નહિ કે તેનો હક હતો એટલા માટે, પરંતુ તેના વિના ચાલે તેમ ન હતું તેટલા માટે. તીવ્ર ધર્મબુદ્ધિવાળા પ્યૂરિટન લોકોએ રાજાની સામે હથિયાર ઉઠાવી દેશમાં

જે મહાન્ અખાતરો કર્યો તે નિષ્ફળ ગયો હતો; જુલમગારની સામે લડી લડી વિજય પામ્યા પછી પણ સંયોગબળે આજ તેજ જુલમગારના પુત્રને માન આપવા માટે ભક્તસેનાને નીચે મોએ હથિયાર નમાવી હારબંધ ઉભા રહેવું પડયું હતું. ક્રોમવેલના કડક અમલ અને પ્યૂરિટનોની ઉગ્રતાથી લોકોમાં અસંતોષ ફેલાઇ ગયો હતો, અને રાજ્યમાં અવ્યવસ્થા થઇ રહી હતી. સર્વ પક્ષના લોકોને રાજા જોઇતો હતો. આંતરવિગ્રહને પરિણામે દેશમાંથી રાજાની સત્તા ગઇ, પણ તેના કરતાં ઘણે દરજ્જે ખરાબ સત્તા સર્વોપરિ થઇ પડી હતી. ધાર્મિક જુલમો પણ કોઇ રીતે ઓછા થવા ન હતા, અને દેશમાં પક્ષાપક્ષીનાં મૂળ ઊંડા જતાં હતાં. છતાંએ એક પરિણામ થયું: ભવિષ્યમાં જે રાજા થાય તેનાથી ઉઘરાણાં કરાય કે કર નાખી શકાય તેમ ન હતું, તેમજ પ્રજાની ઇચ્છા વિરૂદ્ધ જઇને રાજ્ય કરી શકાય તેમ પણ ન હતું; પ્રજાનો બહુમતીવાળો પક્ષ પોતાના પક્ષમાં રાખીને રાજા ઇચ્છે તો સ્વતંત્ર રીતે રાજ્ય કરી શકે તેમ હતું; કેમકે સેનાપતિ મંક ચલાવેલી વિષ્ટિમાં રાજાપ્રજાના હક વિષે કશી વાત કરવામાં આવી ન હતી. આ સમયે પાર્લમેન્ટની જે માગણીઓ થાત તે મંજુર કરવા ચાર્લ્સ તૈયાર હતો. પરંતુ દેશના દુર્ભાગ્યે એવો કોઇ પ્રવીણ રાજદ્વારી તે સમયે ન હતો. આથીજ ચાર્લ્સ પોતાના શાસનકાળમાં જુદા જુદા પક્ષોને અંદર અંદર લડાવી અને પ્રજા સમક્ષ આંતરવિગ્રહનો ભય સતત ઉભો રાખી મનધાર્યું કરતો ગયો.

**ચાર્લ્સ રજો:**—ચાર્લ્સ ૧લાનો જ્યેષ્ઠ પુત્ર થતો હતો. તેનો જન્મ ઇ. સ. ૧૬૩૦માં થયો હતો; નેસ્બીના યુદ્ધ પછી તે દેશ તજી હૉલૅન્ડમાં જઇ રહ્યો અને છેક ઇ. સ. ૧૬૫૧માં સ્કૉટ્‌લૅન્ડમાં પાછો ફર્યો. વુર્સ્ટરના ભયંકર યુદ્ધ પછી તે ફ્રાન્સ નાસી ગયો હતો, પરંતુ ત્યાંથી તેને ઇ. સ. ૧૬૫૫માં રજા આપવામાં આવી હતી. તે લંડન આવ્યો ત્યારે લોકોએ તેને હરખભેર આવકાર

આપ્યો; રસ્તામાં ફૂલો પાથર્યાં હતાં, દેવળોમાં ઘંટા વાગતી હતી, ઠેર ઠેર રણતૂર, ઝાંઝપખાલ અને ઘુઘરા વાગતાં હતાં. બારીબારણાં ધ્વજાપતાકાથી શણગારી દેવામાં આવ્યાં હતાં, અને લોકો રંગબેરંગી વસ્ત્રો પહેરી પોતાના જુના રાજાના પુત્રને સન્માન આપવા બહાર નીકળી પડયા હતા. ભુંડી કાળમુખી સૈન્યસત્તાનો અંત આવ્યો, એટલે હવે સુખવારો આવશે એમ તે બિચારા માની બેઠા હતા. વૈરાગ્યવૃત્તિવાળા પ્યુરિટનોએ પોતાનો આનંદ, ઉત્સવ, મોજમઝા, નાચરંગ, સાઠમારી વગેરે બંધ કર્યાં હતાં તે બધું ફરીથી શરૂ થઇ જશે એમ તેમને આશા હતી.

ચાર્લ્સ શાન્ત સ્વભાવનો, ઉંડો, અપ્રમાણિક, સ્વાર્થી, વિષયલંપટ અને લુચ્ચો હતો. તે એશઆરામી અને આળસુ હતો. બાલ્યાવસ્થા રખડપટ્ટીમાં વ્યતીત કરેલી હોવાથી તેને પોતાના દેશમાટે પ્રીતિ તો હોયજ શાની ? ઉદારતા અને દયા જેવા ગુણુજ તેનામાં ન હતા; ધર્મસંબંધી લાગણી તેનામાં નહિ જેવી હતી; તેની રીતભાત અને બોલવાની ઢબ મનોહર હતાં; તેને પોતાનું ધાર્યું કરવાની ટેવ હતી, છતાં તે એવો મૂર્ખ ન હતો, કે પાર્લમેન્ટને છંછેડીને કે તેની વિરૂદ્ધ જઇને કંઇ કરી બેસે. તેનામાં અનેક યુક્તિપ્રયુક્તિઓ અને ઉંડી પહોંચ હતી; ક્યારે સામું થવું અને ક્યારે લટી પડવું એ તે બરાબર સમજતો હતો. આ ઉપરાંત ઇશ્વરી હક વિષે તેના મનમાં એવો મમત ભરાઇ ગયો હતો કે પ્રાણાન્તે પણ તે છોડવા તૈયાર ન હતો, પરંતુ તેની ચતુરાઇ એવી હતી કે તેના બધા વિચારો કોઇ જલદી જાણવા પામતા નહિ, એટલે પ્રજા તેની સામે કદી થઇ નથી. તે વારંવાર કહેતો કે "મારે ફરીથી યુરોપની યાત્રા કરવાની ઇચ્છા નથી." તેના જીવનમાં માત્ર બે મુરાદો હતીઃ (૧) પોતાનું મનધાર્યું કરવું; પાર્લમેન્ટને હિસાબ ન આપવો પડે તે રીતે પોતાના ભોગવિલાસની તૃપ્તિને અર્થે ખૂબ દ્રવ્ય મેળવવું. (૨) કેથોલિક ધર્મની પુનઃસ્થાપના કરવી; તે ધર્મિષ્ટ હતો તેટલા માટે નહિ પરંતુ તે માનતો હતો કે

પ્રોટેસ્ટન્ટ ધર્મ પાળવાથી લોકો સ્વતંત્ર મિજાજના થઇ જાય છે; તે પોતે પણ અંતરમાં કેથોલિકજ હતો.

**કામચલાઉ પાર્લમેન્ટ:** (ઇ. સ. ૧૬૬૦)—જાહેરનામાનો અમલ કરવાનું કામ હવે હાથમાં લેવામાં આવ્યું. પાર્લમેન્ટે એક કાયદો પસાર કરીને ઇ. સ. ૧૬૩૭થી ૧૬૬૦ સુધીમાં રાજા વિરૂદ્ધ બળવામાં ભાગ લેનારા સર્વને ક્ષમા આપી, છતાં પણ ૧૩ રાજઘાતકો અને ન્યાયાધીશોને ફાંસીએ ચડાવવામાં આવ્યા અને કેટલાકને બંદીખાને નાખવામાં આવ્યા. વળી ક્રોમવેલ અને બ્રૅડશો જેવાઓનાં શબને કબરોમાંથી ખોદી કાઢી ફાંસીએ ચડાવવામાં આવ્યાં. રાજપક્ષીઓની જે જમીન ક્રોમવેલના સમયમાં લઇ લેવામાં આવી હતી, તે તેમને પાછી આપવામાં આવી અને અમીરોની સભાની ફરી સ્થાપના કરવામાં આવી. રાજાને બાર લાખ પાઉન્ડનું વર્ષાસન બાંધી આપી તેની જાગીરો સોંપવામાં આવી અને તે ઉપરાંત ફ્યુડલ ધારાને અંગે મળતાં નજરાણાં બંધ કરી દારૂની જકાત તેને મળે તેવી ગોઠવણ કરવામાં આવી. મંકની સેનાને પગાર ચૂકવી વીખેરી નાખવામાં આવી. રાજાએ તેમાંથી એક ટુકડી રાખી લીધી અને આ પ્રમાણે ઇંગ્લેન્ડની સ્થાયી સેનાનું બીજ નંખાયું. કેટલાક ધાર્મિક પ્રશ્નોનું પણ નિરાકરણ કરવા જેવું હતું, પરંતુ તેમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે મતભેદ હોવાથી કશું કર્યા વિના આ પાર્લમેન્ટ ઇ. સ. ૧૬૬૦ માં બરખાસ્ત થઇ.

**સ્કૉટલૅન્ડ અને આયર્લૅન્ડમાં રાજસત્તાની સ્થાપના**–(ઇ. સ. ૧૬૬૦–૧૬૬૫) રાજાના પુનરાગમનથી આ બંને દેશોને બહુ હાનિ થઇ. ક્રોમવેલના સમયમાં સ્કૉટલૅન્ડનું ઇંગ્લૅન્ડ જોડે જે જોડાણ કરવામાં આવ્યું હતું તેનો કામચલાઉ પાર્લમેન્ટે સ્વીકાર ન કર્યો, અને ઉલટું સ્કૉટ લોકો અંગ્રેજો જોડે વેપારના જે કેટલાક સમાનહક ભોગવતા હતા તે પણ લઇ લેવામાં આવ્યા. સ્કૉટ લોકોએ પોતાને મદદ કરી હતી, પરંતુ તેઓ ચાર્લ્સ ૧ લાની સામે થયા હતા એ

વાત રાજાને સાલતી હતી; આર્ગાઇલના ઠાકોરે તેનો ઇ. સ. ૧૬૨૦ માં રાજ્યાભિષેક કર્યો હતો, તોપણ તેના પર ચાર્લ્સ ૧ લાની હત્યાનો આરોપ મૂકી તેને ફાંસી દેવામાં આવી. એપિસ્કોપલ પંથ ફરી દાખલ કરવામાં આવ્યો, અને જેઓ તે સ્વીકારવાની ના પાડે તેમના ઉપર નિર્દયતાપૂર્વક ભયંકર જુલમો ગુજરવા લાગ્યા.

આયર્લૅન્ડમાં વળી બીજા પ્રકારનું દુઃખ હતું. આંતર વિગ્રહના સમયમાં જેઓએ રાજાને મદદ કરી હતી તેમની જમીન ક્રોમવેલે લઇ લીધી હતી. પ્યૂરિટન જમીનદારો પાસેથી એ જમીન પાછી લઇ રાજપક્ષના માણસોને આપવાની ગમે તેટલી ઉત્કંઠા છતાં ચાર્લ્સની તેમ કરવાની છાતી ચાલતી ન હતી. આથી અંતે બે ધારાઓ પસાર કરીને એમ ઠરાવવામાં આવ્યું, કે એ જમીનદારોની કંઇ જમીન જપ્ત કરી આગેવાન રાજપક્ષીઓને આપવી. આવા ધારાથી કોઇને સંતોષ થયો નહિ. આ સમયે બીજો કાયદો કરી આયર્લૅન્ડમાંથી ઢોર, માંસ, કે માખણ ઈંગ્લૅન્ડ મોકલવાની મના કરવામાં આવી.

**દરબારી પાર્લમેન્ટઃ ( ૧૬૬૧—૧૬૭૯ )**:—ઇ. સ. ૧૬૬૧-માં નવી પાર્લમેન્ટ મળી, તેમાં રાજભક્તિના આવેશમાં લોકોએ રાજપક્ષના સભ્યોને મોકલ્યા. જરી કસબનાં ભપકાદાર વસ્ત્રોથી રાજ-દરબાર તો ઝળાંહળાં થઇ રહ્યો. રાજા પ્રત્યેના પક્ષપાતમા બેચાઇને પાર્લમેન્ટે લાંબી પાર્લમેન્ટના કાયદાઓ રદ કરવા માંડયાં. તેણે ઠરાવ્યું કે રાજાની સંમતિ વિના પાર્લમેન્ટથી કાયદો થઇ શકે નહિ, રાજા સામે યુદ્ધ થઇ શકે નહિ, અને સૈન્યનું ઉપરીપદ રાજાનેજ હસ્તક હોવું જોઇએ. આટલું છતાંએ તેણે પાર્લમેન્ટના હકનું રક્ષણ કરવાની કાળજી રાખીને ત્રિવાર્ષિક કાયદો કરી ઠરાવ્યું કે દર ત્રણ વર્ષે પાર્લમેન્ટે એકવાર તો અવશ્ય મળવું જોઇએ.

પરંતુ તેનું મુખ્ય કાર્ય તો ધાર્મિક સુધારાનું હતું. લૉડના સમયમાં ધર્મખાતાની જે વ્યવસ્થા હતી તે ફરી સજીવન કરવામાં આવી. જે જે દીક્ષિતોને કાઢી મૂકવામાં કે ઉતારી મૂકવામાં આવ્યા

હતાં તેમને તેમની જગાએ ફરી દાખલ કરવામાં આવ્યા. જે જગાઓ ખાલી હતી ત્યાં દીક્ષિતો નીમવામાં આવ્યા. આમાં પાર્લમેન્ટને મુશ્કેલી એ નડી કે નાનાં મંડળોમાં પાદરીઓ ઘણું ખરૂં પ્યૂરિટન પંથના હતા, અને તેઓ તો પ્રાર્થનામાળાની પોથીને તિરસ્કારની દૃષ્ટિએ જોનારા હતા. આ વિકટ સ્થિતિમાંથી તોડ કાઢવા માટે રાજાએ સેવૉયના રાજમહેલમાં એક ધર્મ-સભા બોલાવી અને તેમાં દીક્ષિતો અને પ્રેસ્બિટિરિયનોના આગેવાનોને નોતર્યા. પરંતુ તેનું કશું પરિણામ આવ્યું નહિ અને ઉલટી તકરાર વધી.

બ્રેડાના જાહેરનામામાં ધર્મછૂટનું વચન આપનાર રાજા પાર્લમેન્ટને પ્યૂરિટનોની વિરુદ્ધ કેટલાક કડક કાયદા કરતાં અટકાવી શક્યો નહિ. વાસ્તવિક રીતે જોતાં લાગે છે કે રાજાને એપિસ્કોપલ વિના બીજા પંથ પ્રત્યે ઘૃણા થઇ હતી. પ્યૂરિટન, પ્રેસ્બિટિરિયન, નિરંકુશવાદીઓ, એ સર્વેએ પોતાના પિતાની સામે યુદ્ધમા ભાગ લીધો હતો તે તેનાથી ભુલાતું ન હતું ઇ. સ. ૧૬૬૧ માં કૉર્પોરેશન ઍક્ટ પસાર થયો તેમાં ઠરાવવામાં આવ્યું કે મ્યુનિસિપલ કૉર્પોરેશનના સભ્યે ઇંગ્લેન્ડના ધર્મના રીતરિવાજને માન આપવું પડશે, અને પવિત્ર સંધિ અને પ્રતિજ્ઞાનો ત્યાગ કરવો પડશે. યુનિફૉર્મિટી ઍક્ટથી પ્રત્યેક ધર્મગુરુને સંશોધિત પ્રાર્થનામાળાના પુસ્તકનો ઉપયોગ કરવાની ફરજ પાડવામાં આવી. આ ઉપરાંત પ્રત્યેક ધર્મગુરુને એમ જાહેર કરવાની ફરજ પાડવામાં આવી કે અમે તે પુસ્તકના અક્ષરે અક્ષરને સત્ય સમજીએ છીએ. અનેક વિદ્વાન્, શ્રદ્ધાળુ અને બુદ્ધિમાન્ ધર્મગુરુઓ જીવન કરતાં ધર્મ વહાલો ગણીને પોતાની જગાનાં રાજીનામાં આપી, ઘરબાર તજી, વિશાળ જગતની ઓથે નીકળી પડ્યા.[1] આમાંના કેટલાક ઉત્સાહી લોકોએ સ્વતંત્ર ધર્મસમાજ સ્થાપી

---

૧ તેઓ Dissentersને નામે પ્રસિદ્ધ છે. તેમને ધર્માલયોમાંથીજ નહિ પરંતુ શાળાઓ અને વિદ્યાપીઠોમાંથી પણ કાઢી મૂકવામાં આવ્યા.

વ્યાખ્યાનો આપવાની વ્યવસ્થા કરી, એટલે પાર્લમેન્ટે સભાબંધીનો કાયદો કરી હુકમ કર્યો કે (એપિસ્કોપલ પંથના માણસ સિવાય) કોઇએ પોતાના કુટુંબ સિવાય બહારનાં પાંચ માણસો પણ એકઠાં કરી ધાર્મિક વ્યાખ્યાનો આપવાં નહિ. ઇ. સ. ૧૬૬૫ માં એક કાયદો કરી પ્યૂરિટનો ઉપર છેલ્લો મર્મપ્રહાર કરવામાં આવ્યો. તે ધારો એવો હતો કે જે ધર્મગુરુઓ પ્રાર્થનામાળાને સ્વીકારતા ન હોય તેમણે શાળામાં ભણાવવા જવું નહિ કે કોઇ કસ્બા કે શહેરની હદમાં વસવું નહિ. અનેક પાદરીઓ ઘરબાર વિનાના થઇ પડયા; તેઓ ઘરખુણે કે ખાનગીમાં ધર્મોપદેશ કરી પેટગુજારો કરતા હતા તે પણ હવે બંધ થયું. અનેકને કાયદાના ભંગના આરોપસર કેદમાં પૂરવામાં આવ્યા. ભક્તપ્રયાણ (Pilgrim's Progress) નામના સુપ્રસિદ્ધ અંગ્રેજી રૂપકનો ભક્તિમસ્ત કર્તા પેલો કંસારો જહૉન બનિયન એક સભામાં વ્યાખ્યાન આપતાં પકડાઇ ગયો, અને બંદીખાનાનો વાસી થયો. આ સર્વ કાયદાઓ ક્લેરન્ડનનો ધારાસંગ્રહ કહેવાય છે, કેમકે ક્લેરન્ડન નામના રાજાના મુખ્ય મંત્રીએ તે ઘડવામાં અગ્રભાગ લીધો હતો. તે પ્યૂરિટનોનો કટ્ટો વિરોધી હતો. આ બધા કાયદાઓ પ્યૂરિટનોએ ઉપજાવેલા ત્રાસથી થયા હતા. પ્યૂરિટનો દેશદ્રોહી, પ્રજાસત્તાકી અને સ્વતંત્ર મિજાજના છે, એટલે તેમને ગમે તે પ્રકારે ખુંદી નાખવા જોઇએ એવો મત તે સમયે પાર્લમેન્ટમાં પ્રબળ હતો. લૉડના ધાર્મિક વિચારોની પુનરાવૃત્તિ થવાથી રાજાના ઇશ્વરદત્ત હક સંબંધી ફરીથી ઉપદેશ થવા લાગ્યા. ચાર્લ્સ ૧ લો શહીદ હતો એમ મનાવા લાગ્યું, અને બીજા સંતો જોડે તેની પણ છબી રાખવામાં આવી. રાજાનું મહત્ત્વ વધવા લાગ્યું.

**ચાર્લ્સની પરદેશી રાજનીતિઃ**–ચાર્લ્સની પરદેશી રાજનીતિનો મર્મ સમજવા માટે તેની નાણાંભીડ સમજવી જોઇએ. પાર્લમેન્ટે તેને ભારે રકમનું વર્ષાસન બાંધી આપ્યા છતાં, તે નાણાંની તંગીમાંજ રહેતો. નાચરંગ, જલસા, મહેફીલ, મીજમાનીઓ માની-

તીઓ અને અધમ વાસનાઓની તૃપ્તિમાં નાણાં આવતાં તેવાંજ ઉડી જતાં. તેનો રાજદરબાર અનીતિનો અખાડો અને દુરાચારનું ધામ થઇ પડયો હતો. તેનું જોઇને તેના દુરાચારી દરબારીઓ પણ શીખ્યા અને પરિણામે પ્યૂરિટનોના સમયની ધર્મમય શુદ્ધિ જતી રહીને સ્થળે સ્થળે અનાચારની બદબો ઊઠવા લાગી. આ સર્વ સ્થિતિમાં રાજાની દૃષ્ટિ સ્વાભાવિક રીતે ફ્રાન્સ તરફ વળી. આ સમયે ફ્રાન્સની ગણના યુરોપનાં મહારાજ્યોમાં થતી હતીઃ તેનો રાજા લુઇ ચૌદમો મહત્ત્વાકાંક્ષી અને પરાક્રમી હતો. માતૃપક્ષથી ચાર્લ્સ ફ્રાન્સના રાજકુટુમ્બનો સંબંધી થતો હતો, તેમજ પોતે કેથોલિક હતો એટલે પોતાના ધર્મબંધુ લુઇ તરફ સહેજે તેનું વલણ થયું; પરંતુ ખરૂં કારણ તો એ હતું કે લુઇનો રાજભંડાર ભરેલો હતો, અને તેમાથી તે ચાર્લ્સને ભરપટ્ટે નાણાં આપવા તૈયાર હતો. તેમાં વળી ચાર્લ્સે પોર્ટુગલની રાજપુત્રી જોડે લગ્ન કરવાથી ફ્રાન્સ અને ઇંગ્લૅન્ડનો સંબંધ ગાઢ થયો; કેમકે પોર્ટુગલને સ્પેનથી સ્વતંત્ર થવામાં લુઇએ સારી મદદ કરી હતી. આ લગ્નથી ચાર્લ્સને અઢળક નાણું અને ટૅંજીર તથા મુંબઈ મળ્યાં.[1] આથી તે સમયે નહિ તો પછીથી પણ ઇંગ્લૅન્ડને લાભ થયો છે.

ગૃહજીવનનાં સુખ ભોગવતાં શમી ગએલી દુર્વાસનાઓ થોડાજ સમયમાં ઉછળી આવી. ભોગવિલાસના એ કીડાને પાછી દ્રવ્યની તાણ પડવા લાગી, એટલે ક્રોમવેલે સ્પેન પાસેથી પડાવેલો ડન્કર્કનો કિલ્લો તેણે લુઇને પાંચ લાખ પાઉન્ડમાં વેચી દીધો, (ઇ. સ. ૧૬૬૫). ફ્રાન્સ અને ઇંગ્લેન્ડની મૈત્રી વધારે દૃઢ થઇ. ઇ. સ. ૧૬૬૫ માં તેણે દેશને હોલૅન્ડ જોડે નિરર્થક વિગ્રહમા ઉતાર્યો તેમાં પણ તેનો હેતુ એવો હતો કે યુદ્ધના ખર્ચને માટે પાર્લમેન્ટને મોટી રકમો મંજુર કરવી પડે ને તે પોતાના ખાનગી ખર્ચમાં વાપરવાને મળે.

---

૧ મુંબઇ તો રાજાએ ઈસ્ટ ઈન્ડિયા કંપનીને ભાડે આપી દીધું, અને ટૅંજીર મૂર લોકોને ઇ. સ. ૧૬૮૪ માં પાછું આપવામાં આવ્યું.

**વલંદાઓ જોડે બીજો વિગ્રહ: (ઇ. સ. ૧૬૬૫–૧૬૬૭):—** વલંદાઓ તે સમયમાં અતિ સાહસિક વહાણવટી હતા અને દરિયાઈ વેપાર પુષ્કળ ખેડતા હતા. ઇંગ્લૅન્ડની દરિયાઇ સત્તા વધારવા માટે ક્રોમવેલે નૌયાનનો કાયદો કરી વલંદાઓના વેપારને ફટકો માર્યો હતો, ત્યારનો વલંદાઓને અંગ્રેજો પર રોષ તો હતો. તેમાં વળી ચાર્લ્સ રાજાના સમયમાં લાંબી પાર્લમેન્ટે કરેલા ઘણા કાયદાઓ રદ કરવામાં આવ્યા, છતાં આ કાયદો ચાલુ રાખવામાં આવ્યો ત્યારે તો વલંદાઓના ગુસ્સાની હદજ ન રહી. દિવસે દિવસે અંગ્રેજો અને તેમની વચ્ચે વ્યાપારી સંબંધ બગડતો ગયો, અને આખરે એ દ્વેષનો ચેપ અમેરિકા અને આફ્રિકાનાં સંસ્થાનોમાં જઇ વસેલી બંને પ્રજાના લોકને પણ લાગ્યો. ઇંગ્લેન્ડને વેપારની વૃદ્ધિ કરવી હતી, અને વલંદાઓ તેમાં આડે આવતા હતા. આ ઉપરાંત ચાર્લ્સ બાલ્યાવસ્થામાં રખડતી હાલતમાં હોલૅન્ડમાં ગયો હતો, ત્યારે તેને ત્યાં યોગ્ય આદર આપવામાં આવ્યો ન હતો, એ વાત પણ હજુ તેના મનમાં ખટકયા કરતી હતી, એટલે આખરે વિગ્રહ ફાટી નીકળ્યો.

**અંગ્રેજી નૌકાસૈન્ય:—**રાજાના ભાઇ ડયૂક ઑફ યાર્કના હાથ નીચે અંગ્રેજી નૌકાસૈન્યે આરંભમાં તો જય મેળવ્યો. પરંતુ વલંદાઓ પણ તેમનાથી કંઇ જાય તેવા ન હતા. અંગ્રેજ લશ્કરને પગાર પણ પૂરો મળતો નહિ ત્યાં લડવાનાં સાધનો તો મળેજ ક્યાંથી ? કાફલો તૈયાર કરી યુદ્ધ કરવા માટે પાર્લમેન્ટે આપેલા પૈસા તો રાજા મોજમઝામાં ઉડાવી દેતો હતો. હવે તો ચુસ્તમાં ચુસ્ત રાજપક્ષીઓ પણ ક્રોમવેલને યાદ કરી અફસોસ કરવા લાગ્યા. તેમાં વળી સ્વાર્થપંડિત લુઇએ હોલૅન્ડનો પક્ષ ખેંચ્યો લુઇની બાજી ઊંડી હતી. તેને તો ફ્રાન્સનો રાજ્યવિસ્તાર કરી છેક ર્‌હાઇન નદીના કિનારા સુધી દેશની સીમા લઇ જવી હતી, અને સ્પેનનું રાજ્ય પચાવી પાડવું હતું. આ બધું થાય અને લુઇ જેવો પ્રતાપી અને મહેચ્છુ રાજકર્તા પાડોશમાં આવી જાય તે વલંદાઓને પાલવે તેમ

ન હતું, છતાંએ તે સમયે તો લુઇએ સમય વિચારી ઇંગ્લેન્ડના નૌકાબળનો મદ ઉતારવા સારૂ હૅાલૅન્ડને સહાય આપી.

એક તરફથી યુદ્ધને માટે આપેલાં નાણાંનો આમ અપવ્યય થતો હતો. અને બીજી તરફથી પાર્લમેન્ટ પ્યૂરિટનો સામે કાયદાઓ કરી ધાર્મિક જુલમો વરસાવી રહી હતી. આ સમયે લન્ડનમાં જીવલેણ મરકી[1] ફરી વળી અનેક માણસોનો નિર્દય ભોગ લેતી હતી; ત્યાર પછી થોડાજ માસ પછી ભયંકર આગે શહેરના મોટા ભાગને ભસ્મીભૂત બનાવી દીધો. આમ ચારે બાજુથી ઇંગ્લેન્ડ યુદ્ધ કરતાં સંધિને માટે-જ તૈયાર હતું. બ્રેડા મુકામે સંધિની વિષ્ટિ ચાલવા લાગી. ડચ લોકો પણ સમજી ગયા હતા કે સંધિ કરી લઇ લુઇના જીવલેણ પંજામાંથી છૂટા થઇ જવામાં માલ છે. અહીં ચાર્લ્સને તો એટલુંજ જોઇતું હતું. તેણે હવે યુદ્ધ નહિ થાય એમ ધારી લીધું, અને નાણાં વાપર-

---

૧ તે જમાનામાં લંડનમાં રસ્તા સાંકડા, અસ્વચ્છ અને અંધારા હતા. શહેરસુખાકારી સાચવવાનું કોઇ સમજતું નહિ. વળી તે સમયના લોકોની સ્નાનાદિ કાર્ય માટે બેદરકારી પણ ખરી. આથી દેશમાં મરકી તો ઘર કરી રહી હતી. પરંતુ ઇ. સ. ૧૬૬૫ ની મહામારી તો સર્વથી ભયં-કર થઇ પડી. એકજ દિવસમાં ૧૫૦૦ માણસો મરણ પામ્યાં. લોકો ઘરબાર અને કામધંધો છોડી નાસવા લાગ્યા અને શહેરમા સ્મશાન જેવો સૂનકાર થઇ ગયો. રસ્તામાં ઘાસ ઊગી નીકળ્યું રાત્રીની નીરવ, ભયંકર શાંતિમાં શબ લઇ જવાની ગાડી નીકળે, અને શેરીએ શેરીએ "શબ લાવો શબ" એવો હૃદયદ્રાવક પોકાર પડે. આશરે એક લાખ માણસનો જાન લીધા પછી મહામારી બંધ પડી. બીજેજ વર્ષે દેશ ઉપર કલ્યાણગર્ભ આફત ઉતરી. શહેરમાં આગ લાગી તે પાંચ દિવસ સુધી રહી. લોકોના જાનમાલની પુષ્કળ હાનિ થઇ. કેટલાંક મકાનોને તોડી પાડી આગને આગળ વધતી અટ-કાવવામા આવી. શહેરનો મોટો ભાગ તો ભસ્મીભૂત થઇ ગયો; પરંતુ મરકીનો રોગ પણ ભેગો બળી ગયો, અને નવા શહેરની જે રચના કરવામાં આવી તેમાં મકાનો ઇંટપત્થરનાં બંધાયાં, રસ્તા પહોળા થયા, અને શહેરનું આરોગ્ય જળવાય તેવા ઉપાયો લેવાયા.

વાની છૂટ થાય એટલા માટે ખલાસીઓ કમી કરવા માંડયા, અને વહાણોને બંદરમાં નાંગરી દેવાનો હુકમ કર્યો. હવે સમુદ્ર પર વલંદાઓનું પ્રભુત્વ આવ્યું; તેમની સામે થનાર કોઇ રહ્યું નહિ એટલે તેમનો એક કાફલો છેક ટેમ્સ નદીમાં આવી પહોંચ્યો; તેણે મેડવે જઇ કેટલીક મનવારો ડુબાવી દીધી. ત્યાર પછી ટેમ્સને ઘેરો નાખ્યો. લન્ડનવાસીઓને કોલસાની તંગી પડવા લાગી અને જ્યારે વલંદાઓની તોપોના અવાજ બજારમાં સંભળાવા લાગ્યા ત્યારે તો તેમના ગભરાટનું પૂછવુંજ શું! અંગ્રેજો સંધિની ઉતાવળ કરવા લાગ્યા. ઇ. સ. ૧૬૬૭ માં બ્રેડાની સંધિ થઇ. અંગ્રેજોને ન્યૂ એમસ્ટર્ડેમ ( હાલનું ન્યૂયોર્ક ) મળ્યું અને વલંદાઓએ મસાલાના ટાપુઓ અને ઇસ્ટ ઇન્ડિઝ રાખ્યાં.

ક્લેરન્ડનના કારભારનો અંતઃ—કેટલાક સમયથી પ્રજા અને પાર્લમેન્ટમાં મુખ્ય મંત્રી ક્લેરન્ડન પ્રત્યે અસંતોષ વધતો જતો હતો. પોતાના વિજયચિહ્ન જેવા ડન્કર્કને રાજાએ વેચી નાખ્યો તેથી પ્રજાનું અભિમાન ખંડિત થયું હતું. તેમાં વળી ટેમ્સ નદીમાં આવીને પરદેશી કાફલો ઘુરકાવી જાય ત્યાર પણ અંગ્રેજ ખલાસીઓ કશું કરી ન શક્યા, તે તેમનાથી સહ્યું જતું ન હતું. બ્રેડાની સંધિને તેઓ પ્રજાના ગૌરવનો ભંગ કરનારી અને હીચકારી ગણતા હતા. આ પ્રત્યેકને માટે લોકો પ્રધાનને જવાબદાર ગણતા હતા. યુદ્ધને માટે આપવામાં આવેલાં નાણાંના ઉપયોગ વિષે લોકમાં તરેહવાર ગપગોળા ચાલતા હતા, તેમાં પણ જ્યારે રાજાને આપેલાં નાણાંના હિસાબ જોવા માગવામાં આવ્યો ત્યારે ક્લેરન્ડન સામો થયો અને રાજાનું ખર્ચ જોવાનો તમને અધિકાર નથી એમ બોલ્યો. વળી આ સમયે લોકવાયકા ચાલી કે રાજા તો પાર્લમેન્ટને કાઢી મૂકી એકલો રાજ્ય કરવા ધારે છે, અને ફ્રાન્સ જોડે દોસ્તી કરવાની ખટપટ કરે છે. પ્રજાનો રોષ પ્રધાન ઉપર હવે તો વધી ગયો. તેમણે તેનાં ઘરબાર અને બાગબગીચાનો નાશ કર્યો. ક્લેરન્ડનનું આવી બન્યું; તેનું

કોઇ ન હતું. પોતાના પિતાના સમયમાં તેણે વેઠેલાં અનેક સંકટોનું સ્મરણ રાખીને ચાર્લ્સ પણ અત્યારે તેને બચાવવા માગતો ન હતો, કેમકે તેના અને કલેરન્ડનના ધાર્મિક વિચારો જુદા હતા. કલેરન્ડન દેશમાં પાર્લમેન્ટ સર્વોપરિ રહેવી જોઇએ એમ માનતો એ ચાર્લ્સને પરવડતી વાત ન હતી. પ્યૂરિટનોનો એ કટ્ટો શત્રુ હતો; કેથોલિક લોકો તેને ધિક્કારતા હતા. પોતાની પુત્રી રાજાના ભાઇ જોડે પરણાવી હતી એટલે લોકમાં તેની ઇર્ષ્યા થતી હતી. લોકો તેના ઉપર લાંચનો અને સરકારી પૈસા ખાઇ જવાનો ખુલ્લો આરોપ મૂકતા હતા. આથી છેવટે તેને રજા આપવામાં આવી, ( ઇ. સ. ૧૬૬૭ ). પાર્લમેન્ટે તેના પર કામ ચલાવવાની તજવીજ કરી એટલે તે ફ્રાન્સ નાસી ગયો, અને ત્યાં તેણે આંતર-વિગ્રહનો ઇતિહાસ લખવામાં શેષ રહેલા દિવસો પૂરા કર્યા.[૧]

**ડોવરનું ખાનગી તહનામું**:—કલેરન્ડનને રજા આપ્યા પછી ચાર્લ્સ પોતાની મરજીમાં આવે તેમ વર્તવાને છુટો થયો. તેનાં શાસનનાં બાકીનાં વર્ષોમાં ઘણુંખરૂં તે સ્વચ્છંદે વર્ત્યો છે અને એક અથવા બીજી રીતે પાર્લમેન્ટને ઠગતો ગયો છે. હવે તેણે પોતાના મિત્રોમાથી પાંચ સલાહકારોને પસંદ કરી તેમની સામતિ નામી, અને તેમની સલાહ પ્રમાણે રાજ્ય કરવા માંડ્યું. કિલફર્ડ, આર્લિં-

---

૧ તેનું મૂળ નામ સર એડવર્ડ હાઇડ હતું. તે ચાર્લ્સ ૧લાને એક એકનિષ્ઠ રહ્યો હતો, અને રાજકુટુંબના દુઃખના દિવસોમાં તેની જોડે ગયો હતો. રાજપુત્ર ચાર્લ્સના લાભ માટે તેણે ઘણી ખટપટ કરી હતી. ચાર્લ્સે ગાદીએ આવી તેને અર્લ ઑવ્ કલેરન્ડન બનાવી પોતાનો પ્રધાન બનાવ્યો હતો. ગમે તેવો તોપણ તે ચતુર, દૂરંદશી અને એકનિષ્ઠ હતો. ચાર્લ્સના ઉપર તેનો ઘણો પ્રભાવ પડતો. તે તેના દુરાચાર અને વિષયાસક્તિ માટે તેને ઠપકો આપતો, અને ચાર્લ્સને તે મૂંગે મોંએ સાંભળી લેવું પડતું. આથીજ ચાર્લ્સે તેને હોળીનું નાળિએર બનાવી બચાવવાની મહેનતજ ન કરી. તે અને તેના નફટ દોસ્તો તો ખુશી થયા.

ગ્રૂન, બકિંગહામ, એશલી, અને લૉડરડેલ એ પાંચે સલાહકારોનાં નામના આદ્યઅક્ષરો લઇએ તો 'કેબલ' ( Cabal ) એવો શબ્દ નીકળે છે,[1] તેથી એ મંડળ ઘણી વખતે તે નામથી ઓળખાય છે. તેઓ સર્વ એક ધર્મના ન હતા અને તેમના રાજપ્રકરણી વિચારો પણ જુદા હતા, પરંતુ તેઓ સર્વ ધર્મછૂટ આપવાના મતના હતા, અને રાજાને એ મતનાજ માણસોની જરૂર હતી.

આ સમયે લુઇ ૧૪ મો સ્પેનના તાબાના નેધર્લૅન્ડઝ પર આક્રમણ કરી રહ્યો હતો. અંગ્રેજોને કેથોલિક રાજા બળવાન્ થાય એ ન ગમ્યું એટલે હોલેન્ડ, સ્વીડન, અને ઇંગ્લેન્ડે સંધિ કરી લુઇને આગળ વધતો અટકાવવાનો ઠરાવ કર્યો. આ સંધિને ત્રિરાજ્ય-સંધિ કહે છે. અંગ્રેજો તો રાજા ઉપર ખુશી થઇ ગયા.

પરંતુ ચાર્લ્સને એવી પ્રજાપ્રીતિની પરવાજ ક્યાં હતી? તેને તો લુઇ પાસેથી વધારે નાણાં કઢાવવાની આ એક તક હતી. તેને તો લુઇનાં નાણાંથી લશ્કર ઉભું કરી કેથોલિક પંથનો દેશમાં પ્રચાર કરવો હતો, અને પાર્લમેન્ટથી સ્વતંત્ર બનવું હતું. વલંદાઓ લુઇની ઇચ્છામાં વિઘ્નરૂપ હતા, માટે તેમને કચરી નાખવાની જરૂર હતી. તેમાં ઇંગ્લેન્ડ મદદ કરે નહિ તો ભલે, પરંતુ તટસ્થ રહીને જોયા કરે તેવી લુઇની ઇચ્છા હતી. ચાર્લ્સ નાણાં વિના માને તેમ ન હતું. છેવટે કેટલીક વિષ્ટિ પછી ડોવરની ખાનગી સંધિ થઇ, ( ઇ. સ. ૧૬૭૦ ) તેમાં એવું ઠર્યું કે ચાર્લ્સે પોતે કેથોલિક હોવાનું જાહેર કરવું, અને લુઇને વલંદાઓ વિરૂદ્ધ મદદ કરવી, અને તેના બદલામાં લુઇ તેને ત્રણ લાખ પાઉન્ડનું વર્ષાસન આપે, અને લોકો વીફરી બેસે તો બળવો બેસાડી દેવા ફ્રેન્ચ સૈન્યની મદદ પણ આપે. દ્રવ્ય-

---

૧ Cabal શબ્દનો અર્થ 'ચંડાળ ચોકડી' થાય છે. આ પ્રધાન-મંડળ પ્રજાપ્રિય ન હતું તેથી તેનો તેવો અર્થ થયો છે. મૂળ તો તે હિબ્રુ ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ 'યાહુદીઓના ગુહ્ય ગ્રન્થો' એવો થાય છે

લોભી રાજા ફ્રાન્સનો માંડલિક રાજા થઇ રહેવા કબુલ થયો. ક્લિફર્ડ અને આર્લિંગ્ટન કેથોલિક હતા, એટલે તેમના સિવાય બીજા કોઇને આ સંધિની જાણ ન હતી. બીજા તો એમ જાણતા હતા કે રાજા કંઇક ધર્મછૂટ મૂકવા ધારે છે, અને થોડા સમયમાં હોલેન્ડ જોડે યુદ્ધ થનાર છે. ઇ. સ. ૧૬૭૨ માં પાર્લમેન્ટ પાસે તેણે લડાઇ માટે રકમ માગી. ફ્રાન્સ જોડે યુદ્ધ થવાનું છે એમ જાણી પાર્લમેન્ટે તે રકમ આપી. રાજાએ હોલેન્ડ જોડે યુદ્ધ જાહેર કર્યું. લુઇએ નેધર્લેન્ડઝના ઉત્તર ભાગમાં આક્રમણ કર્યું.

**વલંદા જોડે ત્રીજો વિગ્રહ[1]:— ( ઇ. સ. ૧૬૭૨–૧૬૭૪ ).** હ્રાઇન નદી ઓળંગી લુઇ વલંદાઓના પ્રદેશમાં ગયો, અને તેની મદદે એક અંગ્રેજ કાફલો પણ ગયો. જે લોકો ખાનગી તહનામા વિષે જાણતા ન હતા તેઓ તો હોલૅન્ડ જોડેના વિગ્રહથી ખુશી થયા કે ઠીક થયું; ઇ. સ. ૧૬૬૭ ના અપમાનનો બદલો લેવાશે. વલંદાઓનો સરદાર વિલિયમ ઑાવ્ આરેન્જ બુદ્ધિમાન્, ચતુર અને સ્વાતંત્ર્યપ્રિય હતો. તેની સરદારી નીચે વલંદાઓ નિશ્ચય કરી બેઠા હતા કે પોતાના આખરી ઉપાય અજમાવ્યા પછી દેશમાં બચાવ ન

૧. આ યુદ્ધ માટે જોઇતાં વધારે નાણાં ચાર્લ્સે કેવી રીતે મેળવ્યાં એ જાણવા જેવું છે. તે સમયે લન્ડનના શાહુકારો રાજ્યને બાંધી મુદતે નાણાં ધીરતા, અને તેના બદલામાં તેમને રાજાની હાથચિઠ્ઠી મળતી અને વેરો આવે ત્યારે વ્યાજ સહિત નાણાં પાછાં મળતાં. આ સમયે ચૌદ લાખ પાઉન્ડ આ પ્રમાણે રાજકોષમાં હતાં. એક દિવસે શાહી ફરમાન નીકળ્યું કે રાજ્યને હાલ નાણાં પાછાં આપવાની સગવડ નથી, માટે મૂડી ન આપતાં વ્યાજ એકલું આપવું. અનેક નાના વેપારીઓએ આ શાહુકારોને ત્યાં નાણાં મૂક્યાં હોય તે તેઓ પાછાં શી રીતે આપી શકે? વેપારરોજગારમાં મંદી આવી ગઇ. દેશમાં કોલાહલ થઇ રહ્યો, અનેક વેપારીઓ હાથ પછાડીને બેસી રહ્યા, પણ બિચારા કરે શું? રાજાને તો હૃદયજ ન હતું અને તેની વિલાસવૃત્તિને મર્યાદા ન હતી, એટલે જ્યાંથી નાણાં આવે ત્યાંથી ખરાં; વેપારીઓની અકળામણથી તેને તો ઉલટી ગમત મળી તે જુદી.

થાય તો દરિયાપારનાં સંસ્થાનોમાં જઈ રહેવું, અને જરૂર પડે તો સ્વાતંત્ર્યરક્ષા માટે પ્રાણ પણ પાથરી દેવા, પરંતુ કાયરની પેઠે યુદ્ધથી ડરી જવું નહિ. સમુદ્રના પાણીથી દેશની રક્ષા કરવાને માટે બાંધેલા કિંમતી બંધો તેમણે તોડી નાખ્યા. જમીન પર દરિયાનાં ખારાં પાણી ફરી વળવા લાગ્યાં એટલે ફ્રેન્ચો ગભરાયા; તેમાં વળી હોલેન્ડની દુર્દશા થઈ જતી જોઈ ઑસ્ટ્રિઆ અને સ્પેન તેની મદદે આવ્યાં. અંગ્રેજો સાઉથવોલ્ડના અખાતના યુદ્ધમાં જય પામ્યા; ત્યાર પછી એક વર્ષ યુદ્ધ ચાલ્યું અને આખરે ઇ. સ. ૧૬૭૪ માં ઈંગ્લેન્ડે હોલેન્ડ જોડે સંધિ કરી. આમાં વલંદાઓએ ત્રણ લાખ પાઉન્ડ દંડ ભરવો અને હવેથી અંગ્રેજી વહાણો દરિયામાં મળે ત્યારે ડચ વહાણોએ તેને સઢ નમાવી માન આપવું એવી સરતો કરવામાં આવી. હોલેન્ડ મૂળ તો નાનો દેશ અને તેમાં વળી આવા વિગ્રહો થયા, એટલે તેનો વેપાર તૂટી ગયો અને ઈંગ્લેન્ડ જોડેની તેની વ્યાપારી સ્પર્ધાનો અંત આવ્યો.

ફ્રાન્સ જોડે તો ઇ. સ. ૧૬૭૮ માં નિમૂજનની સંધિ થઈ ત્યાં સુધી ઇંગ્લેંન્ડે યુદ્ધ ચાલુ રાખ્યું.

**રહેમનું જાહેરનામું અને કસોટીનો કાયદો:**—ઇ. સ. ૧૬૭૨માં રાજાના નાના ભાઈ ડ્યૂક ઑફ્ યૉર્કે કેથોલિક પંથનો જાહેરમાં સ્વીકાર કર્યો અને લોકો ચમક્યા. યૉર્ક તો ગાદીવારસ હતો અને કેથોલિક રાજા ગાદીએ આવે એ વાત પ્રજાને ગમતી ન હતી. ચાર્લ્સના રાજ્યના આરંભકાળમાં પ્યૂરિટન લોકો પ્રત્યે લોકો જે તિરસ્કાર અને ભયની દૃષ્ટિએ જોતા, તે દૃષ્ટિ હવે કેથોલિકો પ્રત્યે વળવા લાગી. તેમાં વળી વાત ચાલી કે રાજા પોતે પણ અંતરથી કેથોલિકજ છે. એટલામાં રાજાએ લુઇને આપેલા વચન પ્રમાણે 'રહેમનું જાહેરનામું' બહાર પાડી એપિસ્કોપલ સિવાયના ઇતર ધર્મીઓને પણ પોતપોતાની ધર્મવિધિ પ્રમાણે ઉપાસના કરવાની

રજા આપી, (ઇ. સ. ૧૬૭૨) અને તેમના વિરૂદ્ધ જે કાયદાઓ હતા તેનો અમલ થતો અટકાવ્યો. સભાબંધીના કાયદાનો ભંગ કરવા માટે તુરંગમાં ગએલા સેંકડો મનુષ્યોને મુક્ત કરી દેવામાં આવ્યા. પાર્લમેન્ટ ગુસ્સે થઇ ગઇ. ફ્રાન્સ જોડે મૈત્રીસંબંધ બાંધી હોલૅન્ડ જોડે રાજાએ વિગ્રહ આદર્યો હતો તેથી પાર્લમેન્ટને રાજા ઉપર વહેમ તો ગયો હતો, તેમાં આ જાહેરનામાથી વૃદ્ધિ થઇ. સભ્યો સમજી ગયા કે ઇતર ધર્મીઓને છૂટ આપવાને બહાને રાજા કેથોલિક લોકોને છૂટ આપવા માગે છે. ઇ. સ. ૧૬૬૦ માં ચડેલાં રાજભક્તિનાં પૂર ઉતરી ગયાં હતાં; પ્રજા પોતાના હકની રક્ષા કરવા માટે જરૂર પડે તો તૈયાર હતી. કાયદાનો અમલ બંધ થતો અટકાવવાની રાજાને શી સત્તા છે, એમ પાર્લમેન્ટના સભ્યો છચોક પ્રશ્ન કરવા લાગ્યા. એમ જો રાજા કાયદાનો મનમાન્યો અમલ કરી શકતો હોય તો કાયદા કરવાની જરૂરજ શી છે? રાજસત્તાને સ્વચ્છંદી થતી અટકાવવી જોઇએ, એવા એવા વિરોધના પોકાર ચોતરફથી ઊઠ્યા. ચતુર રાજા સમય વર્તી ગયો. તેની ઇચ્છા દેશમાં બળવો જગાડી પ્રજા જોડે વિરોધમાં આવવાની ન હતી કે પોતાના પિતાની પેઠે શિરચ્છેદ કરાવવાની ન હતી, એટલે તેણે એ જાહેરનામું પાછું ખેંચી લીધું, અને ફરીથી ઇંગ્લેન્ડમાં ધર્મ સંબંધે કંઇ સુધારો કે બગાડો કરવાનો તેણે પ્રયત્ન કર્યો નહિ.

પરંતુ પાર્લમેન્ટને તો લુઇ અને ચાર્લ્સ બંને પરથી વિશ્વાસ ઊઠી ગયો હતો; જાહેરનામું પાછું ખેંચાઇ જાય એટલેથી તેમને સંતોષ ન હતો. ડોવરની સંધિ વિષે હજુ કોઇ જાણતું ન હતું છતાં બધાને એમ લાગતું હતું કે કંઇક છે તો ખરૂં. આથી ઇ. સ. ૧૬૭૩ માં પાર્લમેન્ટે કાયદો પસાર કર્યો કે રાજ્યના પ્રત્યેક અધિકારીએ એપિસ્કોપલ સંપ્રદાયની દીક્ષા લેવી અને એવા શપથ લેવા કે હું રોમન કેથોલિક સિદ્ધાન્તોમાં માનતો નથી. આ કાયદાને 'કસોટીનો કાયદો' કહેવામાં આવે છે. રાજ્યમાં રોમન કેથોલિક નોકરોને ટપોટપ

રાજીનામાં આપવાં પડ્યાં; કિલફર્ડ અને આર્લિંગ્ટન કેથોલિક હતા; એટલે તે જતાં કેબલ પ્રધાનમંડળનો અંત આવ્યો, અને ડયૂક ઑાવ્ યૉર્કને નૌસેનાધિપતિની પદવી છોડી દેવી પડી.

રાજા અને એશ્લી (જેને અર્લ ઑાવ્ શેફ્ટસ્બરી બનાવવામાં આવ્યો હતો) વચ્ચે તકરાર થઇ. સંભવિત છે કે ડોવરની ગુપ્ત સંધિ વિષે શેફ્ટસ્બરી જાણી ગયો હોય, અને પોતે આ પ્રમાણે મૂર્ખ બન્યો તે જાણી રાજા ઉપર ચીડાયો હોય. રાજાને પણ એમ લાગ્યું કે શેફ્ટસબરી મારી વિરૂદ્ધ પાર્લમેન્ટને ઉશ્કેરે છે, અને સર્વ વિરોધનું મૂળ તે છે, એટલે તેણે એક દિવસ શેફ્ટસ્બરીને રાજમહોર સોંપી દેવાનો ઓચિંતો હુકમ કર્યો. ત્યાર પછી તે રાજાના વિરોધી દળમાં જઇ મળ્યો, અને છેવટ સુધી ડયૂક ઑાવ્ યૉર્કને ગાદી ન મળે તેવી તજવીજ કરતાં રાજાનો શત્રુ થઇ રહ્યો.

**ડેન્બીનું મંત્રીપદ**:--કેબલના અંત પછી રાજાએ સર ટોમસ ઓસ્બોર્ન નામના ડેન્બીના રાજનિષ્ઠ, ખબરદાર અને નીતિનિપુણ ઠાકોરને કારભાર સોંપ્યો. તે રોમન કેથોલિક લોકોનો પક્કો વિરોધી હતો, એટલે ફ્રાન્સની જોડે મૈત્રીસંબંધ ચાલુ રાખવાની તેની ઇચ્છા ન હતી. પરંતુ ચાર્લ્સ પાસે તેનું કશું ચાલે તેમ ન હતું. આ સમયે ચાર્લ્સ અને લુઇએ એક ગુપ્ત સંધિ કરી લીધી હતી કે ફ્રાન્સ વિરૂદ્ધ યુરોપનાં કોઇ પણ રાજ્ય જોડે ઇંગ્લેન્ડે સંધિ કરવી નહિ. ચાર્લ્સ અને તેના દરબારીઓના ઘરમાં ફ્રાન્સનાં નાણાંની રેલ ચાલવા લાગી, અને તેમણે પણ દેશહિતનો વિચાર કર્યા વિના લુઇની વાંસળીએ ડોલવા માંડયું. ડેન્બી આ સાંખી ન શક્યો. ડચ લોકોની જોડે સંધિ થયા પછી તેણે ડચ સરદાર વિલિયમ જોડે ડયૂક ઑાવ્ યોર્કની પુત્રી મેરીનાં લગ્ન કરવાનું ઠરાવ્યું. પ્રજાનો ઉડી ગએલો વિશ્વાસ પાછો મેળવવાનો ચાર્લ્સને પ્રસંગ મળ્યો. તેણે આ લગ્નને પોતાની સંમતિ આપી. પાર્લમેન્ટે જયજયકાર બોલાવી રાજાના ખર્ચને માટે મોટી રકમ મંજુર કરી. રાજાએ પોતાનું લશ્કર વધારવામાં તે રકમ વાપરી.

આ ઉપરાંત તે લુઇ જોડે તો તેના ગુપ્ત સંદેશા ચલાવે રાખતો હતો, અને ઇ. સ. ૧૬૭૮ માં પાર્લમેન્ટે ફ્રાન્સ જોડે વિગ્રહ કરવાનું રાજાને જ્યારે અતિશય દબાણ કરવા માંડયું ત્યારે ફરીથી એક ખાનગી સંધિ કરી ચાર્લ્સે લુઇ પાસેથી ૨૪,૦૦૦ પાઉન્ડ લઇ પાર્લમેન્ટ બરખાસ્ત કરી.

ડેન્બીએ યોજેલા લગ્નથી એટલું નક્કી થયું કે ચાર્લ્સ અને તેના ભાઇના મૃત્યુ પછી ગાદીએ આવનાર રાણીનો પતિ પ્રોટેસ્ટન્ટ હોય અને સાથે લુઇની વધતી જતી સત્તાનો કટ્ટો વિરોધી હોય. લુઇ ચેત્યો. તેણે હોલૅન્ડ જોડે સંધિ કરી લીધી. હવે તેને ચાર્લ્સની ગરજ ન રહી. ફ્રાન્સમાં ઇંગ્લેન્ડનો એલચી ડેન્બીનો વિરોધી હતો. તેણે રાજાના હસ્તાક્ષર અને ડેન્બીની સહીવાળો એક પત્ર પાર્લમેન્ટને બતાવ્યો. પાર્લમેન્ટ તો દિઙ્મૂઢજ થઇ ગઇ. ઇંગ્લેન્ડની રાજવટ પરવારી બેઠી તે પરદેશી રાજાની ટુકડાખાઉ બની બેઠી છે? તે પરદેશી રાજા પણ કૅથોલિક? તેનો રોષ ડેન્બી ઉપર ઉલટયો; તેના પર રાજદ્રોહનો આરોપ મુકાયો, અને રાજાએ વધારે ફજેતી થતી અટકાવવા ઇ. સ. ૧૬૬૧ થી બેઠેલી પાર્લમેન્ટને ઇ. સ. ૧૬૭૯ માં વિસર્જન કરી. નવી પાર્લમેન્ટ મળી તેમાં વિરોધીઓ ખૂબ ભરાયા હતા, એટલે તેમણે ડેન્બીની તપાસ ફરી શરૂ કરી. ડેન્બીએ બચાવ કર્યો કે હું માત્ર રાજાની આજ્ઞાનો અમલ કરનારો ચાકર છું, પરંતુ સાંભળે કોણ? તેને ટ્રાવરગઢમાં મોકલવામાં આવ્યો; કેટલાંક વર્ષ સુધી તે ત્યાં વગર તપાસે સડી રહ્યો. રાજાનાં કાર્યો માટે તેના મંત્રીઓની જવાબદારી છે એ નિયમ પાર્લમેન્ટની નીતિમાં દાખલ થવા લાગ્યો.

રોમિશ કાવતરૂં—રાજા ફ્રાન્સની સહાયથી આપણી સ્વતંત્રતા હરી લેવાનો છે, અને ફ્રાન્સનું લશ્કર લાવી આપણને દબાવવા ધારે છે એવું રાજા પ્રત્યે અવિશ્વાસનું વાતાવરણ પ્રસરી રહ્યું હતું, અને રોમન કૅથોલિકના નામથી લોકો ત્રાસી ઉઠતા હતા. તેવામાં આવી સ્થિતિનો લાભ લેવાનો ટાઇટસ ઓટસ નામના એક માણસે વિચાર

ક્યો. તે સ્વાર્થસાધુ, હરામખોર પાદરી જેસ્યુઇટ મઠમાં ટુકડાખાઉ બનીને રહેતો હતો, ત્યાં તેણે કંઇક ખાનગી વાતચીત સાંભળી લીધી હશે. પછી તો તેમાંથી તેણે જબરૂં ધમંડ ઉડાવ્યું. જાણે કોઇ મોટી શોધ કરી હોય તેમ તેણે જાહેર કર્યું, કે કેથોલિક લોકોએ એક છૂપું કાવતરૂં રચ્યું છે; તેઓ રાજાને મારી નાખી યૉર્કને ગાદી આપનાર છે, અને ફ્રાન્સથી લશ્કર આણી તેની સહાયથી સુધારકપંથની જડ ઉખેડી નાખવામાં આવનાર છે. તેણે એક ન્યાયાધીશ પાસે જઇ આ વાત સોગન ઉપર નોંધાવી. થોડા દિવસમાં તે હીણભાગી ન્યાયાધીશનું ખૂન થયું, એટલે લોકોએ માન્યું કે એ કેથોલિક લોકોનુંજ કારસ્તાન. લંડનમાં તો ભય અને ત્રાસ વ્યાપ્યાં. જાણે કાલે સવારેજ શહેર પર ઘેરો આવવાનો હોય તેમ રાતદિવસ હથિયારબંધ સિપાઇઓ પહેરો ભરવા લાગ્યા, તોપખાનું ગોઠવાયું, અને ઠેરઠેર લશ્કરી ચોકી બેસી ગઇ. કોઇ પણ પ્રોટેસ્ટન્ટ બચ્ચો બંદુક વિના તો નીકળેજ નહિ. ઘણા પ્રોટેસ્ટન્ટો તો વાતને ખરી માનતા, અને શેફ્ટસ્બરી અને તેના મિત્રો બને તેટલી જ્યોત જાગતી રાખતા. તેમને તો તેમની રાજા વિરૂદ્ધની લડતમાં આવાં આવાં પાખંડોથી ઉલટી મદદ થવા લાગી. દેશનો મોટો રાજા હોય તેમ ઓટસને ખાસ ઉતારો આપી તેની આસપાસ ચોકી રાખવામાં આવતી. તેને ૧૨૦૦ પાઉન્ડનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું. તે કહે તેમાં ખરાખોટાની કોઇને પરવા ન હતી. નહિ જેવા પુરાવા ઉપર અને કેટલીક વેળા તો પુરાવા વિનાજ હજારો નિર્દોષ કેથોલિકોને પકડી જવામાં આવતા અને લોહીની નિરર્થક નદીઓ વહેતી. કેટલાક મોટા અમીરો પણ સપડાઇ ગયા. ન્યાયાધીશો અને પંચ પણ કેથોલિકો વિરૂદ્ધ લોકલાગણીને ઉશ્કેરી મૂકતા. ઓટસનું જોઇને બીજા અનેક લુચ્ચાઓ આવાં તરકટની વાતો લાવ્યા, અને દેશમાં ખૂનામરકી થઇ રહી.

**બાતલ બિલ**—ચાર્લ્સને સંતાન ન હતું એટલે તેની પછી તેનો ભાઇ હકદાર ગાદીવારસ હતો. રોમન કેથોલિક વિરૂદ્ધ ઉત્પન્ન થએલા

લોકવિરોધનો લાભ લઇ શેફ્ટસ્બરી અને તેના સાથીઓ યૉર્કને હક ડુબાવી દેવાની પેરવી કરવા લાગ્યા. ઇ. સ. ૧૬૭૯ માં પાર્લમેન્ટ મળી, અને ડેન્બીને ટાવરગઢમાં મોકલવામાં આવ્યો. ત્યાર બાદ ડ્યૂક ઑવ્ યૉર્કને કે કોઇ રોમન કૅથોલિકને ગાદી ન મળે એવી મતલબનો ખરડો આમની સભામાં આણવામાં આવ્યો. ગમે તે થાય પરંતુ તે ખરડો પસાર ન થવો જોઇએ એવો રાજાનો આગ્રહ હતો, એટલે તેણે હેબીઆસ કોર્પસ નામનો અગત્યનો ધારો મંજુર કરી લોકોની દૃષ્ટિ બીજી દિશામાં ખેંચી. રાજાની ઇતરાજી થઇ તો અનેક વર્ષો સુધી કારાગૃહવાસ સેવવો પડે અને તપાસ ચાલેજ નહિ એમ અત્યાર સુધી બન્યા કરતું. સ્કૉટ લોકોની રાણી મેરી, વૉલ્ટર રેલી, લૉડ આદિ અનેક સ્ત્રીપુરુષોએ આવા કારાવાસ વેઠયા હતા. રાજાને કોઇ પૂછનાર ન હતું. આ કાયદાથી એવું બંધન થયું કે કોઇ પણ માણસને અમુક દિવસ કેદમાં રાખ્યા પછી તેની તપાસ ચલાવવીજ; જેની અરજી ગુનેહગારનાં સગાંવહાલાં ન્યાયાધીશને કરી શકે અને તપાસ પણ ચલાવવીજ પડે; એકજ અપરાધને માટે કોઇને બે વાર સજા થાય નહિ. લોકોનું મન મનાવવા માટે રાજાએ આ કાયદા ઉપર સહી કરી પાર્લમેન્ટ વીખેરી નાખી.

ફરીથી વરણી કરવાનાં રાજાએ ફરમાન કાઢયાં, પરંતુ પાર્લમેન્ટ બોલાવી નહિ એટલે દેશમાં હવે બે પક્ષ પડી ગયા. એક પક્ષે રાજાને પાર્લમેન્ટ બોલાવવાની પ્રાર્થના કરી, એટલે તે પ્રાર્થી (Petitioner) કહેવાયો. તેના વિરોધી પક્ષે એ પ્રાર્થનાનો ઉત્તર વાળી જણાવ્યું કે ઉત્તરાધિકારમાં કશા પણ ફેરફારને અમે ધિક્કારી કાઢીએ છીએ એટલે તે લોકો તિરસ્કર્તા (Abhorrers) કહેવાયા.[1]

---

૧ આ બે પક્ષનાં વ્હીગ અને ટોરી એવાં નામ પડયાં. વ્હીગનો અર્થ 'ખાટી છાશ' થાય છે સ્કૉટલૅન્ડના બળવાખોરો માટે તે શબ્દ વપરાતો હતો. જે લોકો કૅથોલિક કાવતરાં ખરાં માની યૉર્કની વિરૂદ્ધ પડયા તેઓ

ઇ. સ. ૧૬૭૯ માં દરબારી પાર્લમેન્ટને વીખેરી નાખ્યા બાદ ત્રણ વર્ષમાં ચાર્લ્સે ત્રણ પાર્લમેન્ટ બોલાવી. દરેક વખતે શેફ્ટસ્બરી અને તેના વ્હીગ અનુયાયીઓનું પ્રાબલ્ય વધતું જતું હતું, અને ડ્યૂક ઑવ્ યૉર્કને ગાદીએ ન આવવા દેવાના તનતોડ પ્રયત્નો ચાલતા હતા. ઇ સ. ૧૬૮૦ માં પાર્લમેન્ટ મળી અને રાજાએ બાતલ બિલનો પ્રશ્ન બાજુએ રાખી ફ્રાન્સનો રાજા હૉલૅન્ડમાં હજુ તોફાન મચાવી રહ્યો હતો તે જોઇ, દેશમાંથી પક્ષાપક્ષી દૂર કરી સર્વને સંગઠિત થવાની સશાઇબંધ વાત કરી. પરંતુ પાર્લમેન્ટને રાજા ઉપર વિશ્વાસજ ક્યાં હતો ? આમની સભામાં ખરડો પસાર થયો, પરંતુ અમીરોની સભાએ ઉડાડી મૂક્યો. રાજાને પણ આગ્રહ હતો કે કોઇ પણ સંયોગમાં એ ખરડો પસાર થવો જ ન જોઇએ. તેને લાગ્યું કે શેફ્ટસ્બરી અને તેના પક્ષવાળાઓને લંડનના લોકો મદદ આપે છે, એટલે તેમની એ મદદ લઇ લેવા માટે તેણે ઇ. સ. ૧૬૮૧ માં ઑક્સફર્ડમાં પાર્લમેન્ટ બોલાવી. જાણે પોતાનો જાન જોખમમાં હોય તેમ વ્હીગ લોકો હથિયારબંધ થઇને પાર્લમેન્ટમાં આવ્યા. ચાર્લ્સે દાવપેચ રમવા માંડયો: તેણે કહ્યું કે યૉર્ક ગાદીએ ભલે આવે પરંતુ ખરો રાજ્યવહીવટ તેની પ્રોટેસ્ટન્ટ પુત્રી મેરી કરે એવા અર્થનો ખરડો તમે લાવો તો હું હમણાં સહી કરી આપવા તૈયાર છું. આ કુટિલ નીતિમાં ચાર્લ્સ ફાવ્યો. વ્હીગ પક્ષમાં મતભેદ પડયા, અને શેફ્ટસ્બરીએ ચાર્લ્સની વાત મંજુર ન કરી, એટલે ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી સમસ્ત પ્રજાને અપીલ કરી, કે જુઓ! આવી યોગ્ય અને વ્યવહારની છાજતી વાતમાં પણ વ્હીગ લોકો સામા પડી રાજ્યવહીવટમાં માત્ર વિરોધ નાખવાજ ઇચ્છે છે શેફ્ટસ્બરી અને તેના પક્ષવાળાઓ મૂર્ખ ગણાવા લાગ્યા, રાજાનું જાહેરનામું ઠેરઠેર વાંચા-

---

વ્હીગ કહેવાયા, અને જેઓ રાજાનો ઇશ્વરદત્ત અધિકાર માની તેના અનન્ય ભક્ત રહ્યા તેઓ ટોરી કહેવાયા. આયર્લૅન્ડના દેશપાર કરેલા લૂટારાઓને ટોરી કહેતા. બંને પક્ષે સામસામાં ગાલિપ્રદાનમાં આ નામો શોધી કાઢ્યાં છે.

પાઠશાળાઓમાં અને પ્રત્યેક ધર્મસ્થાનમાં વંચાયું, રાજભક્તિનાં ઓસરી ગએલાં પૂર પાછાં ચડયાં અને લોકો કહેવા લાગ્યા કે વંશ-પરંપરાનો હક એમ તે કંઇ લઇ લેવાય.

આમ બાતલ બિલ પસાર ન થયું, ને તેના અંતર્ભૂત મહાન્ સિદ્ધાંતનો નિર્ણય ન થયો. પ્રજાને પોતાનો રાજા પસંદ કરવાનો હક ખરો કે નહિ ? પ્રજાને અપ્રિય અને અસ્વીકાર્ય હોય તેવી કોઇ પણ વ્યક્તિએ રાજવંશમાં માત્ર જન્મ લીધો હોય તે કારણે રાજપદ ધારણ કરી શકે કે નહિ ? સ્ટુઅર્ટ રાજાઓને પ્રાણથીએ પ્રિય ઈશ્વરી હકને આ પડકાર હતો, અને એ ખરડો પસાર થયો હોત તો જે નિર્ણય પાછળથી થયો તે આ રાજ્યમાંજ થઇ જાત. પરંતુ વ્હીગ લોકોએ ભૂલ કરી. યૅાર્ક નહિ તો બીજું કોઇ પણ ગાદીએ તો આવવુંજ જોઇએ; શેફ્ટસ્બરીએ ચાર્લ્સના અનૌરસ પુત્ર ડયૂક ઑવ્ મન્મથનો પક્ષ લીધો; અને તેના અનુયાયીઓએ તો વાત પણ ચલાવી કે ચાર્લ્સે મન્મથની માતા સાથે વિધિપુરઃસર લગ્ન કર્યાં હતાં. મન્મથ દેખાવડો, શૂરવીર[1] અને લોકપ્રિય હતો, છતાંએ એવો કલંકિત કુમાર ગાદીએ આવે એ ઘણા વ્હીગ લોકોને પણ અણગમતી વાત હતી. આથી તેમનામાં પક્ષ પડયા. એક પક્ષ એમ માનતો કે યૅાર્ક નહિ તો યૅાર્કની પુત્રી પ્રોટેસ્ટન્ટ છે તે ગાદીએ આવે એજ સર્વ રીતે યોગ્ય છે. લાર્ડ હાલિફાક્સ નામના એક પ્રભાવશાળી વક્તાએ આ દલીલ

---

૧. સ્કૅાટલૅન્ડના લોકોને કૅથોલિક રાજા ગાદીએ આવે એ વાત જેટલી અણગમતી હતી તેટલી આયર્લૅન્ડના લોકોને ગમતી હતી. સભાબંધીના કાયદાથી બિચારા સ્કૅાટ લોકો તો ત્રાહિ ત્રાહિ પોકારી ગયા હતા. તેમાં વળી કેટલાક સખત કાયદા અમલમાં આવ્યા એટલે તો લોકો દુઃખના માર્યાં ગાંડાજ થઇ ગયા. તેઓ સંયમ ખોઇ બેઠા અને શાર્પ નામના ધર્માધ્યક્ષની હત્યા કરી બેઠા. બળવો થયો એટલે શેફ્ટસ્બરીની પ્રેરણાથી મન્મથ તે શમાવવા ગયો. ત્યાં બોથવેલબ્રિજની લડાઇમાં વિદ્રોહીને તેણે પરાસ્ત કર્યા; તેમાંથી કેટલાકને ફાંસી દેવામાં આવી, અને કેટલાકને દેશપાર કરવામાં આવ્યા.

લાવીને બીજી વારની પાર્લમેન્ટમાં અમીર સભાને મેળવી લઇ ખરડો નામંજુર કરાવ્યો હતો, અને છેલ્લી પાર્લમેન્ટમાં રાજા પણ આ પાસો નાખી ફાવી ગયો હતો.

**ટોરી પક્ષનું પ્રાબલ્ય અને પાર્લમેન્ટ વિનાનું રાજ્યઃ ઇ. સ. ૧૬૮૧ઃ**—પછી રાજાએ પાર્લમેન્ટ બોલાવીજ નહિ. નાણાં તો તેની પાસે ખૂબ હતાં, એટલે હવે પાર્લમેન્ટની તેને તમા ન રહી. ધીમે ધીમે દેશમાં તેનો પક્ષ મજબુત થવા લાગ્યો હતો. છેલ્લી પાર્લમેન્ટમાં વ્હીગ લોકો હથિયારબંધ ગયા હતા, અને રાજા કજે નહિ સમજે તો બળાત્કાર પણ કરીશું એમ કહેતા હતા અને ત્યાં રાજાની ઉપરથી વાજબી લાગતી માગણી સ્વીકાર્યા વિના પાછા ફર્યા હતા, ત્યારથી તેમનો દિવસ ઉતરતો થયો હતો. લોકોને એમ લાગ્યું કે તેઓ હઠીલા છે, ધર્મદ્વેષી છે, અને નાહક કેથોલિક પંથીઓને પજવે છે. લોકોને ભય લાગ્યો કે આતો ફરીથી આંતરવિગ્રહ જાગશે કે શું? તેના કરતાં તો ભલે કેથોલિક રાજા ગાદીએ આવે. હવે કેથોલિકને બદલે વ્હીગની તેમને ભીતિ લાગવા માડી. હવે તેમનો વારો આવ્યો. ન્યાયાધીશો અને પંચોએ લાગ આવે ત્યારે વ્હીગને ખૂબ દંડવા માંડયા. રાજાએ પણ ધીમે ધીમે પોત પ્રકાશવા માંડયું. શેફ્ટસ્બરીના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો લન્ડનવાસીઓ હજુ તેના પક્ષમાં હતા, તેથી પંચે તેની તપાસ ચલાવવા દીધી નહિ, એટલે લોકોના હર્ષનાદની વચ્ચે તે છૂટી ગયો, પરંતુ હવે તે દેશમાં રહી શકે તેમ ન હોવાથી હૉલેન્ડમાં જતો રહ્યો, અને મૃત્યુ સુધી ત્યાંજ રહ્યો.

તે સમયમાં શેરીફ પંચ નીમી શકતો, એથી તે ધારે તેવા પંચને મોકલી કોઇ પણ અપરાધીને જીવાડી કે મરાવી શકતો. રાજાને આ પદ્ધતિ ખામી ભરેલી માલમ પડી આવી, તેમજ ભવિષ્યની પાર્લમેન્ટમા પણ વ્હીગ પક્ષની બહુમતી ન થાય તેની સંભાળ લેવાનો તેણે વિચાર કર્યો. તે સમયમાં વ્હીગ લોકોનું જોર શહેરમાં અને

ટોરીઓનું પ્રાબલ્ય ગામડામાં હતું. તેણે કોઇ પણ મિષે શહેરોની સનંદ ખૂંચવી લઇ નવી સનંદ કરી આપવા માંડી, અને તેમાં ટોરી પક્ષની બહુમતી રહે એવી વ્યવસ્થા કરી.

વ્હીગ પક્ષની આમ પડતી થવા લાગી છતાં તેમાં કેટલાક બુદ્ધિના અંકુશ વિનાના અને ઉત્સાહના આવેશમાં તણાઇ મરનારા દુઃખીઆ માણસો રહ્યા. તેમણે ચાર્લ્સના મૃત્યુ પછી મન્મથને ગાદી આપવાની ખટપટ કરવા માંડી. તેજ સમયમાં કેટલાક ઊંડી પહોંચ વિનાના અક્કલહીણા વ્હીગ લોકોએ રાજા અને તેના ભાઇને મારી નાખવાનું કાવતરૂં રચ્યું. તેમની યોજના એવી હતી, કે રાઇ હાઉસ નામના રસ્તાની એક બાજુએ આવેલા ખેતર પાસે એક ગાડું ઊંધુ વાળી રાખવું; અને ન્યૂમાર્કેટની સરતમાંથી રાજા અને તેનો ભાઇ પાછા ફરે ત્યારે તેમની ગાડી થોડો વખત અટકી રહે તે દરમિઆન તેમને મારી નાખવા. પરંતુ સદ્ભાગ્યે વાત પ્રસિદ્ધ થઇ ગઇ, બંને કાવતરાંને એકજ ગણવામાં આવ્યાં, અને આગેવાનોને પકડવામાં આવ્યા. એક અમીરે તો કેદમાંજ આપઘાત કર્યો. રસેલ અને સિડની જેવા વ્હીગ આગેવાનો ઉપર કામ ચલાવી તેમને ફાંસીની શિક્ષા કરવામાં આવી, બીજા અનેક વ્હીગ ગૃહસ્થોને પણ સખત સજા ફરમાવવામાં આવી, અને મન્મથને દેશવટો દેવામાં આવ્યો.

રસેલ જેવા આગેવાન દેશભક્તના શબને ઘેરીને લોકો હજુ તો આંસુ સારતા હતા, ત્યાં ઑક્સફર્ડની વિદ્યાપીઠે શાસન કર્યું, કે રાજાની આજ્ઞા તો કોઇથી કદાપિ ઉથાપી શકાયજ નહિ: રાજાને બાકી રહ્યું હતું તે સર્વ આવી મળ્યું. હવે તો તેણે રાજદ્રોહના કાયદાના બંધ છુટા મૂકી દીધા. નજીવા વાંકે ધનવાન વેપારીઓના ભારે દંડ થવા લાગ્યા, ને ગરીબો બિચારા હેડમાં પુરાવા લાગ્યા. આ પ્રમાણે સ્ટુઅર્ટ રાજાઓના ઈશ્વરી હકના માનીતા સિદ્ધાંત વિરૂદ્ધ આંગળી સરખીએ ઊંચી કરનારના હાલહવાલ કરી રાજાએ સર્વ વિરોધી ચળવળને મજબુત હાથે દબાવી દીધી; તેની એકહથ્થુ અને આપખુદ સત્તા ઉપર અંકુશ રહ્યો નહિ.

છેવટે રાજાએ કસોટીનો કાયદો રદ કરી પોતાનો ભાઇ સ્કૉટલેન્ડમાં બળવાખોરોને દબાવવામાં રોકાયો હતો. તેને ત્યાંથી પાછો બોલાવી, નૌકાસેનાપતિપદ ઉપર ફરી સ્થાપી, પોતાની આપખુદી ઉપર કળશ ચડાવ્યો.

છેલ્લા દિવસોઃ—અંત સુધી ચાર્લ્સે પાર્લમેન્ટ નજ બોલાવી લૉર્ડ હાલિફાક્સ હવે વ્હીગ મટી ટોરી થયો હતો. તેણે રાજાને પાર્લમેન્ટ બોલાવવાની સલાહ આપી. વ્હીગ લોકો કચરાઇ ગયા હતા અને રાજપક્ષની હવે બહુમતી હતી એ ખરૂં, પરંતુ પાર્લમેન્ટ ન બોલાવવાનું વાસ્તવિક કારણ તો એ હતું કે લુઇને ભય લાગતો હતો કે પાર્લમેન્ટ કદાચ વીફરી બેસે અને ફ્રાન્સ વિરૂદ્ધ વિગ્રહ જાહેર કરે, એટલે ચાર્લ્સ પાર્લમેન્ટ ન બોલાવે તો તેને જોઇએ તેટલાં નાણાં આપવા તે કબુલ થયો હતો. થોડા સમયમાં રાજા માંદો પડયો. ભોગવિલાસની અતિ તૃપ્તિથી તેનું શરીર ખવાઇ ગયું હતું. તેને ચકરી આવવી શરૂ થઇ, અને છેવટે તે પથારીવશ થયો. અંત સમયે તેણે કૅથોલિક વિધિનો સ્વીકાર કર્યો. એક કૅથોલિક પાદરીને ગુપ્ત વેશે લાવવામાં આવ્યો અને તેણે રાજાના અંત્ય સંસ્કાર કર્યા. પછી જે થોડો સમય રહ્યો તેમાંએ તેનો હસમુખો સ્વભાવ ન ગયો. દુઃખથી શરીરની નસો ખેંચાઇ જતી હતી, ત્યારે પણ તેણે આસપાસ ઉભેલા લોકોને કહ્યું, કે " મને મરતાં જરા વિલંબ થાય છે તે ક્ષમા કરજો; ' પછી પોતાની માનીતી નટીની સંભાળ રાખવાની પોતાના ભાઇને ભલામણ કરી. આખરે ઇ. સ. ૧૬૮૫ ના ફેબ્રુઆરિની ૬ ટ્ઠી તારીખે આ સ્વેચ્છાચારી, લંપટ રાજા મૃત્યુ પામ્યો.[1]

---

૧. તેના એક મિત્રે નીચેની પંક્તિઓ તેની કબર ઉપરના મૃત્યુલેખ માટે સૂચવી હતીઃ

"Here lies our sovereign Lord the king,
Whose word no man relies on;
Who never said a foolish thing,
And never did a wise one."

ચાર્લ્સ હૃદયશૂન્ય, અનાચારી, વિલાસી, ધૂર્ત અને અપ્રમાણિક છતાં બુદ્ધિશાળી, ચાલાક અને ચતુર હતો. તેનામાં ટ્યૂડર રાજકર્તાઓ જેવી થોડી શક્તિ હતી. આટલો પ્રજાવિદ્રોહ કરતાં છતાંએ પોતાના મસ્તકને જલ્લાદની કુહાડીનો સ્પર્શ થવા ન દીધો એ તેની હોશિયારીનુંજ પરિણામ છે. તેણે દેશની સ્વતંત્રતા વેચી દેશના દ્રવ્યનો દુર્વ્યય કર્યો, છતાંએ અશાંતિમય કાળમાં પણ સમયસૂચકતા, ધૂર્તતા કુટિલતા, સખતાઇ અને કોઇ વખતે મીઠી મશ્કરીના ઉપયોગ કરી પોતાના શાસનકાળના અંતમાં તે શાંતિ સ્થાપી શકયો. તેની વિનોદપ્રિયતાએ તેને "**આનંદી રાજા**" એવું ઉપનામ અપાવ્યું છે.

ચાર્લ્સનું રાજ્ય જેટલું અગત્યનું તેટલું એકદમ ન સમજાય તેવું છે: તેના શાસનકાળના ૨૫ વર્ષના પાંચ વિભાગ પાડી શકાય છે.

૧ ઇ. સ ૧૬૬૦-૬૧.—કામચલાઉ પાર્લમેન્ટે ધર્મ અને રાજપ્રકરણના પ્રશ્નોનો નિર્ણય આણવાનો પ્રયત્ન કર્યો. પછી દરબારી પાર્લમેન્ટ આવી રાજસત્તા દૃઢ કરવા માંડી અને ઇતરપંથીઓને પજવવા માંડયાં.

૨ ઇ. સ. ૧૬૬૨-૧૬૭૨:—પાર્લમેન્ટનો રાજા ઉપરથી વિશ્વાસ ઉઠતો ગયો. રાજાએ લુઇ જોડે સંબંધ બાંધ્યો અને પોતાની સ્વતંત્રતા વેચી. રાજભકિતનો આવેશ ઉતરવા લાગ્યો. દેશમાં બે પક્ષ રચાવા લાગ્યા: (૧) રાજાથી ધર્મ સંબંધે મતભેદ ધરાવનાર પાર્લમેન્ટનો; (૨) રાજાની પરદેશી ખટપટોને નાપસંદ કરનાર લોકપક્ષ.

૩ ઇ. સ ૧૬૭૨-૧૬૭૯:—આ બે પક્ષ એકત્ર ન થઇ શકયા, એટલે ચાર્લ્સે વારાફરતી એકને હાથમાં રાખી બીજાની અવગણના કરવા માંડી.

૪ ઇ. સ. ૧૬૭૯-૧૬૮૧:—વ્હીગ પક્ષનો ઉદય અને ઉત્તરાધિકારની તકરાર. સ્વાતંત્ર્યની ઉત્તમ ભાવના સિદ્ધ કરવા માટે તે પક્ષમાં અધમ માણસો ભળ્યા, અને તેમણે ખુનામરકી જેવા નીચ ગુનાહ કરવાની હદ સુધી ઉતરી પોતાનાજ પક્ષનો અસ્ત આણ્યો.

૫ ઇ. સ. ૧૬૮૧-૧૬૮૫—વિરોધીઓને કચરી પાર્લમેન્ટથી સ્વતંત્ર બની વિદેશી શત્રુઓના ભયથી મુકત થએલો નિરંકુશ ચાર્લ્સ; સ્વાતંત્ર્ય કરતાં શાંતિ પ્રિય ગણનારા માણસો રાજપક્ષમાં જઇ મળ્યા.

# પ્રકરણ ૬ ઠું.

## રાજ્યક્રાન્તિ.

**જેમ્સ ૨ જો: (૧૬૮૫-૧૬૮૮).** ચાર્લ્સના મૃત્યુ પછી તેનો ભાઇ યૉર્કનો ડ્યૂક જેમ્સ ૨જો નામ ધારણ કરી ૫૨ વર્ષની વયે ગાદીએ આવ્યો ત્યારે સંયોગો ઘણાજ અનુકૂળ હતા. બાતલ બિલ સમયે મચી રહેલી ધમરોલ શમી ગઇ હતી, અને ધર્મઝનૂન એટલે સુધી ઓસરી ગયું હતું કે નવો રાજા કૅથોલિક પંથનો છે એ વાત ચાહન છતાં પ્રજાએ તેને ઉમળકાભેર આવકાર આપ્યો. રાજાએ પણ ગાદીએ આવતાંજ દેશના કાયદા પ્રમાણે વર્તવાનું અને ઇંગ્લૅન્ડના ધર્મસમાજની રક્ષા કરવાનું વચન આપી લોકનું મન રંજિત કર્યું. ટોરી પક્ષનું દેશમાં પ્રાબલ્ય હતું, અને કૅથોલિકોનો હિમાયતી દોસ્ત લુઇ દ્રવ્યની સહાય આપવા માટે હંમેશ તૈયારજ હતો. રાજપક્ષના અડગ અનુયાયીઓથી ભરેલી તેની પહેલીજ પાર્લમેન્ટે તેને ૧૯,૦૦,૦૦૦ પાઉન્ડનું બાદશાહી વર્ષાસન આજીવન બાંધી આપ્યું હતું.

આવા ઉત્તમ સમયમાં કોઇપણ દીર્ઘદર્શી રાજા ગાદીએ આવ્યો હોત, તો ફરીથી રાજસત્તાનાં ડગમગી ગએલાં મૂળ દૃઢ બનાવી શકત. પરંતુ જેમ્સ તો નિષ્ઠુર, ટુંકી દૃષ્ટિનો, સાંકડા મનનો, અક્કલહીણો, ધર્માંધ, જક્કી અને મિથ્યાભિમાની હતો. કયાં હસમુખો મજાકખોર વિલાસપ્રિય ચાર્લ્સ અને કયાં મુંગો, દંભી, ક્રૂર, ચીઢીઓ અને કુટિલ જેમ્સ ! એક રાજા માથુ ખોઇ બેઠો અને બીજાના સમયમાં પ્રજા-વિરોધ ફાટી નીકળ્યો તોએ સ્ટુઅર્ટ રાજાઓને વારસામાં મળેલા રાજાના ઇશ્વરી હક વિષેનો ફાંકો તેના મગજમાંથીએ ખસ્યો ન હતો. પ્રજાની ઇચ્છાઓ જાણવાની તેણે કદી પરવા કરીજ ન હતી. તે કાબેલ સિપાઇ, કુશળ રાજકર્મચારી અને શૂરવીર સેનાપતિ તરીકે લોકમાં ખ્યાતિ પામ્યો હતો, છતાંએ તેણે પોતાને મળેલા અનુભવનો લાભ લેવાને

અહલે ઉન્મત્ત બનીને પોતાની મુરાદ બર આણવાને કુટિલ માર્ગો પણ સ્વીકાર્યા. પોતે રોમન કેથોલિક રાજા હોય, ત્યારે તેના ધર્મભાઇઓને રાજ્યમાં કોઇ પણ અધિકાર મળી શકે નહિ એ તેનાથી કેમ ખમાય? અને પેલો હેબીયસ કોર્પસનો કાયદો પોતાની સર્વોપરિ સત્તા ઉપર કાપ મૂકતો હતો તે પણ રદ કર્યા વિના કેમ ચાલે? એ મૂર્ખ રાજાને એટલું ન થયું કે પોતાની આ બંને મુરાદો હાંસલ કરવામાં પોતે પ્રજાએ લડી લડીને મેળવેલા હકો ઉપર ઘા કરતો હતો, અને એવા ઘા હવે મૂંગે મોએ જોઇ રહેવાના કે સહન કરવાના દિવસો વહી ગયા હતા.

જેમ્સે તો ગાદીએ આવતા પહેલાંજ જાત જણાવવા માંડી હતી. પાર્લમેન્ટ મળે તે પહેલાં તો તે પોતાને નામે જકાત ઉઘરાવવા મંડી ગયો હતો. ગાદીએ આવીને તેણે એક જાહેરનામું પ્રસિદ્ધ કરી જણાવ્યું કે અપ્રતિજ્ઞાગ્રાહી વિરૂદ્ધના કાયદાઓનો અમલ બંધ કરવામાં આવ્યો છે. હજારો કેદીઓ છૂટયા; તેમની જોડે ડેન્બી અને જહોન બનીઅન પણ છૂટયા. રાજાના ખુશામતખોરોની બનેલી પાર્લમેન્ટ પોતાનો હક ખુંચવાઇ ગયો તે પણ મુંગે મોંએ જોઇ રહી એટલુંજ નહિ પરંતુ દેશમાં બંડ ફાટી નીકળ્યું જાણીને પોતાની રાજનિષ્ઠા બતાવવાને એકપગે થઇ રહી.

**આર્ગાઇલ અને મન્મથનાં બંડઃ (ઇ. સ. ૧૬૮૫)**:—રાઇ ઘરનું કાવતરૂં પકડાઇ ગયા પછી ઘણા વ્હીગ પક્ષના લોકોએ હોલૅન્ડમાં આશ્રય લીધો હતો. જેમ્સના રાજ્યાભિષેક વખતે ચાર્લ્સનો અનૌરસ પુત્ર મન્મથનો ઠાકોર પણ ત્યાંજ રહેતો. વ્હીગ લોકોએ તેને ઈંગ્લૅન્ડમાં જાઇ ગાદી હાથ કરવાનો આગ્રહ કર્યો. તેને પણ એમ થયું કે કેથોલિક રાજાનો સાથ છોડી પ્રોટેસ્ટન્ટ પ્રજા મને આદર આપશે. ચાર્લ્સ રજાના સમયમાં રાજદ્રોહની શિક્ષાને પાત્ર થએલા આર્ગાઇલના ઠાકોરનો પુત્ર મન્મથ જોડે ભળ્યો અને તેને સહાય આપવા તૈયાર થયો. તેણે સ્કૉટલૅન્ડ જઇ પોતાનાં માણસો તૈયાર કરી બંડ જગાડવાનું વચન આપ્યું. તે ગયો અને તેનાં માણસો તેને

મળી ગયાં પણ ખરાં; પરંતુ પ્રતિજ્ઞાગ્રાહીઓએ ( કૅાવેન-ટરોએ ) તેમાં સામેલ થવાની ના પાડી. રાજાનું લશ્કર પણ આર્ગાઇલના આવવાના સમાચાર સાંભળી તેની ભેટ લેવા તૈયાર થઇ ગયું હતું. આર્ગાઇલનું નાનું લશ્કર પવનમાં પાંદડાંની પેઠે વીખરાઇ ગયું. આર્ગાઇલ કેદ પકડાયો; તેના હાથ પાછળ બાંધી, બંદૂકવાળા સૈનિકોની વચમાં ચલાવીને તેને એડિનબરો લઇ જવામાં આવ્યો ત્યાં તે પોતાના પિતાની પેઠે રાજદ્રોહીને મોતે મુઓ.

આ દરમિઆન મન્મથ ઈંગ્લૅન્ડમાં ઉતરી આવ્યો. તે રૂપાળા, મનોહર અને બહારથી વિનયી જણાતી બોલવાની ઢબવાળા ઉમરાવજાદાને જોઇ લોકો હરખાઇ ગયા. પ્રોટેસ્ટન્ટ ધર્મના પુનરુદ્ધારની આશાએ ટોળાંબંધ ગામડીઆઓ તેને આવી મળ્યા. તેણે જાહેરનામું પ્રસિદ્ધ કરીને જેમ્સને ખૂની અને બીનહક્કદાર ઠરાવી ગાદી ઉપર પોતાનો હક આગળ કર્યો. ટૅાન્ટન જઇને તેણે રાજાનો ઇલ્કાબ ધારણ કર્યો, પરંતુ આ સર્વમાં તેને હલકા વર્ગના લોકોનીજ સહાય મળી. પાદરીઓ અને આબરૂદાર ગૃહસ્થોએ તો માન્યું કે પ્રોટેસ્ટન્ટ જ રાજપદ ધારણ કરે એવું હોય તો મેરીનો હક થાય, નહિ કે મન્મથનો. તેમાં વળી મન્મથે રાજપદ ધારણ કર્યું સાંભળીને તો ઘણાનાં દીલ દુખાયાં. પરંતુ રાજ્યલોભમાં અંધ બની ગએલા એ અમીરજાદાને કંઇ સુઝયું નહિ. તે તો આગળ વધ્યો અને આખરે સેજમુર[1] પાસે રાજાના સૈન્ય સાથે તેનો ભેટો થયો. મન્મથના સૈન્યમાં સામાન્ય ગામડીઆ, અભણ ખેડુતો, કારીગરો, મજુરો, અને પત્થરફોડા એવા તાલીમ વિનાના કે લશ્કરી કવાયતની ગંધ વિનાના માણસો હતા. તેમની પાસે હથિયાર પણ પૂરતાં ન હતાં, એટલે એક કલાકની જીવલેણ લડાઇમાં તો તેઓ હાર્યા અને નાઠા. મન્મથ પણ નાસી

---

१ આ યુદ્ધમાં ઈંગ્લૅન્ડના બે પ્રસિદ્ધ પુરુષોએ ભાગ લીધો હતો. જ્હૅાન ચર્ચિલ (પાછળથી ડ્યૂક ઑવ્ માર્લબરો) અને પ્રખ્યાત રૅાબિન્સન ક્રુઝોનો લેખક ડેનિયલ ડીફો.

ગયો, અને થોડા દિવસ બાદ એક ગંદી ખાડમાં વેશબદલો કરીને જીવ બચાવવા સંતાઇ રહેલો ત્યાંથી પકડાયો. ખાવાને માટે તેની પાસે થોડાક કાચા વટાણા સિવાય કંઇ રહ્યું ન હતું. તેની સર્વ હિંમત ચાલી ગઇ. તેણે પોતાના કાકાને પગે પડી પોતાને માફી આપી જીવતો રાખવાની નામર્દ અરજ કરી પણ દયાહીણ દૈત્યનું હૈયું ન પીગળ્યું. તેને લંડન લઇ જવામાં આવ્યો, અને ત્યાં ૧૫ મી જુલાઇને દિવસે જલ્લાદે તેનો શિરચ્છેદ કર્યો.

આમ પોતાના રાજ્યને નિષ્કંટક કરીનેજ જેમ્સની વેરવૃત્તિ તૃપ્ત થાય તેમ ન હતું. મન્મથને જરા પણ મદદ આપી હોય તે પ્રત્યેકને સજા કરવાનો રાજાએ ભયંકર નિશ્ચય કર્યો. તેના ખૂની, લોહી–તરસ્યા અમલદારો મન્મથના મદદગારોને પકડી પકડીને ભયંકર સજાઓ કરવા લાગ્યા. મન્મથને જરા પણ સહાય આપી હોય એવા કેટલાએ કેદમાં પડયા, અને કેટલાક ફાંસીએ લટકયા કે જીવતા બળી મુઆ. રાજાનો એક નિષ્ઠુર, પાષાણ હૃદયનો જેફ્રીઝ નામનો ન્યાયાધીશ આ બળવાખોરોની તપાસ ચલાવવા માટે પરગણાંમાં ફરવા લાગ્યો. તેની હત્યારી અદાલત તો વર્ષો સુધી ઇંગ્લૅન્ડમાં યાદ રહી ગઇ. તેણે તો રાય કે રંક, બાળક કે વૃદ્ધ, નિર્દોષ કે અપરાધી, એવું કશું જોયા વિના જેમ આવે તેમ લોકોને દંડવા માંડયા અને રાજાની આણનો પ્રજા ઉપર ત્રાસ બેસાડવા માંડયો. તે બિચારા મોતના પંજામાં ફસેલા ગુનેહગારોની ઠઠ્ઠામશ્કરી કરતો.[1] અને તેમના પ્રત્યે ભૂખ્યા વરૂની પેઠે ઘુરકતો. તેણે લગભગ ૩૦૦ માણસોને દેહાંતદંડ

---

૧ એક કેદીએ પ્રોટેસ્ટન્ટ હોવાનો બચાવ કર્યો એટલે તેણે કહ્યું, "પ્રોટેસ્ટન્ટ ! ના ! પ્રેસ્બિટિરિયન છો ! હું સરત મારૂં. મને પ્રેસ્બિટિરિયનની ૨૦ ગાઉથી ગંધ આવે છે." બીજાએ પોતાની લાચાર સ્થિતિ વર્ણવી કહ્યું, "નામદાર ! હું તો ગરીબ છું અને અનાથાશ્રમમાં રહું છું." "ફીકર નહિ, ત્યારે તો અનાથાશ્રમ ઉપરથી તારો ભાર હું લઇ લઇશ." "આમ કહીને તેણે કહ્યું કે "આ માણસને આ ઘડીએજ ફાંસીએ ચડાવો."

દીધો. તેમાં એક તો બિચારી નિર્દોષ ધર્મવૃત્તિવાળી સ્ત્રી હતી. તેણે મન્મથના અનુચરોને એક રાત આશ્રય આપ્યો એ તેનો ગુન્હો હતો; તે માટે જીવતી બાળી મૂકવાની તેને શિક્ષા થઇ. પરંતુ પાછળથી સજા ઘટાડીને તેનો શિરચ્છેદ કરવાનું ઠર્યું. જેઓ આ શિક્ષામાંથી બચ્યા તેમને વેસ્ટ ઇંડિઝમાં નજીવી કિંમતે ગુલામ તરીકે વેચી નાખવાનો હુકમ થયો. આ ખૂની અને નીચ કાર્ય કરીને તે નિર્દય ન્યાયાધીશ લંડન પાછો ફર્યો ત્યારે રાજાએ તેને લૉર્ડ હાઇ ચેન્સેલર બનાવ્યો. વિરોધ તો નિર્મૂલ થઇ ગયો, પરંતુ આ લોહીની નદી વહેવરાવીને રાજાએ મુત્સદ્દીપણાની પોતાની ખામી દર્શાવી આપી. લોકોનાં મન રાજા પરથી ઊઠી ગયાં એટલે નરમ પડી ગએલા વ્હીગ પક્ષને પ્રજાનો કોપાગ્નિ પ્રજ્વલિત કરવાનો સારો લાગ મળી ગયો.

**ધાર્મિક ફેરફારો કરવાના રાજાના પ્રયત્નોઃ**—બંડખોરોનો નાશ થવાથી રાજસત્તા પ્રતાપી થઇ. જેમ્સે હવે પોતાની અભિલાષાઓ અમલમાં મૂકવાનો આરંભ કર્યો. બંડ શમાવવા માટે રાજાએ વધારાનું લશ્કર રાખ્યું હતું, તેમાં ઘણા કેથોલિક અમલદારોને પણ દાખલ કરી દઇ તેમને કસોટીના કાયદાના બંધનમાથી મુક્ત કર્યા હતા. બંડખોરો શાન્ત થયા ત્યાં સુધી તો પાર્લમેન્ટે તેમાં વાંધો લીધો નહિ, પરંતુ શાંતિ થયા પછી પણ રાજાની ઇચ્છા તે અમલદારોને રાખવાની થઇ. તેના મનમાં તો એમ હતું કે રાજા કાયદાથી પર છે, એટલે કોઇ પણ કાયદો ઘડી શકે, કોઇ પણ કાયદાનો અમલ કરવાનું બંધ પણ રાખી શકે, અથવા તો કાયદાનો ભંગ કરવાથી પ્રાપ્ત થતી સજા પણ રદ કરી શકે. પાર્લમેન્ટ મળી ત્યારે આ પ્રમાણે કેથોલિક અમલદારો રાખવા માટે તેણે રાજાનો વિરોધ કર્યો અને જ્યાં સુધી કસોટીના કાયદાનો અમલ કરવામાં ન આવે ત્યાં સુધી વધારે નાણાં આપવાની ના પાડી. રાજાએ પાર્લમેન્ટ બરખાસ્ત કરી, ( ઇ. સ. ૧૬૮૫ ). જેમ્સના સમયમાં ફરી પાર્લમેન્ટ મળીજ નહિ; કેમકે પોતાને મદદ આપે તેવા સભ્યો હોય તોજ પાર્લમેન્ટ બોલા-

વળી એવો તેનો વિચાર હતો. પરંતુ તેનાં કૃત્યો એવાં હતાં કે તેનો પક્ષ લેનારા પણ તેનાથી વિમુખ થતા ગયા, એટલે જેમ્સનો ધાર્યો સમો આવ્યો જ નહિ.

આમ પાર્લમેન્ટ બંધ કરી, પણ લોકોનાં મોં કંઇ બંધ કરાય છે? જ્યાં ત્યાં ચૌટેચકલે, અને કાવાખાનામાં રાજકાજમાં રસ લેનારાઓ રાજાનો હક કેટલો અને કેવો તે વિષે ચર્ચા કરવા લાગ્યા. જેમ્સે પણ નિર્ણય કરવાનો વિચાર કર્યો. તેણે ખાનગી રીતે ન્યાયાધીશોના મત માગ્યા કે રાજાને આ પ્રમાણે કાયદાનો અમલ થતો અટકાવવાની સત્તા ખરી કે નહિ? જેમણે વિરૂદ્ધ મત આપ્યા તેમને રજા આપી તેમને સ્થાને પોતાના મતને અનુકૂળ માણસો ગોઠવી દઇ તેણે સર એડવર્ડ હેલ્સ નામના કેથોલિકને પાયદળનો સેનાપતિ બનાવ્યો. તેના ઉપર કામ ચાલ્યું. હેલ્સે રાજાનો પરવાનો બતાવ્યો અને ખુશામતખોર ન્યાયાધીશોએ ચુકાદો આપ્યો કે રાજાને આ પ્રમાણે કાયદામાં બંધનથી કોઇને મુક્ત કરવાનો પરાપૂર્વનો કાયદેસર હક છે. રાજાનો આવો હક કાયદેસર હતો એ ખરી વાત. ટ્યૂડરોએ અને જેમ્સ ૧લાએ અને ચાર્લ્સ રજાએ આ હકનો ઉપયોગ પણ કર્યો હતો. પરંતુ પાર્લમેન્ટે ચાર્લ્સ રજાને એ હક ન વાપરવાની ભલામણ કરી હતી. એ ઉપરાંત દંડની ઉગ્રતામાં ઘટાડો કરવા માટે આ હકનો ઉપયોગ કરવાને બદલે જેમ્સનો વિચાર તો પાર્લમેન્ટ પાસે ખુલ્લી રીતે જે માગી શકાતું ન હતું તે સાધી રાજ્યબંધારણના મૂળમાં છેદ કરવાનો હતો; પણ ન્યાયાધીશો ન્યાયાન્યાય તોળવા ક્યાં બેઠા હતા? આ નિર્ણયનો લાભ લઇને તેણે લશ્કરમાં કેથોલિક અમલદારો ભરવા માંડયા, અને કેથોલિક લોકોની વિરૂદ્ધના સર્વ કાયદાઓ રદ કર્યા. કેથોલિક પંથીઓને તેણે પ્રધાનો નીમવા માંડયા; એક સહધર્મીને તેણે આયર્લેન્ડનો વાઇસરોય પણ નીમ્યો.

ઇ. સ. ૧૬૪૧ માં બંધ પડી ગએલી હાઇ કમિશનની અદાલત ફરીથી તેણે સજીવન કરી પેલા હત્યારા જેફ્રીઝને તેનો મુખ્ય

ન્યાયાધીશ નીમ્યો. રાજાની આજ્ઞા વિરૂદ્ધ જે જે ધર્મગુરુઓ કૅથૅાલિક પંથનું ઘસાતું બોલે તેમનો તેમાં સખત દંડ થવા લાગ્યો.

અત્યાર સુધી કસોટીના કાયદાની રૂએ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજનાં વિદ્યાપીઠોમાં કૅથૅાલિક અધ્યાપકો કામ કરી શકતા નહિ. જેમ્સ તેમાં પણ તેમનો માર્ગ મોકળો કરવાની પેરવી કરવા લાગ્યો. તેણે એક કૅથૅાલિકને ઑક્સફર્ડના એક મહાવિદ્યાલયનો ઉપરી નીમી દીધો. એક બીજા મહાવિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખની જગા ખાલી પડી, એટલે રાજાએ છચોક સંદેશો મોકલ્યો કે તે સ્થાને એક કૅથૅાલિકની વરણી કરવી; અને જ્યારે તે સમિતિના પ્રૉટેસ્ટન્ટ સભ્યોએ આવી સૂચનાનો વિરોધ કર્યો, ત્યારે તેમને સર્વને કાઢી મૂકી તે સ્થાને સર્વ કૅથૅાલિક પંથીઓને ગોઠવી દેવામાં આવ્યા. એક કૅથૅાલિકને ઑક્સફર્ડનો ધર્માધ્યક્ષ પણ બનાવ્યો. આ પ્રમાણે ધર્માંધ રાજાએ શિક્ષા, સેના, અને શાસન વિભાગોમાં સહધર્મીઓ ભરી દીધા. પ્રજાસ્વાતંત્ર્યની ચણેલી ઇમારતમાંની ઈંટો તેણે એક પછી એક તોડી પાડવા માંડી. તેના મિત્રોએ તેને શાંતિ જાળવવાની સલાહ આપી, લુઇએ સાવચેતીથી કામ લેવાની સૂચના આપી, અને કેટલાક દૂરંદર્શી દુનિયાદારીના ડહાપણવાળા કૅથૅાલિકોએ પણ તેને લળી લળીને દેશના કાયદાને માન આપવાની શિખામણ આપી. પરંતુ વિનાશના મુખમાં સપડાએલો રાજા ધર્મઝનૂનના ઉગ્ર આવેશમાં કોઇની પણ પરવા કર્યા વિના પોતાના ધારેલા માર્ગ ઉપર પૂરપાટ ચાલ્યો જતો હતો. રાજાના આ અત્યાચારો લંડનની પ્રજા પણ મૂંગે મોંએ જોઇ ન રહી, એટલે ભમતે ચડેલા રાજાએ કૅથૅાલિક સિપાઇઓનું બનેલું એક સૈન્ય તૈયાર કરી હોંસલો આગળ રાખી પ્રજાને દબાવી દેવાનો મનસુબો કર્યો.

આ પ્રમાણે કસોટીના કાયદાનોજ ભંગ કરીને રાજા ન અટક્યો. ઇ. સ. ૧૬૮૭ માં તેણે ધર્મછૂટનું જાહેરનામું પ્રસિદ્ધ કરી

દરેકને ઇચ્છામાં આવે તે ધર્મ પ્રમાણે જાહેરમાં ઉપાસના કરવાની છૂટ આપી, અને કેથોલિક અને અપ્રતિજ્ઞાગ્રાહીઓ વિરૂદ્ધ થએલા સર્વ કાયદાનો અમલ કરવો બંધ કર્યો. ફરીથી બંદીખાનાં ઉઘડયાં અને અપ્રતિજ્ઞાગ્રાહીઓ છૂટયા, પરંતુ રાજાનો ધાર્યો દાવ ન પડયો. ચતુર અપ્રતિજ્ઞાગ્રાહીઓ અને પ્રેસ્બિટિરયનોએ સાફ જોઇ લીધું, કે આતો આપણું માત્ર નામજ છે; બાકી રાજાની ખરી દાનત તો કેથોલિક લોકોને ધર્મછૂટ આપવાની છે. તેઓએ ધમ કરતાં પ્રજાકીય સ્વાતંત્ર્યને મોંઘું માન્યું, અને કાયદા વિરૂદ્ધ પોતાની સત્તાથી ઉપરવટ થઇને રાજાએ આપેલી ધર્મછૂટ લેવાની ના પાડી. ઇ. સ. ૧૬૮૮ માં ફરીથી એજ જાહેરનામું પ્રસિદ્ધ કરી પ્રત્યેક ધર્માલયમાં તે વાંચવાની રાજાએ આજ્ઞા કરી.

રાજાની આ અવિચારી આજ્ઞાનો ખુલ્લો ભંગ થયો. કોઇકે તે જાહેરનામું વાંચ્યુંજ નહિ, અને કોઇ કોઇ ઠેકાણે ભક્તસમાજ વેરાઇ ગયા પછી તે વંચાયું. સાત ધર્માધ્યક્ષોએ પોતાની સહી સાથે રાજાને અરજી કરી, કે પવિત્ર સ્થળમાં આવું અધર્મી કાર્ય કરવાની અમને ફરજ પાડવી ન જોઇએ. આ સાતમાં કેન્ટરબરીનો વડો ધર્માધ્યક્ષ મુખ્ય હતો. રાજા તો અરજી વાંચીને ક્રોધે ભરાયો, અને જ્યારે તેણે સાંભળ્યું કે આ અરજી તો છપાવીને પ્રજામાં ખુલ્લે હાથે વહેંચવામાં આવી છે, ત્યારે તો તેનો ક્રોધ હાથમાંજ ન રહ્યો. તેણે અરજી ગજવામાં મૂકી અરજદારો ઉપર બળવો જગાડવાનો આરોપ મૂકી તેમને કેદ કર્યા; તેમના ઉપર કામ ચાલ્યું. પ્રજામાં ખળભળાટ થઇ રહ્યો, અને એક સામાન્ય મુકર્દમાને રાષ્ટ્રીય પ્રશ્ન બનાવી દેવામાં આવ્યો. ધર્માધ્યક્ષો તરફથી કેટલાક પ્રવીણ વકીલો કામ કરવા બહાર આવ્યા. આ પ્રશ્નનો શો નિર્ણય આવે છે તે જોવાને પ્રજા એકે પગે થઇ રહી. આખરે તપાસ ચાલી, સાક્ષીઓ લેવાયા, પુરાવા રજુ થયા, અને પંચે એકમતે તેમને બીનગુનેહગાર ઠરાવ્યા, અને પ્રજાના હર્ષનો પાર રહ્યો નહિ. અદાલતમાં એકઠા થએલા હજારો માણસોની ગગનભેદી

ગર્જના બહારના લોકોએ ઝીલી લીધી, અને ત્યાંથી આગળ અને આગળ ચાલી. ઘોડેસવારો મારતે ઘોડે રસ્તામાં જે મળે તેમને આ વધામણી દેતા દૂરનાં શહેરોમાં ખબર પહોંચાડવા ચાલ્યા. દેવાલયોમાં ઘંટાનાદ થઇ રહ્યા, અને ખુદ રાજાની છાવણીના સિપાઇઓએ પણ હર્ષનાદ કર્યા.[૧] જેમ્સે જોઇ લીધું કે મારાં માણસો પણ મારી વિરૂદ્ધ છે અને સમગ્ર પ્રજાની લાગણી મારી વિરૂદ્ધ થઇ ગઇ છે. તે નરમ પડી ગયો. ધુંધવાઇ રહેલા અગ્નિની જ્વાલા ભભૂકી ઉઠતાં વાર લાગતી નથી. જેમ્સના અત્યાચારથી પ્રજા ત્રાસી ગઇ હતી; તેમાં સાત ધર્માધ્યક્ષોની તપાસ ચાલતી હતી તે દરમિઆન રાજાને ત્યાં પુત્રજન્મ થયો. કમનસીબ બાળકને કોઇએ આવકાર ન આપ્યો. જેમ્સને પુત્ર ન હોવાથી લોકોને એટલું તો આશ્વાસન હતું, કે તેના મૃત્યુ પછી તો કોઇ પ્રોટેસ્ટન્ટ રાજાજ આવશે અને પોતાના દુઃખનો અંત આવશે. હવે તો તે અભાગી પુત્ર પણ કેથોલિકજ થવાનો એટલે કેથોલિક રાજાઓની પરંપરા ચાલવાની. લોકોના સુખનાં સ્વપ્ન લય પામ્યાં. તેમણે તો રાજાને પુત્ર થાય એવી આશા રાખીજ ન હતી, એટલે તેનો લાભ લઇ રાજાના કેટલાક અદાવતીઆઓએ એવી વાત ફેલાવવા માંડી કે એ કુંવર ખરો નથી, એ તો બહારથી આણેલો છે, રાણીને ગર્ભ રહ્યોજ ન હતો. જેમ્સે કેટલાક સારા

---

૧ તે પ્રસંગનું શોભીતું વર્ણન વર્ડ્ઝવર્થના શબ્દોમાં નીચે મુજબ છેઃ—

A voice from long expecting thousands sent,
Shatters the air and troubles tower and spire—
For justice has absolved the innocent,
And tyranny is baulked of her desire;
Up down the busy Thames rapid as fire,
Coursing a train of gunpowder,–it went,
And transport finds in every street a vent,
Till the whole city rings like some vast choir.

માણુસોને બોલાવીને કુંવરના ખરાપણા વિષે પુરાવા આપ્યા, પરંતુ પ્રજાની વીફરેલી મનોવૃત્તિ પાસે તેનું કશું ચાલ્યું નહિ. લોકોએ તો કુંવરને બનાવટીજ માન્યો, અને તેમના હૃદયમાં રાજભક્તિના રહ્યા-સહ્યા તણખા પણ હોલવાઇ ગયા. આમ રાજ્યક્રાન્તિનો સમય આવી પહોંચ્યો. ચતુર અને શાણા રાજદ્વારીઓને પણ લાગ્યું કે હવે તો કંઇ થવું જોઇએ.

**ઑરેંજના વિલિયમને આમંત્રણ:** ( ૩૦ મી જૂન, ઇ. સ. ૧૬૮૮ ):—જે દિવસે ધર્મગુરુઓ માનભેર છૂટી ગયા તેજ દિવસે જેમ્સના જમાઇ અને પ્રોટેસ્ટન્ટ ધર્મના સ્તંભરૂપ ઑરેંજના વિલિયમને ઇંગ્લેન્ડમાં આવી પ્રજાને કેથોલિકપંથના ત્રાસમાંથી મુક્ત કરવાનો પત્ર લખવામાં આવ્યો; સર્વપક્ષના આગેવાનો અને અગ્રણી ધર્માધ્યક્ષોએ તે ઉપર સહી કરી. વિલિયમ ફ્રાન્સનો કટ્ટો શત્રુ હતો, એટલે તેને તો ફ્રાન્સ અને ઇંગ્લેન્ડની જુની મૈત્રીને ફટકો મારવાનો આ સારો પ્રસંગ મળી ગયો. તેણે સર્વ મુશ્કેલીઓનો પુખ્ત વિચાર કરીને તે આમંત્રણ સ્વીકાર્યું, અને ઇંગ્લેન્ડ લઇ જવાનું લશ્કર તૈયાર કરવા માંડ્યું. ઇંગ્લૅન્ડના એલચીએ આ બાબતની ખાનગી ખબર જેમ્સને પહોંચાડી, પરંતુ કાળે ઘેરાએલો, બુદ્ધિશૂન્ય રાજા એ વાત માની શક્યો નહિ, અને જ્યારે તેના મિત્ર લુઇએ વિલિયમને ઇંગ્લેન્ડ પર ચડાઇ લઇ ન જવાની ચેતવણી આપી, ત્યારે આ બુદ્ધિના ભંડારે કહ્યું કે લુઇએ અમારા સંરક્ષક થવાનો દંભ કરવાની જરૂર નથી: ચીડાએલા લુઇએ પોતાનું લશ્કર બીજે મોકલી દીધું.

વ્હીગ લોકોનો ત્રાતા ઇ. સ. ૧૬૮૮ ના નવેંબરની ૫ મી તારીખે ઇંગ્લેન્ડને કિનારે ઉતર્યો. શરૂઆતમાં તો તેને બહુ આવકાર મળ્યો નહિ, પરંતુ ધીમે ધીમે વ્હીગ આગેવાનો તેને આવી મળ્યા. તે લંડન તરફ કૂચ કરતો ચાલ્યો એટલે રસ્તામાં અનેક નાનાં મોટાં માણસો તેના નેજા નીચે એકઠાં થવા લાગ્યાં. રાજાના હજુરીઆઓ, અને લશ્કરી અમલદારો પણ તેને જઇ મળ્યા. તેને અટકાવવા માટે

મોકલવામાં આવેલું ચર્ચીલ ( ભવિષ્યનો ડ્યૂક ઑફ્ માર્લબરો ) ની સરદારી નીચેનું લશ્કર તેને મળી ગયું, અને જ્યારે જેમ્સની પ્રિય પુત્રી એન અને તેનો પતિ પણ પિતાનો પક્ષ તજી ગયાં ત્યારે તો તેનાં ગાત્રો ગળી ગયાં, તેની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં અને તે બોલ્યો. " અરે પ્રભુ! મારાં પોતાનાં સંતાનો પણ મને તજી જાય છે." પછી તેણે પોતાની સ્ત્રી અને દુર્ભાગી યુવરાજને ફ્રાન્સ મોકલી દીધાં, અને પોતે પણ ત્યાં જવા તૈયાર થયો. રસ્તામાં તે કેટલાક માછીમારોને હાથ પડયો; તેઓ તેને લંડન પાછો લાવ્યા. એ અપમાનિત અને પદભ્રષ્ટ રાજાને એટલે પોતાના શ્વશુરને સંઘરીને વિલિયમ જોખમ ખેડવા માગતો ન હતો, એટલે તેણે જેમ્સને ફ્રાન્સ જવાની સરળતા કરી આપી. ત્યાં તેના દોસ્ત લુઇએ તેને આવકાર આપી તે રહે ત્યાં સુધી વર્ષાસન બાંધી આપ્યું.

વિલિયમે તો રાજ્યની લગામ હાથમાં લેવાને બદલે સેનાપતિ મન્કની પેઠે હંગામી પાર્લમેન્ટ બોલાવી. તેમાં અમીરો અને ચાર્લ્સ ૨ જાના સમયના કેટલાક સભ્યો આવ્યા. વિલિયમના સ્થાનનો નિર્ણય કરવામાં પાર્લમેન્ટને મહેનત પડી. કેટલાક ટોરી સભ્યોની ઇચ્છા જેમ્સ જો સારી રીતે રાજ્ય ચલાવે તો તેને પાછો બોલાવવાની હતી, અને કેટલાકની ઇચ્છા વિલિયમને દેશરક્ષક બનાવવાની હતી; વળી કેટલાક તો મેરીનેજ ગાદી આપવા માગતા હતા. વિલિયમે સસરાને માટે ગાદી સાચવનાર થવાની કે પોતાની રાણીના સેવક થઇ રહેવાની સ્પષ્ટ ના પાડી અને કહ્યું, કે એમ કરશો તો હું હૉલૅન્ડ પાછો ચાલ્યો જઇશ. આખરે સમાધાન થઇને એવો ઠરાવ થયો, કે વિલિયમ અને મેરીનો સંયુક્ત રાજ્યાભિષેક કરવો અને ઉભયના સમાન હક સ્વીકારવા.

હકપત્રિકાઃ—સ્વપ્નમાંએ આશા રાખી નહિ હોય તેવું પદ વિલિયમને મળ્યું. હંગામી પાર્લમેન્ટે પણ આ અજાણ્યાં રાજકર્તાઓ જોડે ચોખવટ કરી નાખવાનો વિચાર કરી એક હકપત્રિકા તૈયાર

કરી. તેમાં જેમ્સનાં અયોગ્ય કાર્યોની સવિસ્તર નોંધ લઇ છેવટે એમ જણાવવામાં આવ્યું હતું, કે રાજાથી કાયદાનો અમલ મોકુફ રાખી શકાય નહિ, સ્થાયી લશ્કર રાખી પ્રજાને ડારી શકાય નહિ, પાર્લમેન્ટની સંમતિ વિના કર નાખી કે ઉઘરાવી શકાય નહિ, તેની ઇચ્છામાં આવે તેમ અને ત્યારે ન્યાયાધીશોને રજા આપી શકાય નહિ. વળી પાર્લમેન્ટને વારંવાર બોલાવવી જોઇએ; સર્વને ન્યાય સુલભ અને નિષ્પક્ષપાત મળવાની વ્યવસ્થા થવી જોઇએ. ઉપરાંત રાજા પોતે રોમન કેથોલિક ધર્મ પાળી શકે નહિ, કે તે ધર્મવાળી સ્ત્રી જોડે લગ્ન પણ કરી શકે નહિ. વળી પાર્લમેન્ટમાં વિચાર અને વાણીનું સ્વાતંત્ર્ય રહેવું જોઇએ. છેવટે તેમાં એ પણ જણાવ્યું હતું કે જેમ્સના વારસોનો ગાદી ઉપરનો હક રદ કરીને વિલિયમ અને મેરીને ગાદી આપવામાં આવી છે, અને તેમના મૃત્યુ પછી તેમને સંતતિ ન હોય તો એનને વારસ ગણવી. પાછળથી આ હકપત્રિકાને વિધિપુરઃસર કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું હતું, (ઇ. સ. ૧૬૮૯).[૧]

**રાજ્યક્રાન્તિઃ**—લોહીનું એક પણ ટીપું રેડાયા વિના જુલમી રાજાને રાજ્ય છોડવું પડયું, અને દેશની શાસનપદ્ધતિમાં પલટો થયો. સ્ટુઅર્ટ વંશના આરંભકાળથી ચાલતા આવતા ઝગડાનો આમ નિર્ણય થઇ ગયો, કે દેશમાં શાસક તો પાર્લમેન્ટજ છે, રાજા તો પ્રજાનો સેવક છે, અને તેની સત્તા ઇશ્વરદત્ત નહિ પરંતુ પાર્લમેન્ટ પાસેથી મળેલી છે. આવી રીતે ઇશ્વરી હકના સિદ્ધાંતનાં મૂળ છેદાયાં અને પ્રજાપક્ષનો હંમેશને માટે જય થયો. રાજાને રાજ્ય ચલાવવાનો હક વંશપરંપરાથી પ્રાપ્ત થતો નથી, પરંતુ રાજા અને પ્રજા વચ્ચેના કરારથી મળે છે એમ આખરે સાબીત થયું. દેશમાં કાયદાથી રાજા પણ પર હોઇ ન શકે અને એક વખતે પાર્લમેન્ટે પસાર કરેલો ધારો

---

૧ ઇ. સ. ૧૬૨૮ માં આમની સભાએ લોકહક સુરક્ષિત રાખવા માટે હકની અરજી કરી હતી સાઠ વર્ષમાં જમાનો એટલો પલટાઇ ગયો કે હવે પાર્લમેન્ટે હકનો દાવો કરી, જેમ્સે છુંદી નાખેલું સ્વાતંત્ર્ય અખંડિતજ છે એમ જાહેર કર્યું, અને તેને હકપત્રિકા નામ આપ્યું.

રાજાએ સ્વીકારી લીધા પછી કોઇ પણ મિષે તેને કોરાણે મૂકી શકાય નહિ એ વાત હકપત્રિકામાં ભાર મૂકીને જણાવવામાં આવી. આપખુદ અને બીનજવાબદાર અમલના દિવસો જતા રહી હવે નિયંત્રિત રાજસત્તાનો યુગ બેઠો. ટ્યૂડરોએ પાર્લમેન્ટને ઠોકરે મારી, સ્ટુઅર્ટોએ ઇશ્વરી હકના સિદ્ધાંતને માન્ય કરી પાર્લમેન્ટને બરતરફ કરી, તેની સંમતિ વિના કર ઉઘરાવ્યા; તે સર્વ બની ગયું અને ભૂતકાળની વાતો વહી ગઇ. હવે તો રાજ્યબંધારણમાંજ ફેરફાર થઇ ગયા. સારાંશ કે રાજાના હાથમાંથી સત્તા સરી પડી અને લોકશાસનનું ખરેખરૂં મંડાણ થયું.

આ રાજ્યક્રાન્તિનું એક બીજું પણ પરિણામ આવ્યું. રાજાની સત્તા પડાવી લેનાર પાર્લમેન્ટ હજુ સંપૂર્ણ લોકપ્રતિનિધિત્વ વાળી ન હોતાં તેમાં કુલીન કુટુંબોના પુરુષોજ હતા. હેનરીએ બંધ કરેલા મઠોની જાગીર લઇને ધનવાન્ થઇ ગએલા જમીનદારો ધીમે ધીમે સત્તાધીશ થતા ગયા, અને આખરે રાજકારણમાં પણ બળવાન્ થઇ પડયા. હવે પછીના યુગમાં આપણે જોઇશું કે લોકમતને નામે તેમણે મનમાન્યો રાજ્યવહીવટ ચલાવ્યો છે, અને કોઇ કોઇ સ્થળે તો ચાર્લ્સ કે જેમ્સને પણ વીસરાવે એવી જોહુકમી ચલાવી છે. પરંતુ આખરે તેમાંથી લોકશાસનનો માર્ગ મોકળો થયો; કેમકે એ જમીનદારોમાં વ્હીગ અને ટોરી એવા બે પક્ષો પડી ગયા. એક પક્ષ બળવાન્ થઇ જાય ત્યારે તેને નીચો પાડવા સામો પક્ષ પોતાની સર્વ શક્તિ ખરચી નાખવા લાગ્યો. આથી મધ્યમ વર્ગના લોકો ફાવી ગયા. આ ઉપરાંત બંને પક્ષો લોકોને રાજી રાખવા મથતા, એટલે જ્યારે કોઇ પણ પક્ષ બળવાન્ હોય ત્યારે પ્રજાને પોતાની પાંખમાં રાખવા માટે અનેક નાના મોટા હકોની તે ભેટ કરતો. આ પ્રમાણે ધીમે ધીમે કુલીનોના હાથમાંથી રાજ્યતંત્ર ચાલ્યું જઇ આખરે સામાન્ય પ્રજાના હાથમાં જઇ પડયું. આમ થવાનો આરંભ રાજ્યક્રાન્તિથી થયો એમ ગણી શકાય.

# પ્રકરણ ૭ મું.

## વિલિયમ ૩ જો: ( ૧૬૮૯–૧૭૦૨ )

અને

## મેરી ૨ જી: ( ૧૬૮૯–૧૬૯૪ ).

**વિલિયમ ૩ જો:**—જેમ્સ ૨ જાના જુલમી અમલથી ત્રાસી રહેલી પ્રજાએ ઑરેન્જના વિલિયમને[1] આમંત્રણ આપ્યું, અને તેણે ઇંગ્લેન્ડની ગાદીનો સ્વીકાર કર્યો. ચાળીસ વર્ષનો અને કદરૂપો આ નવો રાજા મિતભાષી, દૃઢ મનનો, આગ્રહી, અને સ્વભાવનો ઠરેલ રાજ્યદ્વારી હતો. રાજસભામાં કે રણક્ષેત્રમાં તેની દૃષ્ટિ સરખુજ કામ કરતી. ફ્રેન્ચ તોપોના ધડાકા સાંભળીને ઉછરેલા રાજાની બાલ્યાવસ્થા રાજ્યપ્રપંચ, ખટપટ અને કાવાદાવામાંજ વીતી હતી, તેથી તે કાબેલ, દીર્ઘદૃષ્ટિવાળો મુત્સદ્દી બન્યો હતો. તેનું આરોગ્ય નબળું હતું, અને તેની રીતભાત સખત અને લાગણીના ઉમળકા વિનાની હતી. કેટલીક વેળા તે કડક અને તોછડો પણ લાગતો. અંગ્રેજોએ કદી તેના ઉપર ચાહ બતાવ્યો નથી, અને તે પણ જાણતો હતો, કે આવા કટોકટીના મામલામાં હું તો માત્ર અંગ્રેજોનું ઉપયોગી સાધનજ

---

૧ જેમ્સની પુત્રી મેરી જોડે લગ્ન સિવાય બીજી રીતે પણ વિલિયમને સ્ટુઅર્ટ કુટુંબ જોડે સંબંધ હતો:—

ચાર્લ્સ ૧ લો.
|
ચાર્લ્સ ૨ જો. | મેરી: વિલિયમ. (ઑરેંજનો). | જેમ્સ ૨ જો.
|
વિલિયમ ૩ જો. : લગ્ન : મેરી:

છું. એથી કરીને તેણે લોકપ્રિયતા પ્રાપ્ત કરવા કદી પણ માથાકૂટ કરીજ નથી. છતાં એટલું તો ચોક્કસ છે, કે તેનામાં અખૂટ કૌવત, અડગ ધૈર્ય, રાજ્યદ્વારી કુનેહ, અને દીર્ઘદૃષ્ટિ હતાં; અસ્થિરતા અને અશાંતિના કાળમાંએ તેની ચતુરાઇ, તેનો નિષ્પક્ષપાત, અને તેની મુત્સદ્દીગીરીએ શાંતિ અને વ્યવસ્થા આણ્યાં, અને દેશના રાજ્યબંધારણને દૃઢ કર્યું. વળી તે એક કુશળ સેનાપતિ પણ હતો. આ સદૈવ-વિજયી સિપાઇ પરાજયને તો ઓળખતોજ નહિ. અણીને વખતે પણ ધૈર્ય કે સમયસૂચકતા ખોઇ ન દેતાં તે એવો તો તોડ કાઢી શકતો કે બીજાઓ પણ તેની અસાધારણ શક્તિ જોઇને ઘડીભર આશ્ચર્ય પામી જતા. યુદ્ધમાં, ગંભીર પ્રસંગમાં, કે આપત્તિકાળમાં તેનો સ્વભાવ એકાએક બદલાઇ જઇ આનંદી અને ઉત્સાહપ્રેરક બની જતો, અને તેને લીધે અનેક નબળા આત્માઓને પણ તેની હુંફ રહેતી.

**વિલિયમની અભિલાષાઓઃ**—વિલિયમની રાજનીતિ સમજવા માટે પ્રથમ તેના આશયો જાણી લેવા જોઇએ. ઇંગ્લેન્ડના રાજા-પ્રજા વચ્ચેના આંતર કલહોને પરિણામે અંગ્રેજોથી પરદેશી મામલાઓ ઉપર ધ્યાન આપી શકાતું ન હતું. ફ્રાન્સને તો આવો પ્રસંગ ભાવતો હતો. પ્રતાપી અને રાજ્યલોભી ૧૪મા લુઇની રાજ્યતૃષ્ણાને હદજ રહી ન હતી. પીરીનીઝ, ઇટલી કે હ્રાઇન નદીના ફળદ્રુપ કિનારાઓ ઉપર તેનાં વિજયી સૈન્યો મહાસાગરનાં મોજાંની પેઠે ફરી વળી સર્વત્ર કેર વર્તાવી મૂકતાં હતાં. તેના મનમાં એવો લોભ હતો, કે હ્રાઇનના કિનારા સુધી ફ્રાન્સની ઉત્તર અને પૂર્વ સીમાઓ વધારી દેવી. આથી તે એક નહિ તો બીજે બહાને મધ્ય યુરોપ અને હોલેન્ડ જોડે વારંવાર યુદ્ધો ચલાવતો. હોલેન્ડની સ્વતંત્રતાની રક્ષાનો સર્વ ભાર વહનાર થોડાબોલો પણ દૃઢઆગ્રહી વિલિયમ ફ્રાન્સનો કટ્ટો શત્રુ બની બેઠો હતો, અને કોઇ પણ ઉપાયે લુઇની સત્તા તોડવા મથતો હતો. આવા સમયમાં તેને ઇંગ્લેન્ડનું રાજ્ય મળવાનું થયું, ઇંગ્લેન્ડનું નૌકાબળ, તેનાં સાધનો, અને તેનું

નાણું લુઇને હંફાવવામાં સોનાના મૂલનું થઇ પડશે એવી આશાએ વિલિયમે રાજપદ સ્વીકાર્યું, પણ તેનો સ્વદેશપ્રેમ જરાએ ઓછો થયો નહિ; ઇંગ્લેન્ડનું રાજ્ય તો તેને મન હોલેન્ડની સ્વતંત્રતાના રક્ષણનું સાધન માત્ર હતું. પોતાના ૧૩ વર્ષના શાસનકાળમાં વિલિયમે માત્ર એકજ આશયથી પ્રેરાઇને ઇંગ્લેન્ડનો રાજ્યવહીવટ ચલાવ્યો. ઇંગ્લેન્ડમાં જેમ્સ અને તેના અનુયાયીઓનું પ્રાબલ્ય ન થતાં પોતાનીજ સત્તા દૃઢ થાય એવા ઉપાય તેણે લેવા માંડયા.

**નવું રાજ્યબંધારણ:**—ફ્રાન્સનો જીવલેણ શત્રુ વિલિયમ નવા પ્રાપ્ત થએલા રાજ્યની પરવા વિનાનો છે એ તો અંગ્રેજોએ સત્વરજ જોઇ લીધું. પરંતુ લુઇના લોભની હદ બાંધવામાં ઇંગ્લેન્ડનોએ સ્વાર્થ હતો, અને તે ઉપરાંત પોતાનો ઉદ્દેશ પૂર્ણ કરવા માટે વિલિયમ પણ પાર્લમેન્ટને રીઝવવાની ખાતર રાજસત્તા ઉપર કાપ અને કાબુ મૂકવા દેવા તૈયાર હતો, એટલે નિયંત્રિત રાજસત્તાની સ્થાપનાનું કાર્ય ઘણું સુગમ થઇ પડયું. ઇંગ્લેન્ડમાં આવીને વિલિયમે બોલાવેલી હંગામી પાર્લમેન્ટ ખરી રીતે પાર્લમેન્ટ કહી શકાયજ નહિ, તેથી તેનો અને તેની પત્ની મેરીનો રાજ્યાભિષેક થયા પછી એ સભા કાયદેસર પાર્લમેન્ટ થઇ અને તેણે રાજ્યવ્યવસ્થાનું કાર્ય આરંભ્યું.

પ્રથમ આર્થિક વહીવટમાં કેટલાક અગત્યના ફેરફારો કરવામાં આવ્યા. જેમ્સ રાજાના સમય સુધી પાર્લમેન્ટ રાજાને નાણાં આપતી, અને રાજા તેનો ઇચ્છામાં આવે તે પ્રમાણે ઉપયોગ કરી શકતો. હવેથી પાર્લમેન્ટે એવો ઠરાવ કર્યો કે રાજાને સાધારણ અને અસાધારણ ખર્ચને માટે રકમો જુદી પાડીનેજ આપવી; તેમાં રાજા અને તેના કુટુંબ માટેના ખર્ચની નક્કી કરેલી રકમ તો તેમના જીવન પર્યંત આપે જવી, પરંતુ જે કંઇ અસાધારણ ખર્ચ કરવું પડે તે માટેની રકમ તો બાંધી મુદતને માટે આપવી એટલુંજ નહિ, પરંતુ જે નિમિત્તે એ નાણાં આપવામાં આવ્યાં હોય તેજ નિમિત્તે પાર્લમેન્ટની દેખરેખ નીચે તેનો ઉપયોગ થવો જોઇએ. વિલિયમે આ વાતનો સ્વીકાર કર્યો

એટલુંજ નહિ, પણ પોતાનો હિસાબ તપાસવાની પાર્લમેન્ટને સગવડ કરી આપવાનું વચન આપ્યું. અને થોડાં વર્ષમાં તો એ પદ્ધતિ એક હક તરીકે દાખલ થઇ ગઇ, એટલે જાહેર કામોનાં ખર્ચ ઉપર પાર્લ-મેન્ટનો કાબુ દાખલ થયો.

પરંતુ ખરો વિકટ પ્રશ્ન તો લશ્કરનો હતો. ભૂતકાળમાં રાજાઓએ લોકોની ઉપરવટ થઇ પોતાની આપખુદ સત્તા ટકાવી રાખવા માટે બહાલી લશ્કરનો કેવો ઉપયોગ કર્યો હતો તેના બોધપાઠ પાર્લમેન્ટને મળી ગયા હતા. પરંતુ તેનો પણ દૂરંદર્શી નિર્ણય આણવામાં આવ્યો. ઇંગ્લેન્ડનાં પાડોશી રાજ્યો પાસે તાલીમ પામેલાં જબરાં સૈન્યો હોય ત્યારે આત્મરક્ષણને અર્થે ઇંગ્લેન્ડને પણ લશ્કરની તો જરૂર પડેજ; તેથી એવું ઠરાવવામાં આવ્યું કે પ્રતિવર્ષે પાર્લમેન્ટ સૈન્યના નિભાવ માટેનું ખર્ચ મંજુર કરે. આથી પ્રજાનો રાજા ઉપર વિશ્વાસ હોય ત્યાં સુધી લશ્કર માટેનું ખર્ચ મંજુર થાય; રાજાને પણ દર વર્ષે પાર્લમેન્ટ બોલાવી પડે એમ થયું. આ પ્રમાણે રાજસત્તા ઉપર નિયંત્રણ કર્યા પછી પાર્લમેન્ટે રાજ્યના અને ધર્મખાતાના પ્રત્યેક અધિકારીને વિલિયમને રાજનિષ્ઠ રહેવાની તથા તેનું ઉપરીપદ સ્વીકારવાની પ્રતિજ્ઞાઓ લેવાની ફરજ પાડી. કેન્ટરબરીના મુખ્ય ધર્માધ્યક્ષ અને બીજા સાત દીક્ષિતોએ આ પ્રતિજ્ઞાઓ લેવાની ના પાડી,[1] એટલે તેમને પદભ્રષ્ટ કરી રજા આપવામાં આવી અને તેમને સ્થાને બીજા વિશ્વાસુ અને રાજનિષ્ઠ સેવકોને મૂકવામાં આવ્યા. ધાર્મિક વિષયોમાં પણ કેટલીક છૂટ મૂકવામાં આવી. ધર્મસહિષ્ણુતાનો કાયદો (Toleration Act) પસાર કરીને પાર્લમેન્ટે ઠરાવ્યું કે કોઇને

---

૧ આ લોકોને Non-jurors કહેવામાં આવે છે. ઓગણીસમા સૈકાના આરંભ સુધી તેઓ પોતાનો સ્વતંત્ર ધર્માધિકારી પસંદ કરી લેતા હતા. આ લોકો, કેથોલિકપંથીઓ અને જેમ્સના મળતીઆઓને 'જેકોબાઇટ' કહેવામાં આવે છે. તેઓએ સરકાર સામે કાવતરાં કરી ઘણી મુશ્કેલીઓ ઉભી કરી હતી.

પણ એપિસ્કોપલ ધર્મ પાળવાની ફરજ પાડી શકાય નહિ; પ્રત્યેક મનુષ્ય પોતાની ઇચ્છામાં આવે તે ધર્મ પાળી શકે. પરંતુ આ છૂટ બિચારા અતિ હીણાએલા કેથોલિકોને આપવામાં ન આવી; તેમની સામે તો ઉલટા દંડના નવા કાયદાઓ રચવામાં આવ્યા. અંતમાં હકપત્રિકાનો જે ખરડો વિલિયમે ગાદીએ આવતા પહેલાં સ્વીકાર્યો હતો તે ફરીથી પસાર કરી તેને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું.

આમ ઇંગ્લેન્ડમાં તો રાજ્યક્રાન્તિનું કાર્ય સંપૂર્ણ થયું; પાર્લ-મેન્ટે રાજસત્તા મર્યાદિત કરી અને વિલિયમે પોતાના પર પાર્લમેન્ટે મૂકેલાં બંધનો ખુશીથી સ્વીકારી લીધાં. હવે આ રાજ્યક્રાન્તિનો સ્કૉટ-લૅંડ અને આયર્લૅન્ડમાં કેવો સ્વીકાર થયો તે જોઇએ.

**સ્કૉટલેન્ડમાં બળવો**:—સ્ટુઅર્ટ રાજાઓ સ્કૉટલૅન્ડની પ્રજાના ધર્મમાં વારંવાર હાથ નાખતા, એટલે જેમ્સ રાજા ગાદી છોડી જતો રહ્યો તેથી તો સ્કૉટ લોકો અંતઃકરણથી ખુશી થયા એટલુંજ નહિ, પરંતુ તેમણે વિલિયમ અને મેરીના રાજ્યારોહણનો હર્ષપૂર્વક સ્વીકાર કર્યો. છતાંએ ત્યાં પણ જેમ્સના અનુયાયીઓ તો હતા. તે સર્વેએ ડન્ડીના રણશુરા અને સમર્થ ઠાકોરની સરદારી નીચે બંડ ઉઠાવી વિલિયમનો રાજા તરીકે સ્વીકાર કરવાની ના કહી. મેકે નામનો સેનાપતિ તેમની સામે ગયો, પરંતુ તેનું કંઇ વળ્યું નહિ. ઈ. સ. ૧૬૮૯ માં કિલિકેન્કીના યુદ્ધમાં શુરા સ્કૉટ સૈનિકોએ બે ઘડીમાં તો રાજસૈન્યનો ઘાણ વાળી નાખ્યો અને લોહીની નદીઓ વહેવરાવી, પણ સ્કૉટલૅન્ડને આ વિજય મોંઘો પડી ગયો; કેમકે તેનો બહાદુર સરદાર ડન્ડીનો ઠાકોર આ યુદ્ધમાં માર્યો ગયો; સેના-પતિ વિનાના સૂના પડેલા એ સિપાઇઓ તરતજ વીખરાવા લાગ્યા, અને બળવાનું નોંધવા જેવું કશું પરિણામ આવ્યું નહિ.

છતાં એ હોલવાએલી આગના બાકી રહેલા તણખા સ્કૉટલેન્ડના દૂરના ઉચ્ચ પ્રદેશોમાં સળગ્યા કરતા હતા. અસંતુષ્ટ સ્કૉટ લોકોનાં

દીલ જીતી લેવા વિલિયમે શાહી વચન આપ્યું, કે સ્કૉટલૅન્ડમાં પ્રેસ્બિટિરિયન ધર્મજ ચાલુ રહેશે. આ ઉપરાંત અનેક અમીરોને લાંચ આપી રાજપક્ષમાં મેળવી લેવામાં આવ્યા, અને છેવટે એમ જાહેર કરવામાં આવ્યું કે જેઓ ઇ. સ. ૧૬૯૨ ના જાન્યુઆરીની ૧લી તારીખ પહેલાં રાજનિષ્ઠાની પ્રતિજ્ઞા લઇ લેશે તેમને સર્વને માફી આપવામાં આવશે. દૈવયોગે પશ્ચિમ હાઇલૅન્ડની ઉજ્જડ ખીણમાં રહેનારા ગ્લૅન્કોના મૅક આઇન નામના એક કમભાગી, વૃદ્ધ, અને ગુમાની સરદારે અણચિંતવ્યાં કારણોથી કે સ્વદેશપ્રેમના મિથ્યા તોરમાં તણાઇ જઇને સર્વથી છેલ્લા શપથ લેવાનો વિચાર કર્યો. છેક છેલ્લી ઘડીએ તે એવી જગાએ જઇ પહોંચ્યો કે જ્યાં શપથનો સ્વીકાર કરનાર કોઇ અમલદારજ ન હતો. ત્યાંથી અથડાતો કુટાતો ડુંગરાળ અને બરફવાળા પ્રદેશમાં બને તેટલી ઝડપથી પ્રવાસકરીને તેણે શપથ તો લીધા, પરંતુ નક્કી કરેલો દિવસ તો કયારનો એ વીતી ગયો હતો. તેના શત્રુઓએ તેનો નાશ કરવાની આ તક સાધી. વિલિયમના અધિકારીને પણ લાગ્યું કે બળવાખોર અને મસ્ત લોકોની સાન ઠેકાણે લાવવાનો આ સારો પ્રસંગ છે, એટલે ખરી હકીકત છુપાવીને તેણે "તે ચોરોના દલનો સંહાર કરવા"ની રાજા પાસેથી આજ્ઞા મેળવી લીધી, અને સૈનિકોની એક ટુકડી ગ્લૅન્કો મોકલી. હાઇલૅન્ડના સ્નેહાળ અને ભોળા લોકોએ આ સૈનિકોને હિલોજાન આવકાર આપ્યો; પંદર દિવસ સુધી તો આ સૈનિકો તે લોકો જોડે રમતા, જમતા, અને શિકાર ખેલતા મિત્રભાવે રહ્યા. આખરે નિર્દય હત્યાકાંડનો નિર્ધારેલો દિવસ આવી પહોંચ્યો. શિઆળાની કડકડતી ટાઢમાં એક દિવસે રાત્રિના અંધકારમાં આ નિષ્ઠુર સિપાઇઓએ પોતાના આ નવા મિત્રોની નિર્દય રીતે કતલ ચલાવવા માંડી મૅક્ આઇન, તેની પત્ની, અને તેની ટોળીના બીજા છત્રીસ માણસો કપાઇ મુઆ, અને જેઓ જીવ લઇને નાઠા તેમને બહારની ઠંડી અને ભૂખે પૂરા કર્યા. આ ભયંકર હત્યાકાંડ માટે વિલિયમની જવાબદારી કેટલી છે તે વિષે ઇતિહાસકારો મતભેદ ધરાવે છે;

એટલું તો ખરૂં કે તેણે પૂરી વિગતો જાણ્યા વિના હુકમ કર્યો હોય એ વાત સત્ય માનીએ, તોપણ આ કતલ ચલાવનારા જાથીઓને તેણે સજા કર્યા વિના જવા દીધા. ગ્લેન્કોનો અજોડ હત્યાકાંડ વિલિયમના જીવનમાં એક કલંક સમાન છે.

**આયર્લેન્ડમાં યુદ્ધઃ**—સ્કૉટલૅન્ડમાં વિલિયમ વિરૂદ્ધ જાગેલો બળવો ગમે તેવો ભયંકર હતો તોપણ તરતજ શમી ગયો, પરંતુ આયર્લેન્ડમાં તો તેમ થયું નહિ. આયર્લેન્ડમાં તો મૂળથીજ કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ વચ્ચે ઝગડા ચાલ્યા કરતા હતા. આયર્લેન્ડના કમનસીબ કેથોલિકો ઉપર ક્રોમવેલે કેર વર્તાવી મૂક્યો હતો, અને ચાર્લ્સ રજો પણ કેથોલિકો પ્રત્યે ગમે તેટલા ઉદારભાવથી જોનારો હતો, તોપણ આ લોકોને તો તેના સમયમાંએ સુખવારો આવ્યો ન હતો. જેમ્સ ૨ જાએ આઇરિશ લોકોને પોતાના પક્ષમાં મેળવી લેવાના ઉપાય અજમાવ્યા હતા, એટલે ત્યાં તેનો પક્ષ હજુ સુધી બળવાન હતો. અંગ્રેજ ને સ્કૉટ પ્રોટેસ્ટન્ટો ત્યાં વસવાટ કરવા આવ્યા હતા. તેમના હાથમાં દેશની જમીનનો મોટો ભાગ આવી પડયો હતો. આથી આઇરિશોને નવા પ્રોટેસ્ટન્ટ રાજા તરફ અણગમો હતો. ત્યાંના વતનીઓએ અંગ્રેજ રહેવાસીઓને હરકત કરવા માંડી. જેમ્સના સુબાએ દરેક પ્રોટેસ્ટન્ટને હથિયાર શરણ કરી દેવાની ફરજ પાડવા માંડી. જેમ્સ પોતે ફરી ગાદી મળવાની આશાએ આયર્લેન્ડમાં ઉતરી આવ્યો, અને સહાય વિનાના પ્રોટેસ્ટન્ટો કેથોલિકોનો રોષ જોઇને કાંતો દરિયાપાર નાઠા અને કાંતો લંડનડરી અને એનિસકિલેનના કિલ્લાઓમાં ભરાઈ બેઠા. જેમ્સના લશ્કરે લંડનડરીને ઘેરો ઘાલ્યો; શહેરનો કિલ્લો મજબુત ન હતો; શહેરમાં ભોજનસામગ્રી પણ ઘણી ઓછીજ હતી, છતાંએ એ શુરા લોકો પ્રાણાન્તે પણ નમતું ન આપવાનોજ નિશ્ચય કરી બેઠા હતા. જેમ્સના લશ્કરે નદીમાં લાકડાનો બંધ બાંધીને બહારથી કંઇ પણ મદદ મળતી અટકાવી દીધી હતી, એટલે વિલિયમે મદદે મોકલેલાં વહાણો પણ નગરવાસીઓની મદદે આવી શકતાં

ન હતાં. પૂરા ૧૦૫ દિવસ ઘેરો ચાલ્યો, શહેરમાં ખાવાનું ખૂટયું, અને આખરે ઘોડાનું માંસ, મરેલા ઉંદરો, અને ચામડાં ખાવાનો અવસર પણ આવી પહોચ્યો[1] દુકાળનો સાથી રોગ પણ શહેરમાં ફાટી નીકળ્યો, અને આખરે મરનારના અંત્ય સંસ્કાર કરવાનું પણ અશક્ય થઇ પડયું; છતાંએ એ ભૂખમરાથી પીડાઇ રહેલા વજ્રહૃદયના બહાદુરોની ધીરજ અને હિંમત ખૂટયાં નહિ. આખરે નદીનો બંધ તોડી વિલિયમે મોકલેલાં વહાણો આવી પહોંચ્યાં, અને લોકોને અનાજ આવી મળ્યું. જેમ્સનું લશ્કર નિરાશ થઇ ઘેરો ઉઠાવી ચાલતું થયું. ત્રીજે દિવસે એનિસકિલેનમાં ભરાઇ બેઠેલા લોકોએ મજબુત ધસારો કરી ન્યૂટન બટલરના યુદ્ધમાં જેમ્સની સેનાને ભુંડી રીતે હરાવીને નસાડી મૂકી.

જેમ્સને હરાવ્યો તો ખરો, પણ હજુ આયર્લેન્ડમાં તેનું પ્રાબલ્ય ટકી રહ્યું હતું, એટલે કે કેથોલિકોના ધર્મદ્વેષ અને જેમ્સના પક્ષને સમૂળો છેદી નાખવાની જરૂર રહી હતી. બીજે વર્ષે વિલિયમે પોતે આયર્લેન્ડમાં સૈન્ય સહિત ચડાઇ કરી. બોઇન નદીના કિનારા ઉપર જેમ્સની સેનાએ તેને આવતો અટકાવવાનો પ્રયાસ કર્યો; થોડો વખત ભયંકર યુદ્ધ મચ્યું, અને જેમ્સનું સૈન્ય જીવ લઇને નાઠું. હવે આયર્લેન્ડમાં રહેવાથી જેમ્સનું કશું વળે તેમ ન હતું; તેના મનોરથ ભાગી પડયા અને તે ફ્રાન્સ જતો રહ્યો. પરંતુ હજુ આઇરિશો વિલિયમને શરણે થયા નહિ. લિમરિકના નબળા ગઢમાં ભરાઇને પણ તેઓએ એવી ટક્કર લીધી કે વિલિયમ કંટાળીને ઇંગ્લેન્ડ જતો રહ્યો, અને ડચ સેનાપતિ ગિન્કેલને આયર્લેન્ડ જીતવાનું કાર્ય સોંપતો ગયો. ઇ. સ. ૧૬૯૧માં લિમરિક પડયું, અને આઇરિશો જોડે સંધિ કરવામા

[1] આવા દુઃખના દિવસોમાં તે શહેરમાં એક જાડો માણસ વસતો હતો. જ્યાં એ બિચારો જાય ત્યાં ભૂખથી અધમુઆ થઇ ગએલા હાડપિંજર જેવા દેખાતા લોકોની ખાઉધરી આંખો તેના તરફ વળતી. આખરે ભય અને શરમનો માર્યો એ ઘરમાંજ ભરાઈ રહેવા લાગ્યો.

આવી. તેમાં એવી શરત કરવામાં આવી કે આઇરિશ સૈનિકો વીખરાઇ જાય અથવા ફ્રાન્સમાં કે વિલિયમના લશ્કરમાં નોકરી લે, અને આયર્લૅન્ડમાં કેથોલિકોને ધાર્મિક સ્વતંત્રતા આપવી. પરંતુ પ્રોટેસ્ટન્ટ લોકોનો પણ ધર્મદ્વેષ ક્યાં ઓછો હતો? ઇ. સ. ૧૬૯૭ માં જ્યારે ડબ્લીનમાં પાર્લમેન્ટ મળી ત્યારે તેમાં પ્રોટેસ્ટન્ટો અધિક સંખ્યામાં હતા. તેમણે લિમરિકની સંધિની દરેક શરતનો ભંગ કર્યો; કેથોલિકોને માટે સખત કાયદાઓ ઘડવામાં આવ્યા અને કેથોલિક પુરોહિતોને દેશનિકાલ કરવામાં આવ્યા, કેથોલિક અધ્યાપકોને શિક્ષણ આપતા બંધ કરવામાં આવ્યા, કેથોલિકોનાં હથિયાર લઇ લેવામાં આવ્યાં, અને પ્રોટેસ્ટન્ટો જોડે કેથોલિક માર્ગીઓનો વિવાહ સંબંધ પણ બંધ કરવામાં આવ્યો. ટુંકાણમાં આઇરિશ વ્યાપારને નષ્ટ–ભ્રષ્ટ કરવામાં કંઇ પણ કસર રાખવામાં આવી નહિ.

**ફ્રાન્સ જોડે યુદ્ધ:**—આયર્લૅન્ડના યુદ્ધમાં વિલિયમનો વિજય થયો, અને જેમ્સને ઇંગ્લેન્ડની ગાદી મેળવવાની આશા તજીને ફ્રાન્સ જતા રહેવું પડયું. એટલેથી વિલિયમનું કાર્ય પરિપૂર્ણ થયું નહિ. આયર્લૅન્ડના લોકોને અને જેમ્સને મદદ કરનાર વિલિયમનો કટ્ટો શત્રુ લુઇ યુરોપનાં રાજ્યો પર હલ્લાઓ કર્યે જતો હતો. વિલિયમે અથાક શ્રમ લઇને સ્પેન, હૉલેન્ડ અને ઑસ્ટ્રિઆનાં રાજ્યો વચ્ચે સંધિ કરાવી; લગભગ સમગ્ર યુરોપખંડનાં રાજ્યો ફ્રાન્સની સામે એકત્ર થઇ ગયાં. અંગ્રેજ જનતા પણ લુઇ પર ક્રોધે ભરાઇ હતી; કેમકે તેણે જેમ્સને આશ્રય આપી આયર્લૅન્ડના યુદ્ધમાં મદદ કરી હતી. વિલિયમ જ્યારે આયર્લૅન્ડ ગયો ત્યારે તેની ગેરહાજરીનો લાભ લઇ જેમ્સનો પક્ષ કરી લુઇએ એક કાફલો રવાના કર્યો. આરંભમાં તો ફ્રાન્સનો જય થવા લાગ્યો, લૉર્ડ ટૂરિંગ્ટન નામના નૌકાસેનાપતિની બેદરકારીને પરિણામે અંગ્રેજો બીચી હેડ પાસે હાર્યા, અને તેમનો કાફલો લગભગ નાશ પામ્યો.

લુઇએ આયર્લેન્ડના કેથેલિકોને સહાય મોકલી; ચર્ચીલ, રસેલ, અને એવા અનેક અધિકારીઓ ખાનગી રીતે જેમ્સની તરફદારી કરનારા હતા, અને વખતોવખત તેને ખાનગી બાતમી પહોંચાડવા જેટલા નીમકહરામ પણ હતા. વિલિયમના પ્રધાનો પોતાના રાજાની જોડે મન મૂકીને સહકાર કરતા નહિ અને ટોરી પક્ષના સભાસદો તો લગભગ તેની વિરૂદ્ધજ હતા. ઘણા દેશનાયકો જેમ્સ જોડે ખાનગી પત્રવ્યવહાર પણ ચલાવતા હતા. આવી સરસ તકને લુઇ હાથમાંથી કેમ જવા દે? તેણે ધાર્યું કે નવા રાજાથી અસંતુષ્ટ થએલા અંગ્રેજો જેમ્સને ગાદી અપાવવા તૈયાર થએલા ફ્રાન્સને સહાય આપશે. આ વખતે અંગ્રેજી કાફલો રસેલ નામના જેમ્સનો પક્ષપાત કરનારા માણસના ઉપરીપદ નીચે હતો. તેણે એકાદ વખત કોઇને મોંએ કહ્યું હશે કે જેમ્સ પાછો આવે તો હું મદદ કરૂં; આથી લુઇને ઇંગ્લેન્ડ પર આક્રમણ કરવાનું ઘણું સહેલું લાગ્યું. તેણે એક મોટા કાફલો તૈયાર કરી રવાના કર્યો. લુઇ સ્વદેશાભિમાની અંગ્રેજોનો સ્વભાવ જાણતો ન હતો. જેમ્સનો પક્ષકાર રસેલજ ફ્રેન્ચ કાફલો આવે છે એમ જાણીને બોલ્યો કે "આપણી ખાડીમાં ફ્રેન્ચ લોકોને આપણા પર હું વિજય મેળવવા દઉં એ તો માનતાજ નહિ; ખુદ મહારાજા જેમ્સ હશે તો તેની જોડે પણ હું યુદ્ધ કરીશ." આખરે લા હોગ પાસે યુદ્ધ થયું, ફ્રેન્ચો હાર્યા, તેમનાં કેટલાંક વહાણો બાળી નાખવામાં આવ્યાં, અને તોપોનો નાશ કરવામાં આવ્યો. કેટલાંએ વર્ષો સુધી નહિ બતાવેલું પરાક્રમ આ સમયે અંગ્રેજી નૌકાસૈન્યે કરી બતાવ્યું, અને બીચી હેડના યુદ્ધમાં ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવી.

આમ સમુદ્રના યુદ્ધમાં તો જય મળ્યો, પરંતુ જમીન પરના યુદ્ધમાં વિલિયમને જાણવા જેવી ફતેહ મળી નહિ. ઈ. સ. ૧૬૯૨ના આરંભમાં તે લુઇનાં લશ્કર જોડે મુકાબલો કરવા નેધર્લેન્ડઝ ગયો.

ઘણો ચતુર અને દીર્ઘદર્શી સેનાપતિ હોવા છતાં ફ્રેન્ચ સેના આગળ તેનું કંઇ વળ્યું નહિ; તે મોન્સનો બચાવ કરી શક્યો નહિ, અને સ્ટેનકર્ક અને લેડનના યુદ્ધમાં પરાજિત થયો. પરંતુ આખરે તેનું ભાગ્ય ઉઘડ્યું, અને નામૂરનો પ્રસિદ્ધ કિલ્લો ફ્રેન્ચ લશ્કરના દેખતાં તેણે કબજે કરી લીધો. વલિયમના આ વિજયથી બંને લડાયક પક્ષોની શક્તિ સરખી થઇ રહી, અને કોઇને કોઇ પર જીત મેળવવાની આશા રહી નહિ. યુદ્ધ તો ઇ. સ. ૧૬૯૭ સુધી ચાલ્યા કર્યું, અને આખરે બંને પક્ષ થાક્યા. લુઇએ ઇંગ્લેન્ડ, ઑસ્ટ્રિઆ અને હોલેન્ડ જોડે સંધિ કરીને વિલિયમને ઇંગ્લેન્ડના કાયદેસર ને હકદાર રાજા તરીકે સ્વીકાર્યો, અને હોલેન્ડ જોડે વ્યાપારી સંબંધ બાંધ્યો. આ યુદ્ધમાં લુઇ હાર્યો તો નહિ, પરંતુ તેની સામ્રાજ્યતૃષ્ણાને જબરો ફટકો પડયો, અને વલિયમે પોતાની ચાતુરીથી હોલેન્ડનું રક્ષણ કરી તેને ફ્રાન્સનો શિકાર બની જતાં અટકાવ્યું એટલુંજ તેનું પરિણામ આવ્યું.

**આંતર નીતિઃ**—આ બધાં યુદ્ધોમાં અઢળક ધનની જરૂર પડી, એટલે દેશમાં નવા કર નાખવા પડયા. પરંતુ તેથીએ જ્યારે ખર્ચને પહોંચી ન વળાયું, ત્યારે મોન્ટેગુ નામના રાજમંત્રીએ રાજાને એક નવી યુક્તિ સુઝાડી. પૂર્વે જ્યારે રાજાને દ્રવ્યની જરૂર પડતી ત્યારે તેઓ જાતજોખમદારી ઉપર કરજ કરતા. પરંતુ વિલિયમના સમયમાં દેશની સ્થિતિ એવી અસ્થિર હતી, કે એ રીતે લોકો એકદમ નાણાં કાઢી આપવા તૈયાર ન થાય એ છેક સ્વાભાવિક હતું; મોન્ટેગુએ પ્રજાકીય ઋણની પ્રથા શરૂ કરી. હવેથી સરકાર જે નાણાં કરજે લે તેનું વ્યાજ ભરવાની જામીનગીરી પાર્લમેન્ટ તરફથી આપવામાં આવી. અત્યાર સુધી તો રાજા પોતેજ રકમ પાછી ભરપાઇ કરવાની જવાબદારી લેતા, અને તેનું વ્યાજ તો રાજાની સ્થિતિ સારી હોય તો મળતું. હવે જ્યારે સરકાર એટલે લોકોના પ્રતિનિધિઓ વ્યાજ આપવાનું વચન આપે ત્યારે લોકોને નાણાં ધીરવામાં સંકોચ શા માટે હોય?

આજના વખતમાં તો લોકોને પ્રજાકીય ઋણનો ગાઢ પરિચય છે, પરંતુ તે સમયે તો એ નવી પ્રથા હતી, અને રાજ્યને નાણાંની તો તાત્કાલિક જરૂર હતી, એટલે કેટલાક વ્હીગ વેપારીઓ પાસેથી ૧૨,૦૦,૦૦૦ પાઉન્ડ જેટલી ભારે રકમ ઉછીની લઇ તેના બદલામાં તેમને કેટલાક હકોની સનંદ આપવામાં આવી. ધીરે ધીરે તે વેપારી-સંઘે ઇંગ્લેન્ડની બૅન્કનું સ્વરૂપ ધારણ કરી લીધું. તેને સરકારનાં નાણાંનો વહીવટ સોંપવામાં આવ્યો, અને ચલણી નોટ કાઢવાની સત્તા પણ આપવામાં આવી. દેશમાં આથી ઘણો લાભ થયો; કેમકે સરકારી જામીનગીરીથી આ બૅન્કનો વહીવટ ચાલતો હોવાથી લોકો તેમાં પોતાનાં નાણાં ધીરતાં અચકાતા નહિ. બેન્કને પણ સરકારી નાણાં ભરાતાં હોવાથી વેપાર કરવાની સગવડ થવા લાગી. આજ પર્યંત આ બૅન્ક સદ્દર રીતે ધમધોકાર કામ ચલાવી રહી છે.

આ બંને બાબતોથી વિલિયમની સત્તા દેશમાં દૃઢ થતી ગઇ; કેમકે જેમ્સ પાછો આવે અને ફરીથી રાજ્યક્રાન્તિ થાય અને જેમ્સ આ ઋણનો સ્વીકાર ન કરે તો પોતાનાં નાણાંનું શું થાય તેની લોકોને ચિંતા રહેતી, એટલે તેઓ તો જેમ્સ ફરીથી આવે નહિ અને વિલિયમનો પગ મજબુત થાય એમજ ઇચ્છવા લાગ્યા.

આ ઉપરાંત દેશમાં રૂપાના નવા સિક્કા પણ દાખલ કરવામાં આવ્યા. અત્યાર સુધી રૂપાના સિક્કાઓની ધાર લીસી બનાવવામાં આવતી. કેટલાક લુચ્ચાઓ બીજાને નાણાં આપતી વખતે તેમાંથી થોડુંક રૂપું કાપી કાઢતા. ધીમે ધીમે જેમ ઘણા હાથમાં સિક્કો ફરતો જાય તેમ નાનો અને નાનો થતો જ જાય અને છતાં સરકારને તેની પૂરી કિંમત આપવી પડતી, અને ગરીબ લોકોને ઘણો ત્રાસ વેઠવો પડતો. આવી જાતની જરા પણ ઠગાઇ થાય અને સિક્કો કપાય તો તુરત જણાઇ આવે તેટલા માટે કાંગરીની કોરવાળા નવા સિક્કાઓ પાડવામાં આવ્યા.

**મેરીનું મૃત્યુઃ-(ઇ. સ. ૧૬૯૪)ઃ**—પાર્લમેન્ટને રીઝવવા ખાતર વિલિયમ દેશસુધારાના કાર્યમાં આડે ન આવતો છતાંએ અંગ્રેજ જનતામાં વિલિયમ માટે સ્નેહભાવ ન હતો. ગમે તેવો પણ તે પરદેશી હતો. ઇંગ્લેન્ડના હિત કરતાં યુરોપીય યુધ્ધો અને રાજખટપટોમાં તેને વધારે રસ પડતો હતો. વળી તે અંગ્રેજી બોલી જાણતો નહિ અને પ્રજાનું હૃદય પારખવાની તસ્દી પણ લેતો નહિ. જેમ્સ અને તેના ધાર્મિક જુલમોથી દેશને મુક્તિ અપાવનાર એ રાજા હોલેન્ડના સંરક્ષણની ખાતર અંગ્રેજી લશ્કર નિભાવતો હતો એ વાત લોકો ભૂલી શક્તા ન હતા. પરંતુ તેની પત્ની મેરી સરળ હૃદયની, બુદ્ધિમતી, મમતાળુ અંતઃકરણની, અને કાર્યપરાયણ પતિવ્રતા સ્ત્રી હતી. અંગ્રેજી આચારવિચાર અને ભાવનાઓ તે સમજતી એટલે વિલિયમના કાર્યમાં ઘણી મદદ આપતી. શરૂઆતમાં તો લોકો તેના ઉપર પણ બાપની ગાદીએ બેસી જવા માટે રોષે ભરાયા હતા, પરંતુ ધીમે ધીમે જેમ જેમ તેના ગુણોની સુવાસ ફેલાવા લાગી, તેમ તેમ તેની લોકપ્રિયતા વધવા લાગી. સ્વાર્થ, પ્રપંચ, પરસ્પર દ્વેષ, અને પાર્લમેન્ટનો કેટલીક વેળા ઉગ્ર વિરોધ છતાં વિલિયમ મેરીની સહાયતાથી ઇંગ્લેન્ડનું રાજ્યતંત્ર સરળતાથી ખેંચે જતો હતો. ઇ. સ. ૧૬૯૪માં આ ભલી રાણી શીળીના રોગથી મરણ પામી, અને વિલિયમના હૃદયને આઘાત પહોંચ્યો; તેની ને પાર્લમેન્ટની વચ્ચેની સંયોગી કડી તૂટી ગઇ. તેના મધુર, શીળા સ્વભાવ, તીક્ષ્ણ બુદ્ધિ અને લોકપ્રિયતાની ખોટ વિલિયમને સાલવા લાગી. વિલિયમ ઉપર લોકોનો અભાવ વધી ગયો, અને તેની વિરૂદ્ધ અનેક પ્રપંચો રમાવા લાગ્યા. રાજ્યના પ્રતિષ્ઠિત માણસો પણ જેમ્સ જોડે સંબંધ રાખવા લાગ્યા એ પૂર્વે કહેવાઇ ગયું છે. હવે તો વિલિયમની જાત પણ જોખમમાં આવી પડવા જેવું થયું. ઇ. સ. ૧૬૯૬ માં લુઇની પ્રેરણાથી વિલિયમ શિકારે જાય ત્યારે તેનું ખૂન કરવાનું એક કાવતરું રચવામાં આવ્યું, પરંતુ સદ્ભાગ્યે કેટલાક માણસો ફર્યાં અને કાવતરું પકડાઇ ગયું.

એટલામાં તેના પર ભાગ્યદેવી પ્રસન્ન થઇ અને તેણે નામૂરનો કિલ્લો સર કર્યો. પોતાના રાજાનાં પરદેશમાં પરાક્રમ સાંભળીને અંગ્રેજો હરખાયા અને ઘડીભર રાજભક્તિનો આવેશ ઉછળ્યો; વિલિયમનું રક્ષણ કરવાને કેટલાક રાજનિષ્ઠોએ એક સંઘની સ્થાપના કરી. ઇ. સ. ૧૬૯૭ સુધી વિલિયમ લુઇ જોડેનાં યુધ્ધોમાં રોકાયો હતો, તે દરમિઆન પાર્લમેન્ટે તેને ભરપટ્ટે નાણાં આપ્યા કર્યાં. નાણાંની ભીડ પડી ત્યારે કેવી રીતે લોન અને બૅન્ક કાઢવામાં આવી તે વિષે કહેવાઇ ગયું છે. ઇ. સ. ૧૬૯૭ માં રિસ્વિકની સંધિ થઇ ને ફ્રાન્સ જોડેના યુદ્ધનો અંત આવ્યો, એટલે પાર્લમેન્ટે રાજાને મદદ આપવાનું બંધ કર્યું. હવે કરકસર કરવાની યોજનાઓ થવા માંડી; પાર્લમેન્ટની પહેલી દૃષ્ટિ સૈન્ય ઉપર પડી. ક્રોમવેલે અને પૂર્વના રાજાઓએ દેશરક્ષાને નામે મોટું સૈન્ય રાખીને શું કર્યું હતું તે વીસરાયું ન હતું એટલે લશ્કર અને નૌકાસૈન્યમાં કાપકૂપ કરવામાં તો આવી, પરંતુ બીજેજ વર્ષે રાજાના અંગરક્ષકોની ડચ પલટનને રજા આપવી એવી પાર્લમેન્ટે હઠ પકડી. સંધિ તો માત્ર અલ્પકાળની છે, ફરીથી યુદ્ધ થવાનો સંભવ છે, અને તે વખતે સૈન્યની જરૂર પડશે, એમ રાજાએ ઘણુંએ કહ્યું પણ વ્યર્થ. તેને લોકોની આ બાલિશ મૂર્ખતા અને દુરાગ્રહથી માઠું તો ઘણુંએ લાગ્યું, પરંતુ આખરે તે લોકેચ્છાને આધીન થયો. લોકોને જાણ ન હતી, પરંતુ તે તો જાણતો હતો, કે લુઇએ જે સંધિ કરી છે તેનું કારણ તો માત્ર એ હતું, કે વિના યુદ્ધે પોતાના ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાની તેણે બીજી યોજના કરી રાખી હતી.[1]

---

૧ આવા સમયમાં રાજા ઉપર લોકનો અણગમો વધવાનું એક બીજું પણ કારણ મળ્યું. આફ્રિકા અને વેસ્ટ ઇંન્ડિઝમાં વેપાર કરવા માટે એક વેપારી મંડળી સ્થાપવામાં આવી. તેણે ડેરિયનની સંયોગીભૂમિને વેપારના મથક તરીકે પસંદ કરીને ત્યાં એક સંસ્થાન સ્થાપ્યું, (ઇ. સ. ૧૬૯૮). કેટલાક અંગ્રેજ વેપારીઓને પોતાનો સ્વાર્થ બગડતો લાગવાથી તેઓ સામે પડયા

**વિભાગ-સંધિઓ:** ( ઇ. સ. ૧૬૯૮-૧૭૦૦ ):—આ સમયે સ્પેનનો ગાદીવારસ કોણ થશે એ પ્રશ્ન પર યુરોપનાં સમગ્ર રાષ્ટ્રોમાં એક પ્રકારની ઉત્કંઠા વ્યાપી રહી. સ્પેનનો રાજા ચાર્લ્સ પાંત્રીસ વર્ષનો છતાં નિર્બળ હોવાથી લાંબું જીવી શકશે નહિ એ તો સર્વે જાણી ચૂક્યા હતા. તેના વિસ્તીર્ણ[૧] રાજ્યની માલિકી કોના હાથમાં જશે એ વાતે સર્વને ચિન્તા ઉપજાવી હતી; કેમકે એ નિ:સંતાન રાજાને બે બેનો હતી; મોટી બેન ફ્રાન્સના રાજા લુઇ ૧૪મા વેરે, અને નાની ઑસ્ટ્રિઆના શહેનશાહ લિયોપોલ્ડ જોડે પરણી હતી. આ પ્રમાણે સગપણ દાવે ફ્રાન્સના રાજાને સ્પેનનું રાજ્ય મળી જાય, તો યુરોપની સત્તાતુલા નાશ પામવાનો સંભવ હતો, એટલે લુઇની રાણીએ સ્પેનની ગાદી પરથી પોતાનો હાથ પ્રતિજ્ઞાપૂર્વક ઉઠાવી લીધો હતો. લિયોપોલ્ડની માતા પાછી ચાર્લ્સની ફોઇ થતી હતી. તેણે આવી કોઇ જાતની પ્રતિજ્ઞા લીધી ન હતી, એટલે વાસ્તવિક રીતે ગાદી ઉપર તેનો અધિકાર થતો હતો. પરંતુ ઑસ્ટ્રિઆ અને સ્પેનનાં મહારાજ્યો એક થઇ જાય એ પણ બીજાં રાજ્યોને પરવડતું ન હતું. આ બે હકદાર ઉપરાંત બેવેરિઆના રાજા જોસેફનો પણ માતૃપક્ષથી સ્પેનની ગાદી ઉપર હક થતો હતો. તે નાનો ઠાકોર હતો, એટલે

---

અને રાજા ઉપર અણઘટતું દબાણ કરવા લાગ્યા. બિચારા સ્કૉટ વેપારીઓ આશ્રયને અભાવે મંદ પડી ગયા. તેમાં વળી ત્યાં રોગ ફાટી નીકળ્યો અને પાસેના બ્રિટિશ સંસ્થાનીઓ કોઇ મિષે તેમને સતાવવા લાગ્યા. એટલામાં, વળી સ્પેને દાવો કર્યો કે સંસ્થાનવાળી જમીનજ અમારી છે. તેઓ વારંવાર હલ્લા કરવા લાગ્યા; છેવટે ડેરિયનની એ યોજના નિષ્ફળ ગઇ, અને બિચારા થોડા ભાગ્યશાળી સંસ્થાનીઓજ પાછું પોતાનું ઘર જોવા પામ્યા. આ યોજનાની નિષ્ફળતાનો ભાર પણ લોકોએ તો વિલિયમ પર નાખ્યો.

૧ તે સમયે સ્પેન ઉપરાંત બેલ્જીયમ, નેપલ્સ, સિસિલી, મિલાન અને સ્પેનિશ અમેરિકા એ સર્વ સ્પેનના રાજાની આણમાં હતાં.

તેને સ્પેનનું રાજ્ય મળે તેમાં કોઇને કશો વિરોધ ન હતો, એટલે વિલિયમે લુઇ જોડે સમજાવટ કરીને એવી સંધિ કરાવી, કે ચાર્લ્સના મૃત્યુ બાદ સ્પેનની ગાદી જોસેફને મળે, અને ફ્રાન્સ અને ઑસ્ટ્રિઆના રાજાઓને સ્પેનના વિદેશી રાજ્યમાંથી થોડો થોડો ભાગ મળે. આ સંધિને '**પ્રથમ વિભાગ–સંધિ**' કહેવામાં આવે છે.

પરંતુ આ સંધિ લાંબો સમય ટકી નહિ; કેમકે થોડાજ સમયમાં જોસેફ મરણ પામ્યો, એટલે સત્તાતુલા સંભાળવાની ગુંચવણ તો ફરી પાછી ઉત્પન્ન થઇ. ફરી પાછો વિલિયમ વચ્ચે પડ્યો, અને એવી સંધિ કરવામાં આવી, કે ઑસ્ટ્રિઆના આર્ચ ડ્યૂક ચાર્લ્સને સ્પેનનો રાજા બનાવવો, અને લુઇને નેપલ્સ, સિસિલી, અને મિલાન આપી સત્તાતુલા સાચવવી. આ સંધિ '**દ્વિતીય વિભાગ–સંધિ**' કહેવાય છે.

પરંતુ આ સંધિ સ્પેનથી ગુપ્ત રીતે કરવામાં આવી હતી, તેથી જ્યારે વાત પ્રસિદ્ધ થઇ ત્યારે આત્મમાની સ્પેનિઅર્ડો પોતાના રાજ્યની બીજાઓ ખાનગી રીતે વહેંચણી કરી લે તે માટે ખૂબ રોષે ભરાયા તેમણે આ સંધિ સ્વીકારી નહિ અને ઇ. સ. ૧૭૦૦ માં ચાર્લ્સ તો મરણ પામ્યો. મરતી વખતે લુઇના પૌત્ર આગ્જૂના ડયૂક ફિલિપને તે પોતાનો ઉત્તરાધિકારી નીમતો ગયો. દ્વિતીય વિભાગ–સંધિનો ભંગ કરી લુઇએ આ વારસાનો સ્વીકાર કરી લીધો. તેણે અભિમાનથી કહ્યું, કે હવે પીરીનીઝ પર્વતજ નથી; આખોએ પશ્ચિમ યુરોપ ફ્રાન્સનો છે.

મહિનાઓ સુધી રાત દિવસ શ્રમ વેઠીને કરેલી વિલિયમની યોજના આમ પડી ભાગી. લુઇ બેવચની થયો, ને વિલિયમની રાજનીતિ નિષ્ફળ નીવડી. યુરોપના ભાવિની તેને ચિન્તા થવા લાગી; પરંતુ અંગ્રેજોને એ સર્વ ચિંતાઓ નિષ્કારણ લાગી; વેપારીઓ તો ભૂમધ્ય સમુદ્રમાં ફ્રાન્સની સત્તા વધી નહિ તેથી ઉલટા ખુશી થયા.

**ગાદી વારસાનો કાયદો: ( ઇ. સ. ૧૭૦૧ ):**—આવા છેક નિરાશાના સમયમાં ઇંગ્લેન્ડમાં પણ ગાદીવારસ કોણ થાય તેનો નિર્ણય કરવાનો પ્રસંગ આવી પડયો. એનનાં ૧૭ સંતાનોમાંથી જીવતો રહેલો એક પુત્ર પણ ઇ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો; વિલિયમનું નબળું સ્વાસ્થ્ય દિન પ્રતિદિન બગડતું જતું હતું, એટલે જેમ્સનાં સંતાનોના હાથમાં રાજ્ય જઇ ન પડે તેટલા માટે ઉત્તરાધિકારનો કાયદો કરવો પડયો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે એન પછી હેનોવરની રાણી સોફિયા અને તેનાં સંતાનોને ગાદી મળે.[1]

પરંતુ ટોરી પક્ષની બહુમતીવાળી પાર્લમેન્ટ આટલું કરીનેજ સંતોષ ન પામી. વિલિયમની પરદેશી રાજનીતિ અને તેના પરદેશી મિત્રો પ્રત્યે ટોરીઓ પહેલેથીજ અણગમો દર્શાવતા આવ્યા હતા. પોતાના પરદેશી મિત્રોને રાજા અંગ્રેજી પદવી અને નાણાં આપે એ તેમને પસંદ ન હતું, તેથી કંઇક રોષ અને દ્વેષથી પ્રેરાઇને રાજાની સત્તા પરિમિત કરવા માટે આ કાયદાની જોડે બીજી કલમો પણ જોડી દીધી. એ કલમો નીચે પ્રમાણે હતી:—

૧ ઇંગ્લેન્ડનો રાજા ઇંગ્લેન્ડના ધર્મસમાજમાં હોવો જોઇએ.

૨ ઇંગ્લેન્ડનો રાજા યુરોપમાં પોતાના રાજ્યની રક્ષાની ખાતર પાર્લમેન્ટની આજ્ઞા વિના બીજાં રાષ્ટ્રો જોડે યુદ્ધમાં ઉતરી શકે નહિ.

૩ પાર્લમેન્ટની રજા વિના રાજા અન્ય દેશોમાં પ્રવાસે જઇ શકે નહિ.

૪ અંગ્રેજ માબાપને પેટે ન જન્મેલી કોઇ વ્યક્તિ 'પ્રીવી કાઉન્સિલ' માં સભ્ય બની શકે નહિ, પાર્લમેન્ટમાં બેસી શકે નહિ, કે જાગીર મેળવી શકે નહિ.

૫ ન્યાયાધીશોને બાંધ્યે પગારે રાખવા; રાજા તેમને કાઢી મૂકી શકે નહિ. બંને સભાઓની સંયુક્ત અરજી થાય તોજ તેમને પદભ્રષ્ટ કરી શકાય.

૬ અધિકારીઓ કે પેન્શન ખાનારા માણસો આમની સભામાં બેસી શકે નહિ.

૭ આમની સભા જે વ્યક્તિની તપાસ ચલાવે તે રાજક્ષમાનું બહાનું મેળવી છૂટનો દાવો કરી શકે નહિ.

---

૧ જુઓ વંશવૃક્ષ.

ટોરીઓએ આથી પણ એક પગલું આગળ વધીને મંત્રીમંડળના ચાર સભ્યો ઉપર કામ ચલાવ્યું; પરંતુ તેમાં તો તેઓ સફળ થયા નહિ. રાજસત્તા ઉપર સખત દબાણ થતું જોઇને લોકલાગણી રાજા તરફ વળવા લાગી, એટલામાં જેમ્સના મૃત્યુ બાદ તેના પુત્રનો ઇંગ્લેન્ડના રાજા તરીકે સ્વીકાર કરવાની લુઇએ ગંભીર અને રાજદ્વારી ભૂલ કરી.[1] આ તો રિસ્વિકની સંધિનો બેશરમ ભંગ થતો હતો. લોકોને પણ ઉજ્જવલ રાજ્યક્રાન્તિથી મેળવેલા સર્વ લાભો નાશ પામવાનો ભય લાગ્યો. તેઓ રોષે ભરાયા, તેમનું સ્વદેશાભિમાન જાગૃત થઇ ગયું, અને તેમને લાગ્યું કે ફ્રાન્સના સૈન્યની મદદથી જેમ્સના કેથોલિક વારસો ઇંગ્લેન્ડના પ્રોટેસ્ટન્ટોને ફરી સંતાપવા આવી લાગશે. પાર્લમેન્ટ વિસર્જન થઇ ગઇ, અને નવી પાર્લમેન્ટ મળી તેમાં વ્હીગ લોકોનું પ્રાબલ્ય વધી ગયું. તેમણે લુઇ જોડે વિગ્રહ કરવાની અનુમતિ આપી અને રાજાને નાણાં કાઢી આપ્યાં. રાજાનો જય થતો દેખાયો; આમ લુઇને નમાવવાની તક હાથમાં આવી. તેણે મહાસંમેલન ( Grand Alliance ) ની યોજના કરી ફ્રાન્સ વિરૂદ્ધ યુરોપનાં અનેક રાજ્યોને ઉભાં કરી દીધાં, અને માલ્બરોના અર્લને અંગ્રેજી લશ્કરનો સેનાધ્યક્ષ પણ નીમી દીધો.

જયની ઘડી આવી પણ તેનો જશ લેવાનું રાજાના ભાગ્યમાં ન હતું. યુદ્ધ શરૂ થયા પહેલાં તો ફ્રાન્સનો એ જીવનભરનો શત્રુ મરણ પામ્યોઃ શિકાર કરતાં ઘોડા ઉપરથી તે પડ્યો અને તેના ગળાનું હાડકું ભાગી ગયું, અને જે સમયે જીવતા રહેવાની તેના સમય

---

૧ તેનું નામ પણ જેમ્સ હતું. ફ્રેન્ચ લોકો તેને (La Pretendant) એટલે 'હકદાર' કહેતા. અંગ્રેજીમાં Pretender ( વેશધારી ) શબ્દ આ શબ્દને મળતો આવતો હોવાથી, અને લોકોને એ શબ્દનો અર્થ જેમ્સને લાગુ પડતો લાગવાથી તે એકદમ રૂઢ થઇ ગયો. જેમ્સ મોટો વેશધારી અને તેનો પુત્ર ચાર્લ્સ નાનો વેશધારી કહેવાય છે.

જીવનની તીવ્રમાં તીવ્ર ઉત્કંઠા હતી તે સમયે એટલે ઇ. સ. ૧૭૦૨ના માર્ચની ૮ મી તારીખે તેનું અવસાન થયું.

તુલનાઃ—વિલિયમનું રાજ્ય ઘણી રીતે અગત્યનું છે. રાજ્યક્રાન્તિ થવાથી રાજ્યબંધારણમાં જે ફેરફારો કરવાના હતા તેમાં તેના જેવા સંયમશીલ રાજાએ સંપૂર્ણ સહાય આપી એટલુંજ નહિ, પરંતુ ઘણી વેળાએ તો લોકમતને વશ રહીને પોતાની ઇચ્છાઓ પણ તેણે દબાવી દીધી હતી. છેલ્લા ગાદીવારસાના કાયદાએ તો રાજાના ઇશ્વરદત્ત અધિકારને જીવલેણ પ્રહાર કર્યો; કેમકે હવે પછી આવનારા રાજકર્તાઓ માત્ર કાયદાની રૂએજ ગાદીએ આવવાના હતા. આ ઉપરાંત તેના સમયમાં છાપખાનાની છૂટનો કાયદો પસાર થયો. ત્રૈવાર્ષિક કાયદાને મંજુરી આપીને કોઇ પાર્લમેન્ટ ત્રણ વર્ષ કરતાં વધારે રહી શકે નહિ, અને દર ત્રણ વર્ષે નવી પાર્લમેન્ટ મળવીજ જોઇએ એવું રાજસત્તા ઉપરનું એવડું બંધન તેણે સ્વીકાર્યું હતું. આ ઉપરાંત પોતાના જીવનકાળમાં જે ન કરી શક્યો તે લુઇ ૧૪ માની વધતી જતી સત્તાના મૂળમાં છેદ કરવાના કાર્યનું બીજ તો તે મહાસંમેલન રચીને રોપતોજ ગયો. તેના સમયમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનીએ બંગાળામાં જાથુકનો વસવાટ કર્યો, અને સંસ્થાનોનો વિકાસ થયો.

પરંતુ સર્વથી વધારે અગત્યનું કાર્ય તો તેના સમયમાં થએલું રાજનીતિવિષયક પરિવર્તન છે. રાજ્યક્રાન્તિ તો થઇ, પરંતુ પાર્લમેન્ટને સમજ નહોતી પડતી, કે પ્રધાનોને શી રીતે દાબમાં રાખવા. તેઓ તો રાજાની આણ માનતા અને તેના નોકર હોય એમ વર્તતા. આથી વારંવાર ખટપટો થતી, અને પાર્લમેન્ટ પણ અનેક કારણોથી પ્રધાનોના કાર્યમાં વિરોધ નાખતી. વળી પક્ષ ઉત્પન્ન થાય એટલે એક પક્ષ બીજાને હલકો પાડવા મથેજ, અને દરેક પક્ષમાંથી પસંદ કરેલા પ્રધાનો પરસ્પર સમાધાનથી કામ કરે નહિ. આ કોયડાનો ઉકેલ કરવાનો ઉપાય સંડરલેન્ડ નામના એક અમીરે રાજાને બતાવ્યો. તેણે સલાહ આપી કે જે પક્ષની પાર્લમેન્ટમાં બહુમતી હોય તેમાંથીજ

મંત્રીઓ પસંદ કરવા એટલે રાજ્યવહીવટમાં સરળતા આવશે; કેમકે તે મંત્રીઓ ઉપર જ્યાં સુધી પાર્લમેન્ટનો વિશ્વાસ હશે ત્યાં સુધી તેમની વિરૂદ્ધ નહિ પડે, અને જ્યારે વિરૂદ્ધ પડશે ત્યારે લોકવિશ્વાસ સંપાદન કર્યો હોય એવા નવા મંત્રીઓ નીમી શકાશે. આ પ્રમાણે રાજાએ કર્યું અને ધીરે ધીરે સર્વ ટોરીઓને તેણે અધિકારપદેથી દૂર કરી દીધા. ઇ. સ. ૧૬૯૬ માં જે વ્હીગ મંત્રીમંડળ સ્થપાયું તે જંટો ( Junto ) ના નામથી પ્રસિદ્ધ છે. ત્યાર પછી સ્પેનના ગાદી-વારસા માટેની વિભાગ-સંધિઓમાં નિષ્ફળતા મળવાથી વ્હીગ પક્ષની પડતીના દિવસ આવ્યા અને ટોરી પક્ષનું પ્રાબલ્ય વધ્યું, એટલે વિલિયમે તેમાંથી મંત્રીમંડળ પસંદ કરી લીધું. આ ટોરી મંત્રીમંડળે ઉત્તરાધિકારનો કાયદો પસાર કરી રાજસત્તા ઉપર જોડે જોડે નિયમ મૂક્યા અને રાજસત્તાને ગૌણ બનાવી. અંત ભાગમાં લુઇએ જેમ્સના પુત્રનો હક સ્વીકાર્યાથી વ્હીગ પક્ષ પાછો જોર પર આવ્યો. આજ પર્યંત આ પક્ષપદ્ધતિ પ્રમાણે ઇંગ્લેન્ડનો રાજ્યકારભાર ચાલે છે. આ રીતે પસંદ કરાએલા મંત્રીઓ પાર્લમેન્ટના આજ્ઞાધારક અને રાજાના નોકરો છે, અને તેમની નીતિમાં એકતા અને સહકાર રહે છે.

---

## પ્રકરણ ૮ મું.

---

### એન: ( ઈ. સ. ૧૭૦૨-૧૭૧૪ ).

**એન:**—વિલિયમના મુઆ પછી જેમ્સ રાજાની બીજી પુત્રી એન ગાદીએ આવી ત્યારે પ્રજા ઘણી હરખાઇ. સ્ટુઅર્ટ વંશમાં જન્મેલી અંગ્રેજ સ્ત્રી અને તે પણ ઇંગ્લેન્ડના ધર્મસમાજમાં શ્રદ્ધા રાખનારી હોવાની સાથે દેશના કાયદા પ્રમાણે વારસાહકથી ગાદીએ આવી, એટલે વ્હીગ અને ટોરી બંને પક્ષ ખુશી થયા. તે ભલી,

ભોળી, શાંત,[1] ઝાઝી પહોંચ વિનાની, અને કોઇ વાર મમતીલી છતાં મધુર સ્વભાવની હતી. સ્વતંત્ર વિચાર કરવાની તો તેને ટેવજ ન હતી, એટલે તેના જીવનકાળમાં તે કોઇ વાર બુદ્ધિમતી અને પહોંચેલી વિચક્ષણ સ્ત્રી અને કોઇ વાર સ્વાર્થી રાજદ્વારીઓની અસર તળે રહી હતી. પરંતુ તેનામાં પોતાના દેશ અને લોક માટે પ્રેમ અને તેમનું કલ્યાણ કરવાની વૃત્તિ સદૈવ જાગૃત હતી. એક પછી એક તેનાં સંતાનો મરી ગયાં છતાં જે ધૈર્ય અને શાંતિ તેણે જાળવી રાખ્યાં હતાં તેથી તે લોકોમાં આદરને પાત્ર થઇ "**ભલી એન રાણી**" ના ઉપનામને પામી હતી. પ્રજામત જાણવા છતાં દેશના રાજકાજમાં તેને બહુ રસ પડતો નહિ. તે તો માત્ર સિંહાસન શોભાવતી રહી. તેણે પોતાના પ્રધાનો પસંદ કરવાનો હક પણ પૂરો વાપરવાની દરકાર કરી નહિ એટલુંજ નહિ, પણ રાજ્યવહીવટની સર્વ લગામ પણ તેમનાજ હાથમાં છોડી દીધી. પરિણામ એ થયું કે તેના રાજ્યકાળમાં બનેલા અગત્યના બનાવોમાં તેનો હાથ કેટલો હતો તે જાણવું કઠણ થઇ પડે છે.

**માર્લબરો**:—સ્પેનના ગાદીવારસાનો વિગ્રહ થવાની તૈયારી થઇ અને વિલિયમ મરણ પામ્યો, પરંતુ તે પહેલાં તે ડયૂક ઑવ્ માર્લબરોને સેનાધ્યક્ષ નીમતો ગયો હતો. એ સાહસિક અને અદ્વિતીય સેનાપતિએ આ રાજ્યકાલમાં જયના ડંકા વગાડી અંગ્રેજોની વિજયપતાકા આખા યુરોપમાં ફરકાવી; તેથી યુરોપનો મામલો વર્ણવતા પહેલાં તેની ઓળખાણ આપવાની જરૂર છે.

જ્હૉન ચર્ચીલનો જન્મ ઇ. સ. ૧૬૫૦ માં એક કેવેલિયરને (રાજપક્ષી) ઘેર થયો હતો. બાલ્યાવસ્થાથીજ તે રૂપાળો, ચાલાક અને આકર્ષક રીતભાતનો હતો. ચાર્લ્સ રજાના સમયમાં જ્યારે જેમ્સ રજો

---

[1] રાણીનો સ્વભાવ એટલો તો શાંત હતો કે પોતાનો પતિ મૃત્યુ પામ્યો તે દિવસે પણ રોજની પેઠે તેણે ખાસ્સું ત્રણ વખત પેટપૂર ભોજન લીધું હતું!

ડયૂક ઑફ્ યૉર્ક હતો, ત્યારે તેણે સૈન્યમાં નોકરી લીધી હતી, અને થોડા સમયમાં તો તે પોતાની બાહોશી અને ચપળતાથી ઉત્તરોત્તર પદવીએ ચડતો ગયો હતો. જેમ્સ રાજા થયો ત્યારે તેણે ચર્ચીલને ઉમરાવપદે ચડાવ્યો. મન્મથ હાર્યો અને સેજમુરના યુદ્ધમાં જેમ્સના સૈન્યનો જય થયો એ સર્વ પ્રતાપ ચર્ચીલની શક્તિ અને કુનેહનોજ હતો. પરંતુ બુદ્ધિના આવા ઉચ્ચ ગુણોવાળા એ નરમાં સદ્ગુણોને નામે શૂન્ય હતું. તે ધનલોભી, સ્વાર્થી અને આપમતલબી હતો. વિશ્વાસઘાત કરવો એ તો તેને મન રમત હતી. સ્વાર્થની ખાતર પોતાના નિકટના માણસનો દ્રોહ કરતાં પણ તેનું હૃદય તેને ડંખતું નહિ. જેટલી શાંતિથી અને વિચારપૂર્વક તે કોઇ મહાન્ કાર્ય કરતો તેટલીજ શાંતિથી તે હડહડતું જુઠું બોલતો કે કોઈ ભોળી સ્રીને છળતો. તેનામાં મનુષ્યસ્વભાવનાં ઉત્તમ અને અધમ તત્ત્વોની અજબ મેળવણી થઇ હતી. રાજ્યક્રાન્તિ વખતે જેમ્સનું રક્ષણ કરવા માટે ‘ મારૂં લોહી રેડવા તૈયાર છું ’ એમ કહેનાર આ ચર્ચીલ ખાનગી રીતે વિલિયમ જોડે સંદેશા ચલાવી રહ્યો હતો એટલુંજ નહિ, પણ એનને પણ વિલિયમના પક્ષમાં મળી જવાની સલાહ આપનાર પણ વિલક્ષણ મહાપુરુષ પોતેજ હતો. આ ખુટામણના બદલામાં વિલિયમે તેને અર્લ ઑફ્ માર્લબરોનો ઇલ્કાબ આપ્યો; પરંતુ જે એકનો ન થયો તે બીજાનો પણ કેમ થાય ? છતાંએ પુરુષપરીક્ષામાં કુશળ વિલિયમે તેને આયર્લેન્ડના યુદ્ધમાં સેનાપતિપદે સ્થાપ્યો હતો.

પરંતુ માર્લબરોની અણચિંતવી ચડતી તો તેની પ્રવીણ અને બુદ્ધિમતી સ્રીને લીધે થઇ છે. સારા જેનિંગ્સ નામની એક અસાધારણ આકર્ષક સ્રી હતી. તેનો સ્વભાવ તેજ છતાં તેમાં કંઇક એવી અજબ મોહિની હતી કે તેની પાસે ફુટી બદામ પહેરામણીમાં નહિ છતાં તેના ગુણોથી મોહ પામીને માર્લબરોએ ઇ. સ. ૧૬૭૮ માં તેની જોડે લગ્ન કરી લીધું હતું. તેના પ્રેમહીણા, પ્રપંચમય અને સ્વાર્થી કાળા હૃદયમાં પોતાની સ્રીને માટે નિર્વાજન પ્રેમ એક સુવર્ણરેખ

સમાન ચમકી રહ્યો હતો. આ સારા જેનિંગ્સ અને એનને બાલ્યાવસ્થાથી સહીપણાં હતાં. ધીમે ધીમે તેમની વચ્ચે એવી તો ઘરવટ થઇ ગઇ કે રાજદરબારી શિષ્ટાચારને પણ તેઓએ વેગળો કરી એક બીજાનાં લાડકાં નામો પાડયાં, અને તેનો તેઓ છૂટથી ઉપયોગ કરવા લાગ્યાં. મલી અને અલર એન તો આવી ચતુર અને શક્તિશાળી સ્ત્રીની કહ્યાગરી થઇને રહે એમાં શી નવાઇ ? એનનો પતિ તો અક્કલહીણો ગમારજ હતો, એટલે તેનો તો કોઇ વિચારજ કરતું ન હતું. આવી તકનો લાભ લઇને સ્વાર્થસાધુ માર્લબરો વિલિયમની વિરૂદ્ધ ખટપટ કરવા મંડયો, જેમ્સની જોડે સંબંધ રાખી તેની જોડે પત્રવ્યવહાર ચલાવવા લાગ્યો એટલુંજ નહિ, પરંતુ નીમકહરામીની છેક હલકી કોટિએ જઇને ફ્રેન્ચો સામેની લડાઇની તૈયારીઓની બાતમી કાઢી છુપી રીતે તે જેમ્સને પહોંચાડવા પણ લાગ્યો. શાંત સ્વભાવના વિલિયમને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે ક્રોધે ભરાઇને તેનો દરબાર બંધ કર્યો, તેનો અધિકાર લઇ લીધો, અને છેવટે એનને પણ બીજા મહેલમાં રહેવા જવાની ફરજ પાડી. હવે તો તેણે ઉઘાડે છોગે જેમ્સનો પક્ષ કરવો શરૂ કરી દુશ્મનોને બાતમી આપવા માંડી.

વિલિયમ તો નિઃસંતાન હતો અને એન તેના પછી ગાદીવારસ હતી, એટલે તે બહાર રહે એ તેને યોગ્ય લાગ્યું નહિ. એનની જોડે સમાધાન થયું, તે પાછી દરબારમાં આવી, અને પોતાની જોડે આ પ્રપંચી જોડાંને પણ લાવી. સુજન વિલિયમ આ બધું સાંખી રહ્યો, એટલુંજ નહિ, પણ તે નીચ ઉમરાવની યુદ્ધકુશળતા અને સાહસિકતાની તેણે એટલે સુધી કદર કરી, કે જ્યારે લુઇ જોડે યુદ્ધ કરવાનું ઠર્યું ત્યારે માર્લબરોનો દ્રોહ, પ્રપંચ, અને દગાઇ વીસરી જઇ તેનેજ તેણે સેનાપતિ નીમ્યો. રાજા તો અકસ્માત મરણ પામ્યો, પરંતુ મરતી વખતે એનને ભલામણ કરતો ગયો, કે ઇંગ્લેન્ડનું સુકાન ચલાવી શકે તેવો કોઇ બુદ્ધિશાળી રાજકારભારી દેશમાં હોય તો આ સમયે માત્ર માર્લબરો એકજ છે, માટે કોઇ પણ વાતમાં તું તેને પૂછીનેજ ડગલું ભરજે. ખરેખર એક કિલ્લો એવો ન હતો કે જેને એ બાલીને

તેણે સર કર્યો ન હોય. એક યુદ્ધ એવું ન હતું કે જેમાં તે હાર્યો હોય. વિજયશ્રી તો તેને વરી હતી. યુદ્ધ તો તેને મન એક લીલા હતી. વિકટ પ્રસંગોમાં તેની બુદ્ધિ અસાધારણ ખીલી ઊઠતી, અને તે વખતે તેનું ધૈર્ય અખંડ અને ઉત્સાહ અદમ્યજ રહેતો.

આવા જંગબહાદુરને રાણીએ ગાદીએ આવ્યા પછી ત્રીજેજ દિવસે અંગ્રેજ લશ્કરનો સરનાયક બનાવ્યો, અને યુદ્ધ વિષેનો તમામ કારભાર તેને હસ્તક મૂક્યો. આમ માર્લબરો અને તેની પત્ની ઉપર રાજકૃપાનો વરસાદ વરસવા લાગ્યો. રાજ્યમાં તેઓ સર્વોપરિ થઇ પડ્યાં. માર્લબરોએ પોતાના મિત્રોને પ્રધાનપદે સ્થાપી દીધા. તેઓ હતા તો યુદ્ધવિરોધી ટોરી, પણ માર્લબરોની ખાતર તેને મદદ આપવા તૈયાર હતા; વ્હીગ પક્ષના એમ જાણતા હતા કે આપણો આદરેલો વિગ્રહ ટોરીઓ ચલાવે છે, માટે તેમને મદદ આપવામાં કશી હરકત નથી. આ પ્રમાણે આખો દેશ એકમતે વિગ્રહ ચલાવવા તૈયાર થઇ ગયો, અને ઇ. સ. ૧૭૦૨ માં વિગ્રહ જાહેર કરવામાં આવ્યો.

**સ્પેનની ગાદીના વારસાનો વિગ્રહ:—(ઇ. સ. ૧૭૦૨–૧૭૧૩):**—આ ભયંકર યાદવાસ્થળીનાં કારણો તો આગળ કહેવાઇ ગયાં છે. ઇંગ્લેન્ડને કોઇ સ્ટુઅર્ટને ગાદીએ આવવા દેવો ન હતો, અને અમેરિકાના વેપારમાં ભાગ જોઇતો હતો. ઑસ્ટ્રિઆના બાદશાહને પોતાના પુત્રને સ્પેનની ગાદી અપાવવી હતી, અને હોલેન્ડને ફ્રાન્સનું આક્રમણ અટકાવવું હતું, તેથી એક બાજુ મહાસંમેલનનાં રાજ્યોમાં ઇંગ્લેન્ડ અને હોલેન્ડ અગ્રેસર હતાં; તેમને ઑસ્ટ્રિઆ અને અનેક નાના જર્મન તાલુકાઓ સહાય આપનારા હતા. બીજા પક્ષમાં રણવીર લુઇની શક્તિ પણ કોઇ રીતે કમ ન હતી; ફ્રાન્સની સેના આખા યુરોપમાં બહાદુર અને અજય્ય ગણાતી હતી, અને તેના સેનાપતિઓ પણ શુરવીર અને યુદ્ધવિદ્યામાં કોઇને નમ્યું ન આપે તેવા હતા. સ્પેન તો ફ્રાન્સના પક્ષમાં હોયજ, પણ કોલોન અને બેવેરિયાના રાણાઓ અને ઇટલી પણ લુઇના પક્ષમાં ભળ્યાં. આ પ્રમાણે આ વિગ્રહનો દાવાનળ સમગ્ર યુરોપમાં ભભૂકી નીકળ્યો.

આ રાક્ષસી જંગના ભડાકા બેલ્જીયમ, જર્મની, ઇટલી અને સ્પેન એમ ચાર સ્થળે એક સાથે ઉડયા. માર્લબરોનું વય ૫૨ વર્ષનું હતું, હજુ તેણે કાંઇ મોટું પરાક્રમ કરી બતાવ્યું ન હતું, છતાં તેની અસાધારણ શક્તિ જોઇને તેને મિત્રરાજ્યોનાં સમસ્ત સૈન્યનો સર-સેનાની નીમવામાં આવ્યો. દરેક દેશના સ્વતંત્ર લશ્કરના સેનાપતિને સમજાવવામાં તેને અનેક વેળા કળે કરીને કામ લેવું પડતું એટલુંજ નહિ, પરંતુ ઘણી વેળા તો યુદ્ધની મંત્રસભાઓમાં આ લોકોને સમજાવવામાં કેટલોક વખત ગુમાવવો પડતો, છતાં તેઓ અતિશય સાવધાનીને લીધે તેની અનેક સાહસિક યોજનાઓમાં ભાગ લેવાની ના પાડતા હતા. આ ઉપરાંત કંઇક ઇર્ષ્યાને લીધે પણ વિગ્રહની શરૂઆતમાં તો તેને કંઇ ખાસ ફતેહ મળી નહિ. પરંતુ આવાજ પ્રસંગોમાં કામ કેમ લેવું તેની આવડત સરસેનાનીમાં પૂરેપૂરી હતી. શરૂઆતમાં તો તેણે ફ્રાન્સને હોલેન્ડ પર આક્રમણ કરતું બચાવ્યું; ધીમે ધીમે ફ્રાન્સને પાછું હઠાવ્યું, અને જોડે જોડે લીજ અને બોન જેવા કેટલાક કિલ્લાઓ સર કર્યા. સ્પેન અને ઇટલી તો ફ્રાન્સનાં પક્ષકાર રહ્યાં, એટલે તેમનું જોર જોઇને બિચારા પોર્ટુગલને એટલી ગભરામણ થઇ પડી, કે તેણે ઇંગ્લેન્ડ જોડે સંધિ કરી લીધી અને તે મહાસંમેલનમાં દાખલ થઇ ગયું. આ સંધિને 'મેથ્યૂન-સંધિ' કહેવામાં આવે છે. આને અનુસરીને અંગ્રેજોનો ઊનનો માલ પોર્ટુગલમાં અને પોર્ટુગલનો દારૂ ઇંગ્લેન્ડમાં બીજા દેશો કરતાં હલકે દરે જઇ શકે એવો કરાર થયો. આ પ્રમાણે મિત્રરાજ્યોનું જોર વધવા લાગ્યું ત્યારે લુઇએ એવો વિચાર કર્યો, કે આત્મરક્ષણની ઓછામાં ઓછી તાકાતવાળા ઑસ્ટ્રિઆને શરણે લાવવા માટે વિએના ઉપર હલ્લો કરવાનો સરસ લાગ છે, અને તેમ કરવામાં ફ્રેન્ચ સેનાનો રસ્તો રોકનાર કોઇ નથી. બાદશાહ તો લશ્કર ચડી આવે છે જાણી મૂઢ જ બની ગયો, પરંતુ માર્લબરો તો ઘણે દૂર પડયો પડયો આ યુક્તિ કળી ગયો. તેણે એ શહેરને બચાવવાનો નિશ્ચય કર્યો. ડચ લોકો આગળ વધવાની

ચાં પાડતા હતા; કેમકે તેમને તો પોતાના દેશની રક્ષા સિવાય બીજા કશાની પરવા ન હતી, પણ આપણે બહુ દૂર જવું નથી કહીને માર્લબરો આગળ ચાલ્યો; રહાઇન નદીની ઉપરવાસ આગળ વધતો જર્મનીના ડુંગરાળ પ્રદેશોમાં રાતદિવસ દડમજલ કરતો તે આવી પહોંચ્યો, અને શું બને છે તે કોઇ જાણે તે પહેલાં તો તેણે બેવેરિયાના લશ્કર ઉપર હુમલો કરી તેને હરાવ્યું. પછી તેણે ડાન્યુબ નદી પાર ઉતરીને આગળ વધવા માંડયું. ત્યાં પરાક્રમી શાહજાદો યુજીન ઈટલીમાંથી આલ્પ્સ ઓળંગી પોતાના નાના પણ ચુનંદા સૈન્ય સાથે તેને આવી મળ્યો. ફ્રેન્ચો તો પોતાના વિએના જવાના માર્ગમાં આ પ્રમાણે માર્લબરોને અણુચિંતવ્યો આવેલો જોઇને છક થઇ ગયા. બ્લેનહીમ નામના ગામડા પાસે બંને પક્ષનાં સૈન્યોનો ભેટો થયો.[1] ફ્રેન્ચ સૈન્યે કળણવાળી જગા અને એક વહેળાની પાછળ મજબુત સ્થાન લઇ રાખી તેની આસપાસ ખાઇબંધી કરી રાખી હતી, પરંતુ બહાદુર માર્લ-

---

૧ બ્લેનહીમના યુદ્ધમાં માર્લબરોની શક્તિનાં યશોગાન કરનારી થોડી કડીઓ એડિસને લખી છે. તેમાં લખે છે કેઃ—

× × ×

'Twas than great Marlbro's mighty soul was proved,
That in the shock of clanging hosts unmov'd,

× × ×

Examin'd all the dreadful scenes of war,
In peaceful thought the field of death surveyed,

× × ×

Inspired repuls'd battallions to engage,
And taught the doubtful battle where to rage.

જગતનો ભાગ્યનિર્ણય કરનારાં મહાન યુદ્ધો સામાન્ય, શાંતિપ્રિય ગામડીઆઓને મન કેવાં લાગે છે, તેનો સધી નામના કવિએ After Blenheim નામના એક કટાક્ષકાવ્યમાં ઠીક ખ્યાલ આપ્યો છે.

બરોએ ટામચલાઉ રસ્તો બનાવી અદ્ભુત સાહસ અને શૌર્યથી ધસારો કર્યો, અને ફ્રાન્સ અને બૅવેરિયાના સંયુક્ત સૈન્યને સખત હાર ખવરાવી હજારો માણસો મરાયાં, કેટલાંક નદીમાં ડૂબી મૂઆં, કેટલાંક શરણે આવ્યાં, અને બીજા નાસી ગયાં. વળી બે સેનાપતિઓ, ૧૦૦ તોપો, અને ૧૧,૦૦૦ માણુસો તો કેદ પકડાયાં, (ઇ. સ. ૧૭૦૪). ફ્રાન્સને આ ફટકો એવો તો જીવલેણ થઇ પડયો, કે વિયેના દમિઆન તેને કળ વળીજ નહિ. ઑસ્ટ્રિઆ બચ્યું, લુઇની યોજના નિષ્ફળ ગઇ, અને બૅવેરિયા મિત્રરાજ્યોને હાથ પડયું; પણ સર્વથી મોટું પરિણામ તો એ આવ્યું કે લગભગ અર્ધા શતક સુધી યુરોપમાં અજીત ગણાએલી ફ્રેન્ચ સેનાનો આવો શરમ ભરેલો પરાજય થતાં તેમની શાખ ઓછી થઇ ગઇ, અને અંગ્રેજોના શૌર્ય વીર્યની કીર્તિ ચોમેર પ્રસરી રહી. ફ્રાન્સમાં તો 'માલ્બ્રુક' નામ રડતાં છોકરાંને છાનાં રાખનારા 'હાઉ' સમાન થઇ પડયું. આથી અંગ્રેજોનો હરખ તો માયજ નહિ. તેમણે ઉપકારના આવેશમાં માર્લબરોને ૫,૦૦,૦૦૦ પાઉન્ડ જાગીર ખરીદવા માટે ભેટ આપ્યા. ભેટની રકમમાંથી તેણે એક મહેલ બંધાવ્યો, જે 'બ્લેનહીમ પેલેસ'ના નામે ઓળખાય છે; વળી તેને ડ્યૂકનો ઇલકાબ આપવામાં આવ્યો. પછીથી તેજ વર્ષમાં સ્પેનિશ કિલ્લેદારના ભોળપણ અને ગફલતનો લાભ લઇને ભૂમધ્ય સમુદ્રના દરવાજા રૂપ જીબ્રાલ્ટરનો ખડક જીતી લેવામાં આવ્યો. આજે આપણે જાણીએ છીએ તેટલી તેની અગત્ય તે જમાનામાં બહુ થોડાજ જાણતા, એટલે સ્પેન જોડેના યુદ્ધમાં આ જીતને તે વખતે તો સાધારણ બનાવ કરતાં વધારે મહત્વ આપવામાં ન આવ્યું.

બીજે વર્ષે માર્લબરો નાના નાના કિલ્લાઓ સર કરતો ચાલ્યો. તેની ઇચ્છા તો વૉટર્લુના મેદાન ઉપર જંગ મચાવવાની હતી. પરંતુ વલંદાઓ સામા પડયા, એટલે ઇ. સ. ૧૭૦૫ માં તેણે ફ્રેન્ચોને રૅમિલિઝ પાસે હરાવ્યા. દોઢ કલાકના યુદ્ધમાં તો લશ્કરી અસબાબ, નાણું, અને દારૂગોળો પડતો મૂકીને ફ્રેંચો નાઠા. એ પછી તેણે

આપી બેલ્જીયમ સ્વાધીન કર્યો. શાહજાદો યુજીન પણ ઇટલીમાં જીત ઉપર જીત મેળવ્યે જતો હતો. ઇ. સ. ૧૭૦૬માં તેણે નેપલ્સ અને મિલાન હાથ કરી લીધાં, અને ટુરીન પાસે લુઇના લશ્કરને એવી તો શિકસ્ત દીધી, કે તે પછી ફ્રેન્ચોને ઇટલીમા પગ મૂકવાનું ઠેકાણું પણ ન રહ્યું. અંતે લુઇની સાન ઠેકાણે આવી અને તેણે સધિનાં કહેણ મોકલ્યાં. ઑસ્ટ્રિઆના શાહજાદાને ગાદી આપવાને તે તૈયાર હતો. પણ વિજય અને પરાક્રમના હોંસીલા માર્લબરોની વગથી મિત્ર-રાજ્યોએ સંધિ ન સ્વીકારવાની ભૂલ કરી.

**વિગ્રહ ચાલુ:**—ઇ. સ. ૧૭૦૭ માં મિત્રરાજ્યો આલ્મેંઝાના યુદ્ધમાં પરાજય પામ્યાં એટલે તેમને સ્પેન ખાલી કરવું પડયું, પણ માર્લબરો તો જ્યાં જાય ત્યાં જયજ હોય. તેણે અને યુજીને ભેગા મળીને ઇ. સ. ૧૭૦૮ માં ઉડેનાર્ડના યુદ્ધમા ફ્રેન્ચોને હરાવ્યા, એટલે તો પછી ફ્રાન્સ ઉપર સીધો હલ્લો લાવી શકાય. એવી સ્થિતિ ઉત્પન્ન થઇ ફ્રેન્ચ સેનાપતિઓમાં અંદર અંદર તકરારો પેઠી, એટલે લસ્કરમાં અવ્યવસ્થા થઇ રહી. હવે તો માર્લબરો તેમની પૂંઠે ખાઇપીને પડયો. લિલીનો મજબુત કિલ્લો પડયો, અને ફ્રેન્ચ લસ્કર હાથ કરડતું જોઇ રહ્યું. પાછો લુઇનો ગર્વ ગળી ગયો, અને ફરીથી સલાહની વિષ્ટિ ચાલી પણ વિજયના ગર્વમાં ઉન્મત્ત થઇ ગએલાં મિત્રરાજ્યોએ એ નમેલા શત્રુ જોડે એવી કડક શરતો દેખાડવા માંડી કે લુઇ તે કબુલ રાખી શકયો નહિ. આમાં એક શરત તો એવી હતી, કે લુઇએ પોતાના પૌત્ર ફિલિપને સ્પેનમાંથી હાંકી કાઢવો. લુઇએ ગંભીર તિરસ્કારથી ઉત્તર વાળ્યો, કે “ જો યુદ્ધજ કરવું પડે એમ હોય તો પછી મારાં સંતાનો કરતાં મારા શત્રુઓ જોડેજ કરવાનું હું વધારે પસંદ કરૂં છું.” ઇંગ્લેન્ડમાં લોકો ચાલુ વિગ્રહથી થાકી ગયા હતા, અને ટોરીઓ પણ હવે વિરૂદ્ધ પડતા હતા, એટલે માર્લબરોને પોતાની સઘળી લાગવગ વાપરીને વ્હીગ પ્રધાન મંડળ લાવવું પડયું. લુઇએ ફ્રાન્સના લોકોને મિત્રરાજ્યોએ કહેલી શરતો બતાવી અને પૂછ્યું, “ બોલો, તમારી

શી ઇચ્છા છે?" ફ્રેન્ચોના દેશાભિમાનમાં નવું ચેતન પ્રગટ્યું; લુઇએ ઝવેરાત ને રાચરચીલું વેચીને નાણાં ઉપજાવી નાનું લશ્કર ઉભું કર્યું, અને માર્લબરોને ધસી આવતો રોકવા પ્રયત્ન કર્યો. ઇ. સ. ૧૭૦૯ માં માલ્પાકેનું ખુનખાર યુદ્ધ થયું, લોહીની નદીઓ વહી, ફ્રેન્ચો હાર્યા, અને માર્લબરો પોતાની છેલ્લી જીત મેળવી ચૂક્યો. મોન્સ જીતાયું અને ફ્રેન્ચ સત્તા ચૂર્ણ થઇ ગઇ; દેશમાં ડગુમગુ થઇ ગએલી પ્રતિષ્ઠા પાછી સ્થિર કરવા માટે તેણે યુદ્ધ તો કર્યું, પણ તેનો ધાર્યો દાવ પાર પડ્યો નહિ. અંગ્રેજો હવે વિગ્રહથી ધરાઇને કંટાળી ગયા હતા, માર્લબરોની વિરૂદ્ધ લોકલાગણી ઉશ્કેરાઇ હતી, અને ટોરીઓ ફરીથી જોરમાં આવ્યા હતા, એટલે તેમણે માર્લબરોને પાછા ફરવાની આજ્ઞા આપી.

વિગ્રહ તો ઇ. સ. ૧૭૧૩ સુધી ચાલુ રહ્યો. પરંતુ હવે આપણે તે સાથે બહુ સંબંધ નથી. સ્પેનમાં તો મિત્રરાજ્યો બીજી વાર પણ હાર્યા. ઇ. સ. ૧૭૧૧ માં ઑસ્ટ્રિઆનો શાહજાદો સ્પેનનો રાજા થયો. ઇંગ્લેન્ડમાં ટોરી પક્ષ પ્રબળ થયો. તેણે સંધિની વિષ્ટિ ચલાવવા માંડી, અને આખરે ઇ. સ. ૧૭૧૩ માં યૂટ્રેક્ટ મુકામે જે તહનામું થયું તેનાં કેટલાંક પરિણામો નીચે પ્રમાણે આવ્યાં:—

૧ ફિલિપ સ્પેનનો રાજા થાય અને ફ્રાંસના રાજ્ય પરનો અધિકાર તજે.
૨ જીબ્રાલ્ટર માઇનોર્કા, નોવાસ્કોશિઆ, અને ન્યૂફાઉન્ડલેન્ડ, સ્પેનિશ અમેરિકામાં ગુલામો વેચવાનો હક, અને વર્ષમાં એકવાર વેપારાર્થે એક વહાણ દક્ષિણ અમેરિકાના તટ ઉપર મોકલવાનો હક :આટલું અંગ્રેજોને મળ્યું.
૩ ઇટલી અને નેધર્લેન્ડઝમાંનો સ્પેનનો સર્વ મુલક ચાર્લ્સને મળ્યો. નેધર્લેન્ડઝ ઑસ્ટ્રિઆને મળ્યો, અને વલંદાઓને દક્ષિણ દુર્ગોની રક્ષા કરવા માટે સૈન્ય રાખવાની રજા મળી.
૪ જેમ્સને ફ્રાંસમાં રહેવાની મના થઇ. એન પછી ઇંગ્લેન્ડની ગાદીએ હેનોવર વંશની કોઇપણ વ્યક્તિ આવે એ વાત લુઇએ સ્વીકારી.

પરિણામઃ—યૂટ્રેકટની સંધિથી વિલિયમે આરંભેલું કાર્ય પૂર્ણ થયું. ફ્રાન્સની શક્તિ નાશ પામી અને પછીનાં ત્રીસ વર્ષ સુધી તે ફરીથી ઉભું થવા પામ્યું નહિ. પ્રુશિઆ અને સિસિલી નામનાં બે નવાં રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં ઇંગ્લેન્ડની નૌશક્તિ સર્વથી શ્રેષ્ઠ સિદ્ધ થઇ અને તેનો રાજ્યવિસ્તાર થયો.

સંયોગનો કાનૂનઃ (ઇ. સ. ૧૭૦૭):—યૂટ્રેકટની આ સંધિ એકલા ઇંગ્લેન્ડે નહિ પરંતુ ઇંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડ મળીને સંયુક્ત બનેલા ગ્રેટબ્રિટને સ્વીકારી હતી; કેમકે અનેક વર્ષની જુની તકરારોનું સમાધાન થઇ ગયું હતું, અને તે ઉપરાંત ઇ. સ. ૧૭૦૭ માં આ બંને દેશો જોડાઇ ગયા હતા. એ જોડાણ કેવી રીતનું હતું તે હવે તપાસીએ.

પ્રાચીન કાળમાં આ બે દેશો વચ્ચે સારો સંબંધ ન હતો. સ્કૉટલેન્ડના રાજાઓએ અનેક વેળા ઇંગ્લેન્ડની મુશ્કેલીઓનો લાભ લઇને સરહદ ઉપર હુમલા કર્યા હતા. પરંતુ જેમ્સ ૧લો ગાદીએ આવ્યો ત્યારથી બે દેશને જોડી દેવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. જો કે સ્કૉટ અને અંગ્રેજો વચ્ચેનો સંબંધ ઘણા સમયથી બગડી ગયો હતો; સ્કૉટલેન્ડના માલ પર જકાત લેવાતી અને તેને નાવાનનો કાયદો લાગુ પાડવામાં આવતો. અંગ્રેજ વેપારીઓ ઈર્ષ્યાથી પ્રેરાઇને સ્કૉટલેન્ડને સંસ્થાનો જોડેના વેપારમાં ભાગ આપવાની ના પાડતા હતા, અને સ્કૉટ લોકો વેપારનો સરખો હિસ્સો ન મળે તો ઇંગ્લેન્ડથી જુદા રહેવા તૈયાર હતા. આ ઉપરાંત સ્કાટ લોકોને ભય લાગતો હતો, કે પોતાના દેશનો ધર્મ ડુબાવી દઇ અહીં તેને બદલે એપિસ્કોપલ પંથ દાખલ કરવામાં આવે તો પછી પોતાની ધાર્મિક સ્વતંત્રતાનો પણ સમૂળો લોપ થઇ જાય. વળી તેઓ એવા ઉદાર પણ નહતા, કે કોઇને એપિસ્કોપલ પંથમાં ભાગવું હોય તો તેને રજા આપે. આથી બંને દેશ જોડાઇ જાય તો સ્કૉટલેન્ડનું વ્યક્તિત્વ લય પામી જાય, દેશના કાયદા ફરી જાય, અને ઘણી અગવડ પડે,

એવા એવા વિચાર ધરાવનારા પણ અનેક અભિમાની સ્કૉટ હતા. વળી ઈંગ્લેન્ડના કરજમાં ભાગ આપવાની સ્કૉટલેન્ડની મરજી ન હતી. ડેરિયન યોજના પડી ભાગી અને અનેક ગરીબ સ્કૉટ લોકોની સ્થિતિ દયામણી થઇ પડી, ત્યારે પણ તેઓએ તો એમ માન્યું કે આ સર્વનું કારણ અંગ્રેજોનું આડપણ અને ઈર્ષ્યાજ છે. હવે બંને દેશ વચ્ચે વૈમનસ્ય વધ્યું: સ્કૉટલેન્ડે પોતાની અનુમતિ વિના ઈંગ્લેન્ડનાં યુદ્ધોમાં સંબંધ રાખવાની ના પાડી. ઇ. સ. ૧૭૦૪માં "સલામતીનો કાયદો" પસાર કરીને તેઓએ જણાવ્યું, કે જો વેપારમાં અંગ્રેજો જેટલા હક અમને પણ નહિ આપવામાં આવે તો ઇ. સ. ૧૭૦૧નો વારસાનો કાયદો અમે કબુલ રાખવાના નથી. અમારી ઇચ્છામાં આવશે તેને અમે અમારો રાજા તરીકે પસંદ કરી લઇશું. અંગ્રેજી પાર્લમેન્ટે એક કાયદો પસાર કરીને સ્કૉટલેન્ડથી કોઇ વસ્તુ આયાત કરવાની અને સરહદ પરના કિલ્લાઓની મરામત કરવાની મના કરી.

આમ વિગ્રહ જાગે એવી સ્થિતિમાં દેશના સુજ્ઞ રાજનીતિજ્ઞોએ કંઇક સમાધાન આણવાનો વિચાર કર્યો. ઇ. સ. ૧૭૦૬ માં આ પ્રશ્નનો બરાબર તોડ કાઢવા માટે બંને દેશોના ત્રીસ ત્રીસ સભ્યોનું બનેલું એક કમિશન નીમવામાં આવ્યું, અને તેણે નિર્ણય કર્યો કે સ્કૉટલેન્ડના ધર્મમાં કોઇ પ્રકારની બાધા નાખવી નહિ. તેના કાયદા ફેરવવા નહિ, તેની રાષ્ટ્રીય સંસ્થાઓમાં ઈંગ્લેન્ડે હાથ ઘાલવો નહિ, વેપારમાં તેને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી, અને સંસ્થાનો જોડેના વેપારમાં તેમને અંગ્રેજો જેટલા હક આપવા; તે ઉપરાંત સ્કૉટલેન્ડના ૪૫ પ્રતિનિધિઓ આમની સભામાં અને ૧૬ પ્રતિનિધિઓ ઉમરાવોની સભામાં બેસે. વળી ઈંગ્લેન્ડે સ્કૉટલેન્ડનું પ્રજાકીય ઋણ ફેડી આપવું, ડેરિયનની યોજનાથી જેમને નુકસાન થયું હોય તેમને તે ભરી આપવું, ભવિષ્યમાં સ્કૉટલેન્ડે ઈંગ્લેન્ડના દેવામાં ભાગ આપવો. સંયુક્ત પાર્લમેન્ટે આ નિર્ણયનો સ્વીકાર કર્યો. ત્યાર પછી બંને દેશનો એકજ ઝુંડો કરવામાં આવ્યો, અને ત્યારથી બંને દેશોનું

સંયુક્ત નામ ગ્રેટબ્રિટન રાખવામાં આવ્યું. શરૂઆતમાં તો આગ્રહી સ્કૉટ લોકોને આ ઠરાવ રૂચ્યો નહિ, અને જેમણે તે સ્વીકાર્યો તેઓ ઠગારા, હરામખોર, અને દેશદ્રોહી છે એમ તેઓ માનવા લાગ્યા. પરંતુ એકંદરે આ સંયોગથી બંને દેશોને દરેક રીતે લાભજ થયો છે. આ સંયોગ પછી વિદ્યા, કલા, વાણિજ્ય, યુદ્ધ, રાજ્યવહીવટ અને ગ્રેટબ્રિટનના પ્રજાજીવનના વિકાસમા સ્કૉટ લોકોએ સારો ફાળો આપ્યો છે.

**પક્ષવાદની ચડસાચડસી:**—એન ગાદીએ આવી ત્યારે દરબારમાં માર્લબરોનું ચલણ હતું એ તો કહેવાઇ ગયું છે. રાણી પોતે ટોરીઓનો પક્ષપાત કરનારી હોવાથી તેણે વિલિયમના સમયના વ્હીગ મંત્રીઓને રજા આપી; માર્લબરોના કહેવાથી ટોરી પક્ષના માર્લબરોના મિત્ર અને વેવાઇ ગોડોલ્ફિનને પ્રધાન નીમ્યો ટોરીઓ સાધારણ રીતે વિગ્રહના વિરોધી છતાં માર્લબરોની સમજાવટથી તેની આકાંક્ષાઓ તૃપ્ત કરવાની ખાતર વિગ્રહ ચલાવવામાં સંમત થયા. માર્લબરોને તો યુદ્ધ ચાલે ત્યાં સુધી કયા પક્ષના હાથમાં સત્તા છે તેની પરવા પણ ન હતી, એટલે જે જે ટોરીઓ વિરૂદ્ધ મતના માલમ પડતા ગયા તેમને ધીમે ધીમે અધિકારપદેથી ખસેડીને તેમને સ્થાને વ્હીગ લોકોને દાખલ કરવામાં આવ્યા. પછી તો સંડરલેન્ડ અને સમર્સ જેવા રાજ્યકાર્યમાં નિપુણ પુરુષોના હાથમાં અધિકાર આવ્યો, એટલે તેમણે તો લગ જોઇને પોતાના પક્ષના માણસોજ ભરવા માંડ્યા, ટોરીઓ તો આ જોઇને ઝંખવાણા પડી ગયા અને તેમણે રાજદરબારમાં ખટપટ કરીને એનને માર્લબરોથી છૂટી પાડવાની પેરવી કરવા માંડી. આ સમયે મિસિસ મેશામ નામની સ્ત્રીની જોડે રાણીને દોસ્તી થવા લાગી હતી. તેણે પણ રાણીના મનમ વ્હીગ પક્ષ માટે અણગમો પેદા કરી દીધો. બીજી બાજુથી ટોરીઓ વિગ્રહનો વિરોધ કરવા મંડયા. માર્લબરોએ રાણીને સમજાવીને ટોરી મુખીઓને રજા અપાવી, અને તેમને સ્થાને રૉબર્ટ વૉલ્પોલ આદિ વ્હીગ

પક્ષનાઓને મંત્રીમંડલમાં દાખલ કરી દીધા. ગોડોલ્ફિન તો હજુએ માર્લબરોની જોડે રહીને કારભાર ચલાવે જતો હતો, છતાં ખરી રીતે જોઇએ તો વ્હીગ પક્ષજ પ્રબળ હતો. ઇ. સ. ૧૭૦૯ સુધી આ સ્થિતિ ટકી રહી. પરંતુ ધીમે ધીમે ટોરીઓનો વિરોધ પ્રબળ થયો. લાંબા સમય સુધી વ્હીગ પક્ષ પ્રધાનપદે રહ્યો અને વિગ્રહ ચલાવી માર્લબરોની મહત્વાકાંક્ષાઓ તૃપ્ત કરતો ગયો તેથી પ્રજામાં પોકાર ઊઠવા લાગ્યો. સ્પેનમાં ગમે તે રાજા થાય તેમાં આપણે શું? શા માટે અમારાં નાણાં સ્પેનની ગાદીને માટે વપરાય? આતો માર્લ-બરોના પરાક્રમની પરંપરા બતાવવા ખાતર અને તેને જશ અને લાભ આપવા સારૂ વિગ્રહ ચલાવવામાં આવે છે, એવું એવું ટોરી પક્ષ ખુલ્લી રીતે બોલવા લાગ્યો. આ પ્રમાણે લોકનો અભાવ તો હતોજ, તેમાં વળી વ્હીગ મંત્રીઓએ એક મૂર્ખતા કરીઃ ડૉ. સશેવેરેલ નામના એક ધાંધલખોર ધર્મોપદેશકે રાજાની સામે થવામાં પાપ છે, કેમકે તેઓ તો ઇશ્વરી અંશવાળા છે, એવી મતલબનું રાજ્યક્રાન્તિ વિરૂદ્ધ વ્યાખ્યાન કર્યું. આવા ધાંધળના સમયમાં સામાન્ય રીતે બને છે તેમ તેના ભાષણના વાંચનાર કરતાં વખાણનાર વધી પડ્યા. મંત્રીઓએ એ પાદરીના ઉપર કામ ચલાવ્યું અને તેને નજીવી શિક્ષા કરીને છોડી મૂક્યો; પણ લોકલાગણી ઉશ્કેરાઇ, પ્રજામાં ખળભળાટ થયો અને વ્હીગ પક્ષ ઉપર ફિટકાર વરસવા લાગ્યો. ઇ. સ. ૧૭૧૦ માં નવી પાર્લમેન્ટ મળી ત્યારે ટોરી પક્ષ અધિકાંશે આવ્યો. રૉબર્ટ હાર્લી અને હેનરી સેન્ટ જ્હૉન તેના નેતા હતા. તેમણે જોઇ લીધું કે ગમે તેવી અંગ્રેજ સૈન્યના ફ્તેહની પરંપરા હોય, છતાં લોકો વિગ્રહની વિરૂદ્ધ થઇ ગયા છે. સેન્ટ જ્હૉને તો ભાષણો, લેખો, કટાક્ષ અને વક્રોક્તિ દ્વારા વિગ્રહની વિરૂદ્ધ જબરી ચળવળ ચલાવવા માંડી. બીજી તરફથી હાર્લીએ પોતાનું જુનું વૈર વાળવાને રાજદરબારમાં પગ જમાવ્યો, અને મિસિસ મેશામ જોડે ગાઢી મિત્રાચારી કરી લાંબી.

નવી શીળા સ્વભાવની મધુરભાષિણી સખી આવતાં રાણીને કડક,

જુલમગાર, તુમાખી, અને હદ ઉપરાંત છૂટ લેનારી માર્લબરોની સ્ત્રી માટે અણગમો થયો. તેણે તો શિષ્ટાચાર તજીને રાણી જોડે ગમે તેમ વર્તવા માંડયું, એટલે આખરે એ ભલી રાણીએ કંટાળીને તેને દરબારમાંથી રજા આપી. હવે માર્લબરોનું આવી બન્યું. ઇ. સ. ૧૭૧૦માં લુઇએ આપેલી શરતો સ્વીકારવામાં ન આવી ને લોકવિરોધ પ્રબળ થયો એટલે રાણીએ હાર્લીને ખજાનાનું મંત્રીપદ આપ્યું અને વ્હીગપક્ષને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. હાર્લી તો ગમે તેવો હોશિયાર પણ બીકણ સ્વભાવનો હતો, એટલે હેનરી સેન્ટ જહૉનને મુખ્ય મંત્રીપદ આપી તેને વાઇકાઉન્ટ બોલિંગબ્રોક અને હાર્લીને ઑક્સફર્ડનો અમીર બનાવવામાં આવ્યો.

થોડા માસ પછી માર્લબરોને અધિકારભ્રષ્ટ કરી પાછા ફરવાની આજ્ઞા કરવામાં આવી, અને તેના ઉપર નાણાં ઉચાપત કરી જવાનો આરોપ મૂકવામાં આવ્યો; ખરેખર એ ગમે તેવો મહાન્ અને કુશળ સેનાપતિ હતો, છતાં તેનો આત્મા તો અધમ અને કૃપણ હતો; પૈસાની ખાતર પૈસા ઉપર પ્રેમ રાખનારા તેના જેવા થોડાજ અભાગી આત્માઓ હશે. પ્રમાણિકપણે આક્ષેપનો ઉત્તર આપવાને બદલે તે યુરોપમાં નાસી ગયો.[1] ત્યાર પછી અમીરોની સભામાં વ્હીગ પક્ષની બહુમતી તોડવા ખાતર ૧૨ ટોરી અમીરો બનાવવામાં આવ્યા અને યૂટ્રેક્ટની સન્ધિ કરવામાં આવી. (ઇ. સ. ૧૭૧૩)

અધિકારે આવ્યા પછી વિલિયમે પોતાની કેવી દશા કરી હતી તે ટોરીઓ ભૂલ્યા ન હતા. તેમણે જેમ્સનો પક્ષ લેવા માંડયો; બોલિંગબ્રોકે ખટપટ કરવા માંડી, અને જેમ્સને ગાદીએ લાવી પોતે રાજ્યના ધણી થઇ પડવાની કુટિલ યોજનાઓ ઘડવા માંડી. જો જેમ્સ પ્રોટેસ્ટન્ટ ધર્મનો સ્વીકાર કરે તો તેને ગાદી અપાવવાની મહેનત કરવાની

---

૧. એનના છેલ્લા મંદવાડની ખબર સાંભળી તે દેશ જવા ઉપડયો. તે તેના મૃત્યુને દિવસે પહોંચ્યો. નવા રાજાએ તેને ફરીથી સેનાપતિ નીમ્યો, પરંતુ થોડા સમયમાં તેનું શરીર કથળી ગયું. ઇ. સ. ૧૭૨૨ માં તે મરણ પામ્યો.

ટોરીઓની ઇચ્છા પણ હતી, પરંતુ એવી રીતે ધર્મ વેચીને સિંહાસનને માટે આત્માનો દ્રોહ કરવાની એ શુરા કુમારે સ્પષ્ટ ના પાડી; રોમન કેથોલિક રાજા થાય એ વાત ઑક્સફર્ડને ભાવતી ન હતી, એટલે ટોરી પક્ષમાં તડ પડ્યાં. રાણીએ બોલિંગબ્રોકનો પક્ષ ખેંચ્યો અને ઑક્સફર્ડને રજા આપવામાં આવી; આ તકનો લાભ લઇને કેટલાક વ્હીગ ઉમરાવો મંત્રીસભા (Privy Council) માં દાખલ થઇ ગયા, અને ઑક્સફર્ડની જગાએ હેનોવર વંશના હિમાયતી શ્રુસ્બરીના ઠાકોરની નીમણુક કરાવી દીધી.

**મરણ અને તુલના**:—એ ત્રણ દિવસમાં રાણીની પ્રકૃતિ છેક બગડી અને ઇ. સ. ૧૭૧૪ ના ઑગસ્ટની ૧લીએ મગજ પર લોહી ચડી જવાથી આ ભલી રાણી દેવલોક પામી. મરતી વખતે તેણે રાજમહોર શ્રુસ્બરીના હાથમાં મૂકી. તે સમયે હથિયારબંધ સિપાઇઓ શહેરમાં દાખલ થયા અને આર્ગાઇલ પણ આવી પહોંચ્યો. સદ્ભાગ્યે કોઇ પણ પ્રકારની તકરાર વિના જ્યોર્જને રાજા તરીકે જાહેર કરવામાં આવ્યા.

એનનું રાજ્ય ઉજળું છે. એ રાંક, દેશપ્રેમી, શાણી રાણીના રાજ્યકાળમા ફ્રાન્સના રાજાની સત્તાને તોડી ઇંગ્લેન્ડે યુરોપમાં વિજયના વાવટા ઉડાવ્યા અને મહારાજ્યનું ગૌરવભર્યું પદ મેળવ્યું. તેના રાજ્યની વધારે અગત્ય તો રાજ્યબંધારણની દૃષ્ટિએ જોવી જોઇએ. રાજ્યબંધારણમાં ફેરફાર થતા જતા હતા, અને એવો વખત આવતો જતો હતો કે લોકવિશ્વાસવાળા માણસોને મંત્રી બનાવવાની રાજાને જરૂર પડતી હતી. ઇ. સ. ૧૭૧૦ ના લોકવિરોધના મહાવહેણમાં રાણી પણ તણાઇ અને તેને પ્રધાનો બદલાવવા પડ્યા, એ હકીકત અસલના સ્ટુઅર્ટ રાજાઓ લોકમતની પરવા કર્યા વિના કે ઘણી વેળા તેની સામે પડીને પણ મંત્રીઓ નીમતા હતા તેની જોડે સરખાવીએ છીએ તો રાજ્યબંધારણે કેવો પલટો લઇ લોકશાસનનો માર્ગ મોકળો કરી દીધો હતો તેનો ખ્યાલ આવે છે.

સ્ટુઅર્ટોના દિવસો ભરાઇ ગયા. રાજા અને પ્રજા વચ્ચેનો કલહ પુરો થયો, અને અનિયંત્રિત રાજસત્તાનો અસ્ત થયો. પહેલા બે પરદેશી રાજાઓને દેશના રાજ્યપ્રકરણની ખબર કે પરવા ન હતી, એટલે ધીરે ધીરે વહીવટની સર્વ સત્તા અને જવાબદારી મંત્રીમંડળ ઉપર આવી પડી. દેશના ઇતિહાસમાંથી રાજાનું પ્રથમ સ્થાન ખસી ગયું એટલુંજ, નહિ પણ સામાન્ય રીતે મંત્રીમંડળના અધિષ્ઠાતાને એ સ્થાન વર્યું.

---

## પ્રકરણ ૯ મું.

---

### સામ્રાજ્યનો ઉદય.

નવી દુનિયાની શોધમાં અંગ્રેજ વહાણવટીઓએ કરેલાં પરાક્રમોની ગુણગાથા ગવાઇ ગઇ છે. તે વખતે કહેવાઇ ગયું છે કે સોળમા શતકમાં તો ન્યૂ ફાઉન્ડ લેન્ડ નામે એકજ સંસ્થાન અંગ્રેજોએ સ્થાપ્યું હતું, અને થોડા સમયમાં તો તેની આબોહવા અનુકૂળ ન આવવાથી સંસ્થાનીઓ પાછા સ્વદેશમાં આવી વસ્યા હતા. પરંતુ તે પૂર્વે અંગ્રેજ ખલાસીઓ અજાણ્યા સમુદ્રોમાં પ્રવાસ કરી નૌકાશાસ્ત્રમાં પ્રવીણ બનતા જતા હતા, અને વહાણ બાંધવાનો ઉદ્યોગ પણ ખીલવતા જતા હતા. સ્પેનના અજય્ય સૈન્યનો પરાજય કર્યા પછી ઇંગ્લેન્ડનો એક પ્રતિસ્પર્ધી અદૃશ્ય થયો, અને તેની ભવિષ્યની સામુદ્રિક શ્રેષ્ઠતાના ગણેશ બેઠા. સત્તરમા શતકમાં પ્રવેશ કરતાજ ટ્યૂડર રાજ્યને અંતે ઉત્પન્ન થએલા ચાર મહાપ્રશ્નોનો નિર્ણય કરવાનો રહ્યો છે એમ આપણને લાગે છેઃ—

૧ રાજા અને પાર્લમેન્ટ વચ્ચે સત્તાની વહેંચણ.

૨ ઇલિઝાબેથે સ્વીકારેલા મધ્યમ માર્ગથી થએલા ધાર્મિક ગુંચવાડા.

૩ નવી દુનિઆ અને ઇંગ્લેન્ડનો સંબંધ.

૪ ઇંગ્લેન્ડ, સ્કૉટલેન્ડ, અને આયર્લેન્ડ વચ્ચે સમાધાન.

આમાંના ત્રીજા પ્રશ્નને બ્રિટિશ સામ્રાજ્યના ઉદય જોડે સંબંધ છે. બાકીના ત્રણે પ્રશ્નો પૂર્વે ચર્ચાઇ ગયા છે.




સોળમાં સૈકામાં અનેક કારણોથી દેશમાં બેરોજગારી વધી ગઇ હતી. તેમાં મઠો બંધ થયા, નવો વેપાર શરૂ થયો, અને યુરોપમાં સોનારૂપા જેવી ધાતુઓ વધારે પ્રમાણમાં આવવા લાગી; આ અને એવાં બીજાં કારણોથી ઇંગ્લેન્ડની આર્થિક સ્થિતિ ફરી ગઇ. આ

સ્થિતિનો તોડ કાઢવા માટે અને બેરોજગારી ટાળવા માટે દરિયા-પારના મુલકો જોડે વેપાર કરવાનો ઉપાય કેટલાકને સૂઝ્યો. આથી સનદો અને પરવાનાઓની માગણીઓ થવા લાગી. ઇ. સ. ૧૬૦૦ માં લંડનના કેટલાક ગુહસ્થોએ મળી ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થાપી. તેણે પહેલો પ્રવાસ મસાલાના ટાપુઓ તરફ કર્યો. ત્યાંથી તેમનાં વહાણો લવિંગ, મરી વગેરે તેજાના ભરીને આવ્યાં. પરંતુ આ વેપારમાં તેમના હરીફ હતા. વલંદાઓએ પણ પૂર્વના દેશો જોડે વેપાર કરવા માટે આવી એક મંડળી સ્થાપી હતી. વળી વલંદાઓ આ સમયે વધારે પ્રબળ અને સમૃદ્ધિશાળી હતા, અને ઘણું ખરું અંગ્રેજો જોડેના કલહોમાં ફાવી પણ જતા. ઇ. સ. ૧૬૨૩ માં ૯ અંગ્રેજ વેપારીઓનાં ઍમ્બૉયનામાં ખૂન કરવામાં આવ્યાં. આથી અંગ્રેજોમાં એક પ્રકારની દઢતા આવી, અને પૂર્વના પ્રદેશોમાં એકલે હાથે વેપાર કરવો એવો તેમણે આગ્રહભર્યો નિશ્ચય કરી લીધો. ઇસ્ટ ઇન્ડિઝ ટાપુઓ તો તેઓએ તજી દીધા, પરંતુ તે પૂર્વે તેઓએ સુરતમાં કોઠી નાખી હતી, એટલે હિંદુસ્તાન પ્રત્યે તેમની દૃષ્ટિ ગઇ. અહીં પણ પોર્ટુગીઝ લોકોએ તેમના કાર્યમાં બને તેટલાં વિઘ્ન નાંખ્યાં; અનેક વેળા તેઓ લડયા અને હાર્યા. છેવટે પોર્ટુગીઝો નબળા પડયા અને થાકીને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના કાર્યની આડે આવવાનું તેઓએ છોડી દીધું. કંપનીએ મદ્રાસ (ઇ. સ. ૧૬૪૧), મુંબઇ (ઇ. સ. ૧૬૬૧), અને કલકત્તા (ઇ. સ. ૧૬૯૧), એમ ત્રણ બંદરોએ કોઠી નાખી અને કિલ્લેબંધી કરી. વળી આ બંદરોએ આવતાં વહાણોને ખોરાક વગેરે સાધનો પૂરાં પાડવાને કેપ કોસ્ટ કેસલ અને સેન્ટ હેલિનાનાં મથકો પણ હાથ કરવામાં આવ્યાં.

એ ઉપરાંત અમેરિકામાં પણ નવાં સંસ્થાનો સ્થાપવાની શરૂઆત કરવામાં આવી. વેપારવૃદ્ધિ અને નવા દેશમાં જઇ ભાગ્ય અજમાવી જોવાના ઉત્સાહની તૃપ્તિને અર્થે પેલા સુપ્રસિદ્ધ સર વૉલ્ટર રૅલીને વર્જીનિઆ વસાવવાની સનદ આપવામાં આવી; પણ તે પ્રયાસ

નિષ્ફળ ગયો, એટલે ઇ. સ. ૧૬૦૭ માં કેટલાક સાહસિક પુરુષોએ ચેસાપિક અખાતમાં ઉતરીને જેમ્સ ટાઉનની સ્થાપના કરી. આ નવા આગંતુકોને પ્રારંભમાં તો અનેક અગવડો વેઠવી પડી, સંકટો સહેવાં પડયાં અને ત્યાંના અસલ વતનીઓ જોડે લડવું પણ પડયું.

જેમ્સે હેમ્પ્ટન કોર્ટનો છબરડો વાળ્યો, અને તેમાં વળી હાર ગોળાના કાવતરાએ તો રાજાની ધર્માંધતાને ટોચે ચડાવી. તેણે પ્યૂરિટનોને ખૂબ રંજાડવા માંડયા. પ્રાણથી ધર્મને વધારે પ્રિય ગણનારાઓને દેશમાં ઠરી ઠામ વસવાનું ન રહ્યું. આથી પ્યૂરિટનોની એક ટોળીએ હોલેન્ડમાં જઇ લીડનમાં વસવાટ કર્યો. એ શ્રમજીવી, આત્મ માની અને ધર્મપરાયણ લોકો ત્યાં ૧૧ વર્ષ રહ્યા, છતાં તેમનો સ્વદેશ-પ્રેમ ઘટયો નહિ, અને તેમનાં બાળકો અંગ્રેજી ભાષા ભૂલી જઇ ડચ ભાષા બોલે અને હોલેન્ડને સ્વદેશ માને એ તેમને રુચ્યું નહિ, તેથી તેઓ અમેરિકા જવા તૈયાર થયા. તેમની અને બીજા ઉત્સુકોની ટોળીએ મે ફ્લાવરના નામના જહાજમાં બેસી ભૂખનરસનાં અનેક કષ્ટો વેઠી અમેરિકામાં પગ મૂકયો, (ઇ. સ. ૧૬૨૦).[૧] તેઓએ એક સંસ્થાન સ્થાપી તેને પ્લીમથ અને આખા પ્રદેશને ન્યૂ ઇંગ્લેન્ડ નામ આપ્યું. પરિશ્રમવડે તેઓએ કેટલાંક વર્ષમાં તેને આબાદ કર્યું. ત્યાં તેઓએ પાઠશાળાઓ પણ સ્થાપી.

---

૧ આ લોકો 'Pilgrim Fathers'ને નામે ઓળખાય છે. તેઓ અમેરિકા ઉતર્યાં તેનું વર્ણન મિસિસ હેમન્સે એક સુંદર કાવ્યમાં કર્યું છે.

What sought they thus afar ?
Bright jewels of the mine ?
The wealth of seas, the spoils of war ?
They sought a faith's pure Shrine,
Ay call it a holy ground,
The soil where first they trod !
They have left unstained what there they found—
Freedom to worship God.

ચાર્લ્સ ૧ લાએ ધર્મદ્વેષી લૉડની શીખવણીએ ચાલી પ્યૂરીટનો ઉપર જુલમ ગુજારવા માંડયો, એટલે પાછો નવાં સંસ્થાનો વસવાનો યુગ બેઠો. મેસેચુસેટ્સ અને ર્‌હોડ, ટાપુઓ, કનેક્ટીકટ અને ન્યૂ હેમ્પ શાયર આવાં ધર્મના કારણે નાસી આવેલા ભાવિકોએજ વસાવ્યાં. ઇ. સ. ૧૬૨૯ થી ૧૬૪૨ ના તેર વર્ષના ચાર્લ્સના એક હથ્થુ આપખુદ અમલના ગાળામાં ઓછામાં ઓછા ૨૦,૦૦૦ અંગ્રેજો સ્વદેશ તજી ધર્મના રક્ષણ માટે સંસ્થાનોમાં આવી વસ્યા હશે. ઇ. સ. ૧૬૩૩ માં તો કેટલાક રોમન કેથોલિકોએ પણ ધર્મના ત્રાસથી આવીને મેરીલેન્ડ વસાવ્યું. આ સંસ્થાનવાસીઓને જંગલ કાપવાં પડતાં, જમીન ખેડવી પડતી, ખેડુતની એકલવાઇ અને સતત પરિશ્રમવાળી જિંદગી ગાળવી પડતી, અને રાતા ઇન્ડિયનો તેમનાં ઘરબાર લૂંટી ન જાય કે તેમના હાથમાં સપડાઇ ન જવાય તેની ખૂબ સંભાળ પણ રાખવી પડતી. પરંતુ આથી તેઓ સ્વતંત્ર સ્વભાવના, મિતવ્યયી, ઉદ્યોગી અને સમૃદ્ધ બન્યા. તેમના વંશજોએ અઢારમા સૈકામાં જે પરાક્રમો કર્યાં તે આપણે હવે પછી જોઇશું.

ઇ. સ. ૧૬૫૦ સુધીમાં તો અમેરિકાના કિનારા ઉપર સંસ્થાનોની હારમાળા બંધાઇ ગઇ. આ સંસ્થાનવાસીઓ કિનારાથી ૭૦ માઇલથી વધારે અંદર ગયા ન હતા; કેમકે કેનેડામાં ફ્રેન્ચ લોકો વસતા હતા, અને આ બે પ્રદેશોની વચ્ચે કેટલીક એવી જાતો વસતી હતી કે જે આ બંનેનો દ્વેષ કરનારી હતી.

આ ઉપરાંત બેર્બેડોઝ, સેન્ટ કિટસ, લીવર્ડ, વિન્ડવર્ડ, બર્મ્યુડાસ, અને બહામાઝ આદિ ટાપુઓમાં પણ અંગ્રેજ સંસ્થાનીઓ જઇ વસ્યા હતા, તેમાં તેઓ તમાકુ, અને શેરડીનાં વાવેતર કરતા. ગુલામ તરીકે ખરીદેલા ગોરાઓ અથવા હબસીઓ પાસે તેઓ જમીન ખેડાવતા.

ક્રોમવેલના સમયમાં જેમેકાનો ટાપુ સ્પેન પાસેથી કેવી રીતે લેવાયો તે કહેવાઇ ગયું છે. બીજા ચાર્લ્સના સમયમાં સંસ્થાનોનો

વિકાસ કરવાનું કાર્ય પદ્ધતિસર થવા લાગ્યું. રાજાના ઉત્તેજનથી નૉર્થ કૅરોલિના અને સાઉથ કૅરોલિનાની સ્થાપના કરવામાં આવી. વળી તેના સમયમાં થએલા વલંદાઓ જોડેના વિગ્રહમાં બ્રેડાની સંધિથી ન્યૂ ઍમ્સ્ટર્ડૅમ નામનું ડચ સંસ્થાન અંગ્રેજોને મળતાં તેમણે રાજાના ભાઈ યૉર્કના ડ્યૂકના સ્મરણાર્થે તેનું નામ ન્યૂયૉર્ક રાખ્યું. ઇ. સ. ૧૬૮૧ માં વિલિયમ પેન નામના માણસે પેન્સિલ્વેનિઆ વસાવ્યું.

ફ્રાન્સ અને ઇંગ્લૅન્ડ વચ્ચે આ યુદ્ધમાં ચાલેલી સ્પર્ધાને પરિણામે આખરે સ્પેનના ગાદીવારસાનો વિગ્રહ થયો; તેમાં તેને જીબ્રાલ્ટર અને માઇનૉર્કા જેવાં નૌકાસૈન્યનાં થાણાં મળ્યાં, એટલે ભૂમધ્ય સમુદ્રમાં પણ તેનું વર્ચસ્વ થયું.

આ સંસ્થાનો એક બીજાથી સ્વતંત્ર હતાં. વળી તેઓ પોતાનો વહીવટ પણ સ્વતંત્ર રીતે કરતાં; પાર્લમેન્ટે માત્ર તેમના ઉપર કર નાખવાનો હક પોતાની પાસે રાખ્યો હતો. ચાર્લ્સ ૧લા અને ક્રોમવેલના સમયમાં આ સંસ્થાનોના રાજ્યવહીવટમાં વારંવાર ડખલગીરી કરવામાં આવતી હોવા છતાં એકંદર રીતે જોતાં તેઓ નૌયાનનો કાયદો પાળે ત્યાં સુધી સ્વતંત્ર રહી શકતાં હતાં.

સારાંશ કે, ઇંગ્લૅન્ડનું રાજ્ય આ પ્રમાણે ખંડવાર વધ્યું:—

૧ **યુરોપમાં**-જીબ્રાલ્ટર અને માઇનૉર્કા.

૨ **આફ્રિકામાં**-ફૉર્ટ સેન્ટ જેમ્સ (ગૅમ્બીઆ) કેપ કોસ્ટ કેસલ અને સેન્ટ હેલીના.

૩ **હિન્દુસ્તાનમાં**-મદ્રાસ, મુંબઇ અને કલકત્તાની "કોઠીઓ".

૪ **અમેરિકામાં**-ઇશાન કોણનાં સંસ્થાનો અને ન્યૂ-ફાઉન્ડ-લૅન્ડ.

૫ **વેસ્ટ ઇન્ડિઝમાં**—બર્મ્યુડાસ, બહામાઝ, બાર્બેડોઝ, લીવર્ડ, વિન્ડવર્ડ અને જેમેકાના ટાપુઓ.

# પ્રકરણ ૧૦ મું.

## સત્તરમા શતકનું ઈંગ્લેન્ડ.

### ૧. રાજકારણ.

સ્ટુઅર્ટ સમયનો ઇતિહાસ એટલે દેશમાં સર્વોપરિ સત્તા માટેના રાજા અને પ્રજા વચ્ચેના એક કલહનો ઇતિહાસ. ટયૂડર રાજકર્તાઓના પ્રતાપી અમલે દેશમાં જાગૃતિ આણી દઇ રાષ્ટ્રભાવના ઉપજાવી હતી, અને ઈંગ્લેન્ડને પરરાજ્યોનાં આક્રમણના ભયમાંથી મુક્ત કર્યું હતું. ઇલિઝાબેથના ઉત્તરકાળમાં પાર્લમેન્ટમાં નવો જુસ્સો પ્રકટયો હતો, પરંતુ રાણી તે નહિ સમજવા છતાં સ્વાભાવિક ચતુરાઇથી તેને અનુકૂળ થઇ ગઇ, અને પાર્લમેન્ટે પણ તેનામાં વિશ્વાસ રાખ્યો એટલે તે સમયે તો કંઇ થયું નહિ. પરંતુ સ્ટુઅર્ટ જેમ્સ આદીએ આવતાંજ વસ્તુસ્થિતિ બદલાઇ. પાર્લમેન્ટે પંદરમા સૈકાના દાખલા જોઇને પોતાની સત્તાનો ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો, એટલે રાજાએ ટ્યૂડરોના દાખલા જોઇ તેનો વિરોધ કર્યો. તેમાં વળી જેમ્સ અને તેના વંશજોના મનમાં રાજાના ' ઈશ્વરી હક ' સંબંધે એવો મિથ્યા તોર ભરાઇ ગયો હતો, કે તેઓ લોકસત્તાને નમવા કદી તૈયાર ન હતા. ' ઈશ્વરી હક ' ના એ દાવાને પરિણામે તેઓએ કાયદાથી પર હોવાનો દાવો કર્યો. પ્રજા ઉપર પોતાની ઇચ્છામાં આવે તેમ ગમે તેવા કર નાખવાની, ઇચ્છામાં આવે તેમ ન્યાય આપવાની કે હરકોઇ પ્રજાજનને દંડવાની, અને દરેક પ્રકારે બીનજવાબદાર અને બીનહરીફ વહીવટ ચલાવવાની અમને સત્તા છે એવો વિચાર દરેક સ્ટુઅર્ટ રાજા ધરાવતો. દરેક રાજા વિરોધ પડે ત્યારે પાર્લમેન્ટને વિસર્જન કરી દેતો, પરંતુ તેનું બળ સત્વર ખૂટી જતું, પાછી પાર્લમેન્ટ મળતી અને ફરી વિરોધ ઉગ્ર રૂપે પ્રકટી નીકળતો. ખરેખર

સ્ટુઅર્ટ રાજાઓ બીજાને અનુભવે ડાહ્યા બન્યા નહિ, અને છેવટે એ ઇશ્વરી હકના નિશામાં ચકચૂર બની ગયા ત્યારે એકનું માથું ઉડયું અને બીજો ગાદી ખોઇ બેઠો.

આ ઉપરાંત સ્ટુઅર્ટ રાજાઓની ધાર્મિક નીતિ પણ પ્રજાવિરોધનું કારણ થઇ પડી. ખાસ ધર્મશીલતાના નહિ પરંતુ એ ધર્મ સ્વીકારવાથી ધર્મસમાજ પર આપણી સત્તા રહે છે એવા વિચારથી પ્રેરાઇને આ રાજાઓ એપિસ્કોપલ પંથ પાળતા અને પ્યૂરિટનોને અનેક રીતે સંતાપતા. કેથોલિક પ્રત્યે તેઓ અંતરમાં રહેમ રાખતા તે ધર્મઘેલા પ્યૂરિટનોથી ખમી શકાતું નહિ, એટલે પાર્લમેન્ટમાં બેસતા પ્યૂરિટનો "ધર્મ ભયમાં આવી પડે છે" એ મિષે પણ રાજા વિરુદ્ધ ઊભરાણ મચાવી મૂકતા.

પ્રજાવિરોધનું ત્રીજું મુખ્ય કારણ સ્ટુઅર્ટ રાજકર્તાઓની દેશાંતર નીતિ છે. પરાક્રમી ટયૂડર રાજકર્તાઓની પેઠે આ રાજાઓએ ઇંગ્લેન્ડની મહત્તા સાધવા માટે ભાગ્યેજ વિગ્રહો કર્યા હશે. યુરોપના પ્રોટેસ્ટન્ટોને સહાય આપી નેતૃત્વનું ગૌરવ પ્રાપ્ત કરવાને બદલે તેઓએ કોઇ વેળા સ્પેનને મદદ આપી, તો કોઇ વેળા ઇંગ્લેન્ડના પરમ શત્રુ ફ્રાન્સના લુઇના પગારદાર બની ઇંગ્લેન્ડને રોમન કેથોલિક બનાવવાનાં વચન આપી તેને ફ્રાન્સનું ઉપરાજ્ય બનાવી દેવા જેવું પણ કર્યું છે.

આ બધાં કારણોથી ઉત્પન્ન થએલા વિરોધમાં રાજાને નમાવવાનું પાર્લમેન્ટ પાસે એકજ હથિયાર હતું, અને તે એ કે રાજાને નાણાંની ભીડ પડે ત્યારે કોઇ પણ હકની બક્ષિસ લીધા વિના આર્થિક મદદ આપવી નહિ. આથીજ સ્ટુઅર્ટોનો સમય તે કુરાજ્ય અને સુધારાનો સમય બની ગયો. પરંતુ એ ગુમાની અને બીનચતુર રાજાઓ આપેલાં વચન બીજીજ પળે તોડવા તૈયાર થતા, એટલે વિરોધમાં વૃદ્ધિજ થતી. ચાર્લ્સે એકલે હાથ રાજ્ય ચલાવી જોયું અને લાંબી પાર્લમેન્ટે રાજાની મદદથી લોકમતને સર્વોપરિ કરવા પ્રયાસ કર્યો, પણ સઘળું વ્યર્થ. આખરે દેશમાં શાસક કોણ એ પ્રશ્નનો

નિર્ણય પણ હથિયારની સહાયથી થયો; પ્રજાએ રાજપદ અને અમીરોની સભા ઉડાવી દઇને અપૂર્વ પ્રયોગ કરવા માંડયો. બને તેટલી ધર્મસહિષ્ણુતા દાખલ કરવામાં આવી, પાર્લમેન્ટને વધારે લોકપ્રતિનિધિત્વવાળી બનાવવાની યોજનાઓ કરવામાં આવી, અને લિખિત રાજ્યબંધારણ તૈયાર કરી પ્રજા ઉપર કાયદા પાળવાની જોખમદારી નાખવાના પ્રયત્ન પણ કરવામાં આવ્યા. પરંતુ એ સર્વ અકાલે હતું; પ્રજામાં આ ફેરફારો માટે તૈયારી ન હતી, અને ક્રોમવેલની તીવ્ર ધર્માનુરાગી ભક્તસેનાને સર્વ સત્તા પોતાને હસ્તક રાખી ઉપરીપદે રહેવું હતું. પ્યૂરિટન નેતાઓના આદર્શો તેમના જમાના કરતાં ઊંચા હતા અને તેમની નીતિ ઉગ્ર વૈરાગ્યવાળી હતી, એટલે તેઓ પ્રજામાં ચાર્લ્સ કરતાંએ વધારે અપ્રિય થઇ પડયા. પરિણામે એ ૧૧ વર્ષમાં અનેક આપખુદી અને બીનજવાબદારીનાં કાર્યો થયાં, રાજ્યબંધારણની વિરૂદ્ધ આચરણ થયાં, અને ગેરકાયદેસર વર્તન પણ થયું. ચાર્લ્સના આપખુદી અમલ કરતાંએ આ વધારે આપખુદ રાજ્યથી કંટાળી પ્રજાએ પાછો રાજાને બોલાવ્યો, લાંબી પાર્લમેન્ટના સુધારા કાયમ રહ્યા, અને નવા રાજાએ વીસ વર્ષ સુધી પાર્લમેન્ટ જોડે સંબંધ બગાડયો નહિ. પરંતુ પાછો એજ દુર્ભાગી ઇશ્વરી હકનો નીશો રાજાને ચડયો, અને તે તો દેશના કાયદાનો અમલ બંધ કરવાનો કે મોકુફ કરવાનો મારો હક છે એમ પોકારીને કહેવા લાગ્યો. રોમન કૅથોલિકોથી લોકો ત્રાસતા તો હતા, તેમાં હવે આંતરવિગ્રહથી, પ્યૂરિટનોથી, કે બહાલી લશ્કરના નામથી પણ લોકો ભડકવા લાગ્યા, અને ભયના માર્યા અનેક જુલમો પણ મૂંગે મોંએ સહી લેવા લાગ્યા. આટલા ત્રાસહેતુઓમાંથી જે કાળે જે અગ્રપદે હોય તે ઉપરથીજ દેશની રાજકીય સ્થિતિનો આધાર રહે એવી દેશની સ્થિતિ થઇ પડી, અને આખરે કૅથોલિકોનો ભય વધી પડતાં જેમ્સને ગાદી છોડવાનો સમય આવ્યો.

રાજ્યક્રાન્તિ એટલે લોકપક્ષનો જય અને રાજસત્તાનો ક્ષય એ

તે પૂર્વે દર્શાવાઇ ગયું છે. હવે પછી પાર્લમેન્ટે પોતાનો પક્ષ સબળ કરવા ઇશ્વિરી હકના રહેલા અવશેષનો પણ લોપ કરી નવા રાજા જોડે લિખિત કરાર કર્યો, મંત્રીઓ પાર્લમેન્ટને અધીન રહે એવી યોજના કરી, અને સૈન્યને પણ પોતાની સત્તા તળે લાવી મૂક્યું. આ ઉપરાંત રાજાને અપાતાં નાણાંના વહીવટ ઉપર દેખરેખ રાખવાનું શરૂ કરી તેના ઉપર એક પ્રકારનો દાબ બેસાડ્યો. પ્યૂરિટનોએ રાજાની આવક પર કાબુ લીધો, જ્યારે પ્રોટેસ્ટન્ટોએ રાજાના ખર્ચ ઉપર પોતાની સત્તા બેસાડી. ધીમે ધીમે રાજાને પાર્લમેન્ટ વારંવાર બોલાવવી પડે, અને પાર્લમેન્ટનો વિશ્વાસ ધરાવનાર માણસોજ પ્રધાનો નીમાય એવી નીતિ પાર્લમેન્ટે ધારણ કરી. રોમન કેથોલિક ધર્મના સ્તંભરૂપ ફ્રાન્સની સત્તાને દાબી દઇ પ્રોટેસ્ટન્ટ પંથના વિજયનો માર્ગ મોકળો કરી દેવામાં આવ્યો; સ્કૉટલેન્ડે સ્ટુઅર્ટ રાજ્યક્રાન્તિ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેના સિદ્ધાંતો સ્વીકાર્યા; કેથોલિક આયર્લેન્ડે જેમ્સનો પક્ષ પકડી રાખ્યો, એટલે તેની વિરૂદ્ધ સખત કાયદાઓ ઘડાયા.

આ યુગમાં ઇતિહાસનું એક નવુંજ પ્રકરણ ઉઘડે છે. રાજાઓના એકહથ્થુ અને કુલમુખત્યારીવાળા અમલને પલટો આપીને રાજ્યસત્તા કેવી મર્યાદિત બનાવી દેવામાં આવી, અને લોકહકનું કેવા અને કેટલા ભોગે જતન કરવામાં આવ્યું તેનો આ ઇતિહાસ છે.

## ૨. ધર્મ.

રાજા અને પ્રજા વચ્ચે વિરોધ થવાનું એક કારણ ધર્મ હતું. સ્ટુઅર્ટ રાજાઓની રાજકીય અને ધાર્મિક નીતિ એક બીજાની જોડે ગુંથાઇ ગએલી છે, એટલે વિરોધના કારણમાં આ બંને એકમેકને અવલંબી રહેલાં છે. છતાંએ સંભવિત છે કે જોહુકમી રાજનીતિ તજી દેવાનું ડહાપણ સ્ટુઅર્ટ રાજાઓ દર્શાવી શક્યા હોત તો માત્ર ધાર્મિક કારણથી થયો તેટલો ઝગડો થાત નહિ.

ધર્મોદ્ધાર થતાં માત્ર કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટ એમ બેજ ધાર્મિક પક્ષ થયા, પરંતુ થોડાજ સમયમાં સુધારકોમાં બે તડ પડયાં. બાઇબલના આદેશને અક્ષરશઃ અનુસરનારા અતિ શુદ્ધ ઉપાસનાના હિમાયતીઓ પ્યૂરિટન કહેવાયા. તેમને એપિસ્કોપલ ધર્મનો આડંબર પસંદ ન હતો, એટલે જેમ્સ ગાદીએ આવ્યો ત્યારે આ વિરાગપ્રિય પંથવાળાઓએ ધાર્મિક સ્વતંત્રતાની માગણી કરી, પરંતુ જવાબમાં રાજાએ તેના વિરૂદ્ધ કાયદાઓની વજ્રશ્રૃંખલા તૈયાર કરી. અનેક ધર્મચુસ્ત પ્યૂરિટનો સ્વદેશભૂમિ તજી પરદેશમાં જઇ વસ્યા; ચાર્લ્સ ૧ લાના સમયમાં લૉર્ડે પ્યૂરિટનો પર કરેલા અત્યાચારો વિષે કહેવાઇ ગયું છે. બિચારા અનેક પ્યૂરિટનો ધર્મને કારણે ઘરબાર કે ગુજરાનના સાધન વિનાના થઇ પડયા. કેટલાએ દરિયાપારનાં સંસ્થાનોમાં જઇ વસ્યા, પણ જેઓ દેશમાંજ રહ્યા તેમણે રાજાની નીતિ પ્રત્યે વિરોધ કર્યાજ કર્યો. આખરે ક્રોમવેલની સરદારી નીચે આ ધર્મવિરોધે જે ઉગ્ર સ્વરૂપ પકડ્યું તેનું પરિણામ જાણીતું છે. ચાર્લ્સના શિરચ્છેદ પછી પ્યૂરિટનોનું જોર વધી પડયું. તેમની નીતિ ગમે તેવી નિષ્કલંક હશે, તેમની ધર્મબુદ્ધિ ગમે તેવી તીવ્ર હશે, તેમનો વિરાગ ગમે તેટલો ઉત્કટ હશે, પરંતુ તેમની ધર્માંધતા કોઇ રીતે ઓછી ન હતી. જે ધાર્મિક સ્વતંત્રતા તેમને જોઇતી હતી તે તેઓ બીજાને આપવા તત્પર ન હતા. આથી તેઓનું પ્રાબલ્ય વધતાં તેમના મત પ્રમાણે તેઓએ આદર્શ ધર્મરાજ્યની સ્થાપના કરવા માંડી. તેમણે વિરોધીઓને દંડવા માંડયા, અને રમત, ગમત, નાચરંગ, મહેફિલ, મિજમાની, શિકાર, ધનુર્વિદ્યા, આદિ માનવજીવનમાં વિવિધતા, આનંદ, અને ઉલ્લાસ પ્રેરનારી વસ્તુઓને જીવનની ગંભીરતા હણનારી ઠરાવી બંધ કરાવી. સર્વને સાત્વિક વૃત્તિવાળાને ધર્મપરાયણ જીવન ગાળનારા બનાવી દેવાના તેઓએ કોડ કર્યા. લોકો કંટાળ્યા; પ્યૂરિટનોએ પોતાનોજ વિનાશ આણ્યો. ચાર્લ્સ ૨જો ગાદીએ આવ્યો અને પ્રજામાં પ્યૂરિટનો વિરૂદ્ધ દબાઇ રહેલી લાગણીઓ બમણા જોરથી

ઉછળી આવી. તેમની વિરૂદ્ધ અનેક ધારાઓ કરી પ્રજાજીવન ઉપરથી તેમની અસર નાબુદ કરવામાં આવી. આ ધારાઓનો અનાદર કરનારાઓને બંદીખાને પૂરી તેમના ઉપર જુલમ ગુજારવામાં પણ આવ્યો.

પ્યૂરિટનો ઉપર લોકોનો અણગમો હતો તો ખરો, પરંતુ પ્યૂરિટન અને એપિસ્કોપલ એ બંને કેથોલિક પંથીઓ પ્રત્યે તો હાડવૈરજ રાખી બેઠા હતા. દારૂગોળાનું કાવતરૂં થયું ત્યારથી લોકોને તેમના નામથી કંપારી આવતી. તેઓ જાદુગર છે, મંત્રબળની સાધનાવાળા છે, મેલીવિદ્યા જાણનારા છે, એવા એવા ગપાટા લોકોમાં ચાલતા. તેમાં ચાર્લ્સ અને જેમ્સ બીજા તેમના પ્રત્યે મનમાં અનુકંપા ધરાવે છે એવો લોકોને વહેમ ગયો એટલે તો પછી પૂછવુંજ શું ? પેલા લુચ્ચા ટાઇટસે બિચારા નિર્દોષ કેથોલિકોનો પ્રાણ ખોવરાવી લોકોમાં દેશોદ્ધારક તરીકે કેવી પોકળ ખ્યાતિ મેળવી લીધી તે તો જાણીતી વાત છે. કંઇક ભુંડું થાય તો વાંક બિચારા કેથોલિકોનો! લંડનમાં આગ લાગી તો કહે કે એ તો તેમનાંજ કારસ્તાન. પ્રજાની આવી મનોદશામાં જેમ્સ ધર્મછૂટનું જાહેરનામું કાઢે ત્યારે લોકો પ્રલયકાળ પાસે આવ્યો માની ઉશ્કેરાઇ જઇ રાજા વિરૂદ્ધ પોકાર પાડી ઉઠે તેમાં શી નવાઇ ?[1] રાજ્યક્રાન્તિ થઇ તે પણ આવાજ ભયમાં. આજ ભયને લીધે રાજા તો પ્રોટેસ્ટન્ટજ જોઇએ એવું વારસાના કાયદામાં નક્કી કરાવી લીધું હતું.

વિલિયમના કાળથી કેટલેક અંશે ધર્મસહિષ્ણુતા દાખલ થતી જોવામાં આવે છે. ધર્મસહિષ્ણુતાનો કાનૂન પસાર થતાં કેથોલિક સિવાયના ઇતર ધર્મીઓને છૂટ આપવામાં આવતાં અપ્રતિજ્ઞાગ્રાહીઓ ઉપરનાં તમામ બંધન રદ થયાં. કેથોલિકોએ તો આશામાં ને આશામાં પડતીમાં આવેલા સ્ટુઅર્ટોનો પક્ષ લઇ લોકવિરોધને પ્રબળ થવાનું કારણ આપ્યું. આ વિરોધ છેક ઇ. સ. ૧૮૨૯ સુધી ચાલુ રહ્યો.

---

૧ બાતલ બિલ, કસોટીનો કાયદો, વગેરે કાયદાથી કેથોલિક પ્રત્યેના લોકવિરોધનું માપ ઠીક નીકળે છે.

## ૩. ઉદ્યોગ અને વાણિજ્ય.

સ્ટુઅર્ટ યુગમાં લગભગ ⅘ ભાગ જેટલી જમીન ખેતીના કામમાં વપરાતી હોવા છતાં ખેતી કરવાની પદ્ધતિમાં ખાસ સુધારો થયો નથી. કેટલીક જમીન તો વણખેડેલી અને ઝાંખરાંવાળી પડી હોય, ઠેરઠેર ખાડાખૈઆ અને ખાબોચીઆં થઇ રહ્યાં હોય, જંગલી ડુક્કરો, હરણ, સસલાં, અને રાની બિલાડાઓ બીનહરકતે સ્વેચ્છાપૂર્વક ભમી પાકને નુકસાન કરતા હોય, અને ખેડુતો જુના ચીલામાં પડયા પડયા ખેતી કરતા હોય; છતાં એકંદરે તેમની સ્થિતિ ઠીક કહેવાય. હજુએ ગામડામાં થોડી જમીન અલગ રાખી ત્યાં ખેડુતોનાં ભરવાં, બતક, ડુક્કર અને ગાયોને ઉછેરવા દેવામાં આવતાં હતાં. ખેતી ઉપરાંત ખેડુત અને તેમનાં સ્ત્રીપુત્રો વણવા કાંતવાનો ધંધો કરીને અને પાક થાય ત્યારે મજુરી કરીને પોતાની આવક વધારતાં.

તે સમયે લંડન, બ્રિસ્ટલ, અને નોરિચ જેવાં શહેરોમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ સારી ચાલતી. લોખંડના સામાન માટે પ્રસિદ્ધ થએલું શેફિલ્ડ તો હજુ ઉદયમાં ન હતું, અને મેન્ચેસ્ટર અને લીડ્ઝ તો હજુ કસ્બાજ કહેવાય. એક શહેરથી બીજે શહેર જવાના રસ્તા ગંદા, સાંકડા, ધૂળવાળા, અને ખાડાવાળા હતા. વળી ગાડીઓ ઘણી વેળા કાદવમાં ખૂંચી જાય ત્યારે તેમને બહાર કાઢવા માટે કેટલીક વાર તો પાસેના ખેતરમાંથી ૬–૮ બળદ લાવીને જોડવા પડતા. આ ઉપરાંત ચોર, ઠગારા અને ધાડપાડુઓનો ત્રાસ પણ એટલો હતો, કે વળાવા વિના વેપારીઓ તો ભાગ્યેજ નીકળી શકતા. એક ગામથી બીજે ગામ ગાડીઓમાં માલ ભરીને લઇ જવામાં આવતો,[1] અને મુસાફરો માટે

---

૧ આ પ્રમાણે માલ લઇ જવાની રીતો એવી તો સર્વસામાન્ય થઇ પડી કે અસલના હોડીવાળાની રોજી બંધ પડી ગઇ. તેઓ બાપડા લાચાર થઇને કહેવા લાગ્યા કેઃ—

Carroaches, coaches, jades, and flanders wares,
Do rob us of our shares, our wares, our fares:
Against the ground we stand and knock our heels,
Whilst all our profit runs away on wheels.

ટપ્પા ચાલતા. શહેરમાં વેપારીઓની દુકાનો પર નંબર લગાડવાની પદ્ધતિ હજુ દાખલ થએલી ન હોવાથી ધંધો સૂચવનારી જાતજાતની નિશાનીઓ રાખવામાં આવતી.

આ સમયમાં પરદેશ જોડે વેપાર વધ્યો. આફ્રિકા, અમેરિકા, અને હિંદુસ્તાનમાં વેપારીઓએ થાણાં નાખી તે તે દેશોનો વેપાર હાથ કરવા માંડ્યો. આથી મધ્યવર્ગની ઉન્નતિ સાથે જમીનદાર વર્ગની અવનતિ થતી ગઇ. રાજ્ય તરફથી આર્થિક પ્રશ્નો ઉપર ધ્યાન અપાવા લાગ્યું એટલુંજ નહિ, પણ વેપારના રક્ષણાર્થે પરદેશો જોડે યુદ્ધો કરવામાં આવ્યાં, અને નૌકાસૈન્યની પણ વૃદ્ધિ કરવામાં આવી. ઇંગ્લેન્ડની બેન્કની સ્થાપના પછી તેનાથી થએલા લાભનો વિચાર કરી બીજી પણ બેન્કો કાઢવામાં આવી અને વેપારની વૃદ્ધિમાં દેશની સમૃદ્ધિ રહેલી છે એ સૂત્રનો સાર્વત્રિક સ્વીકાર થયો.

ઇંગ્લેન્ડમાં હિંદનાં ઉત્તમ કપડાં પહોંચવા લાગ્યાં. લુઇ ૧૪માએ દેશપાર કરેલા પ્રોટેસ્ટન્ટ કારીગરોને ઇંગ્લેન્ડે શરણ આપી દેશનો ઉદ્યોગ ખીલવ્યો. હોલેન્ડના ઇજનેરોએ આવી દેશની જમીનને વધારે કૃષિયોગ્ય બનાવી.

હજુ ગામડાના લોકો માટે ખાસબજાર કે મેળા ભરાતા, ને લોકો ઘોડા કે ખચ્ચર ઉપર બેસીને ત્યાં જતા.

ઇંગ્લેન્ડની સમૃદ્ધિ અશાંતિના કાળમાંએ વધી; દેશમાંથી ભિખારીઓની સંખ્યા ઘટી.

## ૪. સમાજ.

ટ્યૂડર સમયમાંથીજ ધનિક લોકો બાગબગીચાવાળાં છૂટાં મકાનોમાં રહેવા લાગ્યા હતા; તેઓ રમતગમત, શિકાર કે એવા બીજા વિનોદોમાં પોતાનો સમય વીતાવતા. જુવાન છોકરાઓ ઘણું ખરૂં કેમ્બ્રિજ કે ઑક્સફર્ડનાં વિદ્યાપીઠોમાં અભ્યાસ કરવા જતા, અથવા તો કોઇ ધંધાદારીને ત્યાં શિખાઉ તરીકે નોકરી કરતા. ગામડામાં

તો જમીનદારજ ન્યાયાધીશ અને પોલીસ અમલદારનું કામ કરતો. તે ન્યાય આપતો, દંડ કરતો, ગામની ચોકી કરાવતો, અને લોકો બરાબર ધર્મ પાળે છે કે નહિ, રવિવારે પ્રાર્થના કરવા જાય છે કે નહિ તેની દેખરેખ રાખતો. શહેરમાં પુખ્ત વયના સર્વ માણસો ચોકીદાર, અને ગામડાંમાં ખેડુતો ચોકીદાર, એટલે પછી પોલીસનો તો ખપજ ક્યાં રહ્યો ? ગામડાના લોકો પણ એકંદરે શહેરના લોકો જેવુંજ જીવન ગાળવાનો પ્રયત્ન કરતા; કેમકે લંડનનો પ્રભાવ સારા દેશ પર પડતો. લંડનમાં જઈ રહેવાનાં તો નાણાં ન હોય એટલે તેઓ દિવસે શિકાર ખેલે અને સાંજે દારૂ પી મસ્ત બને. ખેડુતો તો બિચારા સાદું, નિરલસ, નિયમિત જીવન ગાળી ગુજરાન જોગું રળી ખાતા. સ્ત્રીઓ ઘરનું સર્વ કામકાજ કરતી. રોટલી કરવામાં, અથાણાં અને શાક તૈયાર કરવામાં, દારૂ ગાળવામાં, કે મસાલો ચડાવવામાં તેમની ગુણપરીક્ષા થતી. ચાનો ઉપયોગ તે સમયે નજીવો થતો એટલે બપોરે પાડોશની સ્ત્રીઓ એકઠી મળીને વણતી, કાંતતી, સીવતી, અને વાતો કરતી. પુરોહિતોનું સ્થાન તો સમાજમાં છેકજ નીચું હતું. તેમને પેટપૂરતો પગાર પણ મળતો નહિ. દરેક અમીરના ઘરમાં આવો એક હલકા પગારનો ગોર રહેતો અને તેની પદવી નોકર જેટલીજ મનાતી. ગોરાણી ઘણી વાર રસોડું સંભાળતાં; છતાંએ તેમાં કેટલાક ખરેખરા શાસ્ત્રજ્ઞ અને ધર્મપરાયણ પંડિતો હતા અને તેમને લીધેજ ધર્મસ્થાનોનું ગૌરવ ટકી રહેતું.

વળી ભપકાદાર અને રંગબેરંગી કપડાં પહેરવાનો શોખ સમાજમાં દાખલ થયો. છૂટાં, ફરફરતાં, અને શણગારવાળાં વસ્ત્રો ઉપર ઝુલતો ઝભ્ભો નાખીને ફરતા કેવેલિયર ( રાજપક્ષનો માણસ ) નાં દમામ અને આકર્ષકતા જોઇ લોકો તેનું અનુકરણ કરતા. તેમાં વળી વિલાસી ચાર્લ્સે આવીને ફેશનમાં વધારો કર્યો. એજ સમયમાં પ્યુરિટનોનો લાંબો, સાદો, કાળો ઝભ્ભો, અને તેમના છૂટા આછા કેશ પર પડેલી ઉંચી ટોપીની ભવ્ય સાદાઇ ભાત પાડતી.

લોકજીવનમાં હજુ સંસ્કારિત્તા અને સુઘડતા આવ્યાં ન હતાં. શહેરમાં સ્વચ્છ પાણી પણ મળી શકતું નહિ, ત્યાં ગંદા પાણીનો નિકાલ કરવાની યોજના કરવાની તો વાતજ કયાંથી હોય ? શ્રીમંતો પણ કોઇ દિવસ સ્નાન કરે, તો પછી જાહેર સ્નાનગૃહની તો આશાજ કેવી ? લોકોની રીતભાત કર્કશ અને કઠોર હતી; મોડી રાતના બહાર રસ્તા જુવાનો રસ્તામાં મળે તેમને ગાળો દે, કે ગમે તેવું વર્તન કરે તેમાં વાંધો લેવા જેવું કોઇને લાગતું ન હતું. શેઠ નોકરને મારતો અને શિક્ષક કોઇ બેવકુફ શિષ્યમાં હોશિયારી આણવા કે આળસુમાં ચંચળતા પ્રેરવા માટે નેતરની સોટીનેજ અમૂલું સાધન માનતો. મુરઘાંની લડાઇ, ગોધાઓ ને કુકરોની સાઠમારી, તરવારની પટાબાજી, ઘોડદોડ, વગેરેમાં લોકોને આનંદ આવતો. ઘણું ખરૂં આવી રમતો રવિવારને દિવસે થતી. કોઇ ગુનેહગારને હેડમાં પૂર્યો હોય. તેના ઉપર જોરજુલ્મ થતો હોય અથવા તેને ફાંસો દેવાતો હોય તો તેને આનંદનું સાધન માની લોકો એ તમાશો જોવા તત્કાળ સંખ્યાબંધ મળતા. ટેનિસ, બેપોલ, ફૂટબોલ આદિ રમતો લોકપ્રિય હતી.

ચાર્લ્સ ૨ જો ગાદીએ આવ્યા પછી તો લોકજીવનમાં વિલાસિતા અને દુરાચાર વધ્યાં. નિશાબાજી, નાટકશાળા, નૃત્ય, ગાન, ઘોડેસવારી એ લોકનો સમય વીતવવાનાં સોંઘાં સાધન થઇ પડયાં. ક્રોમવેલના સમયમાં દાખલ થએલાં કાફીખાનાંમાં લોકો સારી પેઠે એકઠા થતા. ત્યાં દેશપરદેશની ખબરો, વેપારસમાચાર, રાજ્યદ્વારી પ્રશ્નો, અને મોટાં કુટુંબોની કુથલીઓ, આદિ અનેક વિષયોની ચર્ચાઓ થતી; શહેરોના ખબર અદલબદલ થતા કે વર્તમાનપત્રો વંચાતાં; કોઇ સ્થળે કડકડતાં કપડાં પહેરીને રાજપક્ષના માણસો બેઠા હોય, તો બીજે સાદા વેશવાળા પ્યૂરિટનો હાથમાં માળા ફેરવતા, બોડું માથું હલાવતા કશી ગુફ્તેગો કરી રહ્યા હોય, તો ત્રીજે ડ્રાઇડનની સાહિત્યચર્ચા સાંભળવા માટે સાહિત્યરસિકો ઉત્સુકતાથી એકઠા

મળ્યા હોય. આમ કાફીખાનાં તે સમયે કલબ, પુસ્તકાલય, સભાગૃહ અને ઘણી વેળા ધર્મસ્થાનની ગરજ સારતાં હતાં.

## ૫ સાહિત્ય.

સત્તરમા શતકનો પૂર્વાર્ધ એ સાહિત્યનો શુષ્કકાળ છે. લોકોનાં વ્યગ્ર ચિત્તમાં ભવ્ય વિચાર કે તેજસ્વી કલ્પનાઓ આવી શકતાં નહિ, એટલે તે સમયનું સાહિત્ય અલ્પજીવી, ને મધ્યમ શ્રેણીનું થયું. પરંતુ આંતરવિગ્રહ પછી ધીમે ધીમે સાહિત્યનો મંદ પડેલો પ્રવાહ સમૃદ્ધ થવા લાગ્યો. આંતરવિગ્રહ, ક્રોમવેલનો અમલ, કૅથોલિકોનો ભય, ફ્રેન્ચો જોડે વિગ્રહ, અને રાજ્યક્રાન્તિ જેવા દીલ ફિકરી મૂકનારા બનાવો બનવા લાગ્યા, તેમ તેમ લોકો તેના ઉપર છૂટક કે ગ્રંથબદ્ધ વિચારો, અભિપ્રાયો, અને ટીકાઓ પ્રકટ કરવા લાગ્યા; આવા સમયમાં ખબર જાણવાની લોકોની આતુરતાએ વર્તમાનપત્રોને જન્મ આપ્યો. હાલના સમયની પેઠે તે સમયે વર્તમાનપત્રો દૈનિક ન હતાં, પરંતુ અઠવાડીઆમાં બે ત્રણ વાર પ્રસિદ્ધ થતાં. તે સમયે મુખ્ય વર્તમાનપત્ર એકબે પાનાનું સોમ, અને ગુરુવારે પ્રસિદ્ધ થનારૂં લંડન ગેઝેટ કરીને હતું. આ પત્રો એક ઘરથી બીજે ઘેર ફરતાં અને આખરે ઘણા ઘસારાથી તેના કાગળ ફાટી જતા અથવા તો તેના અક્ષરો ભુસાઇ જતા. આ પત્રોમાં સમાચાર પણ નામનાજ આવતા. પાર્લમેન્ટના હેવાલો કે રાજ્યપ્રકરણી કાર્યોનાં વૃત્તાંતો તેમાં પ્રસિદ્ધ થઇ શકતાં નહિ. ઇ. સ. ૧૬૯૪માં વિલિયમે છાપખાના પરનો રાજ્યનો અંકુશ દૂર કરી સાહિત્યની ગતિને વેગ આપ્યો. આથી રાજ્ય તરફથી નિમાએલા નિરીક્ષકને લેખો બતાવવાના રહ્યા નહિ, એટલે લોકો પોતાના વિચાર નીડરપણે પ્રકટ કરવા લાગ્યા. આ વર્તમાનપત્રો અને ચોપાનીઆં ઉપરાંત એડિસન અને સ્ટીલ જેવા મર્મજ્ઞ લેખકો ટેટલર અને સ્પેક્ટેટર જેવાં સામાહિકો પ્રસિદ્ધ કરી પોતાના માર્મિક અને કટાક્ષમય લેખો વડે પ્રજાના રાજ્યદ્વારી અને ધાર્મિક આંતર-

કલહો કેટલા હાસ્યપાત્ર છે એ સમજાવી રહ્યા હતા. આ લેખો વ્હીગ અને ટોરી પક્ષો વચ્ચેના વિરોધ શમાવવાની સેવા કરનારા છે.

આ યુગમાંજ મહાકવિ મિલ્ટને બાઇબલની પાતળી કથાનો આધાર લઇ તેને પોતાની વિવિધરંગી તેજોમય કલ્પનાએ રસી-પુરાતન સાહિત્યના સંસ્કારથી પાંડિત્યપૂર્ણ બનેલી પોતાની ભવ્ય અને ગંભીર વાણીમાં માનવીના અધઃપાતનું વર્ણન આપતું પેરેડાઇઝ લૅાસ્ટ નામનું મહાકાવ્ય રચી પ્યૂરિટન ધર્મના આદર્શો મૂર્તિમંત કર્યા, અને પોતાની ઉત્તરાવસ્થામાં આવી પડેલા અધાપાના દુઃખમય દિવસોમાં સૅમ્સન ઍગોનિસ્ટીસ લખી આશ્વાસન શોધ્યું. પ્રસિદ્ધ દર્શનશાસ્ત્રી લૅાક, અને ગણિતશાસ્ત્રી ન્યૂટને પણ આ યુગમાંજ પોતાના પાંડિત્યનો પરિચય આપનારા ભિન્ન ભિન્ન શાસ્ત્રીય ગ્રંથો રચ્યા. બાલ્યાવસ્થામાં ગામને પાદરે રમવાથી પોતાને પાપી માનનારા પેલા પ્રસિદ્ધ કંસારા જૉહાન બનિયને ભક્તપ્રયાણ લખી પ્યૂરિટનોના ધર્મનું આંતર રહસ્ય ઉઘાડું કર્યું, અને બોલિંગબ્રોકને વર્તમાનપત્રોમાં કટાક્ષમય આખ્યાયિકાઓ અને લેખો લખી મદદ આપવા માટે મશહૂર થએલા ડીન સ્વિફ્ટે ગુલિવરની મુસાફરીનું હાસ્યરસિક અને માર્મિક વર્ણન આપી તે સમયની રાજ્યદ્વારી પરિસ્થિતિને એક રૂપક રૂપે રજુ કરી. બર્નેટે તે સમયનો ઇતિહાસ સાચવી રાખ્યો ત્યારે પેપિઝે રોજનિશીમાં રસિક નોંધ લખીને ઇતિહાસ ને સાહિત્યની રસિક ગુંથણી કરી. રૅાબિન્સન ક્રૂઝોની અસંભવિત પણ લોકપ્રિય વાર્તાના લેખક ડેનિયલ ડીફો અને અંગ્રેજી ગદ્યને ઘડનાર અને તેને વિશિષ્ટ ઝોક આપનાર ડ્રાઇડન પણ આ યુગમાંજ થયા. કાઉલી, હેરિક, જીવનના ક્ષુદ્ર વિષયોને પણ પદ્યમાં જોડવી દેનાર સુપ્રસિદ્ધ કવિ પોપ, અને હુડીબ્રાસનો લેખક, પ્યૂરિટનોનો માર્મિક પરિહાસ કરનાર બટલર એ આ જમાનાના કવિઓ હતા. ડ્રાઇડને ચાર્લ્સ અને વ્હીગપક્ષ વચ્ચે થએલા કલહનાં રૂપકો લખી કવિ તરીકેની ગણના પણ આ યુગમાંજ મેળવી.

સત્તરમા અને અઢારમા શતકના સાહિત્યમાં ધીમે ધીમે એક ફેરફાર થતો આવતો જણાઇ આવે છે. આરંભકાળના ગ્રંથો એકલા પાંડિત્યપૂર્ણ અને દુર્બોધ શૈલીમાં લખાતા હતા. તેથી માત્ર અભ્યાસકો અને વિદ્વાનોજ તેનો ઉપયોગ કરી શકતા, જ્યારે સામાન્ય પ્રજા વર્ગ આ લાભથી વંચિત રહેતો. ધીમે ધીમે સાહિત્ય તો સમસ્ત પ્રજાનો મહામૂલો વારસો છે એ ભાવના જેમ જેમ પ્રસાર પામતી ગઇ, તેમ તેમ ગ્રંથકારો સરળ અને સુબોધ ભાષામાં લખવા લાગ્યા, એટલે અંગ્રેજી સાહિત્યમાંથી કર્કશ શૈલીનો લોપ થઇને સરળ, મધુર અને પ્રસાદયુક્ત શૈલીનો પ્રવેશ થયો. સાહિત્યનો પ્રચાર જેમ જેમ વધ્યો તેમ તેમ પ્રજા ઉપર ઉત્તમ સંસ્કાર પડતાં તેમની મનોદષ્ટિ વિશાળ અને ઉદાર થઇ, અને મતાંતરસહિષ્ણુતા આવવા લાગી.

---

જ્યૉર્જ ૧ લો
(૧૭૧૪–૧૭૨૭)

જ્યૉર્જ ૨ જો
(૧૭૨૭–૧૭૬૦)

ફ્રેડરિક (મૃત્યુ ૧૭૫૧)

જ્યૉર્જ ૩ જો
(૧૭૬૦–૧૮૨૦)

- જ્યૉર્જ ૪ થો (૧૮૨૦–૧૮૩૦)
- વિલિયમ ૪ થો (૧૮૩૦–૧૮૩૭)
- એડવર્ડ
  - વિક્ટોરિઆ (૧૮૩૭–૧૯૦૧)
    - વિક્ટોરિઆ લગ્નઃ જર્મનસમ્રાટ્
    - એડવર્ડ ૭ મો (૧૯૦૧–૧૯૧૦)
      - જ્યૉર્જ ૫ મો (૧૯૧૦)
    - ૩ પુત્રો (બીજા)
    - ૪ પુત્રીઓ (બીજી)

# ખંડ ૪ થો: મધ્યાહ્ન.

## હેનોવર વંશ.

## પ્રકરણ ૧ લું.

### જ્યૉર્જ ૧લો. (ઇ. સ. ૧૭૧૪-૧૭૨૭).

જ્યૉર્જ ૧લો:—મસી એનના મૃત્યુ પછી જેમ્સ ૧લાની દૌહિત્રી અને હેનોવરની રાણી સોફિયાનો પુત્ર જ્યૉર્જ નિર્વિઘ્ન ગાદીએ આવ્યો. આ રાજા ૫૪ વર્ષનો, સાદો, શાંત, નિર્દંભી પણ ભાવશૂન્ય હૃદયવાળો, સાધારણ બુદ્ધિનો, પ્રમાદી અને અસ્થિર પ્રકૃતિનો હતો. તેને અંગ્રેજી રાજ્યબંધારણના આધારભૂત સિદ્ધાંતોની સમજણ પણ ન હતી એટલે તેમાં રસ તો શાનોજ હોય? અંગ્રેજોને તેને માટે આદર થાય તેવો એકે ગુણ તેનામાં ન હતો; આટલું છતાં તેનામાં સામાન્ય સમજ અને કામનો નિર્ણય કરવાની શક્તિ અજબ હતી. તેણે શાણા પુરુષને શોભે એવો નિશ્ચય કરી લીધો કે ઇંગ્લેન્ડના રાજ્યબંધારણમાં કદી હસ્તક્ષેપ કરવો નહિ. જે વ્હીગ પક્ષને પ્રતાપે તે ઇંગ્લેન્ડનું રાજપદ પામ્યો હતો તે પક્ષને રાજ્યતંત્રનો સર્વ ભાર સોંપી દઇ તે તો પોતાના જર્મન મિત્રોના સહવાસમાં રહેવા લાગ્યો.

દેશમાં બદલાએલા યુગમાં આવાજ રાજાની જરૂર હતી. આ સમયમાં સત્તરમા શતકનાં ધાર્મિક અને રાજકીય ઉત્સાહનાં પૂર ઓસરી જતાં હતાં, અને તેને સ્થળે વ્યાપારી અને ઐહિક કામનાઓની વૃત્તિઓ પ્રબળ થતી જતી હતી. યુરોપના વ્યાપારમાં અંગ્રેજો અગ્રપદ ધરાવતા થવા લાગ્યા હતા, અને નવી દુનિયામાં તેમણે સંસ્થાનો સ્થાપ્યાં હતાં; વળી તેઓ પોતાનું સામુદ્રિક વર્ચસ્વ વધારવાની મહત્વાકાંક્ષા ધરાવવા લાગ્યા હતા. સાથે સાથે વ્યાપાર અને તેને પરિ-

ણામે દેશની વધતી જતી સમૃદ્ધિને લીધે દેશમાંથી ધાર્મિક વૃત્તિઓનો હ્રાસ થઇ નાસ્તિક્તા આવવા લાગી હતી. આથીજ અઢારમા સૈકાને 'બુદ્ધિવાદનો યુગ' કહેવામાં આવે છે. આવી પરિસ્થિતિમાં જ્યૉર્જનો અમલ દેશને અનુકૂળ હતો; અને તેથીજ પૂર્વે જેમ એક નૉર્મંડીનો અને એક હૉલેન્ડનો રાજા ઇંગ્લેન્ડને સિંહાસને આવી ગયા હતા તેવું જ્યૉર્જને વિષે પણ બન્યું; પરંતુ રાજા તો પરદેશી છે એ વાત ખુદ રાજા કે પ્રજા બેમાંથી કોઇ ભૂલી શકતું ન હતું.

**વ્હીગ પક્ષનું પ્રાબલ્ય:**—હેનોવર વંશના આરંભકાળથી લગભગ પચાસ વર્ષ સુધી વ્હીગ પક્ષનું પ્રાબલ્ય અખંડ રહ્યું. પહેલા બે રાજાઓ દેશના રાજકાજમાં પોતાના પ્રધાનોનાં સોગઠાં જેવા હતા. અનેક વેળા મંત્રીમંડળો બદલાયાં હશે, પરંતુ તે સર્વ વ્હીગ પક્ષનાંજ. આનું કારણ શું?

એનના મૃત્યુ સમયે ટોરી પક્ષ પ્રબળ છતાં તેમાં ફાટફૂટ પડી હતી, અને તેમાંનો એક પક્ષ સ્ટુઅર્ટ જેમ્સને ગાદીએ લાવવા માટે અનેક પ્રપંચો રમી રહ્યો હતો. પ્રજાને એ રોમન કૅથોલિક રાજા ગાદીએ આવે એ વાત ગમતી ન હતી, એટલે દેશમાં ટોરીઓ અળખામણા થઇ પડ્યા. તેઓ તો સ્ટુઅર્ટ અને કૅથોલિક પંથના પક્ષકારો છે એમ મનાવા લાગ્યું. રાજ્યક્રાન્તિ પછી થએલું દેશોન્નતિનું કાર્ય સ્થિર કરવાને પ્રૉટેસ્ટન્ટ રાજાઓજ ગાદીએ આવવા જોઇએ અને એવો રાજા જર્મન હોય તોપણ તેનો સ્વીકાર કરવા પ્રજા તૈયાર હતી. વ્હીગ પક્ષ પ્રૉટેસ્ટન્ટ રાજાનો હિમાયતી હતો એટલે આવી સ્થિતિમાં તો રાજ્યક્રાન્તિથી થએલા સુધારાઓનું રક્ષણ કરવાનો ભાર તેમના ઉપરજ છે એમ પ્રજા માનવા લાગી. ટોરીઓમાં કોઇ ચતુર નેતા રહ્યો ન હતો, ત્યારે વ્હીગ પક્ષમાં અનેક ચતુર, દેશકાલજ્ઞ, બુદ્ધિશાળી પુરુષો પડ્યા હતા. તેઓ અંદર અંદર ગમે તેટલો દ્વેષ કરતા હોય પણ ટોરીની વાત આવે ત્યાં તો તે સર્વ

એકત્ર થઇ જતા. ટોરીઓના ધાર્મિક જુલમોથી ત્રાસેલા અપ્રતિજ્ઞાગ્રાહીઓ પણ આથી જ્યૉર્જ અને તેના સહાયક વ્હીગને અનુમોદન આપવા લાગ્યા. સંસ્થાનોના વિકાસને અને વ્યાપારવૃદ્ધિને સ્વાભાવિક ચતુરાઇથી ઉત્તેજન આપનાર વ્હીગ પક્ષ ઉપર વેપારીઓ અને શ્રીમંતોની પણ કૃપા થવા લાગી. આ ઉપરાંત આમની સભામાં પણ વ્હીગ પક્ષના અનુયાયીઓ ઘણા ભરાયા હતા. તે સમયે પાર્લમેન્ટ સંપૂર્ણ લોકપ્રતિનિધિત્વવાળી ન હતી. પ્રાચીન કાળમાં જે શહેરોને સભ્યો મોકલવાનો અધિકાર આપવામાં આવ્યો હતો, તેમાંથી કેટલાંક તો ઉજ્જડ થઇ ગયાં હતાં અને કેટલાંક ક્ષીણ થઇ ગયાં હતાં. બીજી બાજુએ કેટલાંક નવાં શહેરો વ્યાપાર, સમૃદ્ધિ, આદિને કારણે વધારે અગત્યનાં થયા છતાં તેમને હજુ પ્રતિનિધિઓ મોકલવાનો હક મળ્યો ન હતો. આથી નાનાં શહેરોમાં જમીનદારો અને ધનિકો પોતાની લાગવગ વાપરી ઉજ્જડ ગામડાંઓ ખરીદી લઇ ત્યાંથી પોતાના મનમાન્યા પ્રતિનિધિ જાય તેવી ગોઠવણ કરતા. આવા ભાડુતી પ્રતિનિધિઓ પોતાના માલીકની રૂખ જોઇને વ્હીગ પક્ષમાં રહેતા અને તેનું પ્રાબલ્ય ટકાવી રાખતા. આ ઉપરાંત જરૂર પડે લાંચ, ઇનામઅકરામ, અને ભેટનો પણ છૂટે હાથે ઉપયોગ કરવામાં આવતો. ધર્મ વિષે પણ વ્હીગ પક્ષે આગ્રહ રાખવો છોડી દીધો. તેઓએ આવીને અપ્રતિજ્ઞાગ્રાહીઓ આદિ વિરૂદ્ધના કાયદાઓ કાઢી નાખ્યા, અને સર્વને પોતાને અનુકૂળ ધર્મ ગ્રહણ કરવા દેવા જેટલી ઉદારતા બતાવી. આ સમયની પાર્લમેન્ટના ખરા સૂત્રધાર તો અમીરો, ધનિકો અને જમીનદારો હોવાથી આ પ્રકારના તંત્રને ‘ કુલીન રાજ્યતંત્ર ’ કહેવામાં આવે છે.

જ્યૉર્જ ગાદીએ આવ્યા પછી ઇ. સ. ૧૭૧૫ માં નવી ભરાયેલી પાર્લમેન્ટમાં વ્હીગ સભ્યો અધિકાંશે આવવાથી તેણે ટોરી મંત્રીઓને રજા આપી પોતાના સહાયક વ્હીગને અધિકાર આપ્યો. વાઇકાઉન્ટ ટાઉનશેન્ડ, ભૂતપૂર્વ સેનાપતિ સ્ટેનહોપ, રૉબર્ટ વૉલ્પોલ,

સંડરલેન્ડ, અને શ્રુસ્બરી, આદિ વ્હીગ અગ્રણીઓ મંત્રીમંડળમાં આવ્યા. તેમણે આવીને પોતાનો પક્ષ મજબુત કરવાની ખાતર પોતાના પ્રતિસ્પર્ધી ટોરીઓની ખબર લેવા માંડી. યૂટ્રેક્ટની સંધિ માટે ચલાવવામાં આવેલી વિષ્ટિઓમાંથી અનેક વાંધા કાઢી ટોરી મંત્રીઓને તે માટે જવાબદાર ગણી વેશધારી જેમ્સને પાછો ગાદીએ લાવવાની ખટપટ કરવાનો તેમના ઉપર આરોપ મૂકી જુના મંત્રીઓ ઉપર કામ ચલાવવામાં આવ્યું. બોલિંગબ્રોક અને ઓરમંડ ( માર્લબરો પછીનો સેનાપતિ ) તો ફ્રાન્સ જઇ જેમ્સની ઓથે ભરાયા, એટલે તેમની જાગીરો જપ્ત કરવામાં આવી, અને બિચારા ઑક્સફર્ડને બંદીખાને મોકલવામાં આવ્યો. અનેક વર્ષો સુધી ટોરીઓને દુર્ભાગી સ્ટુઅર્ટોના પક્ષકાર ગણી અધિકારપદેથી દૂર રાખવામાં આવ્યા; પાર્લમેન્ટમાં પણ તેમની સંખ્યા ભાગ્યેજ સાઠ એંશીની રહી.

નવી પાર્લમેન્ટની વરણી થઇ હતી ત્યારે દેશમાં ઠેરઠેર જેમ્સના પક્ષકારોએ તોફાનો મચાવી મૂકયાં હતાં, તેથી ભવિષ્યમાં તેમ થવા ન પામે તે માટે વિદ્રોહનો કાયદો પસાર કરી એમ ઠરાવવામાં આવ્યું, કે કોઇ પણ સ્થળે બાર માણસો એકત્ર થયા હોય ત્યાં ન્યાયાધીશ કાયદો વાંચી સંભળાવીને તેમને વીખેરાઇ જવાની આજ્ઞા કરે, તે છતાં જો તેઓ વીખેરાઇ ન જાય તો તેમના ઉપર બળાત્કાર પણ વાપરી શકાય.

૧૭૧૫નું બંડઃ—વિદ્રોહના કાયદાથી પ્રજાના સ્વાતંત્ર્ય ઉપર તરાપ પડવાથી અસંતોષ ઉત્પન્ન થયો હશે એમ માની જેકોબાઇટોએ જેમ્સને ગાદીએ આણવાનો એક વધારે પ્રયત્ન કરી જોવાનો નિશ્ચય કર્યો. ઇંગ્લેન્ડમાં ટોરીઓને જેમ્સ માટે બહુ ભાવ તો ન હતો, પરંતુ કોઇ પણ પ્રકારે વ્હીગ પક્ષની સત્તા તોડવા તેઓ એકપગે થઇ રહ્યા હતા. વેલ્સ અને કૉર્નવૉલના જેકોબાઇટ પણ એમાં ભળે તેવો સંભવ હતો; સ્કૉટલેન્ડમાંથી પણ સહાય મળવાનો સંભવ

હતો. ઘણાખરા સ્કૉટ લોકો ઇંગ્લેન્ડ જોડે સ્કૉટલેન્ડના સંયોગથી વિરૂદ્ધ હતા. વળી સ્કૉટ વંશનો રાજા ઇંગ્લેન્ડની ગાદીએ આવે તેમાં તેમનું સ્વદેશાભિમાન પોષાતું હતું. આ ઉપરાંત પરસ્પર વિદ્વેષના કારણથી પણ પ્રોટેસ્ટન્ટોના આધારસ્તંભરૂપ અને જ્યૉર્જના સહાયક કૅમ્પબેલ કુટુંબ જોડે યુદ્ધ કરવાનો પ્રસંગ મળતો હોય તો ગમે તેનો પક્ષ લઇને પણ હાઇલેન્ડના લોકો હથિયાર ઉપાડવા તૈયાર હતા. ફ્રાન્સની મદદ વિના તો ડગલું પણ ભરી શકાય તેમ ન હતું. દુર્ભાગ્યે સ્ટુઅર્ટોનો આશ્રયદાતા ચૌદમો લુઇ બળવા પહેલાંજ મરણ પામ્યો અને ફ્રાન્સના બાળરાજાના રક્ષક ડ્યૂક-ઑવ્-ઓર્લિયન્સે તો જ્યૉર્જ જોડે મૈત્રી કરી લીધી, એટલે હવે ફ્રાન્સ તરફથી મદદની આશા ન રહી.

ઇ. સ. ૧૭૧૫ ના સપ્ટેંબર માસમાં અર્લ-ઑવ્-માર નામે સત્ત્વહીણા, મહેચ્છુ, ચંચળ પ્રકૃતિના અને લશ્કરી કુનેહ વિનાના એક અમીરે બળવાનો ઝુંડો ઉપાડ્યો, અને અનેક હાઇલેન્ડરો અને અસંતુષ્ટ સ્કૉટ અમીરો તેને આવી મળ્યા. યોજના એવી હતી કે ઉત્તર સરહદ પરનાં પરગણાંઓમાં પણ તેજ સમયે બળવો જગાડવો. આથી થોડું સૈન્ય ત્યાં મોકલવામાં આવ્યું, પરંતુ થોડા જેકોબાઇટ વિના અન્ય કોઇ આ બંડમાં ભળ્યું નહિ. પ્રેસ્ટન્ટ પાસે રાજસૈન્ય આ બળવાખોરોની ખબર લેવા આવી પહોંચ્યું. બળવાખોરો હાર્યા અને શરણે થયા. તેજ દિવસે સ્કૉટલેન્ડમાં મારના સૈન્યે વ્હીગ સૈન્ય સાથે શેરિફમ્યૂર પાસે અનિશ્ચિત યુદ્ધ કર્યું.[1] કમનસીબ જેમ્સ

---

૧ નીચેના પ્રાચીન સ્કૉટ લોકગીતમાં આ યુદ્ધનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે:

There's some say that we won,
And some say that they won,
And some say that none won at a', man;
But of one thing I'm sure,

સ્કૉટલૅન્ડમાં ઉતર્યો તે તો પોતાના પક્ષનો પરાજય સાંભળવાનેજ! તે તો આવ્યો તેવોજ પાછો ગયો. ધીમે ધીમે આ જેકોબાઇટ બંડ શમી ગયું.

કોઇ પણ સબળ નાયક વિનાના, અકાળે ઉઠાવેલા, આવા નમાલા બંડનું પરિણામ એકજ આવે; ઠેરઠેર જેકોબાઇટો હડધૂત થવા લાગ્યા, જેમ્સનો ઇંગ્લેન્ડમાંથી પગદંડો નીકળી ગયો, અને નવા રાજ્યતંત્ર પ્રત્યે લોકોની નિષ્ઠા દૃઢ થઈ. બંડના આગેવાનોને પકડી પકડીને કોઇને ફાંસી દેવામાં આવી તો કોઇને કારાવાસમાં મોકલવામાં આવ્યા; કેટલાક હાઇલેન્ડરોનાં શસ્ત્રો ઉતરાવી લેવામાં આવ્યાં, નવા કિલ્લાઓ બાંધવામાં આવ્યા, અને હાઇલેન્ડમાં રસ્તાઓ કાઢી એ પ્રદેશને ઉઘાડો કરી દઇ ફરીથી બંડ જાગવાનો સંભવ ઓછો કરવામાં આવ્યો.

**સપ્તવાર્ષિક કાયદો:**—પરંતુ આ સર્વ કરતાં વધારે દૂરગામી પરિણામ તો બીજુંજ આવ્યું. ત્રૈવાર્ષિક કાયદા પ્રમાણે નવી પાર્લમેન્ટ ઇ. સ. ૧૭૧૮ માં મળવી જોઇએ. પરંતુ દેશની સ્થિતિ અસ્થિર હતી; બંડના છેલ્લા પડઘા હજુ શમ્યા ન હતા, પ્રજાનું મન હજુ અશાંત અને વ્યગ્ર હતું, તેવે સમયે જો નવી પાર્લમેન્ટ મળે તો તેમાં કદાચ વ્હીગ પક્ષ નરમ પડી જાય એટલુંજ નહિ, પણ જેમ્સનો પક્ષ જોર પર આવી જાય તો નવો રાજવંશ પણ ઉખડી જાય એવા ભયથી હકપત્રિકાના અંશભૂત ત્રૈવાર્ષિક કાયદાનો બુદ્ધિપૂર્વક ભંગ કરી મંત્રીઓએ કાયદો કરી ઠરાવ્યું, કે હવેથી દર ત્રણ વર્ષે નહિ

---

That at Sheriffmuir
A battle there was that I saw, man;
And we ran, and they ran
And they ran and we ran,
And we ran and they ran awa', man.

પરંતુ સાત વર્ષે નવી પાર્લમેન્ટ મળે. પોતાનો પક્ષ દૃઢ કરવા ખાતર વ્હીગ મંત્રીઓએ આપખુદી ચલાવી એ તો નિ:શંક છે. આ કાયદાથી જેમ એક પક્ષે આમની સભામાં લાંચરૂશ્વતનો સંભવ વધ્યો, અને સભ્યોને લોકો જોડે નિકટ પરિચયમાં રહેવાનું પ્રયોજન ઓછું થયું, તેમ બીજે પક્ષે વરણીને અંગે થતાં ધમાલ અને ખર્ચ ઘટયાં, અને હેનોવર વંશની સ્થાપના દૃઢ થઇ; સભ્યોનું સ્વાતંત્ર્ય વધતાં તેમને કામમાં રસ લેવાનો પ્રસંગ મળ્યો, અને રાજનીતિમાં સાતત્ય રહેવાનો સંભવ વધ્યો.

**આંતર નીતિ:**—આ પ્રમાણે ટોરી પક્ષને નિર્બળ કર્યો, અને પોતાની સત્તાનાં મૂળ દૃઢ થયાં એટલે વ્હીગોએ માંહોમાંહે કલેશ કરવા શરૂ કર્યા, અને તેમનામાં બે પક્ષ પડયા. ઇ. સ. ૧૭૧૬ માં જ્યૉર્જ હેનોવર ગયો ત્યારે સ્ટેનહોપને સાથે લેતો ગયો. ત્યાં જઇ તેણે ફ્રાન્સ અને હૉલૅન્ડ જોડે સંધિ કરી. અનેક કારણોથી અસંતુષ્ટ થએલા ટાઉનશેન્ડને આ યોજના રુચી નહિ એટલે તેણે રાજીનામું આપતાં સ્ટેનહોપને મુખ્યમંત્રીપદ આપવામાં આવ્યું.

સ્ટેનહોપે આવીને ઇતરધર્મીઓ વિરુદ્ધના કાયદાઓ તો રદ કર્યા, પરંતુ તે અમીરોનો કાયદો પસાર કરાવી શકયો નહિ. વ્હીગ પક્ષને રાજા અને પ્રજા ઉભયનો ભય હતો; તેમને તો પોતાની સત્તા ગમે તે પ્રકારે ટકાવી રાખવી હતી. ઇ. સ. ૧૭૧૯ માં એવો કાયદો રજુ કરવામાં આવ્યો, કે રાજા માત્ર ૬ નવા વ્હીગ અમીરો બનાવી શકે અને તે પછી કોઇ પણ નવા માણસને અમીર બનાવી શકાય નહિ; માત્ર જે જગાઓ ખાલી થાય તે પૂરી શકાય. એનના સમયમાં યૂટ્રેકટની સંધિ વેળાએ કેટલાક ટોરી અમીરો બનાવવામાં આવ્યા હતા. ફરીથી એમ થવા ન પામે એવો આ કાયદાનો હેતુ હતો; પરંતુ એ કાયદો પસાર થયો હોત તો રાજસત્તા નહિ જેવી થઇ જાત, આમની અને અમીરોની સભા વચ્ચે ગંભીર મતભેદ ઉત્પન્ન થાય ત્યારે અમીરો ઉપર દબાણ કરવાનું સાધન રહેત નહિ એટલે

આમની સભાને વંશપરંપરાના એ અમીરોની કહ્યાગરી બનીનેજ રહેવું પડત. પરંતુ વ્હીગ પક્ષમાં ફૂટ થઇ: વૉલ્પોલ આ કાયદાની સામે પડયો એટલે તે પસાર થઇ શકયો નહિ.

**દક્ષિણ મહાસાગરનો પરપોટો**:—અંગ્રેજોનું વેપાર પ્રત્યે આકર્ષણ વધતાં અનેક મંડળીઓ સ્થપાવા લાગી. આવા સમયમાં ઇ. સ. ૧૭૧૧ માં દક્ષિણ મહાસાગર અને સ્પેનિશ અમેરિકામાં વેપાર કરવાને નિમિત્તે એક મંડળી સ્થપાઇ. આરંભમાં તો આ મંડળીનું કાર્ય સારૂં ચાલવા લાગ્યું. પરંતુ સ્પેનિઆર્ડો અનેક વિઘ્નો નાખતા હોવાથી સ્પેનિશ અમેરિકામાં તેમને જોઇએ તેટલો લાભ મળ્યો નહિ. આથી વેપારની અન્ય દિશા શોધતા સાહસિક વ્યવસ્થાપકોએ દક્ષિણ મહાસાગરના ટાપુઓમાં જો એકહથ્થુ વેપાર કરવાની રજા મળે તો રાજ્યને ૭૫,૦૦,૦૦૦ પાઉન્ડ આપી પ્રજા-ઋણ ફેડી આપવાની માગણી કરી. મંડળી પાસે નાણાં તો ન હતાં, ભવિષ્યની આશા હતી. સ્ટેનહોપે આ માગણીનો હર્ષભેર સ્વીકાર કરી પાર્લમેન્ટમાં તેવી મતલબનો ખરડો આણ્યો. દીર્ઘદૃષ્ટિવાળો વૉલ્પોલ સામો પડયો, છતાં ખરડો તો મંજુરજ થયો. સરકારી આશ્રય અને સહાયની વાત જાણતાંજ લોકો તે મંડળીના શેર (Share) ખરીદવા દોડધામ કરવા લાગ્યા; શેરના ભાવ તો દશગણા ચડયા તોપણ અમીર કે ફકીર, સ્ત્રી કે બાલક, ટપાલી કે હમાલ સૌએ જલદી ધનવાન્ થઇ જવાની સોનેરી આશામાં બચત નાણાંના શેર ખરીદવા માંડયા. આ જોઇને તરેહવાર નામ અને કામ કરવાના ઉદ્દેશવાળી બીજી અનેક મંડળીઓ ઉભી થવા લાગી. કોઇને ખારા પાણીને મીઠું કરવું હતું, કોઇને રેતીમાંથી તેલ કાઢવું હતું, કોઇને સદાગતિ ચક્રની શોધ કરી અનેક યંત્રો ચલાવવાં હતાં, કોઇને સ્પેનિશ ગધેડાઓ ઉછેરવા હતા અને એકને તો "ઘણી લાભદાયક—શી તે કોઇ જાણવા પામે તેમ નથી" યોજના ચલાવવી હતી. દેશભરમાં શેર ખરીદવાનો પવન ચાલ્યો અને જ્યાં જાઓ ત્યાં એની એજ વાત. સરકારને ભય

લાગ્યો કે આ તો દેશની આર્થિક અવદશા થવાનો વારો આવ્યો, એટલે તેણે કેટલીક નાની અને ધૂર્ત મંડળીઓનાં બોપાળાં બહાર પાડી દીધાં. લોકવૃત્તિનું પૂર ઉલટયું: બીજી મંડળીઓ આવાં ધતીંગ ચલાવે છે ત્યારે દક્ષિણ મહાસાગરની મંડળીમાં પણ તેમજ નહિ ચાલતું હોય? સર્વ પોતાના શેર વેચવા મંડી ગયા ને ભાવ ગગડયા. ઢોલની પોલ ખુલી. અનેક લોકોનાં નાણાં ગયાં અને પાયમાલીનો પાર ન રહ્યો. દેશભરમાં દેવાળીઆઓથી કેદખાનાં ભરચક થઇ ગયાં. તેમાં વળી વાત આવી હતી કે કેટલાક મંત્રીઓએ તો આમાંથી પોતાનાં ખીસ્સાં તર કરી લીધાં છે; હવે લોકોના ક્રોધને સીમા ન રહી. મંત્રીઓ ઉપર આક્ષેપો થવા લાગ્યા; મંડળીના ધૂર્ત વ્યવસ્થાપકોને યોગ્ય સજા કરવાની માગણી થવા લાગી. એક મંત્રીએ આત્મઘાત કર્યો, સ્ટેનહોપનું મૃત્યુ થઇ ગયું, અને સંડરલેન્ડની તપાસ થઇ. આ સમયે વૉલ્પોલ અને ટાઉનશેન્ડ ફરી મંત્રીમંડલમાં આવ્યા. વૉલ્પોલે દેશની ભયંકર પાયમાલીમાંથી માર્ગ કાઢવાનો પ્રયત્ન કર્યો. તેણે ઇસ્ટ-ઇન્ડીઆ કંપની અને ઇંગ્લેન્ડની બેન્ક વચ્ચે નુકસાની વહેંચી નાખી, વ્યવસ્થાપકોની માલમત્તા હરરાજ કરી દીધી; છતાં પણ આ આર્થિક આઘાતમાંથી કળ વળતાં કેટલોક કાળ ગયો.

**દેશાંતર નીતિ**:—વ્હીગ પક્ષમાં ફૂટ પડવાનાં કારણોમાં સ્ટેનહોપની માત્ર આંતરનીતિ કે આર્થિક નીતિજ નહિ પરંતુ તેણે સ્વીકારેલી દેશાંતર નીતિ પણ છે. માર્લબરોનો એ જમાઇ માનતો હતો કે પ્રોટેસ્ટન્ટ રાજાઓજં ઇંગ્લેન્ડની ગાદીએ રાખવા હોય તો યુરોપની રાજખટપટમાં ઇંગ્લેન્ડે જોસભેર પડવું જોઇએ. વૉલ્પોલ અને તેના સાથીઓ માનતા હતા કે દેશમાં વધતા જતા વ્યાપારઉદ્યોગના સંરક્ષણની ખાતર ઇંગ્લેન્ડે જેમ બને તેમ અવિગ્રહનીતિનો સ્વીકાર કરવો જોઇએ. સ્ટેનહોપે ફ્રાન્સ જોડે કરેલી સંધિને લીધે ટાઉનશેન્ડ અને વૉલ્પોલ મંત્રીમંડળમાંથી છૂટા પડી ગયા. સ્પેનના ફિલિપ ૫ માને યૂટ્રેક્ટની સંધિનો ભંગ કરીને પોતાનો નેપલ્સ અને

સિસિલીનો મુલક પાછો જોઇતો હતો, એટલે તેણે હેનોવરના શત્રુ સ્વીડન જોડે મૈત્રી કરી. બીજું લુઇ ૧૪માના મૃત્યુ પછી ગાદીએ આવેલો બાળક લુઇ ૧૫મો અપુત્ર મરણ પામે તો ફિલિપનો ફ્રાન્સની ગાદી ઉપર પણ હક થતો હતો. ઓર્લિયન્સને ફ્રાન્સની ગાદી પોતાના વંશમાં આવે એવી ઇચ્છા હતી, એટલે સ્પેનના રાજાને યૂટ્રેક્ટની સંધિનું અક્ષરશઃ પાલન કરાવવાની સામાન્ય જરૂરિઆતે ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ જેવા શત્રુઓ વચ્ચે મૈત્રી કરાવી હતી. હોલેન્ડ તેમાં ભળ્યું એટલે તે સંધિ 'ત્રિરાજ્યસંધિ' કહેવાઇ; પાછળથી તેમાં ઑસ્ટ્રિઆ ભળ્યું એટલે 'ચતૂરાજ્ય સંધિ' થઇ.

ફિલિપે તો ઇ. સ. ૧૭૧૭માં સિસિલી ઉપર હલ્લો કર્યો, એટલે બીંગ નામના નૌસેનાનીએ બીજેજ વર્ષે પેસેરોની ભૂશિર પાસે સ્પેનના કાફલાઓ પરાભવ કર્યો. સ્પેને જેકોબાઇટ બળવો જગાડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં તે ફાવ્યું નહિ. એક સ્પેનિશ કાફલો તૈયાર થઇ ઇંગ્લેન્ડ પર ચડાઇ કરવા આવ્યો તેનો બિસ્કેના અખાતમાં નાશ થઇ ગયો. ફિલિપ હતાશ થઇ ગયો, ને યુરોપમાં તે એકલો પડી ગયો. છેવટે તેણે પણ જેમ્સનો પક્ષ મૂકી દઇ હેનોવર વંશનો સ્વીકાર કર્યો અને ફ્રાન્સના રાજ્ય ઉપરથી હાથ ઉઠાવી લીધો; યૂટ્રેક્ટની સંધિ પાળવાનું તેણે વચન આપ્યું અને ચતૂરાજ્ય સંધિમાં તે પણ ભળ્યો.

આમ સ્ટેનહોપની દેશાંતર નીતિનો સંપૂર્ણ વિજય થયો. ઇંગ્લેન્ડના પ્રતિસ્પર્ધીઓ તેની મૈત્રી યાચવા લાગ્યા, અને જેકોબાઇટ કાવાદાવા શમી ગયા, જ્યૉર્જનો વંશ દૃઢ સ્થપાયો અને દેશમાં વ્હીગ પક્ષનું પ્રાબલ્ય કાયમ રહ્યું. પરંતુ દક્ષિણ મહાસાગરના પરપોટાએ સ્ટેનહોપની આર્થિક નીતિની નિષ્ફળતા દર્શાવી આપી. રાજાએ પણ લોકમતને માન આપીને અને વૉલ્પોલની શક્તિની પુરેપુરી કદર કરીને તેને પોતાનો મુખ્ય મંત્રી બનાવ્યો. સ્ટેનહોપની નીતિથી

પ્રાપ્ત થએલી બાહ્યાભ્યંતર શાંતિમાં દેશોદ્ધારના કાર્યને પ્રગતિ આપવાનો ભાર વૉલ્પોલને શિરે આવી પડયો.

**મરણઃ**—ઇ. સ. ૧૭૨૭ માં જ્યૉર્જ હૅનોવરના પ્રવાસે ગયો હતો, ત્યાં ૧૨ મી જુનની મધ્યરાત્રિએ પોતાની ગાડીમાંજ તે ઓચિંતો મરણ પામ્યો. ઇંગ્લેન્ડમાં તેના મરણથી કોઇએ નિશ્વાસ સરખોએ નાખ્યો નહિ. ખાનગી જીવનમાં તે કઠોર, હૃદયશૂન્ય, સ્વાર્થી, અને જુલમી હતો. કુટુંબસુખ તો તેણે જાણ્યુંજ ન હતું. તેણે પોતાની રાણીને ત્રીસ વર્ષ સુધી બંદીખાને નાખી રાખી હતી ને પોતાના એકના એક પુત્રનું તે મોં સરખું પણ જોતો ન હતો. આવા અવગુણોની જોડેજ તેનામાં ચારિત્ર્યની ઋજુતા, અડગ ધૈર્ય, અને કર્તવ્યપરાયણતા, આદિ કેટલાક માન ઉપજાવે તેવા ગુણો પણ વસેલા હતા.

જ્યૉર્જના રાજ્યમાં અંગ્રેજી રાજ્યબંધારણમાં એક અગત્યનું તત્વ દાખલ થયું. તેના રાજ્યમાં પ્રધાનો વધારે સ્વતંત્ર થતા ગયા. જ્યૉર્જને રાજકાજમાં રસ પડતો નહિ તેથી ઘણી વેળા તે મંત્રીમંડળની સભામાં જતોજ નહિ. આથી રાજાને બદલે એક મંત્રીને પ્રમુખ બનાવવામાં આવ્યો અને તેને ' મુખ્ય મંત્રી ' એવું નામ આપવામાં આવ્યું. પૂર્વે તો રાજાઓ પોતેજ નિર્ણય કરી મંત્રીઓની સલાહ માગતા હતા. પરંતુ હવે તો મંત્રીમંડળ પોતેજ રાજાની ગેરહાજરીમાં નિર્ણયો કરીને રાજાને માત્ર તે જણાવવા લાગ્યું; ઘણી વેળા તો એ નિર્ણય જણાવાતો પણ નહિ. વળી રાજાને અંગ્રેજી આવડે નહિ અને મુખ્ય મંત્રી વૉલ્પોલને જર્મન આવડે નહિ એટલે બંને લેટિનમાં વાત કરતા; અને તે બંનેનું લેટિનનું જ્ઞાન એવું અધુરૂં હતું કે રાજા કોઇ વાર સર્વ હકીકતથી પૂરી રીતે વાકેફ પણ થઇ શકતો નહિ. પરિણામ એ આવ્યું કે દેશમાં કર્તાહર્તા મંત્રીમંડળજ થઇ પડયું, અને આ મંત્રીમંડળમાં પણ તેનો પ્રમુખ વૉલ્પોલ

કેટલીક વાર તો પોતેજ શું કરવું તેનો નિર્ણય કરી લેતો. આમ કોઇ ખાસ કાનુન વિના માત્ર પરદેશી રાજાના આકસ્મિક આગમનથી મુખ્ય મંત્રીનું પદ સ્થાપિત થયું.

---

## પ્રકરણ ૨ જું.

---

### જ્યૉર્જ ૨ જો. (ઇ. સ. ૧૭૨૭–૧૭૬૦)

**જ્યૉર્જ ૨ જો:**—નવો રાજા ૪૪ વર્ષની પુખ્ત વયે ગાદી ઉપર આવ્યો. પિતાની પેઠે તે પણ આચારવિચારમાં જર્મનજ હતો. હેનોવરની તુલનામાં બ્રિટનનો તેને મન હિસાબ ન હતો. તે જક્કી, લોભી, તામસી સ્વભાવનો, અને સાહિત્યકલાનો વિદ્વેષી હતો. કાર્યનો નિર્વાહ કરવાની શક્તિ હોવા છતાં તે દંભી અને બીજાના કાર્યમાં હાથ નાખી પોતાની શ્રેષ્ઠતા બતાવવાનો શોખીન હતો. યુદ્ધકલામાં તેની આવડતને લીધે કોઇ યુદ્ધમાં ઉતરી રણવીર તરીકે નામના મેળવવાની તીવ્ર આકાંક્ષા તેને રહેતી. તેની રીતભાત અણઘડ છતાં તેનું વર્તન સરળ અને નિષ્કપટ હતું. તે ભાંગીતૂટી અંગ્રેજી ભાષા બોલી જાણતો, અને લોકાચારનું પણ થોડું જ્ઞાન ધરાવતો. પોતાના પિતા પ્રત્યે તેણે કદીએ પ્રીતિ દર્શાવી ન હતી એટલુંજ નહિ, પરંતુ તેની રાજ્યનીતિથી છેક વિરૂદ્ધ વર્તવાનો નિશ્ચય કરીનેજ તે ગાદીએ આવ્યો હતો. સર્વ એમ માનતા હતા કે હવે વૉલ્પોલનો અસ્ત થવા બેઠો. પરંતુ જ્યૉર્જની રાણીનો રાજા પર પ્રભાવ પડતો. તે બુદ્ધિમતી અને ચતુર સ્ત્રીની સમજાવટથીજ રાજાએ વૉલ્પોલને મંત્રીપદે કાયમ રાખ્યો.

**સર રૉબર્ટ વૉલ્પોલ:**—આ મહાન્ અર્થશાસ્ત્રી નોર્ફોકના એક સામાન્ય જમીનદારને ઘેર જન્મ્યો હતો. તે જમાનાના જુવાન જમીનદારોની પેઠે તેને લખતાં વાંચતાં આવડતું ન હતું વિદ્યાકલા

કરતાં સ્વાદિષ્ટ ભોજન, શરાબ, અને શિકાર ઉપર તેની પ્રીતિ વધારે રહેતી. તેની અનાગરિક રીતભાત અને અસંસ્કારી ભાષામાં પણ તેની ઉદ્યમપરાયણતા, એકાગ્રતા, ધૈર્ય, ચાતુરી, વ્યવહારકુશળ બુદ્ધિ, અને અસાધારણ મનુષ્યપરીક્ષાના ગુણો ઢંકાઇ જતા ન હતા પિતાના મૃત્યુ પછી તે વ્હીગ પક્ષના અનુયાયી તરીકે પાર્લમેન્ટમાં ગયો અને ત્યાં સાવધાન, ઉત્સાહી, વાક્ચતુર, અને મહાત્વાકાંક્ષી યુવક તરીકે તે પ્રસિદ્ધ થયો. એનના સમયમાં તેને વિશ્વાસઘાતના આરોપસર એકાદ વાર કેદમાં પણ નાખવામાં આવ્યો હતો. ધીમે ધીમે તે આપબળે પોતાની મહત્વાકાંક્ષા પૂર્ણ કરવાનાં પગલાં માંડતો ગયો. છેવટે દક્ષિણ મહાસાગરના પરપોટાના રાષ્ટ્રીય આપત્તિકાળમાં દેશોદ્ધારક તરીકે તે બહાર આવ્યો. અમીરોના કાયદાનો વિરોધ કરીને પ્રકાશમાં આવેલા વૉલ્પોલના હાથમાં જ્યોર્જ ૧લાએ રાજ્યતંત્ર સોંપ્યું. તે કેવી રીતે મુખ્ય મંત્રી થયો તે પૂર્વે કહેવાઇ ગયું છે.

મંત્રી તરીકે વૉલ્પોલની નીતિ દેશમાં શાંતિ આણી સમૃદ્ધિ વધારવાની હતી. તે કહેતો કે "દેશમાં જો કોઇ ભયંકર સંયોગ હોય તો તે વિગ્રહ છે; વિગ્રહ ચાલે ત્યાં સુધી આપણે નુકસાન સહન કરવું પડે છે અને પૂર્ણ થાય ત્યારે પણ આપણને મોટો લાભ મળી જતો નથી." જ્યારે યુરોપનાં બીજાં રાષ્ટ્રો પરસ્પર વિગ્રહો માંડી સમય, સાધન અને શક્તિનો અપવ્યય કરી રહ્યાં હતાં, ત્યારે વૉલ્પોલ દેશની સર્વ શક્તિને સન્માર્ગે વાળી લેવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. તે એમ માનતો કે રાજ્યક્રાન્તિ જેવા દૂરગામી પરિણામવાળા બનાવ પછી દેશમાં વિરોધ ઊઠે એવા સુધારા કરવાની જરૂરજ નથી; દેશની સ્થિરતા અને તેની સમૃદ્ધિ વધારવાનું કાર્યજ આ સમયે અત્યંત ઉપયોગી છે. પોતાની અદ્ભુત વાગ્નિપુણતાથી તે સર્વપક્ષને વશ રાખી શકતો હતો, અને જ્યારે વિરોધ થાય ત્યારે કેટલી હદ સુધી વાદગ્રસ્ત પ્રશ્નને ખેંચી જવો અને ક્યાં નમી પડવું એ તેને સારી રીતે આવડતું હતું, ઇ. સ. ૧૭૨૩ માં તેણે વુડ નામના

માણસને આયર્લેન્ડમાં ચલાવવા માટે તાંબાના અર્ધા પેન્સના સિક્કા પાડવાનો પરવાનો આપ્યો, એટલે આયર્લેન્ડની પાર્લમેન્ટનું સ્વમાન જખમાયું; તેમણે વાંધો ઉઠાવ્યો કે આવો પરવાનો અમેજ આપી શકીએ. દેશભરમાં રોષ પ્રકટી નીકળ્યો અને તેમાં સ્વિફ્ટ જેવા લેખકે કેટલાક દંશભરેલા પત્રો પ્રકટ કરી એ રોષને પ્રજ્વલિત કર્યો. ચતુર વૉલ્પોલે સાવધાનીથી એ પરવાનો ખેંચી લઇ ફરીથી આયર્લેન્ડને છંછેડવાની રમત મૂકી દીધી.[1] અપ્રતિજ્ઞાગ્રાહીઓના પ્રિયપાત્ર થઇ પોતાનો પક્ષ મજબુત કરવા તેણે કસોટીના કાયદાનો ભંગ કરી ધાર્મિક પ્રજાજનોની સહાનુભૂતિ ખોવાને બદલે દર વર્ષે તેમને માફી આપવાનો કાયદો પસાર કરવા માંડ્યો. તેની આર્થિક નીતિ વધારે યશસ્વી છે. ઇ. સ. ૧૭૩૦ માં તેણે સંસ્થાનોને યુરોપનાં બીજાં રાજ્યો જોડે સીધો વેપાર કરવાની રજા આપી મિસર અને ઇટલીનો વેપાર તોડી પાડી સંસ્થાનીઓને ખૂબ લાભ કરી આપ્યો. અનેક વસ્તુઓ ઉપરથી તેણે જકાત રદ કરી. તેની વેચાણવેરાની યોજના વિરોધીઓએ રદ કરી તોપણ પાછળથી

[1] આ ઉપરાંત તેની કુનેહનું બીજું પણ ઉદાહરણ છે. ઇ. સ. ૧૭૩૬ માં વિલ્સન નામના દાણચોરને ફાંસી ચડાવવાનો હુકમ થયો. લોકોને કેટલાંક કારણોસર વિલ્સનના શૌર્ય માટે આદર ઉત્પન્ન થયો હતો, એટલે તેમણે જલ્લાદ અને સૈનિકો ઉપર પથરા ફેંકવા માંડ્યા; પોર્ચ્યુઅસ નામના લશ્કરી અમલદારે ગોળીબહારનો હુકમ આપ્યો. તેના પર પછી આરોપ મૂકી કામ ચલાવવામાં આવ્યું, અને તેને દેહાંતદંડ આપવામાં આવ્યો. પરંતુ લંડનથી હુકમ આવ્યો કે સજા થોડો વખત મુલતવી રાખવી. લોકોમાં વાત ચાલી કે તેને તો છોડી દેશે, એટલે તેઓ વીફર્યા. તુરંગના દરવાજા તોડી લોકો બિચારાને બહાર ખેંચી લાવ્યા અને તેને ફાંસીએ લટકાવી દીધો. સરકારને આ વાતની જાણ થતાંજ એડિનબરોની સનદ ખેંચી લેવી અને તેનો કિલ્લો તોડી નાખવો એવો નિર્ણય કરવામાં આવ્યો. લોકો તો ગુસ્સાભેર સામા થઇ ગયા અને આખરે વૉલ્પોલને પ્રજાની રૂખ જોઇને નમતું આપવું પડ્યું, ને પોર્ચ્યુઅસની વિધવાને પાર્લમેન્ટ પાસેથી થોડાં નાણાં અપાવવામાં આવ્યાં.

તેનો ઇંગ્લેન્ડમાં સ્વીકાર થયો એ તેની સમજની સાક્ષી પૂરે છે. વૉલ્પોલની દીર્ઘદર્શી આર્થિક નીતિને પરિણામે દેશનો અને સંસ્થાનોનો વેપાર વધ્યો એટલે સમૃદ્ધિ પણ વધી. મેન્ચેસ્ટર અને બર્મિંગહેમની વસ્તી વધી, લિવરપૂલનું બંદર આબાદ થયું અને વધતી જતી લક્ષ્મીને પ્રતાપે પ્રજા-ઋણ પણ ઓછું થયું.

પરંતુ આવો સમર્થ અને પ્રભાવશાળી મનુષ્ય દોષરહિત ન હતો. તેની દેશભક્તિ ગમે તેટલી હશે પણ સત્તાના ભૂખ્યા એ મુખ્ય મંત્રીએ કુટિલ નીતિનો છૂટથી ઉપયોગ કરી પાર્લમેન્ટમાં પોતાનું વર્ચસ્વ ટકાવી રાખ્યું હતું. માનઅકરામ, લાંચરૂશ્વત, ખિતાબ, સનદ, પરવાના અને રોકડ નાણું: એ સર્વની પાર્લમેન્ટના સભ્યોમાં લહાણી કરી તે પોતાની બહુમતી જાળવી રાખતો. તે તો બેધડક કહેતો કે દરેક માણસનું કંઇને કંઇ વશીકરણ હોય છે. તે સમયમાં પાર્લમેન્ટના હેવાલ પ્રસિદ્ધ થતા નહિ તેથી સભ્યોએ કયી તરફ મત આપ્યો તે કોઇ જાણવા પામતું નહિ. તેથી આ બીનજવાબદારીના યુગમાં સભ્યો પણ પોતાનો મત વેચવામાં આનાકાની કરતા નહિ. આ ઉપરાંત તેજદ્વેષ એ તેનામાં મોટો દોષ હતો. તે પોતાના સમોવડીઆને સાંખી શકતો નહિ. તેને તો સર્વના ઉપરી થઇને રહેવું હતું એટલે પોતાના પ્રકાશ ઢાંકી દે એવા મનુષ્યોને તે પોતાના મંત્રીમંડળમાં રાખતોજ નહિ. ઇ. સ. ૧૭૨૪ માં રાજાના કૃપાપાત્ર કાર્ટરેટ અને પાછળથી ટાઉનશેંડ જેવા સમર્થ પુરુષોનો સાથ તેણે નિર્જીવ કારણોસર છોડી દીધો. આ આત્મઘાતક નીતિને પરિણામે બુદ્ધિમાન્ વ્હીગ અગ્રણીઓ વિરોધી પક્ષમાં જઇ ભળ્યા. તેમણે દરેક કાર્યમાં વૉલ્પોલનો વિરોધ કરવા માંડ્યો. આ ઉપરાંત વિલિયમ પિટ્ જેવા દેશના નવયુવકોએ પણ પોતાનો જુદો પક્ષ (Patriots) સ્થાપી વૉલ્પોલની રૂશ્વતની નીતિ સામે બાથ ભરવા માંડી. વૉલ્પોલ આ કશાને ગણકારતો નહિ.

**વેચાણ વેરાની યોજના:**—ઇ. સ. ૧૭૩૩ માં ઘણા શ્રમ અને વિચાર પછી વૉલ્પોલે યોજના રજુ કરી કે તમાકુ અને દારૂ

ઉપર આયાત વખતે જકાત ન લેતાં તેમનાં વેચાણ વખતે વેપારી પાસેથી વેરો વસુલ કરવો. દેશમાં દાણચોરી ખૂબ ચાલતી એટલે સરકારી આવકને ધક્કો લાગતો હતો. જો એ યોજના મંજુર થઇ હોત તો લોકોને તે વસ્તુઓ સોંઘે દરે મળી શકત, દેશના વેપારમાં વૃદ્ધિ થાત, ગરીબ ખેડુતો ઉપરનો જમીનવેરો ઓછો થાત, લંડનનું બંદર યુરોપનું બજાર બનત અને રાજ્યની આવક પણ વધત. પરંતુ એ યોજનામાં એવું હતું કે સરકારી અમલદારો વેપારીની દુકાનમાં પડેલા માલની તપાસ કરી શકે. વેપારીઓ આ સાંભળી ભડકી ઊઠ્યા; વિરોધીઓએ તો આનો લાભ લઇ રજનું ગજ કરી મૂક્યું. આર્થિક દૃષ્ટિએ એ પ્રશ્નનો કોઇને વિચાર કરવાનો હતોજ નહિ. તેમને તો વૉલ્પોલને અધિકારભ્રષ્ટ કરવાનો આ સરસ અવસર હતો. દેશનું સ્વાતંત્ર્ય હરાઈ જવા બેઠું છે, હવે તો અમલદારો અંગ્રેજોનાં ઘરમાં પણ આવવા લાગશે એવા એવા પોકારો ઊઠવા લાગ્યા. આ ઉપરાંત વૉલ્પોલ સરકારી અમલદારોના મત વડે પોતાની બહુમતી ટકાવી રાખવા માટેજ આ યોજના લાવે છે એવી પણ વાતો ચાલવા લાગી. વિચક્ષણ મંત્રીએ વિરોધનું પ્રમાણ કાઢીને યોજના પડતી મૂકી અને પોતાનું પદ સાચવી રાખ્યુ.

**વૉલ્પોલની દેશાંતરનીતિ:**—વૉલ્પોલનાં વિરોધીઓને તેની દેશાંતર નીતિ ઉપર વારંવાર આક્ષેપ કરવાનો પ્રસંગ મળતો. વૉલ્પોલ યુરોપના વિગ્રહોથી દૂર રહેવાની ઇચ્છા રાખતો. જ્યૉર્જ ૧ લાના શાસનકાળમાં પણ તેણે ફ્રાન્સની સહાયથી યુરોપની શાંતિ જાળવી રાખી હતી, પરંતુ હવે તો સંયોગો બદલાઇ ગયા હતા. લુઇ ૧૫ માને ઘેર પુત્ર જન્મ્યો હતો, એટલે સ્પેનનો ફિલિપ ફ્રાન્સનું રાજ્ય ભોગવે એવો સંભવ ન રહ્યો, એટલે એ બંને રાજ્યો વચ્ચેના પરસ્પર દ્વેષનો અંત આવ્યો. તેમણે એક ખાનગી તહનામું કર્યું કે સ્પેને અંગ્રેજો પાસેથી અમેરિકાનો વેપાર લઇ લઇ ફ્રાન્સને આપી દેવો, અને તેના બદલામાં ફ્રાન્સ જીબ્રાલ્ટર પાછું મેળવવામાં સ્પેનને

મદદ કરવા બંધાયું. આ કરારને ' કૌટુંબિક કરાર ' કહેવામાં આવે છે. આ કરારથી ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે સંસ્થાનો અને વેપાર માટે લાંબા સમય પર્યંત કલહ ચાલ્યા કર્યો.

સ્પેનના અધિકારીઓ તો દક્ષિણ અમેરિકા અને વેસ્ટ ઇન્ડિઝના પ્રત્યેક બંદરે અંગ્રેજ વેપારને બને તેટલી રીતે હરકત કરવા લાગ્યા, અને કોઇ કોઇ વેળા તો બ્રિટનનાં માણસોને પકડીને રંજાડવા પણ લાગ્યા. બ્રિટિશ વેપારીઓ પણ પ્રમાણિક ન હતા. યૂટ્રેક્ટની સંધિ પ્રમાણે પ્રતિવર્ષે અંગ્રેજોને દક્ષિણ મહાસાગરમાં એક વહાણ લઇ જવાની છૂટ હતી; પરંતુ આવા એક વહાણની પાછળ નાનાં માલ ભરેલાં વહાણો છૂપી રીતે જતાં. મોટું વહાણ તો દિવસે ખાલી થાય અને રાત્રે ભરાતુંજ જાય. આ ઉપરાંત અંગ્રેજો દાણચોરી કરીને પણ દક્ષિણ અમેરિકામાં આવેલાં સ્પેનનાં બંદરોમાં પોતાનો માલ ઉતારી દેતા હતા. સ્પેન અને ઇંગ્લેન્ડનો સંબંધ મૂળ તો ખરાબ તેમાં આવા બનાવો બનવા લાગ્યા, એટલે સ્પેનિશ અધિકારીઓ સ્વાભાવિક રીતે અંગ્રેજી વહાણની તપાસ લેવા લાગ્યા. અંગ્રેજ ખલાસીઓને આથી ખોટું લાગવા માંડયું. કૌટુંબિક કરાર થયા પછી તો આ અધિકારીઓએ પણ હદ બહાર કેર વર્તાવવા માંડયો. તેઓએ એક જેન્કિન્સ નામના નાખુદાનો કાન કાપી નાખ્યો. જેન્કિન્સ તો તે કાપેલો કાન લઇ દેશમાં આવીને સ્પેનિઆર્ડોએ કરેલા જુલમોની સાચીખોટી વાતો કરવા લાગ્યો. પ્રજામાં આ અપમાનથી ક્રોધ પ્રકટયો અને વૉલ્પોલના વિરોધીઓએ સ્પેન જોડે યુદ્ધ કરવાની માગણીઓ જોસભેર કરવા માંડી. વૉલ્પોલે વિષ્ટિ ચલાવીને સમાધાન આણવાની આશાએ યુદ્ધનો વિરોધ કર્યો; પરંતુ વિરોધીઓના એકત્ર બળ સામે તે નિરુપાય બની ગયો અને પોતાની ઇચ્છા વિરૂદ્ધ તેને સ્પેન સામે યુદ્ધ જાહેર કરવું પડયું. ( ઇ. સ. ૧૭૩૯ ). લોકો આનંદમાં આવી હર્ષનાદ અને ઘંટાનાદ

ફરવા લાગ્યા, ત્યારે હતાશ વૉલ્પોલ રોષમાં ગર્જી ઉઠયો, "હમણાં તો તેઓ ઘંટ વગાડે છે પણ પછી તેઓ હાથ ઘસશે."

આ યુદ્ધે વૉલ્પોલની સત્તાનો અંત આણ્યો. નવ વર્ષ સુધી ચાલેલા આ નિરર્થક અને અન્યાયી યુદ્ધમાં ખાસ જાણવા જેવું કંઇ ન બન્યું. અંગ્રેજોએ પોર્ટો બેલો જીત્યું, પરંતુ કાર્થેજીના લઇ શક્યા નહિ. માત્ર એન્સન નામનો નૌસેનાની ચાર વર્ષની પૃથ્વીપ્રદક્ષિણામાં સ્પેનનાં કેટલાંક વહાણો અને નગરો લૂંટી ધનના ઢગલા લાવ્યો, પરંતુ તેથી કંઇ વળ્યું નહિ. વૉલ્પોલ ગમે તેવો પણ યુદ્ધનીતિમાં પ્રવીણ ન હતો. યુદ્ધમાં થતું ખર્ચ તેને આકરૂં પડતું અને ઘણી વેળા તો તે ઉદાસીન વૃત્તિ રાખતો. તેના વિરોધીઓ વૉલ્પોલનેજ સર્વ પરાજયનું મૂળ ગણતા. ઇ. સ. ૧૭૪૦ માં તો ઑસ્ટ્રિઆની ગાદી માટે યુરોપમાં જામેલી જાદવાસ્થળીમાં આ યુદ્ધ વીસરાઇ પણ ગયું. વૉલ્પોલ તો તેમાં પડવા માગતોજ ન હતો; આથી તેના વિરોધીઓની સંખ્યા વધી ગઇ; યુવરાજ ફ્રેડરિક પોતાની લાગવગ તેની વિરૂદ્ધ વાપરતો હતો; તેની પરમ સહાયક અને હિતૈષિણી રાણી તો ક્યારનીએ પરલોક સિધાવી ગઇ હતી, અને ટોરી બોલિંગબ્રોક રાજાના આગ્રહથી ફ્રાન્સથી પાછો આવી જો કે પાર્લમેન્ટમાં દાખલ નહોતો થયો છતાં તેના વિરોધીઓ ઉપર પ્રબળ પ્રભાવ પાડી રહ્યો હતો. યૂટ્રેકટની સંધિ પાળીને સત્તાતુલા જળવાઇ રહે તેવી વિદેશી રાજનીતિથી પ્રજા થાકી ગઇ હતી. સંસ્થાનોના વિકાસ માટે હવે તો જુસ્સાદાર, સાહસિક, અને તેજસ્વી નીતિ જોઇતી હતી. વૉલ્પોલના દિવસો ભરાઇ ગયા. ખુલ્લા મેદાનમાં જર્જરિત થઇ ગએલા એકલા વૃક્ષ જેવો આ મંત્રી હવે રાજ્યની લગામ રાખી શકે તેમ ન હતું. ઇ. સ. ૧૭૪૨ માં તેણે રાજીનામું આપ્યું.[1] સ્પેન જોડે પોતાની

---

૧ કેટલાક શત્રુઓએ તેના પર કામ ચલાવવાની પેરવી કરી હતી, પણ તેઓ ફાવ્યા નહિ. તેને તો ઑક્સફર્ડનો અમીર બનાવી ૪૦૦૦ પાઉન્ડનું વર્ષાસન કરી આપી રાજ્યે તેના કાર્યની કદર કરી. અમલ ઉતર્યા

ઇચ્છા વિરૂદ્ધ યુદ્ધ કરવું પડ્યું તે સમયે તેણે રાજીનામું આપી દેવું જોઇતું હતું, છતાં ત્યારે પણ સત્તાના લોભે તે મંત્રીપદને વળગી રહ્યો તે તેના ઉપર કલંક સમાન છે.

**કાર્ટરેટ અને પેલ્હામ ભાઇઓ:**—વૉલ્પોલના જમાનામાં મુખ્ય મંત્રી જોડે સમગ્ર મંત્રીમંડળે રાજીનામું આપી દેવાની અર્વાચીન પ્રથા દાખલ થઇ ન હતી. વૉલ્પોલ તો ગયો, પરંતુ તેના સાથીઓ રહ્યા. લૉર્ડ કાર્ટરેટ નામે ચતુર અને વિદ્વાન્ અમીરને મુખ્ય મંત્રી બનાવવામાં આવ્યો. તેના જર્મન ભાષાના જ્ઞાનથી તે રાજાનું પ્રીતિપાત્ર થઇ પડયો હતો. તેના અમલમાં ઑસ્ટ્રિઅન વિગ્રહ ચાલુ રહ્યો, પરંતુ તેમાં ખાસ જાણવા જેવું કશું બન્યું નહિ. બે વર્ષમાં તો પેલ્હામભાઇઓએ તેનું સ્થાન લઇ લીધું. આ સાધારણ બુદ્ધિના બંને ભાઇઓએ વૉલ્પોલની નીતિને અનુસરીને કામ લેવા માંડયું; પરંતુ તેની ભૂલો પોતે ન કરી બેસે તેવી સાવધાની રાખવા માંડી. નાનો ભાઈ હેનરી મુખ્ય મંત્રી હતો. તેણે તો પાર્લમેન્ટમાં જે કોઇ સારૂં ભાષણ કરી જાણતો હોય તેને મંત્રીમંડળમાં લેવા માંડયા. મોટા ભાઇએ પોતાની બુદ્ધિને યોગ્ય કામ હાથમાં રાખ્યું: કોઇને લાંચ આપી, કોઇને અધિકાર આપી અને કોઇની કંઇ કંઇ આકાંક્ષાઓ અને આશાઓ સંતોષી કે રોકડાં નાણાં આપી પાર્લમેન્ટના અગ્રણી સભાસદોને તેણે પ્રસન્ન રાખવા માંડયા. તેમના મંત્રીમંડળમાં વ્હીગ, ટોરી અને જેકોબાઇટ એમ પ્રત્યેક રાજદ્વારી વિચારના પુરુષો હતા. તેમના સમયમાં ઑસ્ટ્રિઆની ગાદી માટે વિગ્રહ અને જેકોબાઇટ બંડ એ બે મુખ્ય બનાવો છે.

---

પછી પદવી મળ્યાને દાખલો ઇંગ્લેન્ડના ઇતિહાસમાં આ પ્રથમજ છે. પહેલાં તો લોકદષ્ટિમાં અવગણના પામેલા મંત્રીનું માથું ઉતારી લેવામાં આવતું, અથવા તો તેને એવી બીજી ભારે સજા કરવામાં આવતી. હવે અળખામણા થઈ પડેલા માણસને અમીર બનાવી આમની સભામાંથી વિવેકભરી વિદાય દેવાનો કસબ પાર્લમેન્ટને હાથ લાગી ગયો.

**ઑસ્ટ્રિઅન ઉત્તરાધિકારનો વિગ્રહ:** ( ઈ. સ. ૧૭૪૦-૧૭૪૮ ):—ઑસ્ટ્રિઆના અપુત્ર શહેનશાહ ચાર્લ્સ છઠ્ઠાને મેરિયા થેરિસા નામે એક પુત્રી હતી. પોતાના મૃત્યુ પછી પોતાની પુત્રીને ગાદી મળે એવી આકાંક્ષાથી તેણે તે મતલબનું એક મૃત્યુપત્ર (The Pragmatic Sanction) તૈયાર કરી યુરોપના મુખ્ય રાજાઓની તેમાં અનુમતિ લીધી. ઇ. સ. ૧૭૪૦માં તે મરણ પામ્યો એટલે મેરિયા રાજપદે આવી. પરંતુ યુરોપના કેટલાક રાજ્યલોભી રાજાઓની દાઢ સળકી. તેમણે આપેલા વચનનો બેશરમ ભંગ કર્યો; બેવેરિઆના રાણાએ દાવો કર્યો, કે યુરોપમાં પ્રવર્તતા એક કાયદા (The Salic Law) પ્રમાણે ગાદીએ સ્ત્રી આવી શકે નહિ, તેથી ઑસ્ટ્રિઆની ગાદી ઉપર મારો હક થાય છે. ફ્રાન્સ અને સ્પેને તેનો પક્ષ લીધો. પ્રુશિઆના રાણા મહાન્ ફ્રેડરિકે ઑસ્ટ્રિઆના મહારાજ્યમાંથી સાઇલીશિયા પ્રાંત લઇજ લીધો.

આ સમયે ઇંગ્લેન્ડમાં યુદ્ધવિરોધી વૉલ્પોલ મંત્રીપદે હતો. તેની ઇચ્છા આ વિગ્રહથી દૂર રહેવાની હતી, એટલે તેણે તો કોઇનો પણ પક્ષ લીધા વિના મેરિયા અને ફ્રેડરિક વચ્ચે સમાધાન આણી આપવાનો સંકલ્પ કર્યો, પરંતુ તેની નીતિ દેશમાં અપ્રિય થઇ પડી હતી એટલે તે ગયો અને ત્યાર પછી કાર્ટરેટ મંત્રીપદે આવ્યો. હેનોવરના સંરક્ષણને અર્થે આ વિગ્રહમાં ઇંગ્લેન્ડે ભાગ લેવો એવી રાજાની ઇચ્છા હવે ફલીભૂત થઇ. ફ્રેડરિકની સત્તા વિસ્તાર પામતી જતી હતી; તે ધીમે ધીમે રાજ્યવૃદ્ધિ કરતો જતો હતો એટલે જતે દિવસે તે હેનોવર ઉપર પણ તરાપ મારે એવો રાજાને ભય લાગતો હતો. આ ઉપરાંત ઇંગ્લેન્ડનાં સંસ્થાનો અને વેપારના વિકાસને પ્રાણઘાતક ફટકો મારવાની ફ્રાન્સ અને સ્પેને કરેલી યોજનાઓનો પણ તેને ભય લાગ્યો હતો. વળી ઇંગ્લેન્ડે મેરિયાના રાજ્યારોહણમાં અનુમતિ આપી હતી, એટલે સર્વ સંયોગોનો વિચાર કરી તેણે મેરિયાનો પક્ષ લીધો.

આ પ્રમાણે આ નવ વર્ષનો વિગ્રહ કોઇ પણ રાજ્ય અતિ બળવાન્ થઇ પડશે એવા ભયથી સત્તાતુલા જાળવવાના પ્રયત્નરૂપ થઇ પડયો.

ઇંગ્લેન્ડે આરંભમાં તો મેરિયાને ધનની સહાય આપવા માંડી, અને ઇંગ્લેન્ડ અને હેનોવરનાં સંયુક્ત સૈન્ય યુરોપમાં ઉપડયાં; યુદ્ધરસીઓ જ્યોર્જ રણે ચડયો અને તેની સરદારી નીચે ડેટિંજનનાં યુદ્ધમાં ફ્રેન્ચો હાર્યા, ( ઇ. સ. ૧૭૪૩ ). પરંતુ ઇ. સ. ૧૭૪૫માં ફ્રેન્ચ સૈન્યે ફ્લાન્ડર્સમાં ફોન્ટેનોય[૧] પાસે અંગ્રેજ સૈન્યને પરાભવ પમાડયો. વિગ્રહ તો ઇ. સ. ૧૭૪૮ સુધી ચાલ્યો. ફ્રેન્ચોની સહાયથી ઇંગ્લેન્ડમાં ઇ. સ. ૧૭૪૫માં થએલા જેકોબાઇટ બંડનો લાભ લઇને ફ્રેન્ચ સૈન્યે યુરોપમાં વિજયપરંપરાજ મેળવવા માંડી, એટલે ઇ. સ. ૧૭૪૮ માં એ-લા-શાપેલની સંધિ થઇ. મેરિયાનો ઑસ્ટ્રિઆની ગાદી પરનો હક સ્વીકારવામાં આવ્યો, સાઇલીશિયા ફ્રેડરિકને આપવામાં આવ્યું, અને ઇંગ્લેન્ડની ગાદી ઉપર હેનોવર વંશનો અધિકાર સર્વ રાજ્યોએ સ્વીકાર્યો; ઇંગ્લેન્ડે અને ફ્રાન્સે પરસ્પર જીતેલો મુલક પાછો આપી દેવાનું સ્વીકાર્યું.

૧૭૪૫નું બંડઃ—આ બંડ તો ઑસ્ટ્રિઅન ગાદી માટેના વિગ્રહનું એક આંતરનાટકજ છે ઇ. સ. ૧૭૪૩માં ડેટિંજન પાસે ફ્રેન્ચ સૈન્ય હાર્યું એટલે તેણે પોતાની અપકીર્તિનું વેર લેવા જેકોબાઇટોનું બંડ જગાડવાનો પ્રયત્ન કરવા માંડયો, અને તેમની સહાય માટે ઇ. સ. ૧૭૪૪ માં એક ફ્રેન્ચ કાફલો પણ મોકલ્યો, પરંતુ સમુદ્રના તોફાનમાં તે નષ્ટ થઇ જવાથી પહોંચી શકયો નહિ.

તે દરમિઆન પચીસ વર્ષનો નૌજુવાન ધીર, વીર, વિવેકી અને સાહસિક રાજકુમાર ચાર્લ્સ પિતાને ગાદી પાછી અપાવવાનાં આશાભર્યા હૈયે સાત માણસો સાથે સ્કૉટલેન્ડમાં ઉતર્યો. થોડા સંકોચ પછી અનેક શુરા હાઇલન્ડરો આ સોહામણા કુંવરને જઇ મળ્યા. ફ્રેન્ચ સહાય તો આવી નહિ, એટલે તેની આશા તજી આપબળે

૧ જુઓ પૃષ્ઠ ૩૬૧ પરનો નકશો.

જૂઝવાનો નિશ્ચય કરી આ મરણીઆ બંડખોરોએ દક્ષિણ તરફ કૂચ કરવા માંડી. તેને કોઇ રોકનાર ન હતું. પર્થમાં તેણે પોતાના પિતાને રાજા જાહેર કર્યો અને ત્યાંથી તે હિંમતભેર એડિનબરો જઇ પહોંચ્યો. તેની સુંદર મુખમુદ્રા, આકર્ષક રીતભાત, તથા તેના સ્મિત અને તેની ચતુરાઇએ લોકહૃદય જીતી લીધું. અંગ્રેજ સેનાપતિ તો શત્રુની શોધમાં છેક ઉત્તરમાં જઈ પહોંચ્યો હતો. તે આ સમાચાર સંભળી દોડતો ડન્બાર આવી એડિનબરો પર ઓચિંતો છાપો મારવાની યોજના કરતો હતો, ત્યાં તો પ્રભાતના આછા પ્રકાશમાં ચાર્લ્સના શુરા સૈનિકોએ પ્રેસ્ટનપાન્સ પાસે અંગ્રેજ લસ્કરની ઓચિંતી ભેટ લીધી. થોડીવારમાં યુદ્ધ સમાપ્ત થઇ ગયું: અંગ્રેજો હાર્યા, ને તેમનું સૈન્ય અને સેનાપતિ જીવ બચાવવા રણક્ષેત્રમાંથી નાઠાં. આ જયનો લાભ લઇને એકદમ લંડન જવાને બદલે વિજયના ગર્વમાં ઉન્મત્ત બનેલા એ રાજકુમારે જાણે ઇંગ્લેન્ડ જીતવાની ઉતાવળજ ન હોય તેમ એડિનબરોમાં ભોગવિલાસ માણવા માંડયા; પરંતુ દૈવ તેને અનુકૂળ ન હતું, એટલે હવેથી તેની ભાગ્યદશા બદલાઇ. આખરે ૫૦૦૦ માણસોનું લશકર એકઠું કરીને એ ઇંગ્લેન્ડ જવા ઉપડયો. તે લેન્કેસ્ટર અને પ્રેસ્ટન સુધી ગયો તોપણ કોઇ તેને આવી મળ્યું નહિ અસંખ્ય અગ્રેજો આ સૈન્યને રસ્તે જતું જોવા ટોળે મળ્યા, પરંતુ કોઇ તેમાં ભળ્યા નહિ; કેમકે થોડાં વર્ષોના નવા અમલથી જે સુખ અને જે શાંતિ તેમણે અનુભવ્યાં હતાં તેની સ્ટુઅર્ટોના અમલમાં તો આશા સરખીએ ન હોય. ડર્બી પહોંચ્યા ત્યાં સુધી ફ્રેન્ચ કે અંગ્રેજ કોઇની સહાય ન મળી; ઉલટું તેનું સૈન્ય તો ઘટવા લાગ્યું; તેના મિત્રોએ તેને પાછા ફરવાનું કહ્યું. સમય વિચારી ભારે હૈયે અને ધીમે પગલે તે સ્કૉટલેન્ડ તરફ પાછો ફર્યો. રસ્તામાં ફૉલ્કર્ક પાસે રાજસૈન્યના એક ભાગને તેણે હાર ખવરાવી અને નિરાશ હૃદયોમાં આશાનો સંચાર થયો. તે ઇનવર્નેસ તરફ જવા રવાના થયો, તે દરમિઆન "કસાઇ"ના અસ્પૃહણીય ઉપનામને પામેલો રાજાનો બીજો પુત્ર ડયૂક

ઑાર્ કંબરલૅન્ડ આ બંડખોરોને યોગ્ય શિક્ષા કરવા માટે સૈન્ય સહિત સ્કૉટલૅન્ડમાં પહોંચી ગયો હતો. બંને સૈન્યો કલોડન મૂર પાસે સામસામાં થઇ ગયાં. કંબરલૅન્ડ હાઇલૅન્ડરોની યુદ્ધકલાનો મર્મ સમજી ગયો હતો, એટલે આ સમયે તેણે કરેલી વ્યૂહરચના આગળ બંડખોરોનું કશું ચાલ્યું નહિ. એક કલાકના યુદ્ધમાં તો બંડખોરો થાકયા, હાર્યા અને નાઠાઃ ક્રૂર હૃદયના કંબરલૅન્ડે ઘાયલ થએલા હાઇલૅન્ડરોની કતલ કરાવી નાખી. ચાર્લ્સને દેશમાં છુપાતાં આથડતાં અગણિત સંકટો સહેવાં પડયાં. આખરે અનેક અદ્દ્ભુત સાહસો અને પરાક્રમો કરીને હાઇલૅન્ડની એક અમીરજાદીની અપ્રતિમ રાજભક્તિ અને સહાય વડે તે ફ્રાન્સ જઇ પહોંચ્યો.[1] ઇંગ્લૅન્ડને સિંહાસને બેસવાનો સ્ટુઅર્ટોનો આ છેલ્લો પ્રયત્ન નિષ્ફળ ગયો.

ચાર્લ્સ પ્રત્યે અદ્દ્ભુત રાજનિષ્ઠા દાખવનારા આ હાઇલૅન્ડરો ઉપર તો સિતમ વર્ષાવવામાં આવ્યો. મરતાં બચ્યા તે સરદારો પાસેથી સર્વ સત્તા લઇ લેવામાં આવી, તેમની ટોળીના માણસોને હાઇલૅન્ડનો પોશાક પહેરવાની મના કરવામાં આવી, તેમનાં શસ્ત્રો લઇ લેવામાં આવ્યાં અને ફરીથી આવો બળવો થવા ન પામે એ માટે ખૂબ સાવધાની રાખવામાં આવી.

---

૧ એ કમનસીબ રાજકુમારનાં છેલ્લાં વર્ષો દુઃખમા ગયાં. એ-લા-શાપેલની સંધિથી તે નિરાધાર થઇ પડયો. સ્પેન કે ફ્રાન્સ કોઇએ તેને આશ્રય આપ્યો નહિ. પવનમાં ઉડતાં તણખલાં જેવો તે નિરાધાર અને નિરાશ્રય રઝળવા લાગ્યો. આવી નિરાશામાં દારૂ તેનો આરામ બન્યો; અને આવા તેજસ્વી, બુદ્ધિમાન જીવનનો દયાપાત્ર અંત નિશાબાજીમાં આવ્યો, ( ઇ. સ. ૧૭૮૮ ).

# પ્રકરણ ૩ જું.

---

## પ્રતાપી પિટ્ટ.

**પેલ્હામની આંતરનીતિઃ**—એ-લા-શાપેલની સંધિ થઇ ત્યાં સુધીમાં ઇંગ્લેન્ડના આંતર વહીવટમાં પણ ઘણા સુધારા થયા. હેનરી પેલ્હામ વિદ્વાન્ અને ચતુર હતો. જેકોબાઇટ બંડ શમી ગયા પછી તેણે પક્ષભાવ તજી દઇ ટોરીઓને પણ અધિકાર આપવા માંડયો, અને દેશહિતનાં કેટલાંક ઉપયોગી કાર્યો કરવા માંડયાં. તેણે જુદા જુદા પ્રજાઋણને એકત્ર કરી તેનું વ્યાજ ત્રણ ટકા કરી નાખ્યું. આ ઉપરાંત ઇ. સ. ૧૭૫૨ માં પંચાંગમાં પણ સુધારો દાખલ કરવામાં આવ્યો. પ્રાચીન કાળના વર્ષની ગણતરી કરવાની ભૂલભરેલી પદ્ધતિથી દર ચારસો વર્ષે ત્રણ દિવસ વધી જતા હતા. ઈ. સ. ૧૫૮૨ માં ગ્રેગરી નામના પોપે પંચાંગમાં સૂચવેલા સુધારા યુરોપનાં સર્વ કેથોલિક રાજ્યોએ સ્વીકાર્યા હતા. પરંતુ પોપની સર્વ વસ્તુઓને ત્યાજ્ય ગણનારા અંગ્રેજોએ તે સમયે એ સુધારા સ્વીકાર્યા નહોતા, એટલે તેઓ ફ્રાન્સ અને જર્મનીથી ૧૧ દિવસ પાછળ પડી ગયા હતા. આ ભૂલ ટાળવા માટે એવું ઠરાવવામાં આવ્યું કે ઇ. સ. ૧૭૫૨ ના સપ્ટેંબરની ૩ જી તારીખને ૧૪ મી તારીખ ગણવી અને હવેથી માર્ચની ૨૫મીથી નવા વર્ષનો પ્રારંભ ન ગણતાં જાન્યુઆરીની ૧લીથી ગણવો. આ ઉપરાંત લગ્નના કાયદામાં પણ સુધારો કરવામાં આવ્યો. આ પ્રમાણે દેશકલ્યાણનાં અનેક કાર્યો કરી પરદેશમાં સ્વદેશનું ગૌરવ વધારી લોકપ્રીતિ સંપાદન કરીને હેનરી પેલ્હામ મરણ પામ્યો ( ઇ. સ. ૧૭૫૪ ), અને તેનો ભાઇ ન્યૂકેસલ તેને સ્થાને આવ્યો. "હવે મને શાંતિ મળનાર નથી" એવી રાજાની ભવિષ્યવાણી ખરી પડી.

**ન્યૂકેસલનું મંત્રીમંડળઃ**—પાર્લમેન્ટનો ઘણો અનુભવ છતાં ન્યૂકસલમાં મુખ્યમંત્રી થવાની શક્તિ ન હતી. તે શુભાશયી અને ભલો હશે પરંતુ તેનામાં રાજ્યદ્વારી કુનેહ તો જરાએ ન હતી. નિર્બળ મનના અને અનિશ્ચિત સ્વભાવના એ મહત્ત્વાકાંક્ષી મંત્રીને પોતાનાજ હાથમાં સત્તા રાખવાનો ઘણો લોભ હતો, એટલે તેણે પિટ્ટ જેવા પ્રતાપી પુરુષોને અધિકાર પદેથી અળગા રાખ્યા. પરિણામ એ આવ્યું કે દેશમાં જે ભયંકર વિગ્રહની તૈયારીઓ ચાલી રહી હતી તે વિગ્રહનો નિર્વાહ કરવાની તેનામાં શક્તિ રહી ન હતી.

**અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે સંબંધઃ**—સપ્તવાર્ષિક વિગ્રહ સમજતા પહેલાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચેનો સંબંધ સ્પષ્ટ રીતે તપાસવાની જરૂર છે. આપણે જાણીએ છીએ કે અંગ્રેજ વેપારીઓની એક મંડળીએ હિંદુસ્તાનમાં મુંબઇ મદ્રાસ અને કલકત્તામાં થાણું નાખી વેપાર કરવા માંડ્યો હતો. ફ્રેન્ચોએ પણ પોતાની ઈસ્ટ ઈન્ડિયા કંપની સ્થાપી મલબાર કિનારે માહી, હુગલી નદીને કિનારે ચંદ્રનગર, અને પૂર્વ કિનારે પોંડીચેરીમાં પોનાની કોઠીઓ નાખી હતી. સ્વાભાવિક રીતેજ બંને વેપારી મંડળીઓ વચ્ચે ઇર્ષા ચાલવા માંડી. ધીમે ધીમે ફ્રેન્ચોની રાજ્યતૃષ્ણા સચેત થઇ, અને દુર્ભાગી ભારતવર્ષના કમઅક્કલ રાજાઓના પરસ્પર વિદ્વેષનો લાભ લેવાની તેમના બુદ્ધિમાન્ અને રાજનીતિજ્ઞ સુબા ડુપ્લેને પ્રેરણા થઇ. ઇ. સ. ૧૭૦૭ માં મોગલ સમ્રાટ્ ઔરંગઝેબના મૃત્યુ પછી દક્ષિણનાં નાનાં રાજ્યોના નવાબો લગભગ સ્વતંત્ર થઇ ગયા હતા, એટલે ફ્રેન્ચ સુબાની ઇચ્છાની આડે આવનાર કોઇ પ્રબળ સત્તા રહી ન હતી. તેણે મદ્રાસ જીતી લીધું, પરંતુ એ-લા-શાપેલની સંધિ થવાથી અંગ્રેજોને તે પાછું આપી દેવું પડ્યું. પરંતુ આ સંધિ એટલે તો માત્ર યુદ્ધવિરામજ હતો. આ સંધિ થયા છતાંએ હિંદ અને અમેરિકામાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચેનો સંબંધ તો બગડતોજ ગયો.

હિંદમાં અંગ્રેજોને મદ્રાસ પાછું તો મળ્યું, પરંતુ ડુપ્લેની પ્રતિષ્ઠા વધી અને સર્વ રાજાઓ તેની મૈત્રી સાધવા આતુર થયા. કર્ણાટકનો નવાબ મરણ પામતાં તેની ગાદીને માટે બે દાવાદારો ઉભા થયા: તેનો પુત્ર અને તેનો જમાઇ. ડુપ્લેએ જમાઇને સહાય આપી એટલે દક્ષિણમાં પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા ખાતર અંગ્રેજોએ નવાબના પુત્રનો પક્ષ લીધો. રૉબર્ટ ક્લાઇવ નામે અંગ્રેજ કંપનીના એક રખડેલ કારકુને ૫૦૦ સિપાઇઓના નાના સૈન્ય સાથે આર્કોટ ઉપર અચિંત્યો છાપો મારી તે સર કરી લીધું, (ઇ. સ. ૧૭૫૧.) જેને લીધે ત્રિચિનોપલ્લીને ઘેરો ઘાલી બેઠેલા ફ્રેન્ચ-સૈન્યને ત્યાંથી ખસવું પડયું. ડુપ્લેના તનતોડ પ્રયત્નો છતાં આર્કોટ અંગ્રેજો પાસે રહ્યું. મહેચ્છુ ડુપ્લેને બેઇજ્જત કરી પાછો ફ્રાન્સ બોલાવી લેવામાં આવ્યો અને હિંદમાં સામ્રાજ્ય સ્થાપવાના ફ્રેન્ચ મનોરથોનો દવામણો અંત આવ્યો.

ઉત્તર અમેરિકામાં અંગ્રેજોએ આટલાંટિક મહાસાગરના કિનારા ઉપર ૧૩ સંસ્થાનો વસાવી દીધાં હતાં અને ફ્રેન્ચો કેનેડામાં વસતા હતા, એ તો પૂર્વે કહેવાઇ ગયું છે. ત્યાર પછી ફ્રેન્ચ પ્રવાસીઓએ મિસિસિપી નદીની શોધ કરી એટલે તેના મુખ પાસે લુઇ ૧૪માના સ્મરણમાં લુઇઝાના નામે એક સંસ્થાન સ્થાપવામાં આવ્યું. ત્યાર પછી અંગ્રેજોને યૂટ્રેકટની સંધિથી ફ્રાન્સ પાસેથી નોવા-સ્કૉશિઆ મળ્યું, અને ઇ. સ. ૧૭૩૩માં સ્પેન પાસેથી થોડો મુલક જીતીને તેઓએ જ્યૉર્જિઆ વસાવ્યું, પરંતુ આ સર્વ સંસ્થાનો સમુદ્રતટ ઉપર આવેલાં હતાં. અને તેમની હદ ચોક્કસ થઇ ન હતી. અંદરના પ્રદેશ ઉપરનો પોતાનો હક સાબીત કરવા માટે, કેનેડા અને લુઇઝાના જોડાઇ જાય તે પ્રમાણે મિસિસિપીના તીર ઉપર ફ્રેન્ચોએ કિલ્લેબંધી કરવા માંડી. જો આ પ્રમાણે થાય તો અંગ્રેજો તો એલિઘાની પર્વત અને આટલાંટિક મહાસાગર વચ્ચે પુરાઇ જાય અને પશ્ચિમનો સર્વ પ્રદેશ અને તેનો વેપાર ફ્રેન્ચોના હાથમાં જઇ પડે. અંગ્રેજોએ તો કેનેડાના

સુબાને વિષ્ટિનાં કહેણ મોકલ્યાં પરંતુ વ્યર્થ. ઇ. સ. ૧૭૫૫ માં બ્રેડોક નામે સેનાપતિને ડુકેસન નામનો અગત્યનો ફ્રેન્ચ કિલ્લો સર કરવા મોકલવામાં આવ્યો, પરંતુ તેનો અને તેના અર્ધા સૈન્યનો સંહાર થઇ ગયો. આ ઉપરાંત અંગ્રેજોએ એકાદ બે ફ્રેન્ચ જહાજોને કબજે કરી લીધાં હતાં, એટલે આ સંસ્થાનોના વેપારને નિમિત્તે આ બે પ્રજાઓ વચ્ચે દ્વેષ વધતો જતો હતો, અને તેને પરિણામે કયારે યુદ્ધ ફાટી નીકળશે તે કહી શકાય એમ ન હતું.

**સપ્તવાર્ષિક વિગ્રહઃ**—યુરોપની બે મહાપ્રજાઓ આ પ્રમાણે ચોખંડમાં જ્યાં હોય ત્યાં પરસ્પર ઇર્ષાથી જોઇ રહી હતી, ત્યારે યુરોપમાં ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆ વચ્ચે પણ વૈમનસ્ય ઉત્પન્ન થયું હતું. એ—લા-શાપેલની સંધિથી મેરિયા થેરિસા ઑસ્ટ્રિઆની મહારાણી તો થઇ, પરંતુ પોતાના રાજ્યનો સાઇલીશિઆ પ્રાંત પ્રુશિઆનો ફ્રેડરિક રાખે તે તેના જેવી જાજ્વલ્યમાન સ્ત્રીથી કેમ સહ્યું જાય ? ફ્રાન્સ, રશિઆ, અને સેક્સની તેને સહાય આપવા તૈયારજ હતાં; કેમકે તેમનાથી ફ્રેડરિકનો ઉદય પામતો પ્રતાપ ખમાતો ન હતો. છેલ્લા વિગ્રહમાં ઇંગ્લેન્ડે મેરિયાને સહાય કરી હતી, પરંતુ આ વિગ્રહમાં તેમ થઇ શકે તેમ ન હતું. ફ્રાન્સ તેનો શત્રુ થઇ પડયું હતું, અને તેની સાથે વહેલો મોડો પણ વિગ્રહ થવાનોજ છે તો પછી યુરોપના આ ગંભીર મામલાનો પ્રસંગ હાથ કરી લઇ તેમાંજ ફ્રાન્સ જોડે યુદ્ધ કરી લેવું એવો નિર્ણય ઇંગ્લેન્ડે કર્યો, અને ફ્રાન્સે ઑસ્ટ્રિઆને સહાય આપી એટલે ઇંગ્લંન્ડે ફ્રેડરિકનો પક્ષ લીધો; વિગ્રહ જાહેર થયો અને અમેરિકા, હિંદ, અને યુરોપમાં એક સાથે ચાલવા લાગ્યો.

આ ભયંકર આપત્તિના આરંભમાં તો અંગ્રેજ મંત્રીઓમાં ઉત્સાહ કે શક્તિ કંઇ જોવામાં ન આવ્યાં. સર્વત્ર ઇંગ્લેન્ડનો ઉપરાઉપરી પરાજય થવા લાગ્યો. ઇ. સ. ૧૭૫૬માં ફ્રેન્ચ કાફલાએ માઇનોર્કાને ઘેરો નાખ્યો; નૌસેનાની બીંગને તે બચાવવા મોકલવામાં

આવ્યો, પરંતુ તે તો ફ્રેન્ચોનું બળ વિચારી કશું કર્યા વિના જીબ્રાલ્ટર જતો રહ્યો અને માઇનોર્કા ફ્રેન્ચોને શરણ થયું. અમેરિકામાં પણ અંગ્રેજો લુઇબર્ગનો કિલ્લો જીતવા ગયા તેમ એ ફાવ્યા નહિ, અને ઇ. સ. ૧૭૫૭માં ડ્યૂક આવ્ કંબરલેન્ડને ફ્રેન્ચ સૈન્યે જર્મનીમાં હરાવીને કલોસ્ટરઝેવન પાસે સંધિ કરાવી તેનું સૈન્ય વીખેરી નાખવાની અને હેનોવર છોડી જવાની તેને ફરજ પાડી. અંગ્રેજોની અપકીર્તિની પરાકાષ્ટા આવી; દેશના એક શાંત અને વિચારશીલ માણસે પણ કહ્યું કે "આપણે હવે પ્રજા તરીકે રહ્યા નથી." શક્તિહીણ પ્રધાનો વિરૂદ્ધ પ્રજા પોકાર પાડી ઉઠી. ન્યૂકેસલને રાજીનામું આપવું પડયું અને ડયૂક ઑાવ ડેવનશાયર પ્રધાન થયો; પરંતુ તેનામાં આ સમયે તંત્ર ચલાવવાની શક્તિજ ક્યાં હતી? રાજાએ ફરી પાછો ન્યૂકેસલને મંત્રી બનાવ્યો. ન્યૂકેસલે પ્રસંગનું માહાત્મ્ય વિચારી તે સમયના મહાસમર્થ, પ્રૌઢ અને પ્રતાપી પિટ્ટને પોતાની જોડે સામેલ કર્યો. અદમ્ય ઉત્સાહથી ભરેલા આ જુવાન રાજ્યદ્વારીએ અડગ આત્મશ્રદ્ધાથી કહ્યું કે "હું એકલોજ દેશને આ સંકટમાથી તારી શકીશ; બીજા કોઇનું એ કામ નથી."[૧]

પ્રખર બુદ્ધિશાળી અને પ્રવીણ રાજદ્વારી પિટ્ટ અધિકારપદે આવતાંજ યુદ્ધનો રંગ ફેરી ગયો. તે માનતો હતો કે ઇંગ્લેન્ડે તો સંસ્થાનોમાંજ યુદ્ધ કરવાની જરૂર છે; યુરોપમા યુદ્ધ કરવામાંજ તેનો માત્ર એટલોજ સ્વાર્થ છે કે ફ્રેન્ચ સૈન્યો અહીં રોકાઇ રહે એટલે સંસ્થાનોને પૂરી સહાય આપી શકે નહિ, અને ઇંગ્લેન્ડનું કાર્ય સરળ થાય. તેણે આવીને કલોસ્ટરઝેવનના તહનામાનો અસ્વીકાર

---

૧ નિર્બળ ન્યૂકેસલે પોતાની જાત બચાવવા માટે બીંગ ઉપર પ્રમાદનો આરોપ મુકી તેને બંદૂકથી ઠાર કરવાની શિક્ષા કરી; પિટ્ટે તેનો બચાવ કર્યો, પરંતુ પ્રજાના રોષ આગળ તેનું કાંઇ વળ્યું નહિ, એક મર્મજ્ઞ ફ્રેન્ચે કહ્યું કે "ઇંગ્લેન્ડમાં તો બીજાને શૂર ચડાવવા માટે એક નૌસેનાનીને ઠાર કરવામાં આવે છે."

કર્યો, અને “ જર્મનીનાં રણક્ષેત્ર પર અમેરિકા જીતવા ”ના હેતુથી ફ્રેડરિકને નાણાંની મોટી મદદ આપી, અને તેના ધુરંધર સેનાપતિ ફર્ડિનાન્ડને હસ્તક અંગ્રેજી લશ્કર સોંપ્યું.




ફ્રેડરિક ચતુર સેનાપતિ હતો; તેને નાણાંની સહાય મળી એટલે તેણે જયના ડંકા વગાડવા માંડયા. તેણે ફ્રેન્ચ અને ઑસ્ટ્રિઆના સંયુક્ત સૈન્યને પરાભવ પમાડયું, અને સેનાપતિ ફર્ડિનાન્ડે મિન્ડનના યુદ્ધમાં ફ્રેન્ચ સૈન્યને પૂરી શિકસ્ત આપી, ( ઇ. સ. ૧૭૫૯ ). આ ઉપરાંત તેજ વર્ષમાં ભૂમધ્ય સમુદ્રમાં ફરતા ફ્રેન્ચ કાફલાનો લેગોસની ભૂશિર પાસે અને આટલાંટિક મહાસાગરમાં ફરતા ફ્રેન્ચ કાફલાનો કિવબરોનના અખાતમાં અંગ્રેજોએ લગભગ નાશ કરી નાંખ્યો. ફ્રાન્સની નૌશક્તિનો અંત આવ્યો અને વિગ્રહ દરમિઆન ફ્રેન્ચ કાફલો અંગ્રેજો સાથે ફરીથી યુદ્ધ કરવા આવ્યોજ નહિ. પિટ્ટના જીવનનો

આ કીર્તિવંતો કાળ હતો. તેની દીર્ઘદૃષ્ટિને પ્રતાપે સર્વત્ર જય વિના બીજું હતું જ નહિ. તેના જુવાન સેનાપતિઓ દૂર દેશોમાં પોતાનો હાથ બતાવી રહ્યા હતા. ઉપરાઉપરી મળતા વિજયથી એક વિચારકે તો લખ્યું કે "ભૂલી ન જવાય એ માટે આપણે નિત્ય પૂછવું પડે છે કે આજ કયો વિજય મળ્યો ?"

અમેરિકામાં પણ અંગ્રેજોની વિજયહાક વાગી રહી હતી ન્યૂકેસલે નીમેલા શક્તિહીણા, મોજીલા અમીરજાદાઓને અધિકાર પરથી ખસેડીને પિટ્ટે તેમને સ્થાને પ્રવીણ અને શૂરા સુભટોને ગોઠવી દીધા હતા. પિટ્ટની



અચૂક નજરે જેમ્સ વુલ્ફને શોધી કાઢ્યો હતો. તેને અંગ્રેજ સૈન્ય સોંપી અમેરિકા મોકલવામા આવ્યો. એ પાતળો, સુકા ચહેરાનો તેજસ્વી આંખોવાળો સરદાર કેનેડાની રાજધાની ક્વેબેક પર ચડયો. ફ્રેન્ચ સેનાપતિ મોન્ટકામ પણ ગાંજ્યો જાય તેમ ન હતો. તેણે શહેરની આસપાસ મજબુત કિલ્લેબંધી કરી લીધી હતી, એટલે થોડો સમય તો વુલ્ફ ફાવ્યો નહિ. આખરે તેની ગીધનજરે એક રસ્તો શોધી કાઢ્યો અને રાત્રિના અંધકારમાં જરા પણ અવાજ કર્યા વિના અંગ્રેજ સૈનિકો કિલ્લાવાળી ટેકરી ઉપર ચડી ગયા, અને યુદ્ધ માટે તૈયાર થઇ રહ્યા. શત્રુઓને અણધાર્યા આવેલા જોઇ સ્તબ્ધ થઇ ગએલા ફ્રેન્ચોમાં લડવાનું જોમ રહ્યું નહિ. પરંતુ એ જેવા તેવા યુદ્ધમાંએ બંને પક્ષના સેનાપતિ મરાયા,[૧] ક્વેબેક શરણુ થયું અને ત્રણ દિવસ બાદ અંગ્રેજી સૈન્યે ક્વેબેકમાં પ્રવેશ કર્યો. અમેરિકામાં ફ્રેન્ચ સત્તાનો અંત આવ્યો. બીજે વર્ષે મોન્ટ્રીઅલ પણ અંગ્રેજોએ લીધું એટલે કેનેડાનો પ્રદેશ અંગ્રેજ આધિપત્ય નીચે આવ્યો.

ત્યાં તો સમાચાર આવ્યા કે દૂર દરિયાપારના હિંદમાંએ

૧ વુલ્ફ ઘવાઇ નીચે પડયા પછી ફ્રેન્ચ સૈન્યે નાસવા માંડયું. એ જોઇને કોઇક બોલ્યું "નાઠા! નાઠા!" "કોણ?" વુલ્ફે શ્વાસ થંભાવીને પૂછયું. "શત્રુ" એવો જવાબ સાંભળીને તે સહર્ષ બોલ્યો, "પ્રભુનો પાડ માનો! હવે હું સુખે મરીશ." મોન્ટકામની પણ કર્તવ્યનિષ્ઠા એવીજ. એ જ્યારે પડયો અને સાંભળ્યું કે હવે શરીર ટકે તેમ નથી; ત્યારે શોકપૂર્ણ સ્વરે કહેવા લાગ્યો કે "એટલું એ ઠીક થયું: ક્વેબેક પડે તે જોવાને હું જીવતો રહીશ નહિ." વુલ્ફની કર્તવ્યપરાયણતાની પ્રશંસામાં કાઉપર કહે છે કેઃ—

Wolfe, wherever he fought,
Put so much of his heart into his act,
That his example had a magnet's force,
And all were swift to follow whom all loved

અંગ્રેજોનો જેજેકાર થઇ રહ્યો હતો. ઇ. સ. ૧૭૫૬ માં બંગાળાના નવાબ સિરાજ-ઉદ્-દૌલાએ અંગ્રેજો જોડે કલહ કરવા માંડયો અને કલકત્તાની કોઠી ઉપર ચડાઈ કરી, પરંતુ થોડા સમયમાં તેને પાછા જવું પડયું. નવાબ અંગ્રેજોની વિરૂદ્ધ ફ્રેન્ચો જોડે ખટપટ કરે છે એમ કહી કલાઇવે નવાબ પર ચડાઇ કરી અને ઇ. સ. ૧૭૫૭ માં પ્લાસીના પ્રખ્યાત યુદ્ધમાં તેને હરાવ્યો. નામર્દ નવાબ જીવ બચાવવા રણભૂમિમાથી નાઠો અને હિંદમાં અંગ્રેજ સત્તાની સ્થાપના થઇ. એ દરમિઆન લાલી નામે ફ્રેન્ચ સુબાએ અંગ્રેજોને હાંકી કાઢવાની યોજના કરી ફોર્ટ સેંટ ડેવિડ જીતી લીધો, અને મદ્રાસ પર હલ્લો કર્યો. પરંતુ સર આયર કૂટે વેળાસર વહાર કરી અને વૉન્ડીવાશના યુદ્ધમાં ડગમગતી ફ્રેન્ચ સત્તાને છેલ્લો મર્મપ્રહાર પડયો, ( ઇ. સ. ૧૭૬૦ ). પછી તો અંગ્રેજોએ કારિકલ, જીંજી, અને પોંડીચેરી જીત્યાં. ( ઇ. સ. ૧૭૬૧ ) અને કર્ણાટકમાં ફ્રેન્ચોની રહીસહી પ્રતિષ્ઠા પણ ચાલી ગઇ.

**વિગ્રહનો અંતઃ**—ઇ. સ. ૧૭૬૦ માં ઇંગ્લેન્ડની સોળે કળા ખીલી; યુરોપમાં તેની સમોવડ કોઇ રહ્યું નહિ, ફ્રેન્ચ નૌશક્તિ છિન્નભિન્ન થઇ ગઇ, અને દૂર દેશાવરમાં અંગ્રેજ સૈનિકોનાં પરાક્રમથી ઇંગ્લેન્ડનો વિજયધ્વજ ફરફરવા લાગ્યો. પ્રતાપી પિટ્ટની રાજનીતિ સર્વાંશે સફળ થઇ, અને દેશમાં તેની પ્રતિષ્ઠા વધી ગઇ. રાજા કે પાર્લમેન્ટમાંથી ભાર કોના કે પિટ્ટને એક પ્રશ્ન પણ પૂછી શકે? પરંતુ શિખરે પહોંચ્યા પછી ઉતરવાનુંજ હોય તેમ પિટ્ટના અસ્તનો પણ વખત શરૂ થયો. ઇ. સ. ૧૭૬૦ ના ઑકટોબરની ૨૫ મીએ રાજા એકાએક મૃત્યુ પામ્યો. નવો રાજા ગાદીએ આવ્યો તે આપમતીલો હતો. ઇ. સ. ૧૭૬૧ માં સ્પેન વિગ્રહમાં પડયું. પિટ્ટ તો સ્પેનનો ઉદ્દેશ જાણતો હતો એટલે તેની ઇચ્છા તો એકદમ તેની જોડે યુદ્ધ જાહેર કરી દેવાનીજ હતી; પરંતુ દુરાગ્રહી રાજા વિરૂદ્ધ પડયો અને પિટ્ટે રાજીનામું આપ્યું.

સ્પેન વિગ્રહમાં તો ઉતર્યું, પરંતુ બ્રિટનના સામુદ્રિક બળ પાસે તેનો શો હિસાબ હતો ? વેસ્ટ ઇન્ડિઝના બાકીના દ્વીપો અને હેવાના અને મનીલાનાં નગરો અંગ્રેજોને હાથ પડયાં. સાત સાત વર્ષ સુધી લડીને સર્વને થાક લાગ્યો હતો, એટલે ઇ. સ. ૧૭૬૩ માં પેરિસમાં સંધિ થઇ. આથી ઇગ્લેન્ડને ઘણો લાભ થયો; કેમકે ફ્રાન્સ પાસેથી તેને કેનેડા. કેપ બ્રિટન, ગ્રેનેડા, ડામિનીકા, વગેરે મળ્યાં, અને ઇગ્લેન્ડે ફ્રાન્સને પોંડીચેરી, ચંદ્રનગર વગેરે પાછાં આપ્યાં; સ્પેનને પણ ઇંગ્લેન્ડે કયુબા અને ફિલિપાઇન દ્વીપો પાછા આપ્યા.

પેરિસની સંધિનાં ત્રણ મહાન્ પરિણામ આવ્યાંઃ—(૧) અમેરિકામાં ઇગ્લેન્ડનું આધિપત્ય સ્થપાયું; યુરોપનું કોઇ પણ રાજ્ય તેની જોડે સ્પર્ધા કરી શકે તેવું ન રહ્યું. (૨) ફ્રાન્સના નૌકાસૈન્યનો એવો તો ઘાણ વળી ગયો હતો કે ઇગ્લેન્ડનું સામુદ્રિક બળ અજોડ થઇ રહ્યું. (૩) પ્લાસીના વિજયથી હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નંખાયો.

**વિલિયમ પિટ્ઃ**—જે મહાપુરુષની પ્રતાપી રાજનીતિથી દેશની પ્રતિષ્ઠા ઉચ્ચ શિખરે પહોંચવા લાગી હતી તે કોણ હતો ? તેનો જન્મ ઇ. સ. ૧૭૦૮ માં એક કુલીન કુટુંબમાં થયો હતો. ૨૭ વર્ષની વયે તે પાર્લમેન્ટમાં આવીને વૅાલ્પોલના વિરોધીઓમાં ભળ્યો, અને પોતાની અદ્ભુત અને અપૂર્વ વક્તૃત્વશક્તિથી સભાગૃહ ગજાવવા લાગ્યો. કાર્ટરેટના સમયમાં પણ તેણે તેની હેનોવરનો પક્ષપાત દર્શાવનારી રાજનીતિની એવી તો ઝાટકણી કાઢી હતી કે જ્યૉર્જ ૨ જો તેના પર કોપ્યો હતો ઇ. સ. ૧૭૪૩ માં પેલ્હામ ભાઇઓએ તેને મંત્રીમંડળમાં લેવાનો વિચાર કર્યો ત્યારે રાજા વિરૂદ્ધ થયો અને એટલી હઠ પકડી બેઠો કે છેવટે તેમણે રાજીનામું આપ્યું. તેમના વિના ચાલ્યું નહિ ત્યારેજ રાજા પિટ્ને અધિકાર આપવા કબુલ થયો. સાત વર્ષના વિગ્રહના આરંભમાંજ ન્યૂકેસલની અશક્તિ જણાઇ આવી અને પોતાની અનિચ્છા છતાં તેને પિટ્ને મંત્રીમંડળમાં લઇ

વિગ્રહ ચલાવવાનું કામ સોંપવું પડ્યું. તે વર્ષો દરમિઆનની તેની જ્વલંત કારકીર્દિ તો આપણે જાણી ચૂક્યા છીએ.

લાંચરૂશ્વત અને ખુશામતના એ જમાનામાં વિરલ એવી પ્રામાણિકતા અને સ્વતંત્રતા તેનામાં હતી. તેની અસાધારણ શક્તિ અને દીર્ઘદષ્ટિને લીધે તેણે રાજનીતિમાં જે સફળતા મેળવી તેથી અધિકારપદે આવતાંજ તેણે કહેલાં વચન મિથ્યા અભિમાનનાં નહિ પરંતુ અચલ આત્મશ્રદ્ધાનાં હતાં એમ લાગે છે. જે જમાનામાં કુલીન જમીનદારો પ્રજાના પ્રતિનિધિને નામે વહીવટ કરવા લાગ્યા હતા, તે જમાનામાં તેણે નિઃસ્વાર્થ અને નિષ્કલંક જાહેરજીવનની પવિત્ર ભાવના કેળવી, અને દેશના રાજદ્વારી વાતાવરણ ઉપર અમાપ અસર કરી. તેનામાં અસંગતિ, વધારે પડતું આત્મમાન, આડંબર આદિ હતાં છતાં તે ઇંગ્લેન્ડનો એક મહાન્ પુરુષ હતો. વિગ્રહના ભયંકર સમય દરમિઆન તેણે પક્ષભેદ ભૂલી જઇ પોતાની પ્રોજ્જ્વલ નર્મળ, દેશભક્તિ, અચૂક મનુષ્યપરીક્ષા અને નિઃસ્પૃહી વૃત્તિને લીધે હડધૂત થયેલા જેકોબાઇટ અને હાઇલેન્ડરોને પણ સૈન્યમાં દાખલ કરી જે વિલક્ષણ રાજદ્વારી કુનેહ બતાવી હતી તેથી લોકાદરને તે પાત્ર થયો હતો. તેણે સંકુચિત સ્વાર્થી વૃત્તિ, પરસ્પર દ્વેષ અને મિથ્યા આડંબરને દૂર કરી પોતાની રાજનીતિમાં તેજસ્વિતા, સાહસિકતા, નિઃસ્વાર્થતા અને ઉચ્ચ નીતિમયતા દાખલ કરી પ્રજાનો ઉત્સાહ પવિત્ર કર્યો અને વધાર્યો. સંસ્થાનોના વિકાસ અને નૌકાબળની શ્રેષ્ઠતા ઉપર ઇંગ્લેન્ડની ઉન્નતિનો આધાર રહેલો છે એવું કહેનાર અને સમજનાર એ પહેલોજ મંત્રી હતો. તે પક્ષભેદથી ન્યાયાન્યાયનો વિચાર ભૂલી જનારા પાર્લમેન્ટના સભાસદો કરતાં વિશાળ જનસમૂહના અભિપ્રાયને લક્ષમાં રાખીને કામ કરવાનો હિમાયતી હોવાથી તેને 'દેશબંધુ' એવું સ્પૃહણીય ઉપનામ વર્યું છે.



# પ્રકરણ ૪ થું.



## જ્યૉર્જ ૩ જો.

## ( ઈ. સ. ૧૭૬૦—૧૮૨૦ ).

**સ્વભાવ અને આશયઃ**—જ્યૉર્જ ૨ જાનો પુત્ર ફ્રેડરિક તો તેની હયાતીમાંજ મરણ પામ્યો હતો, એટલે ફ્રેડરિકનો પુત્ર જ્યૉર્જ ૩ જો ઇ. સ. ૧૭૬૦ માં ૨૨ વર્ષની જુવાન વયે ગાદીએ આવ્યો. તે સોહામણો અને મીલનસાર સ્વભાવનો હતો. તે જમાનામાં કુલીન કુટુંબોના યુવકોમાં સામાન્ય થઇ પડેલાં શરાબબાજી અને દુરાચારનો આ તરુણ રાજામાં સર્વથા અભાવ જોઇને અંગ્રેજ પ્રજા તો તેના પર મોહી પડી હતી. તેમાં વળી ગરીબોને ઘેર જઇ તેમની નાની નાની સગવડો સાચવવાની અને ભેટો આપવાની તેની ટેવને લીધે રાજાએ તો પ્રજા ઉપર ભૂરકી નાખી દીધી હતી. તે દયાળુ, ધાર્મિક, સદાચારી, અને કર્તવ્યનિષ્ઠાના તીવ્ર ભાનવાળો હતો. તે ઇંગ્લેન્ડમાંજ મોટો થયો હતો, એટલે અંગ્રેજી ભાષા શુદ્ધ બોલી શકતો અને પોતાને અંગ્રેજ કહેવડાવવામાં ગૌરવ માનતો હતો. તેને દેશનું કલ્યાણ થાય તેવી રીતે રાજ્ય કરવાની ઇચ્છા હતી, પરંતુ લોકો પોતે રાજ્યવહીવટ હાથમાં લે એવી તેની ઇચ્છા ન હતી. તેની માતા નિત્ય કહ્યા કરતી "જ્યૉર્જ, રાજા થજે." આથી તે દૃઢ મનોબળનો અને ઉદાર આશયવાળો હોવા છતાં અખંડ રાજસત્તા ભોગવવાના તનતોડ અને સતત પ્રયત્નોમાં પ્રજા ઉપર ઉપકારને બદલે અપકારજ કરી શક્યો. પહેલા બે રાજાઓના સમયમાં રાજસત્તા નામશેષ થઇ ગઇ હતી; જ્યૉર્જે તેને સર્વોપરિ કરવાનો નિશ્ચય કર્યો. રાજ્યકાર્યમાં જેનો એકડો નહિ તે રાજા શા કામનો? તેણે જોઇ લીધું કે વ્હીગ પક્ષ સર્વસત્તાધારી થઇ પડ્યો છે,

એટલે દેશમાં રાજસત્તાને સર્વોપરિ કરવી હોય તો કોઇ પણ પ્રકારે વ્હીગ પક્ષને નિર્બળ અને બને તો નિર્મૂળ કરી નાખવો જોઇએ. રાજાને સર્વ સત્તાનું કેન્દ્ર બનાવવો, પક્ષપદ્ધતિથી રાજ્ય ચલાવવાનું ધોરણ રદ કરી પોતાના મનમાન્યા પ્રધાનો નીમવા, અને વ્હીગ પક્ષની દૃઢમૂળ થઇ ગએલી સત્તા કોઇ પણ ઉપાયે તોડી પાડવી, એવા તેની રાજનીતિના ત્રણ આશયો થઇ પડચા.

આવા મહાભારત કાર્ય માટે જોઇતી સર્વ શક્તિ તે તરુણ રાજામાં હતી. તેની અચળ આત્મશ્રદ્ધા, તેનું ધૈર્ય, તેની સાવધતા, કાર્યદક્ષતા અને તેનો ઉત્સાહ જોઇ વ્હીગ પક્ષમાં પણ વ્યગ્રતા આવી ગઈ. જ્યૉર્જે પણ પોતાની નીતિની સફળ સિદ્ધિ માટે રાજભંડાર ખુલ્લો મૂક્યો, અને અમીરાતની લહાણી કરવા માંડી.

**રાજા અને વ્હીગ પક્ષ વચ્ચે લડતઃ ( ઇ. સ. ૧૭૬૦-૧૭૭૦ ):**—આરંભનાં દસ વર્ષ તો રાજાએ વ્હીગ સત્તાનો અંત આણવામાં ગાળ્યાં એમ કહી શકાય. તેણે પ્રથમ તો ટોરી, જેકોબાઇટ અને વ્હીગ પક્ષના અન્ય સર્વ વિરોધીઓને પોતાની આસપાસ એકત્ર કરી તેમને લાંચ, ઇનામ, અમીરાત, વર્ષાસનો અને જાગીરોની ભરપટ્ટે લહાણી કરી "રાજમિત્ર" ના નામથી ઓળખાતો મજબુત પક્ષ ઉભો કર્યો. વ્હીગ પક્ષમાંએ અંદર અંદર ફૂટ પડી હતી, તેથી કેટલાક વ્હીગ પણ રાજપક્ષમાં ભળ્યા. દરમિઆન તેણે રાજકાર્યમાં પોતાના શિક્ષાગુરુ લૉર્ડ બ્યૂટની શીખવણીએ ચાલવા માંડયું. બ્યૂટ સાધારણ બુદ્ધિનો, સત્ત્વહીણો, રાજનીતિનો અજાણ્યો, પુસ્તકપંડિત હતો. પરંતુ મહેચ્છુ રાજાને તો આવાજ સ્થૂલબુદ્ધિ પ્રધાન પાલવે તેમ હતું. ઇ. સ. ૧૭૬૧માં સ્પેને વિગ્રહ જાહેર કર્યો એટલે પિટ્ટે માન્યું કે તે ફ્રાન્સની જોડે ભળશે, માટે તેની જોડે સત્વર યુદ્ધ જાહેર કરી તેને પરાસ્ત કરી દેવું જોઇએ. રાજાએ આ સલાહ માન્ય કરી નહિ, એટલે આત્મમાની પિટ્ટે

રાજીનામું આપ્યું, અને છ માસ પછી ન્યૂકેસલ પણ તેને પગલે પળ્યો. હવે બેવકુફ બ્યૂટ મંત્રીપદે આવ્યો. રાજાની ઇચ્છા જાણી તેણે ઈ. સ. ૧૭૬૩ માં પેરિસની સંધિ કરી સપ્તવાર્ષિક વિગ્રહનો અંત આણ્યો. પરંતુ દ્રવ્ય અને મનુષ્યનો આટલો ભોગ આપીને ઇંગ્લેન્ડે આટલાથીજ સંતોષ માન્યો એ વાત પ્રજાને ન રુચી. પછી તો બ્યૂટ ઉપર અનેક આક્ષેપો થવા લાગ્યા. એ અક્કલહીણો છે, સ્કૉટ છે એટલે આવી અપમાનકારક સંધિ કરી લાવ્યો, એમ કહી લોકો તેનો ખુલ્લો તિરસ્કાર કરવા લાગ્યા. રક્ષકો વિના રસ્તામાં એકલા જવું પણ તેને અશક્ય થઇ પડયું. પ્રજાપ્રકોપથી ભય પામી તેણે રાજાની અનિચ્છા છતાં ઉતાવળે રાજીનામું આપી દીધું, ( ઇ. સ. ૧૭૬૩ ). તેની પછી જ્યૉર્જ ગ્રેનવીલ નામના સંકુચિત વિચારના અને સાધારણ બુદ્ધિના માણસને મંત્રીપદ મળ્યું.

પેરિસની સંધિ સંબંધે ચર્ચા ચાલતી હતી તે સમયે જ્હૉન વિલ્કીસ નામના 'નૉર્થ બ્રિટન' પત્રના અધિપતિએ પોતાના પત્રમાં કડક લખાણ કરવા માંડયાં. પાર્લમેન્ટમાં રાજાએ આ સંધિને કલ્યાણકારી અને ગૌરવવાળી કહી હતી તેનો ઉલ્લેખ કરીને એક લેખમાં ( ૪૫ મા અંકમાં ) તો તેણે લખ્યું કે રાજાના મુખમાં અસત્ય મૂકવામાં આવ્યું છે. ધૃષ્ટતાની હદ આવી રહી. એક નામઠામ ભર્યા વિનાનો સાદો હુકમ કાઢીને અધિપતિ, મુદ્રક અને પ્રકાશક સર્વને પકડવામાં આવ્યા. સમગ્ર દેશમાં આવા ગેરકાયદેસર કામ ઉપર જુસ્સાભેર ચર્ચા ચાલી રહી, વ્હીગ પક્ષે અને વિલ્કીસના મિત્રોએ લોકોને ભંભેરવા માંડયા, કે રાજા તો લોકોના સ્વાતંત્ર્યને હરી લેવા ઇચ્છે છે. ન્યાયાધીશોએ વિલ્કીસ પાર્લમેન્ટનો સભ્ય છે માટે તેને પકડાય નહિ એમ કહી છોડી મૂકયો. હવે વિલ્કીસ ફાટયોઃ તેણે હુકમ કાઢનારાઓ ઉપર દાવો નોંધાવી ૧૦૦૦ પાઉન્ડની નુકસાની મેળવી; પરંતુ વિલ્કીસે એક અશ્લીલ કાવ્ય રચ્યું હતું તેનો લાભ

લઇને રાજાએ તેને પાર્લમેન્ટમાંથી કઢાવી મૂક્યો અને દેશનિકાલ કર્યો, ( ઇ. સ. ૧૭૬૪ ).

ગ્રેનવીલના સમયમાં અમેરિકાનાં સંસ્થાનો જોડેના કલહના કારણરૂપ પ્રસિદ્ધ દસ્તાવેજનો કાયદો પસાર કરવામાં આવ્યો. ગ્રેનવીલના વિચારો રાજાને અનુકૂળ હતા, છતાં પણ તે તેનો આજ્ઞાધારી સેવક બની રહેવા તૈયાર ન હતો. ઇ. સ. ૧૭૬૫ માં રાજા માંદો પડયો એટલે કોઇને રાજ્યરક્ષક નીમવાની આવશ્યકતા ઉત્પન્ન થઇ. મંત્રીઓએ કાયદો આણ્યો કે રાણી કે જ્યૉર્જ રજાના વંશજો રાજ્યરક્ષક થાય. રાજા સાજો થયો ત્યારે પોતાની માતાને રાજ્યરક્ષકપદેથી બાતલ કરવામાં આવેલી જોઇ ક્રોધે ભરાયો, અને ગ્રેનવીલે પોતાની માતાનું અપમાન કર્યું એમ માનવા લાગ્યો. તેણે ગ્રેનવીલને રજા આપી વ્હીગ પક્ષના રૉકિંગહામને મંત્રી નીમ્યો. તેણે આગળના મંત્રીઓએ કરેલી ભૂલો સુધારી અને દસ્તાવેજનો કાયદો રદ કરી સંસ્થાનોને શાંત પાડ્યાં. પરંતુ એ નબળા મંત્રીઓ બહુવાર રહ્યા નહિ. રાજાને વ્હીગ ઉપર અણગમો હતો, રૉકિંગહામની નીતિ પસંદ ન હતી, અને કેટલાક મંત્રીઓ ઉપર રોષ હતો એટલે તે તો તેમની વિરૂદ્ધ ખટપટ કર્યાંજ કરતો હતો. આખરે તેમને રજા આપી તેણે પિટ્ટને બોલાવ્યો. પરંતુ એ સિંહ વૃદ્ધ થઇ ગયો હતો. તેના નખમાંથી શૌર્ય ઝરી ગયું હતું. વળી અધિકાર ઉપર આવતાં તેને લૉર્ડ ચેથામ બનાવવામાં આવ્યો હતો એટલે તેની લોકપ્રિયતા પણ ઓછી થવા લાગી હતી. તેનું આરોગ્ય બગડી ગયું હતું, તેથી તે કામ ઉપર ધ્યાન આપી શકતો નહિ. તેની ગેરહાજરીમાં તેના સાથીઓએ સંસ્થાનો ઉપર કર નાખવાનો ધારો પસાર કર્યો. પિટ્ટ તો મૂળથીજ આવા કરની વિરૂદ્ધ હતો, એટલે ઇ. સ. ૧૭૬૮ માં ગ્રેફટનને સર્વ અધિકાર સોંપી તે નિવૃત્ત થઇ ગયો. હવે તો શક્તિશાળી અગ્રણી વિનાના વ્હીગ મંત્રીઓએ દૂર-

દર્શી રાજનીતિનો ત્યાગ કરી અમેરિકા અને વિલ્કીસ પ્રત્યે અયોગ્ય અને અન્યાય્ય વર્તન ચલાવવા માંડયું. અમેરિકા વિષેની ચર્ચા આગળ થશે. ઇ. સ. ૧૭૬૮ માં વિલ્કીસ ફ્રાન્સથી પાછો આવ્યો અને મિડલસેક્સ પરગણા તરફથી પાર્લમેન્ટ માટે તેની વરણી થઇ. આમની સભાએ તેને બેસવા તો દીધો નહિ, પરંતુ રાજાની શીખવણીથી ઉલટો તેને કેદમાં મોકલવામાં આવ્યો. રાજાના વિરોધી કંઇ લાગ ચૂકે? તેમણે તો દેશમાં હોહા કરી મૂકી; જાહેર સભાઓ ભરાઇ સ્વાતંત્ર્યની માગણી થવા લાગી, અને વિલ્કીસનાં પૂતળાં અને છબીઓ છૂટથી વેચાવા લાગ્યાં. વિલ્કીસ તો દેશનો નેતા થઇ પડયો. લોકોને પોતાનો મનગમતો પ્રતિનિધિ મોકલવાનો હક ખરો કે નહિ એ પ્રશ્ન ચર્ચાવા લાગ્યો. કોઇ 'જ્યુનિયસ' નામધારીએ વર્તમાનપત્રોમાં તે સમયના મંત્રીઓની ઝાળ ચડે તેવા શબ્દોમાં ઝાટકણી કાઢવા માંડી, અને એડમંડ બર્ક નામના પ્રસિદ્ધ નયવિદે "વર્તમાન અસંતોષ ઉપર વિચારો" નામના પોતાના પુસ્તકમાં રાજનીતિની ગંભીર સમાલોચના કરી. રાજાએ પાર્લમેન્ટનો પક્ષ લીધો. ત્રણ વખત વિલ્કીસ ચુંટાયો અને ત્રણ વખત તે અમાન્ય થયો. આખરે ઇ. સ. ૧૭૭૪ માં તેની ફરી વરણી થઇ અને થાકીને પાર્લમેન્ટે તેને માન્ય રાખ્યો.

ઇ. સ. ૧૭૭૦ માં અંદર અંદરના કલહથી નિર્બળ થઇ ગએલા ગ્રેફ્ટનના મંત્રીમંડળે રાજીનામું આપ્યું. વ્હીગ પક્ષના અગ્રણીઓમાંથી કેટલાક મરી ખૂટતા હતા, કોઇક જાહેર જીવનમાંથી નિવૃત્ત થઇ જતા હતા અને જે બાકી રહ્યા હતા તેમાં તડ પડયાં હતાં, એટલે તે પક્ષને છિન્નભિન્ન કરવો એ તો રમત હતી. વિલ્કીસના પ્રશ્નથી દેશમાં ઉપજેલા ખળભળાટ અને આમની સભા પ્રત્યેના અસંતોષનો લાભ લઇ રાજાએ ટોરી પક્ષના લાર્ડ નાર્થને મંત્રી નીમી દઇ પોતાનો રાજસત્તા સર્વોપરિ કરવાનો મનોરથ સિદ્ધ કર્યો.

**નૉર્થની આંતર નીતિઃ**—નૉર્થ પરમ બુદ્ધિશાળી, કુનેહબાજ, અને અનુભવી હોવા છતાં દૃઢ મનોબળ વિનાનો હોવાથી મહેચ્છુ રાજાનો આજ્ઞાધારી દાસ જેવો બની રહ્યો, અને તેની કૃપાથી બાર વર્ષ સુધી અધિકાર જાળવી રહ્યો, જ્યૉર્જ પણ પોતાની યુક્તિઓથી લોકપ્રિય થઇ પડયો અને પાર્લમેન્ટના કાર્યમાં એટલો સ્વેચ્છાચારી હસ્તક્ષેપ કરવા લાગ્યો કે પિટ્ટ જેવાએ શોર મચાવી મૂકયો. પરંતુ તેમનું અરણ્યરૂદન સાંભળનાર કોઇ ન રહ્યું. તેણે તો વૉલ્પોલે સ્થાપેલી સંયુક્ત મંત્રીમંડળની પદ્ધતિ દૂર કરી દરેક ખાતાવાર મંત્રી નીમી તેને રાજાધીન બનાવી દીધા, દેશપરદેશ કે સંસ્થાનોના વહીવટની દરેક બાબતમાં રાજા કહે તેજ થાય એવી દશા આવી પડી. નૉર્થ તો રાજાજ્ઞાનું પાલન કરવામાં પોતાનો અધિકાર સાર્થક માનતો, એટલે તેની આંતરનીતિ કેવી હોય ? તે અધિકાર ઉપર આવ્યો તેવોજ એક અગત્યનો બનાવ બન્યો. પાર્લમેન્ટમાં ચાલતાં કામકાજ અને ચર્ચાનો હેવાલ પ્રસિદ્ધ કરવા માટે આમની સભાએ કેટલાક પ્રકાશકોને કારાગૃહમાં પૂર્યા, પરંતુ વિલ્કીસ આદિ સ્વાતંત્ર્યપ્રિય પુરુષોના પ્રચંડ પ્રયાસથી તેઓ છૂટયા અને સાથે સાથે આવા હેવાલો પ્રસિદ્ધ કરી પાર્લમેન્ટના કાર્યથી જનતાને જાણીતી રાખવાનો વર્તમાનપત્રોનો આવશ્યક ધર્મ પણ સ્વીકારાયો.

દુરાગ્રહી રાજા અને નિર્બળ મંત્રીના અમલમાં ઇંગ્લેન્ડના શત્રુઓ પ્રબળ થયા અને અમેરિકા ઇંગ્લેન્ડથી સ્વતંત્ર બની ગયું.

**સંસ્થાનો અને કરઃ** ( ઇ. સ. ૧૭૬૫-૧૭૭૪ ):—ઇ. સ. ૧૭૫૯માં કવેબેક પડયું અને સંસ્થાનીઓ ફ્રાન્સના ભયથી મુક્ત થયા. ફ્રેન્ચ લોકોએ દારૂ પાઇને ઉન્મત બનાવી મૂકેલા વનના વાઘ જેવા નિર્દય ઇન્ડિયનો તેમનાં ઘરબાર બાળી નાખશે કે લૂટી જશે, અથવા તેમના પ્રાણ લેશે, એવો ભય હવે તેમને રહ્યો નહિ. ધર્મને કારણે આવેલા એ સ્વાતંત્ર્યને પ્રાણ સમાન ગણનારા સંસ્થાનીઓ

પોતાનો વહીવટ સ્વતંત્રતાથી ચલાવતા હતા. ઇંગ્લેન્ડથી માત્ર તેમની રાજસભાઓના પ્રમુખપદે બેસવાને સુબો નીમાઇ આવતો. એ બળવાન શૂરા, આત્મશ્રદ્ધાવાન્ સંસ્થાનીઓને હવે ઈંગ્લેન્ડથી પણ સ્વતંત્ર થઇ જવાની ઇચ્છા થઇ આવી હતી. તેઓ તો પરદેશ જઇ વસ્યા હતા, તોપણ પોતાને અંગ્રેજ માનીને તેમના જેટલાજ પોતાને સ્વતંત્રતાના હકદાર ગણતા હતા. ઇંગ્લેન્ડ પણ તેમની પરવા કરતું નહિ. તેને મન તો સંસ્થાનો એટલે ઇંગ્લેન્ડમાં બનેલો માલ વેચવાનું બજાર, અને ઇંગ્લેન્ડમાં પેદા ન થાય તેવી વસ્તુઓ પેદા કરવાનાં કારખાનાં. તેણે તો સંસ્થાનોને નૌયાનનો કાયદો લાગુ પાડયો હતો, અંગ્રેજ વિના બીજી પ્રજા જોડે વેપાર કરવાની મના કરી હતી, અને કેટલીક વસ્તુઓ ઉત્પન્ન કરવાનો નિષેધ કર્યો હતો. આવા સંયોગોમાં જ્યૉર્જના રાજ્યારોહણ પૂર્વે પણ સંસ્થાનોમાં એટલો અસંતોષ વ્યાપી રહ્યો હતો, કે જો ઉપરના સખ્ત કાયદાઓના કડક રીતે અમલ કરવામાં આવ્યો હોત તો ક્યારનોએ બળવો ફાટી નીકળ્યો હોત. પરંતુ કાયદા તો પોથીમાંજ રહેતા, અને સંસ્થાનો વેસ્ટ ઇન્ડિઝ જોડે ધમધોકાર વેપાર ચલાવતાં હતાં.

જ્યૉર્જ ગ્રેનવીલ મંત્રીપદે આવ્યો ત્યારે સપ્તવાર્ષિક વિગ્રહનું ખર્ચ જોઇને સ્તબ્ધ થઇ ગયો. અમેરિકાનાં સંસ્થાનોના હિત માટે આ વિગ્રહ થયો હતો, કેનેડાના ફ્રેન્ચો તરફથી તેઓ ભયમુક્ત થયા હતાં, તો પછી તેમણે વિગ્રહના ખર્ચનો ત્રીજો ભાગ તો આપવો જોઇએ, એમ ધારી તેણે સ્ટાંપનો કાયદો પસાર કરી ઠરાવ્યું કે સંસ્થાનોમાં થતા પ્રત્યેક દસ્તાવેજ અને વર્તમાનપત્ર ઉપર અમુક કિંમતનો સ્ટાંપ લગાડવો જોઇએ. આમાં કશું અયોગ્ય નહતું. ઈંગ્લેન્ડમા પણ કરનો બોજો વધી પડયો હતો તે સમયે સંસ્થાનીઓએ પોતાનો હિસ્સો તો આપવોજ જોઇએ. સંસ્થાનીઓના વેપારને બીજા કાયદાઓથી જે આઘાત પહોંચતો હતો, તેવો તો આ કાયદાથી પહોંચવાનો નહતો, જે રકમ આવે તે સંસ્થાનોમાં લશ્કર રાખવા માટે વાપરવાની હતી, છતાં આ કાયદો પસાર કરવાની પદ્ધતિથી રોષે ભરાઇને સંસ્થાનીઓ

વિરુદ્ધ પડયા. પરસ્પર ક્લેશ તજી તે એકત્ર થયા; તેરમાંથી નવ સંસ્થાનોના પ્રતિનિધિઓએ એકત્ર થઇ આ કાયદાનો વિરોધ કર્યો. અમને પૂછયા વિના તમારાથી અમારી પાસેથી કર લેવાય કેમ? અમારા પ્રતિનિધિ તમારી પાર્લમેન્ટમાં નથી તો પછી તમને અમારા પર કર નાખવાનો શો અધિકાર? પ્રતિનિધિત્વ નહિ તો કર પણ નહિ. જોઇએ તો અમે તમને સ્વેચ્છાથી નાણાં આપીએ. પિટ્ટ અને બર્ક સંસ્થાનીઓનો પક્ષ લઇને ભાષણો કરવા માંડયાં. રૉકિંગહામે આવીને આ અકારો થઇ પડેલો કાયદો રદ્દ કરી સંસ્થાનીઓનાં મન રંજિત કર્યાં, પરંતુ જોડે જોડે સંસ્થાનો માટે તેમની સંમતિ વિના કાયદા ઘડવાનો બ્રિટિશ પાર્લમેન્ટને અધિકાર છે એવા અર્થનો કાયદો કરી તેમના રોષાગ્નિનેતો સચેતજ રાખ્યો ઇ. સ. ૧૭૬૭ માં પિટ્ટના અમલ દરમિઆન તેની ગેરહાજરીમાં ટાઉનશેન્ડે ચા, કાચ અને કાગળ ઉપર જકાત નાખવાનો કાયદો કર્યો. હવે તો સંસ્થાનીઓ કટિબદ્ધ થયા, લૉર્ડ નૉર્થે આવીને સર્વ વસ્તુ ઉપરની જકાત રદ્દ કરી, પરંતુ બ્રિટિશ પાર્લમેન્ટનું વર્ચસ્વ સિદ્ધ કરવા અને સંસ્થાનો ઉપર કર નાખવાનો હક્ક સાબીત કરવા માત્ર એકલી ચા ઉપરની જકાત કાયમ રાખી. આવી જકાતની આવક બહુ થાય તેમ તો ન હતું, પરંતુ હવે તો વાત મમતે ભરાઇ.

સંસ્થાનોમાં તો જબરો કોલાહલ મચ્યો; તેમને પોતાનું અપમાન થતું લાગ્યું. કેટલેક સ્થળે તો ઉત્સાહી પણ અધીરા માણસોએ તોફાન મચાવ્યું, અને તેમાં કેટલાક સંસ્થાનીઓ અંગ્રેજ સૈનિકોને હાથે માર્યા ગયા. વાતનું વતેસર થયું. એ તોફાનને તો મોટો હત્યાકાંડ ગણવામાં આવ્યો. ઇ. સ. ૧૭૭૩ માં કેટલાક દુરુત્સાહી સંસ્થાનીઓએ ઇન્ડિયનોનો વેશ પહેરી બોસ્ટન બંદરમાં પડેલાં જહાજો ઉપર ચડી જઇ અંદરની તમામ ચા સમુદ્રમાં ફેંકી દીધી.[1] ઇંગ્લેન્ડમાં આ સમાચાર સંભ-

---

૧ તેમના આ પરાક્રમને 'Boston Tea Party' કહેવામાં આવે છે.

ળાતાં સરકારનો ગુસ્સો તો માઝા મૂકી ગયો. મેસેચુસેટ્સ સંસ્થાનમાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો, તેની સનદ લઈ લેવામાં આવી, અને બોસ્ટન બંદર બંધ કરવામાં આવ્યું. બેન્જામિન ફ્રેંકલન જેવા શાંત વિચારકે સમાધાન કરવા પ્રયત્નો કર્યા. પરંતુ સ્વેચ્છાચારી અને હઠાગ્રહી રાજા અને પુણ્યપ્રકોપથી પ્રજળી ઉઠેલી પ્રજા વચ્ચેના કલહનો નિર્ણય હવે શસ્ત્રથીજ થવાનો હતો.

**અમેરિકાનો સ્વાતંત્ર્યવિગ્રહ:—( ઈ. સ. ૧૭૭૫-૧૭૮૩)** આજે ઇંગ્લેન્ડનો રોષ મેસેચુસેટસ ઉપર ઉતર્યો, તો કાલે બીજા કોઇ ઉપર પણ ઉતરે. હવે તો વધારે નિશ્ચય અને બળપૂર્વક સામે થવાની જરૂર છે એમ વિચારી જ્યૉર્જિઆ વિના બીજાં સર્વ સંસ્થાનોના પ્રતિનિધિઓની એક સામાન્ય પરિષદ્ ફિલાડેલ્ફિઆમાં મળી, (ઇ. સ. ૧૭૭૪ ) તેમણે અન્યાયી કર રદ કરવાની અને સંસ્થાનોને પોતાને કર નાખવા દેવાની માગણી કરી. પરંતુ તેમનું સાંભળનાર કોણ હતું ? યુરોપનાં સર્વ રાજ્યો વિરૂદ્ધ પડયાં છે, સંસ્થાનીઓ આપણા એક-લોહિયા બાઇ છે, તેમનાં લોહી રેડવાથી બંધુત્વનાં બંધનો કપાઇ જશે, એમ પિટ્ અને બર્ક ગંભીર વાણીમાં સમજાવી રહ્યા હતા, પરંતુ દીર્ઘદૃષ્ટિ અને સદ્બુદ્ધિને અવકાશજ કયાં હતો ? વિગ્રહ જાહેર થયો. સંસ્થાનીઓની પરિષદે પણ જ્યૉર્જ વૉશિંગ્ટન નામના અથાગ દેશ-પ્રેમી, ધીર, શૂર, સાહસિક પુરુષને સેનાપતિપદ આપ્યું,

આરંભમાં અંગ્રેજ સૈન્ય બોસ્ટન પાસે પડયું હતું એટલે યુદ્ધ પણ ત્યાંજ થયું. ઇ. સ. ૧૭૭૫ માં લેક્સિંગ્ટન પાસે થોડા ઘણા અંગ્રેજ સૈનિકો મરાયા, પરંતુ તેજ વર્ષમાં અંગ્રેજ સૈન્યે બંકરની ટેકરીનો કબજો લઇ સંસ્થાનીઓને હરાવ્યા. બિચારા સંસ્થાનીઓમાં તાલીમ તો હતીજ નહિ. તેમની પાસે નહોતાં પૂરાં શસ્ત્રો કે ઘણી યુદ્ધસામગ્રી. પણ તેમનામાં અડગ ધૈય, અચળ નિશ્ચય અને જ્વલંત સ્વદેશપ્રેમ હતાં.

ઇ. સ. ૧૭૭૬ માં વૉશિંગ્ટને અંગ્રેજોને બોસ્ટન ખાલી કરવાની ફરજ પાડી. આ વિજયના આનંદમાં તે વર્ષના જુલાઇની ૪થી તારીખે પરિષદે સુવિખ્યાત સ્વાતંત્ર્યનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું, અને સંસ્થાનોનું પ્રજાસત્તાક રાજ્ય બનાવી તેને 'સંયુક્ત સંસ્થાનો' એવું નામ આપ્યું. ઇ. સ. ૧૭૭૭ માં બ્રેન્ડીવાઇન નદીના યુદ્ધમાં વૉશિંગ્ટન હાર્યો, ફિલાડેલ્ફિઆ અંગ્રેજોને હાથ પડયું, અને વિગ્રહમાં વિજયી થવાની તેમને આશા આવી; પરંતુ દૈવેચ્છા જુદીજ હતી. બર્ગોઇન નામના કેનેડાથી સૈન્ય લઇ આવતા સેનાપતિને સારાટોગાના યુદ્ધમાં પરાજય મળ્યો. આમ સંસ્થાનીઓને જય તો મળ્યો, અને તેમણે અપ્રતિમ સાહસ અને શૌર્ય દર્શાવ્યાં પણ ખરાં, પરંતુ એ વર્ષના યુદ્ધમાં તેમનાં અલ્પ સાધનો ખૂટવા આવ્યાં, માણસો અને ઘોડાઓને ભૂખમરો વેઠવાનો વારો આવ્યો, અને છાવણીમાં પગરખાની એક જોડ પણ ભાગ્યેજ માલમ પડવા લાગી. પરંતુ તેમ છતાંએ આખરે તેમનો જયવારો આવ્યો. સારાટોગાના યુધ્ધે તેમનો દિવસ ફેરવી નાખ્યો. યુરોપમાં ફ્રાન્સ અને સ્પેને તેમનો પક્ષ ખેંચી ઇંગ્લેન્ડ વિરૂદ્ધ વિગ્રહ જાહેર કર્યો.

લૉર્ડ નૉર્થ હવે વ્યાકુળ થઇ સ્વાતંત્ર્ય સિવાય સંસ્થાનો બીજું જે માગે તે આપવા તત્પર થઇ ગયો. વૃદ્ધ અને અશક્ત ચેધામે સમર્થ વાણીમાં સંસ્થાનોનો પક્ષ લીધેલો હોવા છતાં ફ્રાન્સ વિગ્રહમાં જોડાયું એ વાત સાંભળી વિગ્રહ ચાલુ રાખવાની ઇચ્છા દર્શાવી.[1] રાજાએ દુરાગ્રહ ન તજ્યો અને વધારે સૈન્ય અમેરિકા મોકલવામાં આવ્યું. પરંતુ હવે વિજય તો સંસ્થાનીઓના વાવટા જોડે જડાઇ ગયો હતો, અને ફ્રાન્સ તરફથી એક કાફલો અને સૈન્ય તેમની કુમકે

---

૧ એક ભાષણ આપતાંજ તેના મસ્તક ઉપર લોહી ચડી જવાથી માંદો વૃદ્ધ ચેધામ સભાગૃહમાંજ પડયો. તેનો પુત્ર અને જમાઇ તેને બેભાન અવસ્થામાંજ ઘેર લઇ ગયા અને થોડા દિવસમાં પછી તે મૃત્યુ પામ્યો.

આવ્યાં હતાં. થોડા સમયમાં તો ન્યૂયૉર્ક સિવાય અંગ્રેજો પાસે કંઇ મુલક રહ્યો નહિ અને જ્યારે ઇ. સ. ૧૭૮૧માં લૉર્ડ કૉર્નવૉલિસ નામે અંગ્રેજ સરદારને યૉર્કટાઉનમાં હરાવીને તેમણે શરણે આવવાની ફરજ પાડી, ત્યારે વિગ્રહની સમાપ્તિ થઇ ગઇ એમ મનાયું. સંસ્થાનો ઇંગ્લૅન્ડથી સ્વતંત્ર થઇ ગયાં અને વર્સેલ્સની સંધિથી તેમના સ્વાતંત્ર્યનો વિધિપુરઃસર સ્વીકાર કરવામાં આવ્યો. દરમિઆન યુરોપમાં ચાલી રહેલા વિગ્રહ વિષે વાંચીએ.

**યુરોપમાં વિગ્રહઃ**—યુરોપમાં તો વિરોધનાં આભ ફાટયાં હતાં; ફ્રાન્સ અને સ્પેન તો સપ્તવાર્ષિક વિગ્રહ પછી ઇંગ્લૅન્ડ પર વેર લેવા તલસી રહ્યાં હતાં. ફ્રાન્સે સંસ્થાનીઓને ખાનગી સહાય તો ક્યારનીએ આપવા માંડી હતી, પરંતુ સારાટોગાના યુદ્ધ પછી તેમનો પક્ષ તેણે પ્રકટ રીતે લીધો. દૂર આવેલા ભારતવર્ષમાં પણ મરાઠાઓ અને હૈદરઅલી અંગ્રેજો સામે યુદ્ધ આદરી બેઠા હતા. ઇ. સ. ૧૭૭૯ માં સ્પેને ફ્રાન્સનો પક્ષ લીધો અને જીબ્રાલ્ટરને ઘેરો ઘાલ્યો. આ ઉપરાંત તટસ્થ દેશોએ દાવો કર્યો કે અમારાં જહાજોમાં શત્રુઓ માટે માલ લઇ જઇ શકાશે: પરંતુ આવો દાવો ઇંગ્લૅન્ડ સ્વીકારવા તૈયાર ન હતું. તેણે તો તટસ્થ દેશોનાં વહાણોની જડતી લેવા માંડી અને હોલૅન્ડ જોડે યુદ્ધ જાહેર કર્યું, એટલે રશિઆ, સ્વીડન અને ડેન્માર્કે વિગ્રહમાં ઉતરવાની ઇંગ્લૅન્ડને ધમકી આપવા માંડી. વેસ્ટ ઇન્ડિઝના લગભગ તમામ દ્વીપો અને માઇનોર્કા તેની પાસેથી જતાં રહ્યાં અને તેનું સામુદ્રિક વર્ચસ્વ લગભગ નાશ પામ્યું, તેથીજ યૉર્કટાઉનના યુદ્ધમાં કૉર્નવૉલિસને અમેરિકામાં સહાય મોકલી શકાઈ ન હતી. પરંતુ ઇલિયટ નામના વીર સરદારે અખંડ પરિશ્રમ વેઠીને જીબ્રાલ્ટરનું ત્રણ વર્ષ સુધી સંરક્ષણ કર્યું અને આખરે સ્પેનના સૈન્યને ઇ. સ. ૧૭૮૨ માં ઘેરો ઉઠાવી લેવાની જરૂર પડી. દરમિઆન રૉડની નામે ચતુર નાસેનાનીએ રંગ રાખ્યો; તેણે ઇ. સ. ૧૭૮૦માં સ્પેનને

સેંટ વિન્સેન્ટ પાસે હરાવ્યું અને ઇ. સ. ૧૭૮૨ માં ફ્રેન્ચ કાફલાને પણ વેસ્ટ ઇન્ડિઝમાં હરાવ્યો. ઇંગ્લૅન્ડની પ્રતિષ્ઠા પુનઃ સ્થપાઇ, સંસ્થાનોનું સ્વાતંત્ર્ય તો તેણે ઇ. સ. ૧૭૮૨ માં પેરિસની ખાનગી સંધિમાંજ સ્વીકારી લીધું હતું એટલે યુદ્ધ ચલાવવાનું હવે કોઇ નિમિત્ત રહ્યું ન હતું, અને માનભેર સંધિ કરી લેવાનો તેને અવસર મળ્યો હતો, એટલે ઇ. સ. ૧૭૮૩ માં વર્સેલ્સની સંધિથી આ મહાન્ વિગ્રહની પૂર્ણાહુતિ થઇ.

**વર્સેલ્સની સંધિઃ**—સ્પેનને માઇનોર્કા અને ફ્લોરિડા, અને ફ્રાન્સને ટોબેગો, સેનિગાલ, અને ગોરી મળ્યાં હોલેન્ડ પાસેથી ઇંગ્લૅન્ડને **નીગાપટ્ટમ** મળ્યું અને સંસ્થાનોનું સ્વાતંત્ર્ય સ્વીકારવામાં આવ્યું. વિગ્રહ દરમિઆન અસાધારણ બુદ્ધિબળ ચાતુરી, અને શૌર્ય દર્શાવી પોતાના અશ્રાન્ત પરિશ્રમ વડે પ્રજાના પ્રીતિપાત્ર થઇ પડેલા જ્યૉર્જ વૉશિંગ્ટનને તેઓએ પોતાનો પ્રમુખ બનાવ્યો. આજ પર્યંત તે મહાપુરુષ વિષે કહેવાય છે કે "તે સંધિમાં, વિગ્રહમાં અને પ્રજાના હૃદયમાં પ્રથમજ રહેતો."

આ વિગ્રહને પરિણામે ઈંગ્લેન્ડનો સામ્રાજ્ય વિકાસ કેટલાક સમય સુધી બંધ પડી ગયો અને વિગ્રહનાં ભારે ખર્ચોને પહોંચી વળવામાં પ્રજા-ઋણ વધી ગયું. પરંતુ સ્પેન અને ફ્રાન્સની તો વધારે દુઃખદ સ્થિતિ થઇ; કેમકે વિગ્રહના છેલ્લા વર્ષમાં તેમની નૌસેનાનો તો સમુળો નાશ થઇ ગયો હતો.

**મંત્રીમંડળમાં ફેરફારઃ**—લૉર્ડ નૉર્થે તો માઇનોર્કો ગયું ત્યારથીજ મંત્રીપદ છોડી દીધું હતું. વિગ્રહ પૂરો થયા પછી ઇંગ્લેન્ડની પ્રતિષ્ઠા છેક હીન થઇ ગઇ; તેનાં સૈન્યો વારંવાર પરાભવ પામ્યાં હતાં, અને તેના નષ્ટપ્રાય થઇ ગયેલા સામુદ્રિક આધિપત્યને તેના નૌકાસૈન્યે ટકાવી રાખ્યું હતું. રાજાની સ્વેચ્છાચારી નીતિને પરિણામે દેશમાં ઉપયોગી કાર્ય તો ન થયું, પરંતુ ઉલટાં સંસ્થાનો પણ હાથ-

માંથી ગયાં. હવે હતાશ થએલા રાજાએ ફરીથી વ્હીગ નેતાઓનું શરણ લીધું, અને ચાર્લ્સ જેમ્સફૉકસને મંત્રીપદ આપ્યું. આ સમર્થ, ચતુર, બુદ્ધિશાળી પરંતુ દારૂડીઆ અને જુગારી વ્હીગ રાજ્યદ્વારીએ ટોરી નૉર્થને મંત્રીમંડળમાં સાથે લઇ 'સંમિલિત મંત્રીમંડળ' ( Coalition Ministry ) બનાવ્યું. પરંતુ થોડા સમયમાં ફૉક્સે તો હિંદુસ્તાનનો રાજ્યવહીવટ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના હાથમાંથી લઇ પાર્લમેન્ટને સોંપવાની મતલબના કાયદાનો ખરડો આણ્યો. રાજા તો કહેવા લાગ્યો કે આ કાયદો તો મારા મસ્તક પરથી રાજમુકુટ લઇ ફૉક્સના શિર ઉપર મૂકવા જેવો છે. આમની સભાએ તો તે મંજુર કર્યો, પરંતુ રાજાની લાગવગને વશ થએલા અમીરોએ તે નામંજુર કર્યો. રાજાએ મંત્રીઓને રજા આપી ચેથામના તરુણ પુત્ર વિલિયમ પિટ્ટને મંત્રી બનાવ્યો, ( ઇ. સ. ૧૭૮૩ ).

નાનો પિટ્ટઃ—ચેથામ જેના મહાપુરુષના આ ભાગ્યશાળી પુત્રને બાલ્યાવસ્થામાંજ પિતા પાસેથી ઉત્તમ સંસ્કારો મળ્યા હતા. તે પાતળો, નબળા આરોગ્યનો, સુકા ચહેરાનો, શાંત અને અતડા સ્વભાવનો તથા જ્ઞાનવૃદ્ધ હતો. તેનો આત્મસંયમ અને દેશપ્રેમ જેટલાં ઉત્કટ તેટલીજ તેની શક્તિ અમાપ હતી. માનચાંદની બેપરવા બતાવતાં છતાં તેની સત્તા ભોગવવાની તૃષ્ણા દેખાઇ આવતી. તે અભિમાની સ્વભાવના, અડગ નિશ્ચયવાળા, પ્રબળ આત્મવિશ્વાસવાળા યુવકની અસાધારણ શક્તિની પિછાણ ઇ. સ. ૧૭૮૧ માં તે જેવો પાર્લમેન્ટમાં આવ્યો તેવી તરતજ થઇ.[૧] તેની આવડત તેની કુનેહ, ચતુરાઇ, અને મનુષ્યોનાં મન હરી લેવાની અતુલ શક્તિને લીધે આપત્તિકાળમાં દેશના

---

૧ ફૉક્સ તો કહેતો કે પાર્લમેન્ટમાં અગ્રણીજ એ છે. એડમંડ બર્કે પોતાના મિત્રના પુત્રનું ભાષણ સાંભળીને આંસુભરી આંખે કહ્યું હતું 'એ સિંહનું બચ્ચું નહિ, પરંતુ સિંહ પોતેજ છે.'

ખરાબે ચડેલા નાવનું સુકાન ચલાવવા માટે તે સર્વથા યોગ્ય પુરુષજ હતો. તેના પિતાની પેઠે તેને દેશકલ્યાણની વાંછના હતી, અને પાર્લમેન્ટમાં ચાલી રહેલી લાંચરૂશ્વતની અધમ પદ્ધતિ, પ્રત્યે તેને ઉંડો તિરસ્કાર હતો. તેના પર રાજા અને પ્રજા બંનેની પ્રીતિ અને વિશ્વાસ હતાં. ઇતિહાસમાં તે '**નાના પિટ્ટ**'ને નામે મશહૂર છે.

**પિટ્ટના સુધારા:**—આ તરુણ મંત્રી આગળ દેશના કેટલાક મહાપ્રશ્નો આવી પડયા: સંસ્થાનો જોડેના વિગ્રહથી દેશ થાકી ગયો હતો, અને અઢળક દ્રવ્ય વપરાઇ ગયું હતું; આ ઉપરાંત આયર્લૅન્ડ અને હિંદ પ્રત્યે ડહાપણભરી નીતિ અંગીકાર કરી સામ્રાજ્યનાં દઢ બંધને તેમને બાંધવાનાં પણ હતા અને બની શકે તો ઇંગ્લેન્ડ વિરૂદ્ધ થએલો યુરોપી રાજ્યોનો દ્વેષ પણ ટાળવાનો હતો. વૉલ્પોલની પેઠે પિટ્ટ પણ અર્થમંત્રી હતો. તેના કારભારનાં પ્રથમનાં દસ વર્ષમાં શસ્ત્રોનો ચમકાર કે વિજયગર્વની ઉન્મત્ત હાકલ નથી પરંતુ અખંડ શાંતિ અને સમૃદ્ધિનો શાંત પ્રવાહ સતત વહે છે. તેણે દેશમાં આયાત થતી વસ્તુઓ ઉપરની જકાત ઘટાડી દાણચોરી થતી અટકાવી, એટલે રાજ્યની આવક વધવાની સાથે લોકોને વસ્તુઓ સોંઘી પણ મળવા લાગી. આ ઉપરાંત દાણચોરી અટકાવવાને તેણે વધારે કાર્યસાધક ઉપાયો પણ લેવા માંડયા. જુદા જુદા પ્રકારની જકાતનાં જુદાં જુદાં ખાતાંઓ માટે અધિકારીઓ રાખવા પડતા હતા, પરંતુ તેમના પગારના પ્રમાણમાં તેમને કામ નહિ જેવું હતું. પિટ્ટે એ સર્વ ખાતાંઓ એકત્ર કરી દઈ શોભાના અમલદારોને રજા આપી, રાજ્યવહીવટમાં પણ કરકસર દાખલ કરી. વળી સાથે સાથે આરામ અને વિલાસની કેટલીક વસ્તુઓ ઉપર તેણે હલકા કર પણ નાખવા માંડયા. પ્રજા-ઋણ તો ઘટાડયું, અને દર વર્ષે નિયમિત રકમ પાછી ભરવા માટે તેણે સ્થાયી બંડોળની યોજના દાખલ કરી. આ ઉપરાંત જ્યારે જ્યારે કરજ કરવાનીજ જરૂર પડે ત્યારે અમુક વગદાર ધનિકોની સાથે ખાનગી

ગોઠવણુ ન કરતાં તેણે જાહેર હરિફાઈથી ઓછામાં ઓછું વ્યાજ લે તેની પાસેથી નાણાં લેવા માંડયાં, એટલે સત્તાતંત્રમાં અનીતિનું બળ ઘટવાની સાથે લોકોને રાજ્યના આર્થિક પ્રશ્નોમાં પણ રસ પડવા લાગ્યો. વળી તે નિરકુંશ વ્યાપારનો પક્કો હિમાયતી હતો, એટલે તેણે ઇ. સ. ૧૭૮૮ માં ફ્રાન્સ જોડે વ્યાપારી સંધિ કરી બંને દેશમાં ઓછી જકાતે માલની આવજા થાય એવી વ્યવસ્થા કરી ઇંગ્લેન્ડના પરદેશી વેપારને ઉત્તેજન આપ્યું. આટલુંજ નહિ પરંતુ તે દીર્ઘદૃષ્ટિ યુવકને તો આયર્લેન્ડ અને અમેરિકા જોડે પણ આવીજ સંધિ કરવાની ઇચ્છા હતી, પરંતુ તેમાં સફળ થઇ શક્યો નહિ. ઇ. સ. ૧૭૯૦ માં કેનેડાને સ્વરાજ્યનો ઉદાર હપ્તો આપી ત્યાંના સંસ્થાનીઓને ઉપકારના બંધનમાં લાવી મૂકયા. હિંદુસ્તાન અને આયર્લેન્ડ પ્રત્યેની તેની નીતિ વિષે જુદું કહેવામાં આવશે.

**પિટ્ટની નિષ્ફળતા:**—પરંતુ આ સમર્થ મંત્રીની નિષ્ફળતાએ તો તેની કીર્તિને કલશ ચડાવ્યો છે. તે સમયના વાતાવરણમાં તે નિષ્ફળ થયો, પરંતુ તેણે કરવા ધારેલા અનેક સુધારા પાછળથી તે દેશમાં દાખલ થઇને તે તરુણ મંત્રીની શક્તિ, સમજ, અને દીર્ઘદૃષ્ટિની સાક્ષી પૂરી રહ્યા છે.

ગુલામગીરીના અમાનુષી વેપારને તે બંધ કરી શક્યો નહિ. નિર્દોષ મનુષ્યોની હાયથી સમૃદ્ધ થઇ જનારા અનેક અમીરોની નઠોરતા પાસે ન ચાલ્યા વિલ્બર્સ ફોર્સના આસમાન–જમીન એક કરનારા પ્રયત્નો, કે ન ચાલી પિટ્ટની અસ્ખલિત વાગ્ધારા. તેણે તો ભવિષ્યમાં થનારા ઇ. સ. ૧૮૦૭ અને ૧૮૩૩ ના કાયદાનાં બીજ રોપ્યાં.

લાંચરૂશ્વતખોરીના એ કલંકિત યુગમાં તે પાર્લમેન્ટની સુધારણા તો ક્યાંથી કરી શકે? પાર્લમેન્ટ અંગ્રેજ પ્રજાની પ્રતિનિધિ ન હતી. શ્રીમંત જમીનદારો કેવી રીતે પોતાના મનધાર્યા માણસોને પાર્લમેન્ટમાં મોકલી શકતા તે પૂર્વે કહેવાઇ ગયું છે. કેટલાંક નગરો

પાછળથી સમૃદ્ધ થયા છતાં તેમને પ્રતિનિધિ મોકલવાનો અધિકાર નહોતો મળ્યો ત્યારે કેટલાક ક્ષીણ થઇ ગએલાં શહેરોમાંથી પ્રતિનિધિઓ હજુ આવતા હતા.[૧] આ ઉપરાંત કેટલાંક શહેરોમાં સમિતિ (Corporation) ને સભ્યો મોકલવાનો હક મળ્યો હતો તેઓ પ્રતિનિધિની જગાઓની હરરાજી કરી તેમાંથી શહેરનો વહીવટ કરતા હતા. લાંચરૂશ્વત તો પગલે પગલે અને તેના પ્રકાર પણ અનેક. સામાન્ય લોકોને મત આપવો હોય ત્યારે સભ્ય થવા ઇચ્છનારાઓ તેમને શરાબ-કબાબથી સંતુષ્ટ રાખતા, અને હજારો પાઉન્ડના ખર્ચમાં ઉતરતા. હિંદની અમલદારી ભોગવી આવેલા અનેક 'નવાબ' ઉપનામ પામેલા અંગ્રેજો આવે સમયે લખલૂટ ખર્ચ કરી બીજાને પણ ખર્ચના ખાડામાં ઉતારતા હતા. પરાક્રમી પિતાને પગલે ચાલનારા દેશપ્રેમી પુત્રે આ સ્થિતિ ટાળવા માટે મતદારોની સંખ્યા વધારવાનો અને ઘસાઇ ગએલાં ગામડાઓનો અધિકાર લઇ લેવાનો કાયદો કરવાનો સંકલ્પ કર્યો,

---

૧ આ સંબંધી કેટલીક રસિક વિગતો પાર્લમેન્ટની સ્થિતિ તપાસવા નીમાએલી સમિતિએ પોતાના નિવેદનમાં રજુ કરી છેઃ ઉદાહરણ તરીકે ઓલ્ડ સેરમમાં વસ્તી ન હતી એટલે ત્યાંથી આવનાર માણસ પોતાનો તૂટેલી દિવાલના અને ઘાસવાળા ઉકરડાનો પ્રતિનિધિ હતો. ઇંગ્લેન્ડમાં આવાં ૩૪ સ્થળેથી ૭૦ પ્રતિનિધિઓ આવતા કોણ મોકલે ? એ જમીનના માલીક. આ રીતે જ્યોર્જ રાજાના અમલના અંતમાં ડ્યૂક ઓવ્ નોર્ફોક ૧૧ લોન્સડેલ ૯, અને ઉલિંગટન ૭ સભાસદો મોકલી શકતા હતા. ૧૬ સ્થળે ૧૦૦ મતદારો ૩૭ પ્રતિનિધિ મોકલે અને ૪૬ સ્થાનોમાં માત્ર ૫૦ મતદારો ૯૦ પ્રતિનિધિ મોકલી શકતા. વળી મતદાર બનાવવાનું ધોરણ પણ ક્યાં એક હતું ? નિયમ તો હોયજ શાના ?

જે ઉજ્જડ સ્થાનોમાંથી શ્રીમંત જમીનદારો પોતાનો માણસ પસંદ કરીને મોકલતા તે Pocket Boroughs, અને જ્યાં મતદારો થોડા હોય અને જે કોઇ વધારે લાંચ આપે તેને પ્રતિનિધિ તરીકે મોકલતા હોય તે Rotten Boroughs કહેવાય છે.

પરંતુ આવા કાયદાનો ખરડો આણવાની રજા આપવામાં પણ જ્યારે વિરોધ ઉત્પન્ન થયો, અને પિટ્ટનાં સ્વપ્ન ઉડી ગયાં. પરંતુ ત્યારથી દેશના રાજકીય જીવનમાં નવા વિચારોનાં બીજ રોપાયાં અને અંકુરો ઇ. સ. ૧૮૩૨માં ફૂટયા.

લોકવૃત્તિનાં વહેણો હજુએ રોમન કેથોલિકની વિરુદ્ધ વહેતાં હતાં, છતાં ઇ. સ. ૧૭૭૮ માં હીણાએલા બિચારા રોમન કેથોલિકોને થોડી ઘણી છૂટ આપવાની હીલચાલ થઇ હતી. પરંતુ લૉર્ડ જ્યૉર્જ ગોર્ડન નામના અવિચારી, હીણનજરા, ધર્માંધ અને મંદમતિ અમીરની સરદારી નીચે કેટલાક સંકુચિત દૃષ્ટિના પ્રોટેસ્ટન્ટો આવા ફેરફારથી ચમકી ઉઠયા હતા. તેમણે કેથોલિકોને છૂટ આપવા વિરૂદ્ધ અરજી તો કરી હતી, પરંતુ કેટલેક સ્થળે તો તોફાન થયાં અને ચોકીદારોની અછતને લઇને સારૂં લંડન નગર આ તોફાનીઓને હસ્તક પડયું. આ દારૂડીઆ ધાડપાડુઓએ ૭ દિવસ શહેરમાં ઉત્પાત મચાવી મકયો; આખરે રાજાએ અસાધારણ ધૈર્ય અને સાહસપૂર્વક સૈન્યની સહાયથી બળવાખોરોને વશ કર્યા અને તેમાંના કેટલાકને ઠાર કરી શહેરમાં ધાક બેસાડી ત્યારે તો શાંતિ થઇ હતી. આવા યુગમાં પિટ્ટના મનમાં કેથોલિકોનું કંઇક કલ્યાણ કરવાની ઊંડી ઊંડી ઇચ્છા હોય તો તે પણ શી રીતે સફળ થાય? છતાંએ તેણે તો આયર્લેન્ડના કેથોલિકો માટે પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તે કેવી નિષ્ફળ રીતે હાર્યો તે આગળ કહેવામાં આવશે. દેશજીવનમાં અમાપ અસર કરી જનારાં મહાન્ કાર્યોનાં સ્વપ્ન સેવવાનો અધિકાર પણ વિરલ મહાપુરુષોનોજ હોય છે. તેમના યુગમાં તેઓ નિષ્ફળ થાય તેથી તેમની મહત્તાને જરાએ ઝાંખપ લાગતી નથી.

આવા મહાપુરુષના અદ્‌ભુત કાર્યની પ્રશંસા બર્ક, ફોકસ, અને શેરીડન જેવા તેના વિરોધીઓ પણ મુક્તકંઠે કરી રહ્યા હતા. ઈ. સ. ૧૭૮૮ માં રાજા ફરીથી ચિત્તભ્રમ થયો. રાજરક્ષકના નીમણૂક પાર્લા-

મેન્ટને કરવાનો અધિકાર ખરો કે નહિ અને યુવરાજ રાજરક્ષક થાય તો તેના અધિકારની મર્યાદા કેટલી એ સંબંધે પિટ્ટ અને ફૉક્સને મતભેદ થયો. આયર્લૅન્ડની પાર્લમેન્ટે મત આપ્યો કે યુવરાજને સર્વ રાજસત્તા સોંપી દેવી જોઇએ, પરંતુ પાર્લમેન્ટનો વિચાર તો યુવરાજને મર્યાદિત અધિકાર આપવાનો હતો. સદ્‌ભાગ્યે આ મતભેદ તીવ્ર થવા પામે તે પૂર્વે તો રાજાને આરામ થયો.[1]

આ સમયે સમગ્ર યુરોપનાં રાષ્ટ્રોનાં રાજકીય, સામાજિક અને પ્રજાજીવન ઉપર ગંભીર અને દૂરગામી પરિણામો નીપજાવનાર તે યુગનો મહાન્ બનાવ બન્યો.



## પ્રકરણ ૫ મું.



### ફ્રાન્સનો રાજ્યવિપ્લવ.

**ફ્રાન્સમાં રાજ્યવિપ્લવઃ**—ઇ. સ. ૧૭૮૯ માં રાજાને આરામ થયાને થોડો સમય થયો હશે, ત્યાંતો ફ્રાન્સમાં રાજ્યવિપ્લવની ભયંકર જ્વાલા ભભૂકી નીકળી. આ વિપ્લવનાં કારણો રાજકીય, સામાજિક અને બુદ્ધિવિષયક હતાં. યુરોપના અન્ય દેશોમાં રાજ્યતંત્ર ધીમે ધીમે લોકવૃત્તિને અનુકૂળ કરવાના પ્રયત્નો કરવામાં આવતા હતા, ત્યારે છેલ્લાં બસો વર્ષથી ફ્રાન્સનો રાજ્યવહીવટ સડેલો, અન્યાયી અને જુલમીજ રહ્યો હતો; સમાજતંત્ર પણ છેક સડી ગયું હતું. જુદા જુદા વર્ગો વચ્ચે મોટો ભેદ પડી ગયો હતો; અમીરો, ધર્મગુરુઓ અને

---

૧ દેશમાંથી અશાંતિનો ભય ટળ્યો, તેથી લોકો ખૂબ ખુશી થયા. લોકોનો આવો નિઃસીમ આનંદ જોઇને રાજાએ કહ્યું કે "લોકોનો આનંદ જોવાની ખાતર માંદા પડવામાંએ મઝા છે." લોકો આવો ઉત્સવ માણે તે યુવરાજને જરાએ ગમ્યું નહિ.

શ્રીમંત વેપારીઓ સ્વચ્છંદી, વિલાસી અને દુરાચારી જીવન ગાળતા હતા, અને રાજ્યને કર ભરવાની ફરજમાંથી મુક્ત રહેતા હતા, ત્યારે બિચારા ગરીબોને ભૂખમરો વેઠવો પડતો અને કરજના બોજાથી દળાઇ જવું પડતું હતું. તેમની દાદફરિયાદ કોઇ સાંભળનાર હતું નહિ; તેમના જાનમાલની સલામતી ન હતી. જમીનદારો બિચારા ખેડુતો પાસે વેઠ કરાવતા અને ખેડુતોને પોતાનું સર્વ કામ પડયું રાખવું પડતું. આમ-વર્ગ પાસે રાજકીય સત્તા જેવું તો કશું હતુંજ નહિ. આવા સમયમાં વૉલ્ટેર, રૂસો અને મોન્ટેસ્કયુ જેવા નવીન વિચારકોએ જ્વલંત ભાષામાં તેજસ્વી લખાણો લખી પ્રજામાં જાગૃતિ આણી દીધી. વૉલ્ટેરે વિચારસ્વાતંત્ર્ય પર ભાર મૂકયો અને રૂસોએ સમાનતા, બંધુત્વ અને સ્વાતંત્ર્યના ઉપદેશ દેવા શરૂ કર્યા. લુઇ ૧૫મા અને ૧૬માએ તો રાજ્યની આર્થિક સ્થિતિ છેક નિર્બળ કરી નાખી. લુઇ ૧૬ મો બિચારો ભલો અને સદાશયી હતો, પરંતુ તેનામાં દીર્ઘદૃષ્ટિ ન હતી, અને તેનો દરબાર અનીતિમાન અને ઉડાઉ હતો. દેશમાં દ્રવ્યની ખોટ હતી, છેલ્લા વિગ્રહોમાં અઢળક ખર્ચ થઇ ગયું હતું, એટલે તેણે નાણાં મેળવવાની આશાએ લોકપ્રતિનિધિઓની સભા બોલાવી. ૧૭૧ વર્ષ પછી મળેલી આ સભાએ તો દેશનો વહીવટ પોતાને હસ્તક લઇ લીધો, અને દેશના કાયદા અને વ્યવસ્થાને તિલાંજલિ આપી દીધી. નિરાધાર અને નિર્બળ રાજાએ તેમણે કરેલા ફેરફારો મંજુર રાખ્યા. પરંતુ ધીમે ધીમે તેણે તો આવો નબળો રાજાએ સ્વીકારે નહિ એવાં કાર્યો કરવા માંડયાં, એટલે તો રાજાએ માથું ઉંચકયું. પ્રજાનો દબાવેલો જુસ્સો ઉછળ્યો અને બેસ્ટાઇલ નામના એક ભયંકર કિલ્લા પર આક્રમણ કરી તેને કબજે કર્યો. ઇ. સ. ૧૭૯૨ માં ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆએ લુઇની વહારે સૈન્ય મોકલ્યાં, પરંતુ ફ્રેન્ચ સૈન્ય પાસે તેમનું કંઇ ચાલ્યું નહિ. ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય જાહેર કરવામાં આવ્યું, રાજકુટુંબને કેદ

કરવામાં આવ્યું, અને પેરિસનાં બંદીખાનાં તોડીને લોકોએ જે કોઇ રાજપક્ષનો છે એમ શંકા પડે તેના પર જુલમ વર્તાવવા માંડયો. ઇ. સ. ૧૭૯૩ માં તો છીછંછળા અને તોફાને ચડેલા લોકોએ રાજારાણીનો શિરચ્છેદ કર્યો, અને ઢોલનગારાં વગાડી ઉત્સવ ઉજવ્યો. હવે તો લુંટફાટખોરોની સત્તા જામી. દેશના સર્વ કાયદાઓને છાંડી મૂકવામાં આવ્યા; દેશમાં આસુરી સત્તા નિરંકુશ રીતે મહાલવા લાગી, અને અનેક નિર્દોષ સ્ત્રીપુરુષોનાં રક્તથી ફ્રાન્સની જમીન પલળી ગઇ. સ્વતંત્રતા, સમાનતા, અને ભ્રાતૃભાવને નામે તેઓએ વિરોધીઓને જુદે હાથે મારવા માંડયા. જમીનદારો અને ધર્મગુરુઓને શોધી શોધીને મારવામાં કે ડુબાવી દેવામાં આવ્યા. જેમનાથી બન્યું તે દેશ છોડીને બીજે નાઠા; તેમની માલમત્તા જપ્ત કરવામાં આવી.

**ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ**:—લોકસત્તાને ઉપરીપદે સ્થાપનાર સ્વાતંત્ર્યપ્રિય અંગ્રેજો શરૂઆતમાં તો ફ્રેન્ચ પ્રજાનો સ્વાતંત્ર્યપ્રેમ અને આપખુદ સત્તાનાં બળોને છુંદી નાખવાનો નિશ્ચય જોઇ તેમના પ્રત્યે સહર્ષ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા, અને ફ્રાન્સમાં નવો યુગ પ્રકટયો છે એમ કહેવા લાગ્યા.[1] ઇંગ્લેન્ડમાં પણ કેટલીક સભાઓ સ્થપાઇ અને વિપ્લવના સમાચાર લોકોમાં પ્રસારવા લાગી. લોકોમાં પણ આવેશ આવ્યો. કોઇને પાર્લમેન્ટમાં સુધારા કરવાની ઇચ્છા થઇ, તો કોઇને ફ્રાન્સના જેવું રાજ્યતંત્ર સ્થાપવાની ઇચ્છા થઇ. ફૅાક્સ અને બર્ક જેવાની મૈત્રી પણ વિચારભેદમાં તૂટી. તેમણે પોતે જ શું સ્ટુઅર્ટ રાજાને કાઢી મૂકયો ન હતો? તેઓ શું જુલમી કાયદાની સામે નહોતા થયા? પરંતુ એક પછી એક દારૂણ બનાવો બનતા ગયા તેમ તેમ લોકમત બદલવા લાગ્યો. એડમંડ બર્કે પોતાના

---

૧ તે સમયનો અંગ્રેજોનો ઉત્સાહ વડ્ઝવર્થના શબ્દોમાં પ્રકટ થાય છે:—

Bliss it was in that dawn to be alive!
But to be young was very heaven.

ફ્રેન્ચ રાજ્યવિપ્લવ ઉપર 'ચિન્તનો' નામના પુસ્તકમાં ફ્રાન્સમાં સ્વાતંત્ર્યને નામે ચાલેલી લૂટ, હત્યા અને અનાચાર પ્રત્યે અણગમો દર્શાવી ભવિષ્ય ભાખ્યું કે લોકોની પાશવવૃત્તિઓ સર્વ બંધનો તોડી વિનાશક સ્વરૂપ ધારણ કરી રહી છે; આવી અવ્યવસ્થાનો લાભ લઇ પ્રજાને નામે સૈન્યસત્તા બળવાન્ બની બેસશે, અને આખરે એક માણસ સમગ્ર દેશનો ભાગ્યવિધાતા થઇ બેસશે. બર્કનાં પુસ્તકની ગંભીર અસર થઇ. ઈંગ્લેન્ડના રાજદ્વારીઓએ ક્રાન્તિકારક વૃત્તિઓને મજબુત હાથે દબાવી દેવાની વૃત્તિ અંગીકાર કરવા માંડી.[1]

આ દરમિઆન સરકાર તટસ્થવૃત્તિ સાચવી રહી હતી. મુખ્ય મંત્રી પિટ્ એમ માનતો હતો કે ફ્રાન્સ સિવાયના બીજા દેશોને વિપ્લવ જોડે કશો સંબંધ નથી. તે તો વેપારવૃદ્ધિ અને આર્થિક ઉન્નતિના દેશકલ્યાણના પ્રશ્નોમાં એટલો તલ્લીન થઇ ગયો હતો, કે તેને યુરોપનો રાજદ્વારી મામલો તપાસવાનો પણ સમય ન હતો. વળી તેણે તો એમ પણ માન્યું, કે આવો પ્રશ્ન ઉપસ્થિત થવાથી ફ્રાન્સ પોતાની આંતર વ્યવસ્થામાં એટલું બધું ગુંથાયું રહેશે, કે કેટલાંક વર્ષ

૧ આ વિગ્રહ દરમિઆન પિટ્ની આંતરનીતિ સખતાઇ ભરેલી હતી. સુધારાના કાયદાઓ અટકી પડ્યા એટલુંજ નહિ પરંતુ દમનનીતિ છડેચોક દાખલ કરવામાં આવી. ફ્રાન્સમાં ચાલેલા આસુરી અત્યાચારોથી ઇંગ્લેન્ડના રાજદ્વારીઓ ગભરાઇ ગયા હતાઃ તેવાંજ તોફાનો ઈંગ્લેન્ડમાં થતાં અટકાવવા માટે પ્રજાના વિચાર અને વાણીના સ્વાતંત્ર્ય ઉપર દાબ મુકવામાં આવ્યો. પરદેશીઓ ઉપર સખત દેખરેખ રાખવામાં આવી. હેબીઅસ કોર્પસ કાયદાનો અમલ મોકુફ રાખી અધિકારીવર્ગને શકદાર વ્યક્તિઓની ધરપકડ કરવાની વિશાળ સત્તાઓ આપવામાં આવી. આ ઉપરાંત બીજા કાયદાઓ કરી રાજદ્વારી સભાઓ, ક્રાન્તિકારક મંડળો અને વર્તમાનપત્રો ઉપર બંધનો નાખવામાં આવ્યાં.

પિટ્ના મૃત્યુ પછી આવનાર મંત્રીઓએ પણ તેનીજ રાજનીતિનાં તત્ત્વો સ્વીકાર્યાં.

સુધી ઇંગ્લેન્ડને તેના તરફથી ભય રહેશે નહિ, અને એથી કરીને દેશની સર્વાંગ ઉન્નતિ સાધવાના કાર્યમાં સરળતા મળશે. આથીજ તે ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆ જોડે ભળ્યો નહિ. ઇ. સ. ૧૭૯૨ માં ફ્રેન્ચ પ્રજાએ યુરોપની સર્વ પ્રજાઓને પોતાના દાખલાને અનુસરવાનો સંદેશો આપ્યો, અને જે પ્રજા પોતાના રાજા વિરૂદ્ધ શસ્ત્ર લઇ ઉઠે તેને સહાય આપવાનું વચન આપ્યું. ફ્રેન્ચ સન્યે શત્રુઓને હરાવી ઑસ્ટ્રિઅન નેધર્લેન્ડઝ ( હાલનું લગભગ બેલ્જીયમ ) કબજે કરી શેલ્ટ નદીમાં દરેક દેશને વહાણુ લાવવાની રજા આપી પૂર્વે થએલી સંધિનો ભંગ કરી, અંગ્રેજો અને વલંદાઓના વેપારને ધટકો માર્યો. હવે પિટ્ટને પોતાની નીતિ બદલવાનો વારો આવ્યો. ઇંગ્લેન્ડની પાસેનાજ



નેપોલિઅન જોડેના વિગ્રહો.

દેશમાં ફ્રાન્સ જેવો જુનો શત્રુ આવી ભરાય તે કેમ ચાલે ? હજુ ઇંગ્લેન્ડ પોતાની કાર્યદિશાનો નિર્ણય કરે તે પૂર્વે તો રાજારાણીના વધ થયાના સમાચાર સાંભળી યુરોપનાં અનેક સિંહાસનો ધ્રૂજી ઉઠયાં; અનેક મુખેથી હાહાકાર નીકળી ગયો. ત્યાં તો ફ્રાન્સેજ ગ્રેટ બ્રિટન સામે વિગ્રહ જાહેર કર્યો, (ઇ. સ. ૧૭૯૩).

ફ્રાન્સ જોડેનો આ વિગ્રહ છેક ઇ. સ. ૧૮૧૫ સુધી ચાલ્યો. પરંતુ સહેલથી તેના જે ત્રણ ભાગ પડી જાય છે તે પ્રમાણે આપણે તેનો વિચાર કરીશું. ઇ. સ. ૧૭૯૩ થી ૧૮૦૨ સુધીના પ્રથમ વિભાગમાં મુખ્ય-મંત્રી પિટ્ યુરોપનાં બીજાં રાજ્યોની બે વાર સહાય મેળવીને ફ્રાન્સની સામો થયો. પોતાના સ્થાનમાં સર્વશ્રેષ્ઠ ગજ અને ગ્રાહ વચ્ચેનું આ યુદ્ધ હતું. ઇંગ્લેન્ડનું જળસૈન્ય અપ્રતિમ તો ફ્રાન્સનું સ્થળસૈન્ય અનન્ય હતું.

**(૧) ફ્રાન્સ જોડે વિગ્રહઃ** (ઇ. સ. ૧૭૯૩—૧૮૦૨)— ફ્રાન્સ જોડે વિગ્રહ થયો ત્યારે ઇંગ્લેન્ડને એકલુંજ લડવાનું ન હતું. ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆ તો ઇ. સ. ૧૭૯૨ થી લડી રહ્યાં હતાં, તેમાં હોલેન્ડ અને સ્પેન ઇ. સ. ૧૭૯૩ થી ભળ્યાં, એટલે આ સર્વ રાજ્યોનો મોટો મિત્રસંઘ (Coalition) થયો. ઇંગ્લેન્ડ અન્ય દેશોને સૈન્યની સહાય તો નહિ પરંતુ આર્થિક સહાય તો જોઇએ તેટલી કરી શકે તેમ હતું. આ સર્વ રાજ્યો સંપી ગયાં હોત તો પિટ્ કહેતો તેમ બે યુદ્ધોમાં તો ફ્રાન્સની સાન ઠેકાણે આવી જાત; પરંતુ ફ્રાન્સની અવ્યવસ્થામાંથી બને તેટલો લાભ મેળવી પોતાનો સ્વાર્થ સાધવાને તત્પર થઇ રહેલાં મિત્રરાજ્યોમાં પરસ્પર કલહ થવા લાગ્યો. ખાવા-પીવાના સાધનની તંગી ભોગવીને પણ સ્વદેશ પ્રત્યેના ઉત્કટ પ્રેમના આવેશમાં ચકચૂર બનેલા ફ્રેન્ચ સૈનિકોએ ભૂમધ્ય સમુદ્રના કિનારા પર આવેલો ટુલોન નામનો મજબુત કિલ્લો હાથ કર્યો, અને શત્રુ-ઓને પોતાના મુલકમાંથી હાંકી કાઢ્યા એટલુંજ નહિ, પરંતુ હોલેન્ડમાં

પોતે જઇ પહોંચ્યા. હોલેન્ડ અને સ્પેન ફ્રાન્સ જોડે મળી ગયાં એટલુંજ નહિ, પરંતુ તેમના કાફલાએ ઇંગ્લેન્ડ ઉપર ચડાઇ કરવાની તડામાર તૈયારીઓ કરવા માંડી. ઇ. સ. ૧૭૯૬માં ટુલોનના યુદ્ધમાં પ્રખ્યાત થએલા કોર્સિકાના એક સૈનિકના પુત્ર નેપોલિયન બોનાપાર્ટ નામે એક આશરે ૩૦ વર્ષના નવલોહિયા જુવાન યોદ્ધાએ ફ્રેન્ચ સૈન્ય લઇને ઉત્તર ઇટલી ઉપર હલ્લો કરી, વિએના ઉપર આક્રમણ કરી ઑસ્ટ્રિઅનોને ગુંગળાવ્યા, અને સંધિ કરી ઇંગ્લેન્ડનો પક્ષ છોડી દેવાની તેમને ફરજ પાડી. હવે ઇંગ્લેન્ડને આ મહાન્ યુદ્ધ એકલે હાથે ખેલવાનું આવ્યું. સામુદ્રિક યુદ્ધમાં તો ઇંગ્લેન્ડનો વિજયજ હતો. ઇ. સ. ૧૭૯૪ માં ફ્રાન્સનું નૌકાસૈન્ય બ્રેસ્ટ બંદરની બહાર નીકળ્યું ન નીકળ્યું ત્યાં તો અંગ્રેજ નૌસેનાધ્યક્ષ લોર્ડ હાઉએ તેનો નાશ કરી નાખ્યો. ઇ. સ. ૧૭૯૬ માં સ્પેન, હોલેન્ડ અને ફ્રાન્સનાં નૌકાસૈન્ય ઇંગ્લેન્ડ પર આક્રમણ કરવા તૈયાર થઇ રહ્યાં. સદ્‌ભાગ્યે ત્રણે કાફલાઓ જુદે જુદે સ્થળે હતા. સ્પેનનો કાફલો બ્રેસ્ટ બંદરમાં ફ્રેન્ચ કાફલાની સાથ દેવા ઉપડ્યો તો ખરો, પરંતુ રસ્તામાં અંગ્રેજ કાફલાએ સેન્ટ વિન્સેન્ટની ભૂશિર પાસે તેને અટકાવ્યો. સ્પેનનાં વહાણો મોટાં, બેડોળ અને અગડમગડ ભરેલાં હોઇ તેમાં માણસો ઘણા અને બહાદુર પરંતુ તાલીમ વિનાના હતા. બંને સૈન્યોએ અતુલ પરાક્રમ દર્શાવ્યું, પરંતુ આખરે હોરેશિયો નેલ્સન નામના સાહસિક અને ચતુર યોદ્ધાએ રંગ રાખ્યો અને અંગ્રેજો જીત્યા. સ્પેનનાં કેટલાંક વહાણો કેદ પકડાયાં, અને બાકીનાં કેડિઝ બંદરમાં પેસી ગયાં, (ઇ. સ. ૧૭૯૭). આપત્તિમાં આપત્તિ આવી મળે તેમ એક ભયથી મુક્ત થતાં બીજા અનેક ભય ઉત્પન્ન થયા. સ્કૉટલૅન્ડમાં અસંતોષ વ્યાપ્યો હતો, આયર્લૅન્ડમાં પ્રતિક્ષણે બળવો જાગી ઉઠે એવો ભય રહેતો હતો, અંગ્રેજી સૈન્યના ઢંગધડા ન હતા, ત્યાં સ્પીટહેડ અને નોરમાં રહેલાં નૌકાસૈન્યના ખલાસીઓએ તોફાન મચાવી કામ કર-

વાની ના પાડી. તેમને સારો ખોરાક ને પેટપૂર પગાર મળતો ન હતો, અને મંદવાડમાં તેમને ઢોરની પેઠે નાખી રાખવામાં આવતા હતા; વળી એ સહેલાગ્રી જીવોને કડક ધારાઓ પણ કેમ પાલવે? ચતુર પિટ્ટે તેમની માગણીઓ ઉપર સંભાળ અને સહાનુભૂતિભર્યો વિચાર કરી તેમને મોંમાગ્યું આપવાની હા પાડી. પછીથી બળવાના આગેવાનોને યોગ્ય શિક્ષા કરવામાં આવી. ડહાપણ અને મુત્સદ્દીગીરી જીત્યાં અને ખલાસીઓ ઉમંગથી કામે ચડયા; તેઓએ ડન્કન નામના નૌસેનાનીની સરદારી નીચે ડચ કાફલાને કેમ્પરડાઉન પાસે હરાવ્યો, (ઇ. સ ૧૭૯૭). ઈંગ્લેન્ડ ઉપર સમુદ્રમાર્ગે આક્રમણ કરવાની ફ્રેન્ચ યોજનાનો આથી અંત આવ્યો. પિટ્ટે સંધિ કરવાનો એક નિષ્ફળ પ્રયત્ન કર્યો.

ઇ. સ. ૧૭૯૮ માં આયર્લૅન્ડમાં પ્રકટ અને પરોક્ષ બંડની જ્વાલા દેશને ઘેરી વળતી હતી, ત્યારે નેપોલિયને યુરોપમાં યુદ્ધ કરવાનો વિચાર તજી પૂર્વના દેશોમાં સામ્રાજ્ય સ્થાપવાનો સાહસિક નિશ્ચય કર્યો. જળ અને સ્થળસૈન્ય સહિત તેણે ટુલોનથી નીકળી માલ્ટા લીધું, અને ભૂમધ્ય સમુદ્રમાં ચારચક્ષુ રાખી ફરતાં બ્રિટિશ નૌકાસૈન્યની નજર ચુકાવી તે અલેક્ઝાંડ્રિઆમાં ઉતરી પડયો. મમેલ્યૂક નામના રણશૂર યોદ્ધાઓ તેની સામે થયા, પરંતુ તાલીમ પામેલી ફ્રેન્ચ સેનાના જોરદાર આક્રમણ પાસે તેમનું કંઇ વળ્યું નહિ. નવચ મિસર નેપોલિયનને હસ્તક પડયો, પરંતુ આ વિજયનું ખાસ પરિણામ ન આવ્યું; કેમકે દેશસેવામાં એક હાથ અને એક આંખ અર્પણ કરી ચૂકેલો, સેન્ટ વિન્સેન્ટના યુદ્ધમાં અદ્વિતીય પરાક્રમ વડે અપૂર્વ નામના પામેલો નૌસેનાની નેલ્સન ફ્રેન્ચ કાફલાની શોધમાંજ ભૂમધ્ય સમુદ્રમાં સર્વત્ર ભમી રહ્યો હતો. બાજી મેળવતો તે નાઇલ નદી સુધી પહોંચ્યો. લશ્કર તો ઉતરી ગયું હતું, પરંતુ અબુકીરના અખાતમાં ફ્રેન્ચ જહાજો હારબંધ પડી રહ્યાં હતાં. મોડી રાત સુધી યુદ્ધ ચાલ્યું, પરંતુ અંતે

ફ્રેન્ચ કાફલાનો લગભગ નાશ થયો.[1] પૂર્વમાં સામ્રાજ્ય સ્થાપવાનાં નેપોલિયનનાં સ્વપ્ન ઉડી ગયાં; તે તો મિસરમાં કેદી જેવો થઇ રહ્યો. પરંતુ એ વીરકેસરી આપત્તિકાળમાં એમ હિંમત હારી જાય તેવો ન હતો. નિર્જન રણ ઓળંગીને તેણે સિરિયામાં ઉતરવાનો સંકલ્પ કર્યો. પરંતુ એકર બંદરના કિલ્લા પાસે અંગ્રેજ નૌસેનાની સિડની સ્મિથની સહાયથી તુર્ક સૈન્યે તેને અટકાવ્યો. બે માસ સુધી ઘેરો ઘાલ્યા છતાં જ્યારે એ શુરા યોદ્ધાઓ ડગ્યા કે નમ્યા નહિ એટલે હતાશ થએલા નેપોલિયને ઘેરો ઉઠાવી મિસર તરફ પાછાં પગલાં કર્યાં, (ઇ. સ. ૧૭૯૯). ઇ. સ. ૧૮૦૧ માં એલેકઝાંડ્રિઆના યુદ્ધમાં અંગ્રેજોને શરણે જવું પડયું ત્યાં સુધી નિરાશ થએલું ફ્રેન્ચ સૈન્ય તો મિસરમાંજ પડી રહ્યું, પરંતુ નેપોલિયન એક વહાણમાં બેસી છુપી રીતે યુરોપ ઉપડી ગયો, (ઇ. સ. ૧૭૯૯). એ શા માટે ?

નાઇલના યુદ્ધમાં ફ્રેન્ચ સૈન્યનો પરાજય થતાંજ તેની પ્રતિષ્ઠા હીણી પડી, અને અન્ય રાજ્યો ફ્રાન્સની સામે પડવા તૈયાર થયાં. ઇંગ્લૅન્ડ, રશિઆ, ઑસ્ટ્રિઆ અને તુર્કસ્તાને ફરીથી મિત્રસંઘ રચ્યો, (ઇ. સ. ૧૭૯૯). આ સાંભળી ફ્રાન્સનું રક્ષણ કરવા નેપોલિયન મિસરથી દોડી આવ્યો અને તે સમયના રાજ્યતંત્રને નિર્બળ ઠરાવી પોતે ફ્રાન્સનો પ્રથમ સરમુખત્યાર થઇ પડયો. તેણે પોતાની લાક્ષણિક નીતિ સત્વર ધારણ કરી અને આ સંઘને તોડવાના જબરા પ્રયત્નો આદર્યા. ઑસ્ટ્રિઅનો મેરેન્ગો અને હોહેન લીન્ડનનાં યુદ્ધોમાં શરમભરેલી રીતે હાર્યા, એટલે

---

૧ આ યુદ્ધમાં નેલ્સનને માથા ઉપર સખત ઘા વાગ્યો હતો. તેને નીચે લઇ જતા હતા એટલામાં એક શસ્ત્રવૈદ્ય બીજા દરદીને છોડી તેની સારવાર કરવા માટે દોડી આવ્યો. ઉદારચિત, નિરભિમાન, અને વત્સલહૃદયના નેલ્સને કહ્યું "એમ નહિ, મારો વારો આવે ત્યારે વાત !"

મિસિસ હેમાન્સે પોતાના કાવ્યમાં અમર કરેલા કેસાબિયાન્કાવાળું વહાણ લ ઓરિયન્ટ પણ આ યુદ્ધમાંજ બળી ગયું હતું,

તેમણે તો નેપોલિયન જોડે સંધિ કરી લીધી, (ઇ. સ. ૧૮૦૧). રશિઆ તો કયારનું સંઘ તજી ગયું હતું એટલે ઇ. સ. ૧૮૦૦માં ગ્રેટ બ્રિટન અતિ વિષમ દશામાં આવી પડયું. નૌકાબળના જોર પર અંગ્રેજો પરદેશી વહાણોને ફ્રાન્સમાં માલ લઇ જતાં અટકાવતા હતા; બાલ્ટિક સમુદ્રના કિનારા પર આવેલાં બંદરોમાંથી માલ ભરીને આવતાં વહાણોને પણ તેમણે અટકાવવા માંડયાં, એટલે રશિઆ, સ્વીડન અને ડેન્માર્કે મૈત્રી કરી અંગ્રેજોની આ રીત સામે વિરોધ જાહેર કર્યો. અંગ્રેજ કાફલો તો બાલ્ટિકમાં જઇ પહોંચ્યો. કોપનહેગનના યુદ્ધમાં ડેન્માર્કનો નાનો કાફલો હારી ગયો, (ઇ. સ. ૧૮૦૧).[1] શહેનશાહના મરણ પછી રશિઆએ પણ અંગ્રેજોનો વિરોધ કરવો મૂકી દીધો. એલેકઝાંડ્રિઆમાં પણ ફ્રેન્ચ સૈન્યનો પરાભવ થયો. ચિરકાલીન યુદ્ધની સતત ચિન્તા અને પરિશ્રમ વડે બંને પક્ષ થાકી ગયા હતા; ફ્રાન્સનું સૈન્યબળ અતુલ હોય તો ઇંગ્લેન્ડનું નૌકાબળ કયાં ઓછું હતું ! સંધિ થાય તો સર્વ પ્રસન્ન થાય પણ કોઇ ગર્વ લે તેમ ન હતું. પિટ્ટે તો આયર્લેન્ડમાં ઉપસ્થિત થએલા પ્રશ્ન વિષે રાજા જોડે મતભેદ થયાથી રાજીનામું આપ્યું હતું, એટલે તેની પછી આવેલા એડિંગ્ટન નામના સામાન્ય બુદ્ધિ અને શક્તિવાળા માણસે ઇ. સ. ૧૮૦૨ માં આમીઆંની સંધિ કરી. વાસ્તવિક રીતે એ સંધિ નહિ

---

૧ આ યુદ્ધમાં નેલ્સન તો તાબાનો અધિકારી હતો. તેના નરમ સ્વભાવના સંશયશીલ ઉપરીને વિજયની આશા ઓછી પડતી હતી; તેણે તો પાછા ફરવાની આજ્ઞા દર્શાવનારો વાવટો પણ પોતાના વહાણ પર ચડાવી દીધો હતો. ચતુર નેલ્સનને મન તો આ વિજયની ઘડી હતી, એટલે તેણે પોતાની ફૂટેલી આંખે દૂરબીન ચડાવી કહ્યું કે "હું તો કંઇ જોતો નથી; આપણાં વહાણો આગળ ચલાવો." વિજય મળ્યા પછી ડેન્માર્કના યુવરાજને તેણે કહ્યું કે "હવેથી તમને ઇંગ્લેન્ડની મૈત્રી મળશે એજ તમારો મોટો વિજય સમજોને." આ સંબંધમાં 'The Battle of the Baltic' નામનું કેમ્પબેલનું કાવ્ય વાંચવા યોગ્ય છે.

પરંતુ યુદ્ધવિરામજ હતો, અને સૌ જાણતા હતા કે એ શાંતિનો કાળ તો વિગ્રહની તૈયારી માટે જ હતો. સામ્રાજ્યલોભી નેપોલિયન હજુએ યુરોપને વશ કરી લેવાની યોજનાઓ ઘડી રહ્યો હતો, હજુએ તેને સિકંદરની પેઠે પૂર્વના વિજેતા થવાની હોંસ હતી. હજુ તે અંગ્રેજોનો મુલક લઇ લેવાની આશાએ મોટું નૌકાસૈન્ય તૈયાર કરી રહ્યો હતો. એક વર્ષમાં તો તેણે સંધિનો ભંગ કરી સ્વિટ્ઝર્લૅન્ડ અને ઇટલી લઇ લીધાં, એટલે ઇંગ્લૅન્ડે માલ્ટા ખાલી કરવાની ના પાડી. અંતે ફરીથી વિગ્રહ ચાલ્યો.

(૨) *નેપોલિયન જોડે વિગ્રહ: (ઇ. સ. ૧૮૦૪—૧૮૦૮):—* અસાધારણ શક્તિ, યુદ્ધકળામાં અદ્દભુત પ્રવીણતા, અશ્રાન્ત પરિશ્રમ, દીર્ઘદૃષ્ટિ અને અપ્રતિમ સાહસિકતાથી ઉત્તરોત્તર વિજયને વરેલો નેપોલિયન ઇ. સ. ૧૮૦૪માં ફ્રાન્સનો સમ્રાટ્ થયો, અને સમગ્ર યુરોપને આધિપત્યમાં આણવાની યોજનાઓ કરવા મંડયો. ઇંગ્લૅન્ડ પર તેની દૃષ્ટિ તો ક્યારની ચોંટી હતી એટલે બુલોન પાસે આશરે ૧,૦૦,૦૦૦ સૈનિકો એકત્ર કરી અંગ્રેજી ખાડીમાં પગપેસારો કરવાનો પ્રસંગ શોધતો તે બેઠો. "ફક્ત છ કલાક અંગ્રેજી ખાડી મારા કબજામાં આવે, તો ઇંગ્લૅન્ડ મારે સ્વાધીન થઇ જાય" એમ તે કહેતો. ફ્રેન્ચ કાફલા તો બ્રેસ્ટ અને ટુલોનમાં પડયા હતા અને સાવધ અંગ્રેજ નાવિકો ચોમેર દૃષ્ટિ ફેરવતા ખાડીને સુરક્ષિત રાખતા હતા એટલે નેપોલિયને નવો દાવ નાખવાની યોજના કરી સ્પેન ફ્રાન્સ જોડે મળી ગયું હતું, એટલે યોજના પ્રમાણે ટુલોનનો કાફલો કેડિઝમાં સ્પેનના કાફલા જોડે મળી વેસ્ટ ઇન્ડિઝ તરફ જવા લાગ્યો. નેલ્સનને ખબર પડતાંજ તેણે તેમની પુંઠ પકડી, પરંતુ શત્રુઓ જણાયા નહિ. તેઓ તો ઉતાવળે બ્રેસ્ટ તરફ ધસ્યા જતા હતા, પરંતુ માર્ગમાં ફિનિસ્ટરની ભૂશિર આગળ બીજા અંગ્રેજ કાફલાએ તેમને હરાવ્યા. ભયભીત થએલા ફ્રેન્ચ નાવિકો જીવ બચાવવા કેડિઝમાં પાછા ગયા. દરમિઆન નેલ્સન

સર્વ છળનો મર્મ પામી જઇ પાછો વળી આવ્યો, અને નેપોલિયનનાં કટુવચનથી ઉત્તેજિત થઇ કેડિઝથી બ્રેસ્ટ આવવા નીકળેલા ફ્રેન્ચ કાફલાને ટ્રફાલ્ગર પાસે મળ્યો, (ઇ. સ. ૧૮૦૫). આ સ્થળે દારૂણ સંગ્રામ મચ્યો; "પ્રત્યેક મનુષ્ય પોતાનું કાર્ય કરશે એવી ઇંગ્લેન્ડ આશા રાખે છે" એવો નેલ્સનના વહાણ પરનો મુદ્રાલેખ વાંચીને ઉત્સાહિત થએલા અંગ્રેજોએ શત્રુઓનાં ૧૯ જહાજો કબજે કર્યાં, પરંતુ આ યુદ્ધમાં ઇંગ્લેન્ડનો તારણહાર મહાન્ નાવિક નેલ્સન ઘવાયો અને મૃત્યુ પામ્યો.[1] વિજયનો આનંદ શોકના રંગે રંગાયો; પરંતુ એ અમરકીર્તિ સરદારે ફ્રાન્સની નૌશક્તિને સબળ ફટકો માર્યો, નેપોલિયનના અધઃપાતના ગણેશ બેસાડયા, અને ઇંગ્લેન્ડના સામુદ્રિક વર્ચસ્વને દઢમૂળ કરી તેના ભાવિ સામ્રાજ્યને ચોખંડ વિસ્તૃત થવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો.

હતાશ થએલા નેપોલિયને ઇંગ્લેન્ડ પરથી દૃષ્ટિ ઉઠાવી બીજાં રાજ્યો પર નાખી. રણક્ષેત્રમાં તો કોઇ તેનો સમોવડીઓ ન હતો. પિટ્ટે પાછો મંત્રીપદનો સ્વીકાર કરી ત્રીજીવાર ઑસ્ટ્રિઆ, રશિઆ,

---

૧ આ યુદ્ધનું તાદૃશ વર્ણન પાલ્ગ્રેવના 'ટ્રફાલ્ગર' નામે અતિ મનોહર કાવ્યમાં આપ્યું છે, તેમાં નેલ્સનના મૃત્યુથી પ્રજાને કોઇ પ્રિયજનના મરણ જેટલો થએલો શોક વર્ણવતાં તે કહે છે કેઃ—

Hear ye the heart of a nation,
Groan for her saviour is gone;
Gallant and true and tender,
Child and chieftain in one?
Such another day never,
England will weep for again;
When the triumph darken'd the triumph;
And the hero of heroes was slain.

પ્રુશિયા, અને ગ્રેટ બ્રિટનનો મિત્રસંઘ રચ્યો હતો. તેણે રશિઆ અને ઑસ્ટ્રિઆનાં સૈન્યોને ઑસ્ટરલિટઝ[1] પાસે હરાવ્યાં, અને બીજે વર્ષે પ્રુશિઆ પણ જીનાના યુદ્ધમાં હાર્યું. હવે તો નેપોલિયન યુરોપમાં સર્વશ્રેષ્ઠ થઇ રહ્યો, એટલે પોતાના પરમ શત્રુ ગ્રેટ બ્રિટનનો સામુદ્રિક વેપાર રૂંધી નાખી તેને શક્તિહીન કરી નાખવાના આશયથી તેણે બર્લિનથી ફરમાન કાઢ્યું, કે ફ્રાન્સ કે તેના મિત્રોના મુલકમાં કોઇએ ગ્રેટ બ્રિટન અથવા તેનાં સંસ્થાનોમાં બનેલો માલ અથવા તેનાં વહાણોને આવવા દેવાં નહિ. ઇંગ્લેન્ડે આ ફરમાનના જવાબમાં શાસન (Orders in Council) કાઢ્યું, કે જ્યાં તેનાં વહાણો જઇ શકે નહિ ત્યાં અન્ય રાજ્યોનાં વહાણોએ પણ જવું નહિ. નૌકા સૈન્યના પ્રાબલ્યને લીધે ઇંગ્લેન્ડના શાસનનો કડક અમલ થતાં યુરોપનાં રાજ્યોમાં જીવનની આવશ્યક વસ્તુઓ પણ દુર્લભ થઇ પડી, અને દાણચોરી ચાલવા લાગી; ઇંગ્લેન્ડનો માલ બીજા દેશોમાં થઇ છુપી રીતે ફ્રાન્સમાં એટલે સુધી જવા લાગ્યો કે ફ્રેન્ચ સૈનિકોના કામળા અને પગરખાં પણ ઇંગ્લેન્ડની બનાવટનાંજ આવવા લાગ્યાં.

ઇ. સ. ૧૮૦૭માં રશિઆએ નેપોલિયન જોડે સંધિ કરી લીધી એટલે ત્રીજા સંઘનો પણ અંત આવ્યો.

આ વર્ષો દરમિઆન પિટ્ના મૃત્યુ પછી લૉર્ડ ગ્રેન્વીલ ફૉક્સ અને ઍડિંગ્ટન જેવા વિવિધ પક્ષનું સંયુક્ત મંત્રીમંડળ અધિકારમાં આવ્યું વિગ્રહ ચલાવવાની તો તેમની શક્તિ ન હતી, એટલે તેમણે સંધિ કરવાની વિષ્ટિ ચલાવી પણ વ્યર્થ. તેમણે ગુલામગીરી બંધ કરવાનો કાયદો કર્યો. કૅથોલિકોને ધાર્મિક છૂટ આપવાના પ્રશ્નમાં તેમને રાજા જોડે મતભેદ થયો એટલે પોર્ટલૅન્ડનો ઠાકોર મંત્રીપદે

૧ કહેવાય છે કે આ હારના સમાચાર આવ્યા ત્યારે પિટ્ યુરોપનો નકશો જોતો હતો. તેણે શોકસમાચાર સાંભળીને ભાંગેલ હૈયે કહ્યું કે "વીંટી મૂકો એ નકશો; હવે ૧૦ વર્ષ સુધી તેનો ખપ પડવાનો નથી." નિરાશાના આઘાતમાંજ તે મરણ પામ્યો.

આવ્યો. સદ્ભાગ્યે તે મંડળમાં જ્યૉર્જ કેનિંગ જેવો પિટ્ટની રાજનીતિનો અનુયાયી અધિકારમાં આવ્યો. રશિઆ અને ફ્રાન્સ વચ્ચે સંધિ થયા પછી કેનિંગને ભય પેઠો કે નેપોલિયન ડેન્માર્ક પર આક્રમણ કરી તેના નૌકાસૈન્યનો ઇંગ્લેન્ડ વિરુદ્ધ ઉપયોગ કરશે. તેણે એકદમ કોઈ ન જાણે તેમ કોપનહેગન તરફ કાફલો રવાના કરી દીધો. નિર્ભય ડેનોએ પોતાનો કાફલો અંગ્રેજોને સોંપવાની ના પાડી એટલે કોપનહેગન પર અંગ્રેજ તોપોનો ભયંકર મારો શરૂ થયો. ચાર દિવસમાં તો ડેન કાફલો શરણે આવ્યો, અને પુષ્કળ સામગ્રી તથા દારૂગોળા સહિત તેને ઇંગ્લેન્ડ લઈ જવામાં આવ્યો.

**દ્વીપકલ્પીય વિગ્રહ:** (ઇ. સ. ૧૮૦૮–૧૮૧૪)—નેપોલિયનના ઉપર ભાગ્યદેવી સ્મિત કરી રહી હતી. બાર વર્ષમાં તો એક સામાન્ય લશ્કરી અમલદારમાંથી તે ફ્રાન્સનો સમ્રાટ્ અને યુરોપનો સત્તાધીશ થઈ બેઠો હતો; યુરોપના રાજમુગટો તેની કૃપાની યાચના કરતા તેના ચરણ ચુંબતા હતા. તેના બર્લિનના ફરમાનનો પ્રકટ અનાદર કરવાની કોઈની તાકાત ન હતી. માત્ર પોર્ટુગલના નાના રાજ્યને આ ફરમાન માન્ય ન હતું એટલે ક્રોધાવિષ્ટ નેપોલિયને સૈન્ય સહિત તે દેશમાં જઈ ત્યાંના રાજાને પદભ્રષ્ટ કરી પોતાના એક ભાઈને ગાદી આપી. રાજકુટુંબ તો વખાનું માર્યું બ્રાઝિલ ચાલ્યું ગયું. તે દરમિઆન સ્પેનના રાજાને યુક્તિ પ્રયુક્તિથી સમજાવી તેની પાસે રાજત્યાગ કરાવ્યો અને ત્યાં પણ તેણે પોતાના બીજા ભાઈને ગાદીએ બેસાડી દીધો. સ્પેનની તેજસ્વી પ્રજા આ વંચના સહી શકી નહિ અને ત્યાં બળવો થયો; ઇંગ્લેન્ડે પ્રસંગ વિચારી આ બંને દેશોને ધન અને સૈન્યની સહાય કરી.

મરાઠાઓ જોડેનાં યુદ્ધોમાં કીર્તિને વરી આવેલા ભાવહીન, આવેશરહિત, કડક, શ્લેષ્મ પ્રકૃતિવાળા સર આર્થર વેલેસ્લીની સરદારી નીચે અંગ્રેજ સૈન્યે વિમીરોના યુદ્ધમાં ફ્રેન્ચોને હરાવી તેમને પોર્ટુગલમાંથી હાંકી કાઢ્યા. સ્પેનના નવા રાજાને પણ જીવ લઈને

નાસવું પડયું. આ સમાચાર સાંભળી નેપોલિયને તો એકશ્વાસે મોટું સૈન્ય લઇને સ્પેનમાં ઉતરી આવી મેડ્રિડ કબજે કર્યું. બીજે વર્ષે વેલેસ્લીને સ્થાને આવેલો સર જહૉન મૂર સાલામાન્કા જવાનો પ્રયત્ન કરતો હતો, પરંતુ રણવીર ફ્રેન્ચોના અથાગ બળ સામે તેનું કંઇ ન ચાલ્યું. અંગ્રેજ વહાણો આવશે એટલે સૈન્યને રવાના કરી દેવાશે એવી આશાએ તે પાછો હઠીને કોરન્ના ગયો. ત્યાં ખૂનખાર યુદ્ધ થયું; તેમાં પોતે તો મૃત્યુ પામ્યો, પરંતુ તેનું ક્ષીણ થઇ ગએલું સૈન્ય સુરક્ષિત રીતે ઇંગ્લેન્ડ જવા રવાના થઇ ગયું, (ઇ. સ. ૧૮૦૯). આ યુદ્ધમાં ફ્રેન્ચ સૈન્યને રોકાએલું જાણી ઑસ્ટ્રિઆના લોકોએ ફ્રેન્ચ ધુરા ફેંકી દેવાના પ્રયત્નો કરવા માંડયા, એટલે સ્પેન છોડીને એ યુદ્ધકેસરી ઑસ્ટ્રિઆ પહોંચ્યો અને માત્ર ત્રણ માસમાં તો તેણે પોતાની અનુપમ શક્તિ વડે તે દુર્ભાગી દેશને ચરણ તળે ચાંપી નાખ્યો. (વાગ્રામનું યુદ્ધ.)

દીપકલ્પીય વિગ્રહ

દરમિઆન ઇ. સ. ૧૮૦૯ ના એપ્રિલ માસમાં વેલેસ્લી ફરીથી સેનાપતિ થઇને દ્વીપકલ્પમાં આવ્યો. તેનું સૈન્ય નાનું પરંતુ ચુનંદું હતું. પોર્ટુગલ અને સ્પેનના લોકોમાં સ્વદેશપ્રેમ ઘણો હતો અને યુદ્ધ કરવાની આતુરતા પણ તીવ્ર હતી, પરંતુ તેમનામાં રહેલા તેજોદ્વેષને લીધે તેઓ સહાયને બદલે વિઘ્ન વધારે કરતા હતા. વળી દેશ અજાણ્યો, સામગ્રી પણ પરિમિત અને ખરાબ છતાં વેલેસ્લીએ તાલેવરાના યુદ્ધમાં સંપૂર્ણ જય મેળવ્યો, (ઇ. સ. ૧૮૦૯). તેના ઉજ્જ્વલ પરાક્રમના બદલામાં તેને વેલિંગ્ટનનો ડ્યૂક બનાવવામાં આવ્યો. નાસી જતા શિકારની પાછળ પારાધીઓની પેઠે ફ્રેન્ચ સરદારો વેલેસ્લીની પુંઠે પડયા, એટલે તે લિસ્બન પાછો ગયો. ત્યાં તેણે ટોરેસ વેડ્રાસનો ત્રેવડો અભેદ્ય દુર્ગ રચી શત્રુઓને હંફાવવાની પેરવી કરી. આ દુર્ગ લેવાની અથવા તો શત્રુને યુદ્ધ માટે બહાર બોલાવવાની ફ્રેન્ચ સરદારની અનેક યુક્તિઓ નિષ્ફળ ગઇ, અને ફ્રેન્ચ સૈન્યને પોર્ટુગલ છોડવું પડયું, (ઇ. સ. ૧૮૧૧). હવે વેલિંગ્ટને દુર્ગમાંથી નીકળી પરાક્રમની અખંડ પરંપરા દર્શાવવા માંડી. આલ્બ્યુરા પાસે ફ્રેન્ચ સૈન્યનો પરાભવ કરી તેણે સ્યુડેડ રોડ્રિગો અને બૅડજોસ નામના સરહદ પરના અગત્યના બે કિલ્લા કબજે કર્યા, (ઇ. સ. ૧૮૧૨). સાલામાન્કાના યુદ્ધમાં જય મેળવી મેડ્રિડ હાથ કર્યું, અને ઇ. સ. ૧૮૧૩ માં વિકટોરિયાના યુદ્ધમાં ફ્રેન્ચ સૈન્યને છેલ્લો પ્રહાર કરી સ્પેન છોડી જવાની ફરજ પાડી. પરાક્રમી ફ્રેન્ચો પાછા હઠતાં પણ એકદમ નમ્યા નહિ; નવ દિવસ અને નવ રાત સુધી પિરીનીઝ પર્વતની સાંકડી, અંધારી, વેરાન ખીણોમાં બંને પક્ષો વચ્ચે હાથોહાથ જીવલેણ યુદ્ધ ચાલ્યું જેમાં અંતે ધીમે ધીમે એ મરણીઆ સૈનિકો અંગ્રેજ શસ્ત્રોને નમ્યા. વળી ટુલુઝના યુદ્ધમાં ફ્રેન્ચ સૈન્ય પુનઃ પરાજિત થવાથી દ્વીપકલ્પીય વિગ્રહની પૂર્ણાહુતિ થઇ. પરાક્રમી અને જયવંત સૈન્ય સહિત વેલિંગ્ટને ફ્રાન્સની 'પુણ્યભૂમિ'માં પગલાં કર્યાં.

અંતનો આરંભઃ—રશિઆના શહેનશાહે નેપોલિયન જોડે

સંધિ તો કરી હતી, પરંતુ બર્લિનના ફરમાન પ્રમાણે વર્તવાનું તેને અનુકૂળ ન હતું એટલે તેણે ફ્રાન્સ જોડેની સંધિનો ભંગ કર્યો. એનવયની શહેનશાહને સખત શિક્ષા કરવા ઇ. સ. ૧૮૧૨ માં જ્યારે વેલિંગ્ટન સાલામાન્કાનું યુદ્ધ લડી રહ્યો હતો ત્યારે નેપોલિયન છ લાખ સૈનિકો સાથે મોસ્કો પહોંચ્યો. રશિઅનો તો સંધિ કરવાને બદલે નગર છોડી જતા રહ્યા, અને આસપાસનો પ્રદેશ ઉજ્જડ કરતા ગયા. રાત્રે નગરમાં ફ્રેન્ચ સૈન્યની દુર્દશા બેઠી. રશિઆના ગાત્રો ઠારી નાખે તેવા શિઆળામાં તેમને કોઈ આશ્રયસ્થાન રહ્યું નહિ અને ખાવાના વખા પડવા લાગ્યા; સાધન તો તેમની પાસે હતાંજ નહિ. એકાદ માસ રહીને ભૂખ, ટાઢ, અને તાવથી વ્યાકુલ થએલા આ શૂરા સૈનિકો સ્વદેશ પાછા જવા નીકળ્યા ત્યારે રસ્તામાં રશિઅન હયદળે તેમને ખૂબ રંજાડયા; નેપોલિયનના મહાન્ સૈન્યનો દશાંશ પણ એ મૃત્યુમુખમાંથી બચવા પામ્યો નહિ. હવે તેની પાસે નવા બીનકેળવાએલા જુવાનોનું સૈન્ય રહ્યું, એટલે રશિઆ પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆના સંયુક્ત સૈન્યોએ તેને લીપઝીગના યુદ્ધમાં સહેલથી હરાવી ફ્રાન્સ પર આક્રમણ કર્યું, (ઇ. સ. ૧૮૧૩). આ તરફથી સ્પેનનાં યુદ્ધોમાં વિજયી થએલો વીર વેલિંગ્ટન ફ્રાન્સ પર નેપોલિયનની ભેટ લેવા ચાલ્યો આવતો હતો. નેપોલિયનનો સિતારો અસ્ત થવા લાગ્યો; તેણે અનેક વેળા શત્રુઓને હડાવ્યા, પરંતુ આખરે તેમના એકત્રિત બળ સામે તેનું કંઇ વળ્યું નહિ. શત્રુઓએ ઇ. સ. ૧૮૧૪ માં પેરિસમાં વિજયપ્રવેશ કર્યો, અને નેપોલિયનને રાજત્યાગ કરવો પડયો. ફાંસીએ ચડેલા રાજાના કનિષ્ઠ ભાઇને ફ્રાન્સને સિંહાસને સ્થાપી નેપોલિયનને એક લાખ પાઉન્ડનું વર્ષાસન બાંધી આપી એલ્બાના દ્વીપમાં રાજકેદી તરીકે મોકલી દેવામાં આવ્યો. ફ્રાન્સને ઇ. સ. ૧૭૯૨ પછી જીતેલા સર્વ પ્રદેશો પાછા આપી દેવા પડયા.

**(ઢ) નેપોલિયન જોડે વિગ્રહ: ( ઈ. સ. ૧૮૧૫ )**—સમસ્ત ખંડના ભય અને શાપરૂપ મહાન્ લડાયક શક્તિનો ક્ષય અને અંત

આવતાં યુરોપના રાજાઓ અને મુસદ્દીઓ રાષ્ટ્રોનો ભાગ્યનિર્ણય કરવા વિએનામાં મળ્યા. પરંતુ તેમનામાં કલેશ અને દ્વેષ ઊઠયાં, અને વિગ્રહ ફરી ચાલે એવો સંભવ પણ જણાયો; એટલામાં તો સમાચાર આવ્યા કે એલ્બાનો રાજકેદી નાસી છૂટયો છે. તેની હાકલના અજબ આકર્ષણથી ખેંચાઇને તેના હજારો જુના સૈનિકો તેના સદૈવવિજયી ધ્વજ નીચે એકઠા થયા છે, અને તેણે સમ્રાટ્પદ ધારણ કર્યું છે. વિએનાની પરિષદ્ વીખરાઇ ગઇ. નેપોલિયનને વિશ્વદ્રોહી જાહેર કરવામાં આવ્યો અને તેને પરાસ્ત કરવા માટે અને ગ્રેટ બ્રિટન, પ્રુશિઆ, રશિઆ, અને ઑસ્ટ્રિઆનો ચોથો મિત્રસંઘ રચાયો. ઑસ્ટ્રિઆ અને રશિઆ પૂર્વ સરહદ પરથી ફ્રાન્સ પર આક્રમણ કરવાની તૈયારી કરવા લાગ્યાં. વેલિંગ્ટનની સરદારી નીચે અંગ્રેજ સૈન્ય બ્રસેલ્સ અને ઘેન્ટનીઆસપાસ અને બ્લ્યુશરની આગેવાની નીચે પ્રુશિઅન સૈન્ય નામૂર અને લીજની પાસે પડયું હતું. એથી આ બે સૈન્યો પ્રથમ સાવધ થઇ ગયાં અને નેપોલિયન તેમની જોડે યુદ્ધ કરવા ઉપડયો. ઇ. સ. ૧૮૧૫ ના જૂનમાં ફ્રેન્ચ સૈન્યે આ બંને સૈન્યો ઉપર આક્રમણ કરી તેમને ભયભીત પણ કરી મૂક્યાં હતાં, પરંતુ તેજ માસની ૧૮ મી તારીખે યુરોપના કુરુક્ષેત્ર સમા બેલ્જીયમમાં આવેલા વૉટર્લુના યુદ્ધમાં યુરોપના ઇતિહાસનો ભાવિ ક્રમ નક્કી થઇ ગયો. આગલી રાત્રે વરસાદ પડવાથી જમીન ભીની અને પોચી થઇ ગઇ હતી એટલે ફ્રેન્ચોનાં ભારે તોપખાનાં ફરી શકતાં ન હતાં; છતાંએ પોતાના શ્વેતવર્ણા અશ્વ ઉપર સવારી કરી નેપોલિયન પોતાના સૈન્યને પ્રોત્સાહિત કરી રહ્યો હતો. સવારના ૧૧ થી રાતના છેક આઠ વાગ્યા સુધી યુદ્ધ ચાલ્યું, બંને પક્ષ બહાદુરીથી લડયા, બ્લ્યુશર પણ યોગ્ય સમયેજ વહારે કરવા આવી પહોંચ્યો અને ચિરકાલીન યુદ્ધ સંપૂર્ણ થયું. સામાન, સૈન્ય, સિંહાસન, અને સ્વાતંત્ર્ય એ સર્વ નેપોલિયને ખોયાં. પરાજયનું કલંક ચોંટયા છતાં પ્રાણ વહાલા કરી તે મધ્યરાત્રિએ રણભૂમિથી મારતે

ઘોડે પલાયન કરી ગયો; અને થોડા સમય પછી બેલેરેફોન નામે અંગ્રેજી મનવારના કપ્તાનને શરણુ થયો.

મહાન્ નેપોલિયન પોતાની અપૂર્વ અને અનન્ય શક્તિથી સામાન્ય સૈનિકમાંથી સમ્રાટ્પદે ચડયો; ઘણીવાર પોતાનાં અસાધારણ યુદ્ધનૈપુણ્ય અને પરાક્રમથી તેણે સમગ્ર યુરોપને આંજી નાંખ્યું. પરંતુ અનેક પિતૃહીન બાળકો, અનેક અનાથ સ્ત્રીઓ અને અનેક નિ:સંતાન કુટુંબનાં ઉનાં અશ્રુઓથી સિંચાએલી અને નિ:શ્વાસથી પોષાએલી એ મહત્તા વિદ્યુતના ચમત્કારની પેઠે ક્ષણભરજ રહી. જે સામ્રાજ્યતૃષ્ણાથી વ્યગ્ર બનીને તેણે હિમગિરિ આલ્પ્સનાં દુર્ગમ શિખરોમાંથી માર્ગ કર્યો તેજ સામ્રાજ્યતૃષ્ણાથી પ્રેરિત થઇને તેણે અનેક રણક્ષેત્રોમાં રક્તસરિતા વહેવડાવી અને અનેક રંગડ, જુવાન અને સલક્ષણાઓના માંસનું ખેતરોમાં ખાતર દીધું. અંત્ય વર્ષોમાં જીવનના વિપર્યય અને પ્રતિષ્ઠાની ક્ષણભંગુરતા વિષે પોતાના એકાંત કારાવાસમાં વિચારતો યુરોપનો આ સમર્થ સેનાપતિ ઇ. સ. ૧૮૨૧ માં વિદેહ થયો.

પેરિસની સંધિથી મૉલ્ટા, મોરિશિયસ, હેલીગોલેન્ડ, અને કેપ ઓવ્ ગુડ હોપ ગ્રેટ બ્રિટનને મળ્યાં: સેક્સની અને હ્રાઇન નદી ઉપરનો વિશાળ પ્રદેશ પ્રુશિઆને ભાગ આવ્યો; આ ઉપરાંત રુશિઆને પોલેન્ડમાંથી થોડો પ્રદેશ અને ઑસ્ટ્રિઆને ઇટાલીનો થોડો મુલક મળ્યો. બેલ્જીયમને હોલેન્ડ સાથે જોડી દેવામાં આવ્યું. ગ્રેટ બ્રિટને જે દ્રવ્ય અને મનુષ્યોનો ભોગ આપ્યો તેના પ્રમાણમાં તેમે સ્વલ્પ બદલો મળ્યો એમ લાગે છે, પરંતુ તેનું સામુદ્રિક વર્ચસ્વ દૃઢ થયું, તેના સામ્રાજ્યનો સત્વર વિકાસ થયો, અને જગતનાં અન્ય રાષ્ટ્રોને દ્વેષઉત્પન્ન થાય તેવો વેપાર ખેડવાની તેને સગવડ મળી.

**અશાંતિ:** ( ઇ. સ. ૧૮૧૫–૧૮૨૦ ):—વૉટર્લુના મહાયુદ્ધ પછી યુરોપમાં ત્રીસ વર્ષ અખંડ શાંતિ રહી; પરંતુ એ બાહ્ય શાંતિના હૃદયમાં અશાંતિ ધડકી રહી હતી. ફ્રાન્સની રાજ્યક્રાન્તિ

અને નેપોલિયન જોડે થએલા વિગ્રહોને પરિણામે યુરોપમાં સર્વત્ર સામાજિક અને રાજકીય અસંતોષ અને વ્યગ્રતા પ્રસરી રહ્યાં હતાં. દેશના રાજ્યતંત્રમાં ભાગ લેવાની વૃદ્ધિ પામતી લોક ઇચ્છાને લીધે યુરોપનાં અનેક રાજ્યોમાં અશાંતિ, અસંતોષ અને ક્રાન્તિનું વાતાવરણ પ્રસરી રહ્યું હતું, તેમાં વળી વિગ્રહના આનુષંગિક, આર્થિક અને ઔદ્યોગિક બોજાએ વાતાવરણને ઘેરૂં કરી નાખ્યું હતું. ફ્રાન્સના રાજ્યવિપ્લવથી ભયભીત થઇ ગએલા રાજાઓ અને મુસદ્દીઓ સુધારાને માટે તીવ્ર થતી લોકવૃત્તિને દાબી દેવાના પ્રયત્નો કરી રહ્યા હતા.[1] કેસલરીધ નામના ચતુર પરદેશમંત્રી જેવાની રાજનીતિને પરિણામે ગ્રેટ બ્રિટન આવા પ્રયત્નોમાં સહકાર આપવા તત્પર ન હતું, છતાં દેશમાં બીજાં કારણોથી પણ અસંતોષ ઓછો ન હતો.

વિગ્રહકાળ દરમિઆન દેશમાં પ્રજાકીય ઋણના તો ડુંગર થયા હતા, કરભાર વધી ગયો હતો, ધાન્યના ભાવ ચડી ગયા હતા, અને

---

૧ ઓગણીસમા સૈકાના આરંભમાં રાષ્ટ્રીયત્વની ભાવના ઉદય પામી. એલ્બામાંથી નાસી છૂટેલા નેપોલિયને પણ પોતાને અર્વાચીન યુગની સ્વતંત્ર પ્રજાના પ્રતિનિધિ તરીકે ઓળખાવ્યો હતો. આવાં સંચાલનોનો પ્રતિકાર યોજવા માટે યુરોપના રાજકર્તાઓ અનેક વાર પરિષદ્ ભરતા અને ક્રાન્તિનો ભય ટાળવા મૈત્રી સંબંધો બાંધતા. ઇ. સ. ૧૮૨૦ માં આ પ્રમાણે થએલા સંબંધને 'પવિત્ર સંબંધ' ( Holy Alliance ) કહેવામાં આવે છે. રશિઆના ઝાર એલેકઝાંડરે આ યોજના ઘડી હતી અને પ્રુશિઆ અને ઑસ્ટ્રીઆ તેમાં સંમત થયાં હતાં. યુરોપના રાજ્યકર્તાઓ લોકમતને આદર આપી રાજ્યતંત્રમાં સુધારા કરે તે આ મિત્રોને અણગમતી વાત હતી. તેમના દબાણથી ધીમે ધીમે ઉદાર વચનો પાછાં ખેંચી લેવાયાં, અને દમનનીતિનો દોર ચાલુ થયો. ગ્રેટ બ્રિટન તટસ્થ રહ્યું.

ઇ. સ. ૧૮૨૦ માં તે દેશની અશાંતિ દાબી દેવામાં એવું તલ્લીન હતું કે આ પરિષદમાં ભાગ લેવાનો તેને અવકાશ ન હતો; ધીમે ધીમે સુધારાનો ભય ગયો, ને દમનનીતિનાં શસ્ત્રો પણ મ્યાન થયાં.

રોજગારીનો દર છેક નીચો પડી ગયો હતો. આ ઉપરાંત દેશમાં વધતી જતી પ્રજા માટે પૂરતું ધાન્ય પણ ઉત્પન્ન થતું ન હતું. તેમાં ઇ. સ. ૧૮૧૫ માં જમીનદારોના હિતચિંતક ટોરી મંત્રીઓએ ધાન્યનો કાયદો કરી એવી આજ્ઞા કરી કે ૨૮ રતલ વજન ઘઉંનો ૮૦ શિલિંગ દર થાય ત્યાં સુધી પરદેશથી કોઇએ ધાન્ય મંગાવવું નહિ. જમીનદારો અને ખેડુતોને પરદેશી સ્પર્ધા દૂર થવાથી કમાણીનો તડાકો પડયો, પરંતુ બિચારા નિર્ધન, કામ વિનાના કારીગરોને તો ભૂખમરો વેઠવાનો વારો આવ્યો. દેશમાં નવાં યંત્રોની શોધ થતાં અસંખ્ય માણસો કામ વિનાનાં થઇ પડયાં અને જે યંત્રો હતાં તેમાંથી પણ ખપ કરતાં વધારે માલ નીપજ્યો, એટલે કેટલોક સમય કારખાનાં પણ બંધ રાખવાની જરૂર પડી. આ ઉપરાંત કારખાનામાં કામ કરતા મજુરોનું ઘૃણોત્પાદક જીવન જોઇને પણ સમાજમાં યંત્રો પ્રત્યે તિરસ્કાર પ્રકટયો; કામધંધા વિનાના અસંખ્ય રખડેલ અને નિરુદ્યમી માણસો ટોળાબંધ દેશમાં સ્વચ્છંદે ભમવા લાગ્યા, સંચાઓ તોડીફોડી નાખવા લાગ્યા અને ઠેરઠેર તોફાનો થઇ રહ્યાં.[1] ભૂખે મરતા કારીગરો કરગરીને કહેતા કે પાર્લમેન્ટ માત્ર જમીનદારો અને તેમના હિતેચ્છુઓની બનેલી હોવાથી તેમના હિત પ્રત્યે દૃષ્ટિ રાખી રહે છે, અને અમ રંકની દાદ કોઇ લેતું પણ નથી, માટે સામાજિક વિષમતા ટાળવી હોય તો પાર્લમેન્ટ વિશાળ પ્રતિનિધિત્વવાળી કરવી જોઇએ. ઇ. સ. ૧૮૧૬ માં ઘઉંની કિંમત ૧૦૩ શિલિંગ થઇ ગઇ, દેશમાં દુ:ખ વધી પડયું અને ઇંગ્લેન્ડનાં પૂર્વ પરગણાંઓ અને લંડનમાં તોફાન થઇ રહ્યું. દુ:ખથી અસંતોષ, અને અસંતોષથી રાજકીય સુધારાની માગણી અને તેને પરિણામે તોફાન થઇ રહ્યાં.

---

૧. નેડ લડ નામના એક ગમારે કોઇ ઘરમાં મોજાં ગૂંથવાની બે શાળો તોડી નાખી, એટલે તેને ૧૪ વર્ષની દેશનિકાલની સજા થઇ. આ ઉપરથી આવાં રખડતાં ટોળાંઓને લોકો ' લડાઇટ ' કહેવા લાગ્યા.

આ સર્વ તોફાન શમાવવાનો મંત્રીઓને એકજ ઉપાય જડયો, અને તે એ કે તેમણે દમનનીતિ આદરી. રાજદ્રોહી સભાઓ અટકાવવાનો કાયદો થયો, ઝેરીલાં લખાણો પ્રસિદ્ધ કરનારને પકડવાની વિશાળ અને લગભગ બીનજવાબદાર સત્તા માજિસ્ટ્રેટોને આપવામાં આવી, અને હેબીઅસ કોર્પસના ધારાનો અમલ પણ મોકુફ કરવામાં આવ્યો. માન્ચેસ્ટરથી કામગીરીવાળાઓનું એક મોટું ટોળું દાદ માગવા લંડન આવવા નીકળ્યું, પરંતુ સરકાર તરફથી તરતજ તેને વીખેરાઇ જવાની આજ્ઞા થઇ અને કેટલાક તો ઉત્સાહ શમી જતાં આપોઆપજ પાછા ફર્યા. ડર્બી પરગણામાં એક ઉન્માદી માણસે બંડ કર્યું, પરંતુ તે પણ સત્વર બેસાડી દેવામાં આવ્યું, છતાં હજુએ દમન સિવાય બીજી રીતે લોકવૃત્તિને સંતોષવાનો વિચાર મુત્સદ્દીઓના મગજમાં આવતો ન હતો. ઇ. સ. ૧૮૧૮ માં નવી પાર્લમેન્ટમાં આવેલા ઘણા સભ્યો આ નીતિનો વિરોધ કરનારા હતા, એટલે દેશમાં અસંતોષનું વિષ વ્યાપ્યું. ઠેરઠેર સભાઓ ભરાવા લાગી, રાજ્યક્રાન્તિની યોજનાઓના વિચાર થવા લાગ્યા અને ક્રાન્તિકારીએ સ્વયંસેવકોને કવાયત શીખવવા માંડી. તેમાં વળી ઇ. સ. ૧૮૧૯ માં માન્ચેસ્ટરના માજિસ્ટ્રેટોની આજ્ઞાથી હયદળે સેન્ટ પીટર ફિલ્ડમાં[1] ગેરકાયદેસર મળેલી સભાને વીખેરી નાખી એટલે તો લોકના ક્રોધની માત્રા વધી ગઇ. અસંતોષ વધતો જોઇ સરકારે છ ધારા પસાર કરી નિન્દાત્મક લખાણો પ્રસિદ્ધ થતાં અટકાવ્યાં, અને કવાયત કરવાની કે શસ્ત્રનો ઉપયોગ કરવાની મના કરી.

---

૧. તેમાં ચાર પાંચ માણસો મરાયાં હશે અને એટલાંજ ઘવાયાં હશે, પરંતુ લોકોએ તો તેને પીટર્લુની ( વૉટર્લુના અનુકરણાર્થે પીટર્લુ ) હત્યા કહી, અને તેનું વેર લઇ મંત્રીઓને મારી નાખવા માટે થીસલવુડ અને બીજા કેટલાક માણસોએ કેટોસ્ટ્રીટનું કાવતરું રચ્યું; પરંતુ તરકટખોરો પકડાયા અને તેમાંના કેટલાકને ફાંસી દેવામાં આવી.

**રાજાનું મૃત્યુઃ**—રાજા વૃદ્ધ થયો હતો. ઇ. સ. ૧૮૧૦ માં પોતાની નાની અને પ્રિયતમ પુત્રીના મંદવાડથી તેને પાછો ચિત્તભ્રમ થઇ આવ્યો અને ફરીથી યુવરાજ રાજ્યરક્ષક નિમાયો. રાજાનો રોગ મટયોજ નહિ, અને આખરે ઇ. સ. ૧૮૨૦ માં વૃદ્ધ, અંધ, અને બાધર થઇ ગએલો રાજા સુદીર્ઘ કાળ રાજ્ય ચલાવી ૮૨ વર્ષની વયે ફેબ્રુઆરીની ૨૯ મી તારીખે પરલોક થયો.

સાઠ વર્ષના તેના રાજ્યકાળના લાંબા સમયમાં અનેક મહત્ત્વના ફેરફારો થયાઃ ઇંગ્લેન્ડે અમેરિકા ખોયું અને હિંદ મેળવ્યું; પિટ્ટે આણેલી આર્થિક ઉન્નતિથી સમૃદ્ધ થએલા દેશ ઉપર નેપોલિયનનો ડોળો લાગ્યો ત્યારે નેલ્સન અને વેલિંગ્ટન જેવા વીરનરોએ તેનું રક્ષણ કર્યું; આયર્લેન્ડ ઇંગ્લેન્ડ જોડે જોડાઇ ગયું; દેશમાં થતાં ઔદ્યોગિક પરિવર્તને સમાજમાં અસ્થિરતા તો આણી, પરંતુ ઇંગ્લેન્ડનો વેપાર પણ પોષ્યો.



# પ્રકરણ ૬ ઠું.

## જ્યૉર્જ ૩જાના પુત્રોઃ ( ઇ. સ. ૧૮૨૦-૧૮૩૭. )

**જ્યૉર્જ ૪થોઃ**—વૃદ્ધ જ્યૉર્જના મૃત્યુ પછી તેનો પુત્ર ગાદીએ આવ્યો, પરંતુ તેથી રાજનીતિમાં ખાસ ફેરફાર થયો નહિ; કેમકે નવો રાજા તો વાસ્તવિક રીતે ઇ. સ. ૧૮૧૧ થીજ રાજસત્તા ભોગવતો આવ્યો હતો; છતાં પણ રાજ્યતંત્રમાં શિથિલતા આવી. જો કે જ્યૉર્જ ૩ જો ગમે તેવો દુરાગ્રહી અને સત્તાપ્રિય હતો છતાં તેની કર્તવ્યનિષ્ઠા અડગ હતી, અને પ્રજાનું કલ્યાણ કરવાની તેને આકાંક્ષા હતી. એથી ઉલટું ૫૭ વર્ષની પાકટ વયે ગાદીએ આવેલા રાજામાં પિતાનો એક પણ સદ્‌ગુણ ન હતો. તેનું સમગ્ર જીવન વિલાસ અને પ્રમાદમાં વ્યતીત થએલું હોવાથી તેણે તો પ્રધાનો

ઉપર રાજ્યધુરા નાખી દીધી. સ્વાર્થ તો તેના અણુએ અણુમાં ભર્યો હતો, સત્ય તો સગવડ હોય ત્યારેજ બોલવાની જાણે તેની પ્રતિજ્ઞા હતી, અને તેના મિથ્યાભિમાનનો તો પારજ ન હતો. વેલિંગ્ટનની હાજરીમાંએ તે બેશરમીથી કહેતો, કે મેં વૉટર્લુના યુદ્ધમાં એક ટુકડીની સરદારી લીધી હતી. તેના જીવનમાં તેણે કંઇ ઉપયોગી કાર્ય કર્યું ન હતું. આવા રાજા પ્રત્યે લોકોને સામાન્ય રીતે તિરસ્કાર તો હોય, તેમાં વળી તેણે રાજપદે આવીને પોતાની રાણી કેરોલીનને દૂર કરવાની પેરવી કરવા માંડી. રાજા અને તેની કમનસીબ રાણી વચ્ચે વૈમનસ્ય થવાથી તે દુર્ભાગી સ્ત્રી થોડાં વર્ષથી પરદેશ જઇ વસી હતી, પરંતુ પોતાના પતિના રાજ્યારોહણના સમાચાર સાંભળી તેણે ઈંગ્લેન્ડમાં દોડી આવી રાણી તરીકેના પોતાના હકનો દાવો કર્યો. રાજાએ તેના પર અનીતિનો આરોપ મૂકી રાજરાણી તરીકે તેનો સ્વીકાર કરવાની ના પાડી. રાજલગ્ન રદ કરવાના હેતુથી લૉર્ડ લીવરપૂલ નામના ટોરી પ્રધાને અમીરોની સભામાં ખરડો આણ્યો. રાણી જરા અચતુર અને સ્વચ્છંદી સ્વભાવની હતી, અને લોકોનો તેના પર ખાસ પ્રેમ ન હતો, પરંતુ તેઓ રાજાને ધિક્કારતા હતા એટલે તેમણે રાણીનો પક્ષ લીધો. વળી મંત્રીઓએ આદરેલી ઉગ્ર દમનનીતિને પરિણામે તેઓ પ્રજામાં એટલા અપ્રિય થઇ પડ્યા હતા, કે તેમનો વધ કરવાને કાવતરૂં રચવામાં આવ્યું હતું, પરંતુ સર્વ કાવતરાખોરો પકડાઇ જવાથી તેમનાં શિર સલામત રહી ગયાં હતાં; પણ તેઓ જ્યારે દુરાચારી, પ્રમાદી અને સ્વાર્થી રાજાની ખાતર આવો ખરડો લાવ્યા ત્યારે લોકોને ઝાંઝ ચઢી ગઇ. ખરડા સામે લોકવિરોધનું પ્રાબલ્ય જોઇ મંત્રીઓએ તે પાછો ખેંચી લીધો, પરંતુ લોકોનો રાજા પ્રત્યેનો ધિક્કાર ઓછો થયો નહિ. હતભાગી રાણી એક વર્ષમાં તો ભગ્નહૃદયે મરણ પામી.

**નિરંકુશ વ્યાપાર અને ફોજદારી કાયદામાં સુધારા:—** જ્યૉર્જ ૪થાના અંત સમયમાં લોકસ્વાતંત્ર્ય હરી લેનારા કાયદાઓ

રચનાર અને સુધારકોનો શત્રુ એલ્ડિંગ્ટન ઇ. સ. ૧૮૨૧ માં અધિકારપદેથી ઉતર્યો અને બીજે વર્ષે જુના સાંકડા વિચારના, અને પ્રગતિના અડગ વિરોધી કેસલરિધે આત્મહત્યા કરી. પીલ, કેનિંગ અને હુસ્કિસન જેવા ઉદાર વિચારના ટોરીઓ પ્રધાનમંડળમાં આવ્યા, તે સાથેજ રાજનીતિમાં ઉદારતા અને વિશાળતાનાં તત્ત્વો પ્રવેશ પામ્યાં. પીલે ફોજદારી કાયદામાં સુધારો કર્યો, ત્યારે હુસ્કિસને ઉદ્યોગ અને વાણિજ્યના સંબંધમાં નવીજ નીતિ સ્વીકારી; કેનિંગે તો દેશાંતરનીતિમાં નવા પ્રાણ પૂર્યા. આ ત્રણે મહાપુરુષો જમીનદાર નહિ પરંતુ મધ્યમ વર્ગના હતા અને દેશની કઇ દિશામાં પ્રગતિ થવાની આવશ્યકતા છે એ તેઓ સારી પેઠે જાણતા હતા.

પીલ એક સામાન્ય રૂ કાંતનારનો પુત્ર હતો. તે ટોરી હતો, પરંતુ સમયસૂચક અને પ્રગતિપ્રિય હતો. તેણે તે સમયના અંધેરી નગરીના જેવા ફોજદારી કાયદામાં સહૃદયતા અને ન્યાય દાખલ કરવાનો પ્રયત્ન કર્યો. તે વેળા દેહાંતદંડની શિક્ષા ઘણી સામાન્ય હતી. કોઇએ દુકાનમાંથી એક વાર કાપડની ચોરી કરી કે તળાવમાંથી માછલી પકડી, રાજાના જંગલમાં શિકાર કર્યો કે વેસ્ટ મિન્સ્ટરના પૂલને જરા પણ નુકસાન કર્યું તો બસ ચડાવો ફાંસીએ. ફાંસી આગળ વીસ ત્રીસ અપરાધીઓની હારની હારો થઇ રહેતી; પંચથી આ અન્યાય દેખ્યો ખમાતો નહિ, અને કાયદામાં આવા અપરાધ માટે બીજી હલકી સજા હતી નહિ, એટલે ઘણી વેળા તો ગુનોહ કર્યા છતાં તે દેહાંતદંડ દેવા યોગ્ય ન હોય તો ગુનેહગારોને છોડી મૂકવામાં આવતા. કોઇ બાળકને વૃક્ષની ડાળ કાપવા માટે કે કોઇ સ્ત્રીને એક પાઉંનો કકડો ચોરવા માટે કયો નિર્દય ન્યાયાધીશ મોતની શિક્ષા કરે ? આથી એવડી રીતે કાયદેસર અન્યાય ચાલતો હતો. પીલની પૂર્વે સર રોમિલી નામના એક અમીરે આ દિશામાં આછાઅધુરા પ્રયત્નો કર્યા હતા; આમની સભાએ ઘણી વાર ઠરાવ

પણ કર્યા હતા કે આવા નાના અપરાધીઓને આવો ભારે દંડ ન હોય, પરંતુ અમીરોની સભા બહેરી થઇ બેઠી હતી. પીલે ક્રમે ક્રમે કામ લેવા માંડયું અને આખરે ઇ. સ. ૧૮૨૪ માં તેના અખંડ પરિશ્રમને પરિણામે સોએક જેટલા નાના અપરાધોને માટે દેહાંતદંડની સજા રદ કરવામાં આવી. આમ ક્રમે ક્રમે કાયદાઓ વધારે ન્યાયી થવા લાગ્યા.

પરંતુ આથીએ વધારે દૂરગામી પરિણામવાળા સુધારા તો વિલિયમ હુસ્કિસન નામના વાણિજ્યમંત્રીએ કરવા માંડયા. ક્રોમવેલના કાળથી ચાલતા આવતા નૌયાનના કાયદાથી પરદેશી વહાણોમાં ભરાઇ આવતા માલ પર ભારે જકાત લેવામાં આવતી, પરંતુ તે કેટલો કાળ ચાલે? ઇંગ્લેન્ડ જો આવા ધારા ઘડે તો બીજા દેશો પણ ઇંગ્લેન્ડ ઉપર અંકુશ મૂકનારા ધારાઓ શા માટે ન ઘડે? આવી સંરક્ષણનીતિને પરિણામે કારીગરો અને વેપારીઓને પરદેશી સ્પર્ધાનો ભય ટળી જતાં તેઓ સારો માલ ઉત્પન્ન કરવાની ઉત્કંઠા ન રાખે કે લોકોની રુચિ સંતોષવાની પરવા ન રાખે આ ઉપરાંત સોંઘું અને સારૂં ખરીદવાની સ્વાભાવિક મનોવૃત્તિને વશ થઇ અનેક માણસો દાણચોરીથી પરદેશી માલ આણતા, અને આવી દાણચોરી પકડવાની કે અટકાવવાની સરકારની શક્તિ ન હોવાથી રાજ્યને નુકસાન જતું. તેણે ઇ. સ. ૧૮૨૩ માં કાયદો કરી જે દેશો બ્રિટિશ વહાણો અને માલને પોતાને ત્યાં નિરંકુશ આવવાની છૂટ મૂકતા હોય તેમને તેવીજ છૂટ આપી. તેણે રેશમ અને ઊન પરની જકાત હલકી કરી વેપારીઓને રાહત આપી. તે ઉપરાંત મજુરીના દર ઠરાવવાની કે મજુરોને કામ શોધવા બીજે સ્થળે જતાં અટકાવવાની માજિસ્ટ્રેટોને પરાપૂર્વથી મળેલી સત્તા રદ કરી. અલબત આ સર્વ કાર્ય તે એક દિવસમાં કરી ન શક્યો. આરંભમાં તો વેપારીઓ, મજુરો, ને કારખાનાંવાળાઓ બૂમ પાડી ઉઠયા કે અમારા કાર્યમાં નકામી ડખલગીરી કરવામાં આવે છે, અને અમને નુકસાન થાય છે. પરંતુ અંતે તો વેપાર વધ્યો

અને મજુરોને પણ લાભ થયો. આમ ઇંગ્લેન્ડમાં નિરંકુશ વેપારનો સિદ્ધાંતનો સ્વીકાર થયો.

**કેનિંગની દેશાંતરનીતિઃ**—પિટ્ટનો પરમ પ્રશંસક અને અનુયાયી કેનિંગ દેશમાં શાંતિ જાળવી, પ્રત્યેક પ્રજાનું સ્વાતંત્ર્ય જાળવી રાખવાના મતનો હતો. ફ્રાન્સના રાજ્યવિપ્લવ પછી યુરોપના ચમકેલા રાજાઓએ પરિષદ્ ભરી લોકસ્વાતંત્ર્યની ભાવનાને છુંદી નાખવાની કેવી રીતે યોજના કરી હતી તે તો પૂર્વે કહેવાઇ ગયું છે. રાજાના ઇશ્વરી હકનું પુનઃ પ્રતિપાદન કરવાની આ યોજનામાં કેનિંગ સંમત ન હતો; સ્વેચ્છાચારી આપખુદ રાજાઓ વ્યવસ્થા જાળવવાને બહાને નાની અસહાય પ્રજાના સ્વાતંત્ર્યને છુંદી નાખે એ તેને મન અસહ્ય હતું: વળી જો એમ થાય તો કોઈ એક સત્તા પ્રબળ થઇ બેસે એટલે સત્તાતુલા સાચવવી પણ કઠણ પડે. આથી જરૂર પડે તો બીજાં રાજ્યો પરરાજ્યોમાં માથું મારવા જાય ત્યારે તે સાવધ થઇ જતો. સ્પેનનાં દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો ( મેક્સિકો, પેરૂ, ચીલી ) સ્વાતંત્ર્ય મેળવવા માટે પ્રયત્ન કરી રહ્યાં હતાં તેમાં તેની ગમે તેટલી સહાનુભૂતિ છતાં તે પરદેશના મામલામાં હાથ ઘાલવા તૈયાર ન હતો. પરંતુ જ્યારે એ સંસ્થાનોએ જય મેળવ્યો, ત્યારે તેણે તેમનો સ્વતંત્ર રાજ્ય તરીકે સ્વીકાર કર્યો એટલું જ નહિ, પરંતુ સ્પેનને તેમની જોડે ફરી વિગ્રહ કરવામાં સહાય આપવાનું રશિઆએ વચન આપ્યું ત્યારે સંયુક્ત સંસ્થાનોના પ્રમુખ મનરોએ પડકાર કર્યો કે અમેરિકામાં યુરોપી રાજ્યોએ માથું મારવાની જરૂર નથી. કેનિંગ તેમાં સંમત થયો. ઇ. સ. ૧૮૨૬માં સ્પેનનું લશ્કર પોર્ટુગલ પર ચડાઇ કરવા તૈયાર થયું, અને ફ્રેન્ચ લશ્કર સ્પેનની વહાર કરવા બહાર પડ્યું; કેનિંગે પોર્ટુગલનો પક્ષ લઇ ત્યાં સૈન્ય મોકલ્યું એટલે વિગ્રહ શમી ગયો.

ઇ. સ. ૧૮૨૧માં ગ્રીક લોકો તુર્કના નિર્દય રાજ્યથી ત્રાસી જઇ તેમની સામે થયા. ઘણાને એમ લાગ્યું કે ગ્રીક પ્રજા આ

પ્રમાણે બળવો કરી બીજી પ્રજાને ઉદ્ધતાઇના પાઠ ભણાવે છે. કેનિંગ પણ તટસ્થ રહ્યો, પરંતુ જ્યારે ગ્રીક પ્રજાને સહાય આપવાને મિષે રશિઆ તુર્કસ્તાન પચાવી પાડવાની યોજના કરવા લાગ્યું ત્યારે આ ચતુર મંત્રી ચેત્યો. એ જુલમગારોના વજ્રદંડથી નિઃસત્ત્વ બનેલી એ પ્રજા પ્રત્યે તેની સહાનુભૂતિ દર્શાવવા તેણે પરોક્ષ સહાય કરી. સુપ્રસિદ્ધ કવિ બાયરન અને અનેક ઉત્સાહી સ્વયંસેવકો એ સ્વાતંત્ર્યયજ્ઞમાં આત્મોત્સર્ગ કરવા નીકળી પડયા. હારેલા સુલતાને મિસરના પાશાની સહાય લીધી એટલે કેનિંગે ફ્રાન્સ અને રશિઆ જોડે સંધિ કરી, અને આ ત્રણે રાજ્યોના સંયુકત નૌકાસૈન્યે નેવેરનોના અખાતના યુદ્ધમાં તુર્ક કાફલાનો ઘાણ વાળી નાખ્યો, (ઇ. સ. ૧૮૨૭). પરંતુ એ સ્વાતંત્ર્યપ્રેમી નર પોતાની નીતિનું પરિણામ જોવા જીવતો ન રહ્યો. તે તો બે માસ પૂર્વે અનંત ધામમાં સિધાવી ગયો હતો.

**વેલિંગ્ટનનું મંત્રી મંડળઃ**—પંદર વર્ષ સુધી મુખ્યમંત્રીપદ ભોગવનાર સાધારણ બુદ્ધિના અને આરામપ્રિય પ્રકૃતિના લીવરપૂલને પક્ષાઘાત થવાથી તેણે રાજીનામું આપ્યું. પ્રજાની દૃષ્ટિમાં તો કેનિંગ વસી ગયો હતો; પરંતુ તેની પ્રકૃતિ અસ્વસ્થ થઇ ગઇ અને થોડા સમયમાં તો તે વિદેહ થયો. એ પછી ગોડરિચ થોડો સમય પ્રધાન થયો; પરંતુ રાજાને તો કોઇ સમર્થ કાર્યવાહક જોઇતો હતો, એટલે આખરે વૉટર્લુનો વિજેતા વેલિંગ્ટન મુખ્ય મંત્રીપદે આવ્યો. એ વજ્ર-બાહુ સરદારમાં જેટલી યુદ્ધની આવડત હતી તેટલી રાજ્ય ચલાવવાની ન હતી. તેણે સેનાઓ ચલાવી જાણી હતી, પરંતુ વહીવટ ચલાવી જાણ્યો ન હતો. રણક્ષેત્રમાં અનુપમ વીર્ય દર્શાવનારના હૃદયમાં પાર્લમેન્ટ સમક્ષ ટકી રહેવાનું એ સામર્થ્ય ન હતું. તે લડતો, હારતો, પાછો ઠેકાણે આવતો પણ અધિકાર છોડતો નહિ. તે ચુસ્ત સંરક્ષક હતો, છતાં પણ તેના સમય દરમિઆન દેશના રાજદ્વારી જીવન પર ગંભીર અસર કરનારાં બે કાર્યો થયાં છે. ઇ. ૧૮૨૮ માં લૉર્ડ જ્હૉન રસેલ નામે ઉત્સાહી અને ઉદાર અમીરે દરખાસ્ત આણી કે કસોટીના અને કૉર્પોરેશનના

કાયદાઓનાં બંધનમાંથી અપ્રતિજ્ઞાગ્રાહીઓને મુક્ત કરવા જોઇએ. સરકારે તે સ્વીકારી તેવો કાયદો કર્યો. જો કે ૧૫૦ વર્ષથી ચાલતા આવતા આ કાયદાઓથી આ લોકો જાહેર નોકરીમાં જોડાઇ શકતા ન હતા, છતાં દર વર્ષે ખાસ ધારો કરી તેમને માટે એ કાયદાનાં બંધન નરમ કરવામાં આવતાં હતાં એટલે આ કાયદો બહુ લાભકારક ન થાય એ સ્પષ્ટ છે, પરંતુ ઇ. સ. ૧૮૨૯નો રોમન કેથોલિકોને છૂટ આપનારો કાયદો તો ખરેખરી અગત્યનો છે. આ ઉપરાંત તે પ્રશ્ન સંબંધે વેલિંગ્ટને અંગીકાર કરેલી નીતિ તેની કાર્યપદ્ધતિ પર પ્રકાશ પાડે છે.

અપ્રતિજ્ઞાગ્રાહીઓને આપેલી છૂટ કેથોલિકોને આપવા વેલિંગ્ટન તત્પર ન હતો; તે તો તેમનો એટલો વિરોધી હતો કે કેનિંગ કેથોલિકો પ્રત્યે લાગણી ધરાવે છે એ જાણી તેના હાથ નીચે અધિકાર લેવાની તેણે ના પાડી હતી. ઘણાખરા કેથોલિકો તો આયર્લેન્ડના હતા, તેમને પિટે છૂટ અપાવવાનું વચન આપ્યું હતું, પરંતુ તે તે પાળી શક્યો ન હતો એ પૂર્વે કહેવાઇ ગયું છે. ઉદાર કેનિંગે ઇ. સ. ૧૮૨૨ માં આઇરિશ અમીરોને પાર્લમેન્ટમાં બેસવાની અનુમતિ આપવાની દરખાસ્ત આણી હતી, આમની સભાએ તે મંજુર પણ કરી હતી, પરંતુ હઠીલા અમીરોએ તે ઉડાવી દીધી હતી. દઢાગ્રહી કેથોલિકો એમ હારી જાય તેવા ન હતા. આયર્લેન્ડમાં કોલાહલ થઇ રહ્યો અને પિટે આપેલું વચન પળાવું જોઇએ એવો આગ્રહ થવા લાગ્યો. આ તરફથી વ્હીગ અને ઉદાર મતના ટોરીઓ પણ એમજ કહેવા લાગ્યા. આયર્લેન્ડમાં ડેનિયલ ઓકોનેલ નામના એક ચતુર દઢાગ્રહી વક્તા અને વકીલે આ લડતનું નેતૃત્વ સ્વીકારી 'કેથોલિક એસોસિએશન'ની ઇ. સ. ૧૮૨૩ માં સ્થાપના કરી. તેને બંધ કરવામાં આવ્યું છતાં તે પુનઃ સજીવન થઇ પોતાનું કાર્ય ચલાવવા લાગ્યું. ઇ. સ. ૧૮૨૮ માં ક્લેર પરગણાના મતદારોએ ડેનિયલ ઓકોનલને પ્રતિનિધિ તરીકે પસંદ કર્યો. તે રોમન કેથોલિક

હતો એટલે કાયદા પ્રમાણે તેનાથી પાર્લમેન્ટના સભ્ય થવાય તેમ નહોતું. વેલિંગ્ટને જોયું કે તેને પાર્લમેન્ટમાં બેસવા દેવામાં નહિ આવે તો લોકો મમતે ચડી ફરી ફરી તેની વરણી કરશે, દેશમાં અસંતોષ વ્યાપી જશે, અને આયર્લૅન્ડ કદાચ શસ્ત્ર પણ ઉંચકશે. યુદ્ધો લડી લડીને ધીટ થએલો એ યોદ્ધો યુદ્ધનાં અનિષ્ટ પરિણામોથી અજાણ્યો નજ હોય. તેણે પોતાની નીતિ ભરડી; ઇ. સ. ૧૮૨૯ માં તેણે એક કાયદો કરી કૅથોલિકો વિરુદ્ધના કડક કાયદાઓ રદ્દ કર્યા અને તેમને પ્રોટેસ્ટન્ટો જેટલા હક આપવામાં આવ્યા; છતાં એટલો તો પ્રતિબંધ રાખવામાં આવ્યો કે કૅથોલિકથી આયર્લૅન્ડના સુબાનું કે લૉર્ડ ચૅન્સેલરનું પદ લઇ શકાય નહિ. પીલે પોતાનો વિરોધ તજી વેલિંગ્ટનને સહાય આપી, અને થોડી હઠ પછી રાજાએ પણ કૅથોલિક બંધનમુક્તિના કાયદાને સંમતિ આપી ઓકોનલ પાર્લમેન્ટનો સભ્ય તો થયો, પરંતુ તેણે જીવનપર્યંત પોતાની લડત ચાલુ રાખી. કૅથોલિકોને આવી છૂટ આપવાનો કાયદો કરવાથી વેલિંગ્ટન અને પીલના ઘણા સહાયકો મતભેદને લીધે તેમનાથી જુદા પડી ગયા; વેલિંગ્ટનની શિથિલ દેશાંતર નીતિને લીધે મંત્રીમંડળ અકારૂં થઇ પડયું; તેમાં પાર્લમેન્ટની સુધારણાના પ્રશ્ને તો ટોરી પક્ષમાંજ તીવ્ર મતભેદ ઉત્પન્ન કર્યો એક પક્ષ એમ માનતો કે આવી સુધારણા હાલના સમયમાં અનુકૂળ કે ઇષ્ટ નથી, ત્યારે બીજો પક્ષ છડેચોક પોકારીને કહેવા લાગ્યો કે એ સડેલું તંત્ર વહેલું ફેંકી દેવાય તેમ સારૂં.

**વિલિયમ ૪ થો:** (ઇ. સ. ૧૮૩૦–૧૮૩૭)—ઇ. સ. ૧૮૩૦ ના જૂન માસની ૨૦ મી તારીખે દુરાચારી અને વિલાસી જ્યૉર્જના મૃત્યુસમાચાર સાંભળી ન થયો કોઇને શોક કે ન થયો રાજનીતિમાં કશો ફેરફાર. તેના પછી જ્યૉર્જ ૩ જાનો ત્રીજો પુત્ર ખુલ્લા દિલનો, ખુશમિજાજી, મિલનસાર સ્વભાવનો, કંઇક અખતરંગી "નાવિક રાજા" વિલિયમ ગાદીએ આવ્યો. રસ્તા પર હાથમાં છત્રી રાખીને ચાલ્યો જાય અને પોતાના જુના દોસ્તો જોડે જરાએ સંકોચ વિના હાસ્યવિનોદ

કરવા મંડી જાય એટલી તો તેની સરળતા હતી; પરંતુ તેનો સર્વથી વધારે સ્તુત્ય ગુણ તો એ હતો કે રાજકાજમાં તે જરાએ વચ્ચે પડતો નહિ એટલું જ નહિ, પરંતુ પ્રધાનો ગમે તે પક્ષના હોય તોપણ તેમને સર્વ તંત્ર સોંપી દેતો.

ઇ. સ. ૧૮૩૦ નું વર્ષ યુરોપમાં ક્રાન્તિનું વર્ષ છે; ફ્રેન્ચ લોકોએ ચાર્લ્સ ૧૦માના મસ્તક ઉપરથી રાજમુકુટ ઉતારી તેના દૂરના સગા ઑર્લિઅન્સના ઠાકોરને આપ્યો; દક્ષિણ નેધર્લૅન્ડઝની પ્રજાએ બેલ્જીયમનું સ્વતંત્ર રાજ્ય રચ્યું; જર્મનીમાં પણ સ્વતંત્રતા મેળવવાના છુટાછવાયા પ્રયત્નો થવા લાગ્યા, અને પોલૅન્ડના લોકોએ રશિઆ વિરૂદ્ધ બળવો કર્યો. રાજ્યતંત્ર પ્રજામતને અનુકૂળ કરવાના પ્રયત્ન રૂપ આ ક્રાંતિનાં આંદોલનો ઇંગ્લૅન્ડમાં પણ આવ્યાં. પરંતુ દેશને સદ્ભાગ્યે વિલિયમ જેવો રાજા હતો એટલે તેમણે જુદુંજ સ્વરૂપ લીધું. પાર્લમેન્ટની સુધારણાનો સુષુપ્તિ ભોગવતો જુનો પ્રશ્ન ફરી ઉપસ્થિત થયો.

**પાર્લમેન્ટની સુધારણા:**—પૂર્વે કહેવાઇ ગયું છે કે તરુણ પિટે આ પ્રશ્ન પર પ્રથમ ધ્યાન આપ્યું હતું, પરંતુ વિરોધને લઇને તે પડતો મૂકવો પડયો હતો. ત્યારપછી દેશ સમક્ષ એ પ્રશ્ન એક અથવા બીજે પ્રસંગે ઉપસ્થિત થતોજ રહ્યો. પરંતુ ફ્રાન્સના રાજ્યવિપ્લવ અને તેને પરિણામે થએલા અમાનુષી અત્યાચારોથી અંગ્રેજોમાં એવો ભય પેસી ગયો હતો કે યોગ્ય સુધારાઓ કરવામાં પણ તેમને ક્રાન્તિનો હાઉ દેખાતો હતો; જાણે થોડા ઉજ્જડ કસ્બાઓનો મતાધિકાર રદ કરી, ઔદ્યોગિક પ્રગતિથી વિકાસ પામેલાં નવાં શહેરોને તે આપવામાં સિંહાસન ડોલી જવાનું હોય, રાજ્યતંત્ર ઉથલી પડવાનું હોય, કે ફ્રાન્સના નિર્દય નરમેધની ઇંગ્લૅન્ડમાં પુનરાવૃત્તિ થવાની હોય!!! ધીમે ધીમે આવો ભય તો નાશ પામતો ગયો અને આમની સભાએ ઉદારતા દર્શાવવા માંડી. કેથોલિકોને છૂટ મળી; પરંતુ પાર્લમેન્ટની સુધારણા કરીને પોતાની સત્તા પર કાપ

મૂકવા અને રાજ્યવહીવટમાં પોતાની લાગવગ ઓછી કરવા કોણ તત્પર હોય ? કેનિંગ જેવા ઉદારચિત્ત અને ન્યાયપ્રિય નીતિજ્ઞો વળી એમ કહીને વિરૂદ્ધ પડતા કે મતાધિકારનો વિસ્તાર થવાથી અમીરો અને જમીનદારોની લાગવગ ઓછી થશે અને તેથી પાર્લમેન્ટમાં બુદ્ધિશાળી અને શક્તિમાન મનુષ્યોની સંખ્યા ઘટવા લાગશે. વેલિંગ્ટન જેવો ચુસ્ત અડગ ટોરી તો લશ્કરી દમામથી કહેતો કે મારા અમલ દરમિઆન સુધારણાના કોઇ પણ કાયદાનો વિરોધ કરવો એ મારે મન ધર્મ સમાન છે. પરંતુ વિલિયમના રાજ્યારોહણ પછી યુરોપમાં આવેલી સ્વાતંત્ર્યપ્રિયતાની ભરતી ઇંગ્લેન્ડમાંએ ચડી નવી પાલમેન્ટમાં સુધારાના તરફદારોની સંખ્યા વધારે આવી એટલે વેલિંગ્ટનને મંત્રીપદનો ત્યાગ કરવો પડયો. ૨૩ વર્ષના લાંબા ગાળા પછી વ્હીગ પક્ષ પુનઃ પ્રજાસ્વાતંત્ર્યનો પક્ષ કરીને અધિકારમાં આવ્યો. લૉર્ડ ગ્રે મંત્રી થયો અને લૉર્ડ મેલ્બોર્ન અને પામર્સ્ટન જેવા પ્રગતિપ્રિય ટોરી અને પ્રસિદ્ધ વકતા લૉર્ડ બ્રુહામ, સુવિખ્યાત ઇતિહાસકાર લૉર્ડ મેકૉલે અને લૉર્ડ જ્હૉન રસેલ જેવાં દેશનાં રત્નોને મંત્રીમંડળમાં તે સાથે લેતો આવ્યો. એ તો પોકારી પોકારીને કહેવા લાગ્યો કે યુરોપનાં અન્ય રાજ્યોમાં મચી રહેલા ઉત્પાત અને આંતરવિગ્રહની પુનરાવૃત્તિ ઇંગ્લેન્ડમાં થવા દેવી ન હોય તો પાર્લમેન્ટમાં અવશ્ય સુધારણા થવી જોઇએ; આમની સભા એ જમીનદારો અને શ્રીમંતોની ખાનગી મિલ્કત ટળી જઇને કોઇ પણ યોગ્ય મનુષ્યને સ્થાન આપનારી, પ્રજાહિતનું પરમ લક્ષ્ય રાખનારી જાહેર સંસ્થા થવી જોઇએ. રસેલે આ મહાકાર્યની સિદ્ધિને અર્થે કમર કસી. જર્યોર્જ ૩જાના મૃત્યુ પૂર્વે પણ આ મહાપુરુષે ચાર કસ્બાઓનો મતાધિકાર ખેંચી લેવાની દરખાસ્ત આણી હતી, પરંતુ દુરાગ્રહ સામે તે હાર્યો હતો. ઇ. સ. ૧૮૩૧માં તેણે સુધારણાનો ખરડો આણ્યો; આમની સભામાં મોટી બહુમતીથી તે મંજુર પણ થયો; અમીરોએ તે ફેંકી દીધો. દેશમાં કોલાહલ મચી રહ્યો, પ્રજાપ્રકોપનો સર્વભક્ષી આગ સમસ્ત

દેશમાં ફરી વળ્યો, ઠામઠામ તોફાન મચી રહ્યાં, બર્મિંગહેમમાં એક સભા ભરાઇ, અને તેમાં હાજર રહેલાઓએ ઉઘાડે મસ્તકે હાથ ઉંચા રાખીને પ્રતિજ્ઞા કરી કે આ ખરડો પસાર ન થાય તો આપણે કર ભરવા નહિ, અને ગમે તે સંકટ સહીને પણ આપણે અને આપણાં સંતાનોએ અડગ નિષ્ઠાપૂર્વક દેશકલ્યાણના કાર્યમાં આસક્ત રહેવું. બ્રિસ્ટલમાં તો તોફાનીઓએ મકાનો બાળ્યાં, ખૂન કર્યાં અને શહેરનો કબજો લીધો; નોટિંગહેમનો કિલ્લો તો ભસ્માવશેષજ થઇ રહ્યો. બસ એ ખરડો, સમગ્ર ખરડો અને તે ખરડા સિવાય બીજું કશું નહિ એવો પોકાર ચોમેર થઇ રહ્યો. આમની સભાએ સ્વીકારેલા ખરડાને અમીરોએ બીજી વાર પણ નામંજુર કર્યો, ( ઇ. સ ૧૮૩૨ ). લોકલાગણીનું પ્રાબલ્ય તો સ્પષ્ટજ હતું. હુરાયડી અમીરો જો આ પ્રમાણે પ્રજાની ઇચ્છાને ઠોકર મારે તો કદાચ દેશમાં આંતરવિગ્રહ પણ થઇ જાય એવા ભયથી ગ્રેએ રાજાને નવા અમીરો બનાવવાની સૂચના કરી, પરંતુ તે અમાન્ય થઇ અને મંત્રીઓએ રાજીનામું આપ્યું. વેલિંગ્ટન પણ લોકવિરોધ સહીને નવું પ્રધાનમંડળ રચી શકે તેમ ન હતું. પ્રજાના પુણ્યપ્રકોપથી બચવા સારૂ તેને ઘરમાં ભરાઇ રહેવાનો વારો આવ્યો. તેનાં શૌર્યવીર્ય ગમે તેટલાં આદરણીય હોય તોપણ અત્યારે લોકમતની વિરૂદ્ધ તે ચાલવા જાય તો પ્રજાને તેનાં શૌર્યની એ કિંમત નહોતી. રાજાએ ગ્રેને પુનઃ મંત્રીપદ આપી સુધારણાનો ખરડો પસાર કરવા માટે જે કરવું યોગ્ય હોય તે સર્વ કરવાની ઇચ્છા દર્શાવી. ઇ. સ. ૧૮૩૨ ના જૂનની ૪ થી તારીખે ફરીથી ખરડો આવ્યો. વેલિંગ્ટન અને બીજા વિરોધી અમીરો તે દિવસે ગેરહાજર રહ્યા, અને વ્હીગ બહુમતીથી ખરડો મંજુર થતાં તેને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું.

આ ખરડાથી ૨૦૦૦ થી ઓછી વસ્તીવાળા ૫૬ કસ્બાનો મતાધિકાર ખેંચી લેવામાં આવ્યો, ૪૦૦૦ થી ઓછી વસ્તીવાળા ૩૦ કસ્બાને એક પ્રતિનિધિ ઓછો મોકલવાની આજ્ઞા થઇ, અને

આ પ્રમાણે ખાલી પડેલી ૧૪૩ બેઠકમાંથી ઔદ્યોગિક પરિવર્તનથી સમૃદ્ધ થએલાં નગરોને કેટલીક આપવામાં આવી, અને કેટલાંક મોટાં પરગણાં અને કસ્બાઓને વધારે પ્રતિનિધિઓ મોકલવાનો હક આપવામાં આવ્યો; વરણીના સમયે મત આપવાનો સમય ટુંકો કરવામાં આવ્યો; આ ઉપરાંત વસ્તીના પ્રમાણમાં મતાધિકાર આપી એવું ઠરાવવામાં આવ્યું કે શહેરોમાં વાર્ષિક ૧૦ પાઉન્ડની કિંમતવાળા ઘરમાં રહેનારને અને પરગણામાં ૫૦ પાઉન્ડની મિલ્કત ધરાવનારને અથવા તો ઓછામાં ઓછી ૧૦ પાઉન્ડની ઉપજવાળાને મત આપવાનો અધિકાર રહેશે. આ પ્રમાણે અત્યાર સુધી દેશના રાજ્યવહીવટમાંથી દૂર રાખવામાં આવેલા મધ્યમ વર્ગ અને ઉચ્ચ વર્ગના કારીગરો પણ પ્રતિનિધિત્વ ધરાવતા થયા. આ સંચલનમાં વ્હીગ અને ટોરી નામનો લોપ થઇ તેમને સ્થાને અનુક્રમે લિબરલ અને કોન્ઝર્વેટિવ એ નામોનો પ્રથમ ઉપયોગ થયો.

ઇ. સ. ૧૬૮૮ માં આરંભાએલું કાર્ય પરિપૂર્ણ થયું. તે સમયે દેશમાં પાર્લમેન્ટનું વર્ચસ્વ સ્થાપિત તો થયું હતું, પરંતુ તેમાં હજુ સુધી સામાન્ય લોકનો અવાજ નહિ જેવોજ હતો. દૂરંદર્શી લોકોએ આ દોષનું નિવારણ કરવાની જરૂરિઆત તો કયારનીએ જોઇ હતી, પરંતુ ફ્રેન્ચ રાજ્યવિપ્લવની પ્રચંડ ચાલ્હવાસ્થળીમાં આ સર્વ વીસરાઇ ગયું હતું. અંતે ઇ. સ. ૧૮૩૨ માં મધ્યમ વર્ગની સહાયથી થએલા કાયદાથી પાર્લમેન્ટમાંથી કુલીનોનું વર્ચસ્વ કમી થઇ લોકપ્રતિનિધિત્વ વધ્યું. પરંતુ હજુએ કામદાર વર્ગ અને શહેરમાં વસતા ગરીબોનો નવા મતાધિકારમાં ભાગ મળ્યો નહિ.

**સામાજિક સુધારણા:**—નવા કાયદા પ્રમાણે ઇ. સ. ૧૮૩૩ માં મળેલી પાર્લમેન્ટમાં ભાડુતી અને હા જી હા ભણનારા ખુશામતીઆઓ અને મધ્યમ શક્તિના માણસો જઇને દેશનો બુદ્ધિશાળી વર્ગ સ્વતંત્રતાથી લોકપ્રતિનિધિરૂપે આવ્યો. વ્હીગ પક્ષની બહુમતી છતાં તેમાં કેટલાંક કારણોસર પક્ષ પડી ગયા; છતાંએ લોકકલ્યાણનાં કાર્યોમાં આ

પક્ષભેદ નડયો નહિ. ઇ. સ. ૧૮૩૩ માં બ્રિટિશ રાજ્યમાં ગુલામગીરી નાબુદ કરવામાં આવી, અને ગુલામોના માલીકોને બદલો આપવા માટે બે કરોડ પાઉન્ડની ગંજાવર રકમ મંજુર કરવામાં આવી. ઇ. સ. ૧૮૦૭ માં આફ્રિકાંથી ગુલામો મોકલવાનો નિષેધ કરવામાં આવ્યો હતો, છતાં હજુ ચોરીથી એ અમાનુષી વેપાર ચાલતો હતો અને અસંખ્ય નિર્દોષ મનુષ્યો ચિરદાસત્વનાં અતૂટ બંધનોમાં અદ્યાપિ પશુ જેવું જીવન વ્યતીત કરી રહ્યાં હતાં, તેમજ તેમના નફટ માલીકોની ક્રર પજવણી નિરાશ હૃદયે સહી રહ્યાં હતાં. દયાધન અને સાધુવૃત્તિ વિલિયમ વિલ્બર્ફોર્સ આ પ્રથા રદ કરાવવા માટે પોતે કરેલા જીવનભરના શ્રમનું શુભ પરિણામ જોવા માટે ૭૫ વર્ષની પ્રૌઢ વયે પણ જીવતો રહ્યો હતો. તે આ કાયદો પસાર થયાના હર્ષદાયક સમાચાર સાંભળી પ્રભુની કરુણાનું ચિંતન કરતો શાંતિથી પુણ્યધામમાં ગયો. ઇ. સ. ૧૮૩૩ માં નિર્ધનોનાં બાળકોના શિક્ષણમાં પાર્લમેન્ટે મદદ આપવાનો ઉપયોગી ધારો કરવામાં આવ્યો. વળી શૈફ્ટસ્બરીના ઠાકોરના પ્રયત્નથી કારખાનાનો કાયદો કરી કામનો સમય નિર્ણીત કરવામાં આવ્યો, અને કારખાનાંમાં કામ કરતા બાળકનું ઓછામાં ઓછું વય પણ ઠરાવી આ સર્વ ધારાનો અમલ યોગ્ય રીતે થાય તે જોવા માટે સરકારી નિરીક્ષક નીમવામાં આવ્યો. બીજે વર્ષે ગરીબીનો નવો કાયદો કરી, ગરીબીના જુના કાયદાઓ રદ કરી, ઉદ્યોગી લોકોની શ્રમસિદ્ધ કમાણી ઉપર વાંદાઓની પેઠે નિર્વાહ કરતા સશક્ત પ્રમાદીઓને કામ કરવાની ફરજ પાડવામાં આવી, અને ખરેખરા વ્યાધિગ્રસ્ત અને નિર્બળ દરિદ્રોને યોગ્ય સહાય આપવાની યોજના કરવામાં આવી. આ ઉપરાંત શેહેરસુધરાઇનો કાયદો દાખલ કરી લોકોને પોતાના પ્રતિનિધિઓ પસંદ કરી પોતાનાં નગરોનો વહીવટ જાતેજ કરી લેવાની સત્તા આપવામાં આવી.

**પામર્સ્ટનની દેશાંતરનીતિઃ**—આ વર્ષો દરમિઆન મંત્રી-

મંડળમાં ફેરફાર થઇ ગયા હતા. આયર્લેન્ડના પ્રશ્ન સંબંધે મતભેદ થવાથી એ મંત્રીપદ છોડી ગયો, એટલે તે સ્થાને લૉર્ડ મેલ્બોર્ન આવ્યો. થોડા સમયમાં તેને રજા આપી રાજાએ પીલને મંત્રી બનાવ્યો. પરંતુ લોકવિરોધ જોઇ તે છુટો થઇ ગયો, અને પાછો લૉર્ડ મેલ્બોર્ન આવ્યો, તે ઇ. સ. ૧૮૪૧ સુધી મંત્રીપદે રહ્યો; પરંતુ ઇ. સ. ૧૮૩૦ થી લૉર્ડ પામર્સ્ટન પરદેશ ખાતાના મંત્રી તરીકે કાયમ રહ્યો હતો. તેના અન્ય સાથીઓ જ્યારે રાજદ્વારી અને સામાજિક સુધારણાના વિકટ પ્રશ્નો ઉકેલી રહ્યા હતા ત્યારે તે પશ્ચિમ યુરોપનાં રાજ્યોમાં પ્રજાકીય સ્વાતંત્ર્ય અને બંધારણપૂર્વકના રાજ્યતંત્ર પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી આપખુદ અને બીનજવાબદાર અમલનો જ્યાં ત્યાં પ્રતિકાર કરી રહ્યો હતો, અને યુદ્ધનાં ઘેરાએલાં વાદળો વીખેરી શાંતિની શીળી જ્યોત્સ્ના પ્રસારી રહ્યો હતો. તેણે બેલ્જીયનોને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવામાં સહાય કરી અને ફ્રાન્સ અને સ્પેનનાં વર્તમાન રાજ્યતંત્રોને વિરોધી આઘાતોથી બચાવી સુસ્થિર કર્યાં.

ઇ. સ. ૧૮૩૭ માં નિઃસંતાન વિલિયમ મૃત્યુ પામ્યો. તેના શાસનકાળમાં રાજકીય અને સામાજિક કલ્યાણનાં અનેક અગત્યનાં કાર્યો થયાં, સંસ્થાનોનો વિકાસ થયો અને હિંદુસ્તાનના રાજ્યતંત્રમાં દુરગામી સુધારાઓ દાખલ થયા. પરંતુ આ સર્વનો યશ એ ભલા રાજાને આપી શકાતો નથી. તેણે રાજ્યતંત્રમાં આત્મવિલોપન કરી લોકશાસનની ગતિને વેગવતી બનવા દીધી એજ તેની કીર્તિ છે. લૉર્ડ મેલ્બોર્નના મત પ્રમાણે તે નિખાલસ, નિષ્પક્ષપાતી અને ન્યાયી હતો.



# પ્રકરણ ૭ મું.

## વિકટોરિઆ: (ઇ. સ. ૧૮૩૭—૧૯૦૧)

**વિકટોરિઆ:**—ઇ. સ. ૧૮૩૭ ના જૂનની ૨૦ મી તારીખે સવારના પાંચ વાગે કેન્ટબરીના ધર્માધ્યક્ષ અને લૉર્ડ ચેમ્બર્લેને રાજમહેલમાં જઇ પહોંચી જ્યૉર્જ ૩ જાના ચોથા પુત્રની કુંવરી અને વિલિયમની ભત્રીજી તરુણ વિકટોરિઆને મહારાણી તરીકે નમન કર્યું. નવી રાણીનું વય તો માત્ર ૧૯ વર્ષનું હતું; પરંતુ બાલ્યાવસ્થામાંથીજ તેની માતાએ એ ગૌરવવંતા સ્થાનને શોભાવે તેવુંજ શિક્ષણ આપી તેને સ્વાશ્રયી, પરગજુ, ગુણવતી અને વિદુષી બનાવવાનો પ્રબંધ કર્યો હતો. પોતાની નિઃસ્વાર્થવૃત્તિ અને સમભાવશીલ સ્વભાવને લીધે ગાદીએ આવતાં પહેલાંજ રાણી લોકપ્રિય થઇ પડી હતી. તેમાં વળી સદ્‌ભાગ્યે લૉર્ડ મેલ્બોર્ન જેવા કુનેહબાજ મંત્રીએ યુક્તિથી રાજ્યવહીવટના પ્રથમ બોધપાઠો તેને આપ્યા. આથીએ તેનું વિશેષ સદ્‌ભાગ્ય તો એ હતું કે ઇ. સ. ૧૮૪૦ માં તેણે સૅક્સકોબર્ગના રાજકુમાર આલ્બર્ટ જોડે લગ્ન કર્યું. તે વિદ્યારસિક અને પ્રજાવત્સલ રાજકુમારે પોતાની ઉચ્ચ રસિકતા, દૂરદર્શિતા, ઇમાનદારી અને કાર્યદક્ષતાથી પ્રજાનાં હૃદય જીતી લીધાં એટલુંજ નહિ, પણ રાણીને પણ કોઇ મંત્રી ઉપર નિર્ભર રહેવાની જરૂરમાંથી મુક્ત કરી.

વિકટોરિઆના રાજ્યારોહણથી ગ્રેટ બ્રિટન અને હૅનોવર છુટાં પડી ગયાં; કેમકે હૅનોવરના કાયદા પ્રમાણે કોઇ સ્ત્રી ગાદીવારસ થઇ શકતી ન હતી. આથી રાણીના કાકા કંબર્લૅન્ડના ડ્યૂકને હૅનોવરનું રાજ્ય મળ્યું. યુરોપના રાજ્યપ્રપંચો અને વિગ્રહોમાં ઉતરવાનો બ્રિટનને હવે કશો સ્વાર્થ રહ્યો નહિ એટલે દેશહિત અને લોકકલ્યાણનાં કાર્યો પ્રત્યે રાજદ્વારીઓની દૃષ્ટિ વળવા લાગી.

**દેશની સ્થિતિ:**—બાળ રાણી રાજપદે આવી ત્યારે દેશની સ્થિતિ કરુણ હતી. સુધારાઓને લીધે સામાજિક અસંતોષ ન્યૂન

થયો હશે, પરંતુ નિર્મૂળ તો નહોતોજ થયો. હજુએ શેઠજીના દર હલકા અને અનાજ મોંઘું હતું, એટલે ગરીબોને પૂરતું ખાવાનું તો મળેજ ક્યાંથી? સ્ત્રીઓ અને બાળકોને ગજા ઉપરાંત કામ કરવું પડતું હતું: બિચારાં કુમળાં બાળકોને કોલસાની અશુદ્ધ હવાવાળી અંધારી અને ઊંડી ખાણોમાં મોટી ગાડીઓ ખેંચી જવાના બદલામાં થોડાક પેન્સ મળતા. વળી ખેતીનું તો ઠેકાણુંજ ન હતું; ગામડાંઓમાં તો નિર્ધન ખેડુત કે મજુરોનાં સાંકડાં ઘરોમાં આરોગ્ય સાચવવાનાં સાધન પણ ન હતાં. આ ઉપરાંત ઉદ્યોગ અને વાણિજ્ય પણ અટકી પડયાં હતાં, અને સર્વ રોગના ઔષધ સમી કેળવણીનું તો નામજ કોઇ લેતું ન હતું. આવી દશામાં પ્રજા એકત્રિત થઇ આત્મોદ્ધાર સાધે એવી આશા પણ શાની રખાય? પરદેશમાં કે સંસ્થાનોમાં પણ સર્વત્ર લગભગ અશાંતિ; કેનેડા અને દક્ષિણ આફ્રિકામાં વિદ્રોહ થવાની તૈયારી હતી. તુર્કસ્તાન અને અફઘાનિસ્તાનના વિકટ પ્રશ્નો પણ નિર્ણય માગી રહ્યા હતા. પરદેશો અને સંસ્થાનો વિષે જુદાજ પ્રકરણમાં સળંગ વૃત્તાંત આપવાની યોજના કરવામાં આવી છે, એટલે અહીં માત્ર ગ્રેટ બ્રિટનનાજ બનાવો નોંધાશે. વ્હીગ પક્ષનો લૉર્ડ મેલ્બોર્ન સુખવાસી સ્વભાવનો પ્રમાદી મંત્રી રહ્યો, એટલે તેને કંઇ સુધારો કરવાનું કોઇ સૂચવે, ત્યારે તે કહેતો કે "એ એમને એમ રહેવા દો ને." પરિશ્રમ કર્યા વિના પરિસ્થિતિ સુધરી જશે એમ તે કદાચ માનતો હશે!

**હકપ્રાર્થીઓ: ( Chartists ):**—આવી ગંભીર સ્થિતિમાં સામાન્ય મનુષ્યો સહેજે એમજ માને કે જો અમારા હાથમાં રાજકીય સત્તા હોય તો આવા સંકટોનું નિવારણ સત્વર થઇ જાય. પાર્લમેન્ટમાં કામદારોનો અવાજ ન હતો; નવા સુધારાથી તેમને સુખ, સંતોષ કે સગવડ મળ્યાં ન હતાં. ઇ. સ. ૧૮૩૮ માં એક જાહેરી સભામાં "**લોકનો પટ્ટો**" એ નામે લેખ તૈયાર કરી તેમાં ૬ માગણીઓ કરવામાં આવી:-(૧) પ્રત્યેક નિષ્કલંક અને સચ્ચરિત

મનુષ્યને મતાધિકાર આપવો જોઇએ, (૨) મતદારોની સંખ્યા સમાન રહે એવી રીતે દેશના વિભાગ કરવા જોઇએ, (૩) ગુપ્ત રીતે મત આપવાની પદ્ધતિ પ્રચલિત કરવી જોઇએ, (૪) ધનિક વા નિર્ધન સર્વને પાર્લમેન્ટના સભ્ય થવાનો સમાન અધિકાર હોવો જોઇએ, (૫) પાર્લમેન્ટ પ્રતિવર્ષ મળવી જોઇએ, અને (૬) પાર્લમેન્ટમાં આવનાર સભ્યોને મહેનતાણું મળવું જોઇએ. આ હીલચાલ છેક ઇ. સ. ૧૮૪૮ સુધી ચાલુ રહી. તેના સંચાલકોમાં પણ શારીરિક શક્તિદલ અને નૈતિક શક્તિદલ એવાં બે તડ પડયાં; બર્મિંગહામ અને શેફીલ્ડ જેવાં અનેક સ્થળોએ તોફાનો થયાં. ઇ. સ. ૧૮૩૯ માં કેટલાક તોફાની આગેવાનોને સજા કરવામાં આવી તોપણ અનેક મનુષ્યો આ પ્રવૃત્તિમાં જોડાયા, અને આમની સભામાં લાંબી લાંબી અરજીઓ કરવામાં આવી[1]. વ્હીગ કે ટોરી પ્રધાનો આ લોકોની માગણીઓ સ્વીકારવા તત્પર ન હતા. ઇ. સ. ૧૮૪૮ માં ફિઆર્ગસ ઓકોનર નામના માણસે આશરે ૫૦,૦૦૦ માણસોને જોડે લઇ પાર્લમેન્ટને એક અરજી આપવા જવાનો નિશ્ચય કર્યો. લંડનમાં તો લોકોને ફાળ પડી; પ્રજાના રક્ષણ માટે સરકારે તાત્કાલિક અને અસરકારક ઉપાયો લેવા માંડયા; ઠેરઠેર હયદળ, પાયદળ અને તોપખાનું ગોઠવાઇ ગયું. ૧૦મી એપ્રિલનો સ્મરણીય દિવસ આવ્યો. વરસાદ કહે મારૂં કામ. કોઇ આવ્યું નહિ. થોડા ઠરી જતા ઉત્સાહને બળાત્કારે ટકાવી રાખનારા આગ્રહી માણસોએ એકત્ર થઇ નિસ્તેજ વદને આમની સભામાં અરજી આપી. જો કે તપાસ થઇ ત્યારે અંદરની અર્ધી સહીઓ તો ખોટીજ જણાઇ. કેટલાક તો પ્રિન્સ આલ્બર્ટ અને વેલિંગ્ટનના નામની સહી કરી આવ્યા હતા, અને કેટલાકે એથીએ આગળ વધીને 'ચાંદા સુરજ' 'માખણ-રોટલો'

---

૧ આ અરજીઓમાં એક તો એટલી લાંબી હતી કે જોશીના ટિપણાની પેઠે તેના કાગળ વાળવામાં આવ્યા, ત્યારે ગાડાના પૈડા જેટલો તેનો ઘેરાવો થયો અને સોળ મનુષ્યોને તો તે ઉપાડવી પડી !!

જેવાં વિલક્ષણ નામે સહી કરી હતી. લોકામાંથી તેમનો કાંકરો નીકળી ગયો. પરંતુ તે યુગમાં આ હકપ્રાર્થીઓ ગમે તેવા અતિસુધારક ભાસતા હોય છતાં પ્રતિવર્ષ નવી પાર્લમેન્ટની માગણી વિના અન્ય સર્વના બીજભૂત સિદ્ધાન્તો સ્વીકારી લઇ તેમની માગણીઓમાં રહેલા ડહાપણની પરીક્ષા કદર કરવામાં આવી છે.

**નિરંકુશ વેપારઃ**—રાજકીય હકો પ્રાપ્ત કરી સામાજિક અનર્થો ટાળવાના પ્રયત્નો હકપ્રાર્થીઓ કરી રહ્યા હતા, ત્યારે કેટલાક વિચારશીલ અને બુદ્ધિમાન્ મનુષ્યો વધારે દીર્ઘદૃષ્ટિ વાપરીને કહેતા કે ઇ. સ. ૧૮૧૫ માં પસાર થએલો ધાન્યનો કાયદો રદ કરીને અનાજની સોંઘારી કરવાથી આ સર્વ અનર્થોનો અંત આવી જશે. ચતુર અને શુદ્ધ હૃદય રિચર્ડ કોબ્ડન અને તેના મિત્ર જહૉન બ્રાઇટે અગ્રેસર થઇને ધાન્યના કાયદાનો વિરોધ કરનારો સંઘ (Anti corn law League) સ્થાપ્યો, (ઇ. સ. ૧૮૩૯). પછી તો બ્રાઇટનું જલધોધ જેવું સમર્થ વક્તૃત્વ, ચોપાનીઆં અને ભાષણોની અવિરત પરંપરા ચાલી. વેપારીઓએ ઉપાડેલી આ ચળવળને શરૂઆતમાં તો જમીનદારો તિરસ્કારની દૃષ્ટિએ જોવા લાગ્યા, અને કામદારો તો એમ માનવા લાગ્યા કે રાજકીય હકની લડતમાં વિક્ષેપ પાડવાને માટે આ તો એક બાજી રચવામાં આવી છે; છતાંએ અનેક નિઃસ્વાર્થી જમીનદારો પોતાનો લાભ જતો કરવા પણ તૈયાર થયા, અને ધાન્યના કાયદામાં રહેલો અન્યાય સમજાતાંજ પ્રજામત બદલાવા લાગ્યો. રાજકીય હકોની લડત છોડી દઇને પણ આ કાર્ય ઉપાડી લેવા જેવું છે એવું કામદારોને પણ જણાવા લાગ્યું.

**પીલનું પ્રધાનમંડળઃ**—ઇ. સ. ૧૮૪૧માં રાણીના લગ્ન પછી વ્હીગ મેલ્બોર્ન મંત્રીપદેથી ઉતર્યો, અને ટોરી અગ્રણી પીલ પ્રધાનપદે આવ્યો. નવા પ્રધાનને સુખશય્યામાં સૂવાનું ન હતુંઃ ડેનિયલ ઓકોનલ આયર્લેન્ડને ઇંગ્લેન્ડથી છૂટું પાડવાના તનતોડ પ્રયત્નો કરી રહ્યો હતો. ઇ. સ. ૧૮૪૩ માં ઓકોનલને કેદ કરી આ

પ્રયત્નોનો પણ તેણે અંત આણ્યો. હકઆર્થીઓ ઠામઠામ સભાઓ ભરી સુધારાઓ માંગી રહ્યા હતા. એક બાજુએ અફઘાનિસ્તાનમાં અંગ્રેજ સૈન્યનો સંહાર કરવામાં આવ્યો હતો તેનું વૈર લેવાના ઉપાયો શોધવાના બાકી હતા, અને બીજી બાજુથી ઇ. સ. ૧૮૩૯ થી ૧૮૪૨ સુધી ચીન જોડે અફીણના પ્રશ્ન સંબંધે યુદ્ધ ચાલતું હતું. છેવટે અંગ્રેજો જય પામ્યા, અને ચીન નુકસાન તથા યુદ્ધનું ખર્ચ ભરી આપવા તૈયાર થયું.

પરંતુ આખરે પીલ વેપારી હતો અને તેની દૃષ્ટિ પણ દેશની સમૃદ્ધિ વધારવા તરફ હતી. તેણે આશરે આઠસો વસ્તુઓ ઉપરથી જકાત હલકી કરીને નિરંકુશ વેપારની દિશામાં એક ડગ ભર્યું. આ ઉપરાંત મેલ્બોર્નના સમયમાં થએલી આર્થિક તંગીને લીધે પડેલો ખોટનો ખાડો પૂરવા તેણે આવકવેરાની યોજના કરી.

ઇ. સ. ૧૮૪૫-૪૬ માં આયર્લૅન્ડમાં બટાટાનો પાક નિષ્ફળ ગયો અને ભયંકર દુકાળ પડયો. હજારો આયરિશો ભૂખમરો અને રોગના જીવલેણ પંજામાં આવી પડયા; કેટલાક તો દેશ તજી સંયુક્ત સંસ્થાનોમાં જઇ વસ્યા અને આ સર્વ આક્રમણમાંથી જે બચ્યા તેઓ ભૂખ, ઠંડી, હાડમારી, ગરીબી અને મરણભયથી દીનહીન થઇ પડયા. પીલને કૉબ્ડન અને તેના મિત્રોએ સામાજિક અનર્થોની કરેલી ચિકિત્સા ખરી લાગી; કૃત્રિમ ઉપાયોથી લોકોનો રોટલો મોંઘો કરી નાખવામાં તેને નિર્દયતા લાગી. ઇ. સ. ૧૮૪૬ માં તેણે ધાન્યના કાયદાઓ રદ કરવાનો ખરડો પાર્લમેન્ટમાં રજુ કર્યો. તેના ટોરી સાથીઓ તેની આવી બદલાએલી મનોવૃત્તિથી છેડાઇ ગયા અને વિરુદ્ધ પડયા છતાં તે ખરડો તો પસાર થયો. બ્રાઇટ અને કૉબ્ડનનો પરિશ્રમ ફળીભૂત થયો, પરંતુ પીલનો પક્ષ તૂટયો; તેના વિરોધીઓએ નવો પક્ષ રચ્યો. તે બાધિત વ્યાપારપક્ષ (Protectionists) કહેવાયા. આમાં બેન્જામિન ડિઝરાયેલી નામે અદ્ભુત શક્તિવાળો મહત્વાકાંક્ષી તરુણ પણ ભળ્યો. થોડા સમયમાં તો પીલને રાજીનામું આપવું પડયું.

પરંતુ તેણે દેશહિતનું મહત્ કાર્ય કરી અમર કીર્તિ વરી લીધી હતી. તેણે પોતાના છેલ્લા ભાષણમાં તેનો ઉલ્લેખ કરતાં કહ્યું હતું કે ' આ કાર્યનો યશ મને મળે છે ખરો, પરંતુ તેની પ્રેરણા તો કોબ્ડન તરફથી મને મળી હતી.'[1]

**પામર્સ્ટનની વિદેશી રાજનીતિ**—પીલ ગયો અને તેના વિરોધીઓની સહાયથી વ્હીગ પક્ષ જોર ઉપર આવ્યો; તે આશરે ત્રીસ વર્ષ સુધી અધિકારમાં રહ્યો. ઇ. સ. ૧૮૩૨ ના કાયદાથી નામના પામેલો લૉર્ડ જહૉન રસેલ મુખ્યમંત્રી થયો, અને પામર્સ્ટન પરદેશખાતાનો પ્રધાન રહ્યો. દુષ્કાળ પછી આયર્લૅન્ડમાંથી અસંતોષ છેક જડમૂળથી ગયો ન હતો; હજુ વિદેશ જઇ વસતા અનેક આઇરિશો મનમાં રોષ રાખી રહ્યા હતા, કે અંગ્રેજોએ અમને પૂરતી સહાય આપી ન હતી, લોકોનાં દુઃખ નિવારવાના કાયમી ઉપાય કામે લગાડવામાં આવ્યા ન હતા, અને જમીનદારોનો પક્ષ કરી ગરીબોનો જાન લેવાયો હતો. આવા અસંતોષથી બળવો થયો, પરંતુ તે તરતજ શમાવી દેવામાં આવ્યો. હકપ્રાર્થીઓના સરઘસ વિષે તો આગળ કહેવાઇ ગયું છે. આ બધો ક્રાન્તિકારક આવેશ પ્રજામાં ક્યાંથી પ્રકટ્યો ?

યુરોપમાં ઇ. સ. ૧૮૪૮ નું વર્ષ એટલે ક્રાન્તિનું વર્ષ. રશિઆ સિવાયના લગભગ દરેક રાજ્યમાં પ્રજાએ બળવો કરી પ્રચલિત રાજ્ય-

---

૧ આ મહાસમર્થ પુરુષ ઈ. સ. ૧૮૫૦ માં ઘોડા ઉપરથી પડીને મરણ પામ્યો. તે સમયે તેના પ્રશંસક અને અનુયાયી વિલિયમ યુવર્ટ ગ્લૅડસ્ટને તેની શક્તિનો પ્રતાપ, બુદ્ધિનો ચમત્કાર અને ગુણોની પવિત્રતાનો ઉલ્લેખ કર્યો હતોઃ—

Now is the stately column broke,
The beacon light is quenched in smoke;
The trumpet's silv'ry osound is still,
The warder silent on the hill.

પદ્ધતિની જડ કાઢી નાખી હતી કે કાઢી નાખવાની તૈયારીઓ ચાલતી હતી. ફ્રાન્સ, જર્મની અને ઑસ્ટ્રિઆમાં પ્રજાપ્રકોપનો દાવાનળ ફરી વળ્યો હતો. પામર્સ્ટનને આવી ક્રાન્તિઓ રુચતી તો ન હતી, પરંતુ ક્રાન્તિના અંતર્ભૂત સિદ્ધાંતો તેને માન્ય હતા. ફ્રાન્સમાં નેપોલિઅનના ભત્રીજાએ પોતાના વિરોધીઓને પકડી, કેદ કરી, મારી નાખી કે બીજી રીતે વશ કરી પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી પોતે પ્રમુખપદ ધારણ કર્યું અને એકાદ વર્ષમાં તો સમ્રાટ્પદ પણ સ્વીકારી લીધું, (ઇ. સ. ૧૮૫૧). પામર્સ્ટને પોતાના સહકારીઓની અનુમતિ વિના નવા પ્રમુખને ધન્યવાદનો સદેશો મોકલ્યો, એટલે ગ્રેટબ્રિટને જાળવેલી તટસ્થતાનો ભંગ થએલો મની રાણીએ પામર્સ્ટનને એકદમ રજા આપી. આથી મંત્રીમંડળમાં રહેલા સર્વ પ્રધાનોએ સહમત થઇને કામ કરવું જોઇએ એ સિદ્ધાંત દૃઢ થયો પરંતુ પામર્સ્ટને વેર વાળ્યું: એક માસમાં તો પોતાના અનુયાયીઓ સહિત વિરોધી પક્ષમાં ભળી જઇ રસેલના મંત્રીપદનો તેણે અંત આણ્યો, (ઇ. સ. ૧૮૪૭-૧૮૫૧.) પોતાના ચાર દિવસના ચાંદરણા જેવા અધિકારમાં પણ ચતુર રસેલ દેશોપયોગી કાર્ય કરતો ગયો; કામદાર સ્ત્રીપુરુષોએ દસ કલાક કારખાનામાં કામ કરવું એવો કાયદો થયો. અને ક્રોમ્વેલના સમયથી દાખલા થએલા નૌયાનના અકારા કાયદા રદ થયા. પરંતુ તે સર્વથી મોટો બનાવ તો ઇ. સ. ૧૮૫૧ માં બન્યો. પ્રિન્સ આલ્બર્ટને ગ્રેટ બ્રિટન, તેનાં સંસ્થાનો અને યુરોપનાં અન્ય રાજ્યોમાં બનતી વસ્તુનું મહાન્ પ્રદર્શન ભરવાની ઉત્કંઠા થઇ. શાંતિના કાળમાં ઉદ્યોગહુન્નરની કેટલી પ્રગતિ થાય છે, અંગ્રેજોને પરદેશો જોડે શા અનુભવોનો વિનિમય કરવાનો છે, ક્યાં સાધનોની ક્યાં ન્યૂનાધિકતા છે એ જાણવાના લાભો ઉપરાંત અનેક આદર્શવાદીઓ આશા રાખવા લાગ્યા કે પ્રજાનો પરસ્પર પરિચય વધવાથી હવે વિગ્રહનો અંત આવી જગત્માં શાંતિનું સામ્રાજ્ય સ્થપાશે. જોહાન પેક્સ્ટન નામના એક માળીએ સર્વ પ્રદર્શ્ય વસ્તુઓને સુરક્ષિત રાખવા માટે એક કાચગૃહ બનાવ્યું જે આજ પણ 'ક્રિસ્ટલ પેલેસ'

-ના નામથી ઓળખાય છે. દેશદેશાંતરની વસ્તુઓ આવી. અનેક પર-દેશીઓ આ પ્રથમ પ્રદર્શન જોવા ઉતરી પડ્યા અને ધારેલા લાભ પણ થયા. પરંતુ એ પ્રદર્શન શાંતિનો સીમાસ્તંભ બનવાને બદલે યુદ્ધનું મંગલાચરણરૂપ થયું. દેશમાં ૩૫ વર્ષ પર્યંત રહેલી અખંડ શાન્તિનો ભંગ થયો.

**પૂર્વનો પ્રશ્ન**—જ્યૉર્જ ૪થાના રાજ્યકાળથી આ પ્રશ્ન આજ પર્યંત ગંભીર સ્વરૂપે યુરોપનાં રાજ્યો સમક્ષ ઉપસ્થિત થયો છે. તેના અર્વાચીન સ્વરૂપ સુધી તેને અહીં વિચારી લઇએ. આ પ્રશ્ન ત્રણ વિભાગમાં વહેંચાઇ જાય છે:–(૧) મિસર, એશિઆ માઇનર અને યુરોપ, (૨) મધ્ય એશિઆ, અને (૩) પાસિફિકનાં સંસ્થાનો.

યુરોપમાં એક સમયનું તુર્કસ્તાનનું મહારાજ્ય ક્ષીણ થતું જાય છે અને તેનો બને તેટલો લાભ યુરોપનાં રાજ્યોને લેવો છે. રશિયા તો પરાપૂર્વથી કોન્સ્ટન્ટિનોપલનો કબજો લઇ ડાર્ડેનલ્સ તાબે કરી ભૂમધ્ય સમુદ્રમાં રશિઅન વહાણો ફેરવી મિસરને ભયમાં રાખવાનાં અને ઇંગ્લેન્ડ અને હિંદ વચ્ચે ચાલતા વેપારને રૂંધી નાખવાનાં સ્વપ્નો સેવતું આવ્યું છે; વેપારનું ઉત્તમ મથક કોન્સ્ટન્ટિનોપલ તેને કબજે કરવું છે. ગ્રેટ બ્રિટન તુર્કસ્તાન પ્રત્યે ખાસ મૈત્રીભાવ ધરાવતું ન હોવા છતાં તેનો પક્ષ કરે છે, કેમકે રશિઆનો તેને ભય લાગે છે; વળી એ પ્રમાણે જો રશિઆ તુર્કસ્તાનમાં ધણી થઇ બેસે તો યુરોપની સત્તાતુલા ડગી જાય તેમ છે; ફ્રાન્સને મિસર અને સિરિઆમાં સંસ્થાનો સ્થાપવાના કોડ છે અને ઇ. સ. ૧૮૭૦ પછી જર્મનીએ એશિઆ માઇનરમાં વેપારી વિકાસ સાધવાને માટે આકાશપાતાળ એક કર્યાં છે.

મધ્ય એશિયામાં રશિઆ સાઇબિરિઆ તરફથી અને ગ્રેટ બ્રિટન પૂર્વ હિંદુસ્તાનમાંથી ધીમે ધીમે આગળ વધતાં જાય છે; મહારાજ્યોની સંસ્થાનો અને વેપારનો વિકાસ સાધવાની પદ્ધતિને લીધે પાસિફિક

સંસ્થાનોમાં પણ આ પ્રશ્ન ઉત્પન્ન થયો છે, તેમાં ૪૦ કરોડની વસ્તી-વાળા ચીનનો પ્રશ્ન અતિ વિકટ થઇ પડયો છે.

**ક્રીમિઅન વિગ્રહ:** ( ઇ. સ. ૧૮૫૪-૫૬ )—આ સમયે રશિઆમાં નિકોલાસ નામે રાજ્યલોભી અને માથાનો ફરેલો શહેનશાહ હતો. તેની શનિદૃષ્ટિ તો કયારનીએ નિર્બળ તુર્કસ્તાન પર પડી ચૂકી હતી, એટલે તેને તો યુદ્ધ કરવાનું મિષ જોઇતું હતું. ઇ. સ. ૧૮૫૨ માં જેરૂસલેમનાં તીર્થસ્થળો સંબંધે રશિઆ અને તુર્કસ્તાન વચ્ચે કલહ ઉઠયો અને સુલતાનના રાજ્યમાં વસતા સર્વ ખ્રિસ્તીઓનું સંરક્ષણ કરવાનો દાવો રશિઆએ કરવા માંડયો: પરંતુ સુલતાને તેનો સ્પષ્ટ રીતે ઇનકાર કર્યો. ગ્રેટબ્રિટન જો રશિઆને સહાય આપે તો રશિઆ તેને મિસર અને ક્રેન્ડીઆ મેળવવામાં સહાય આપે એવી વિષ્ટિ નિકોલાસે ચલાવવા માંડી, પરંતુ તેનું જ્યારે વળ્યું નહિ ત્યારે એકલે હાથેજ તુર્કસ્તાન જીતવાનો નિશ્ચય કરી તેણે રશિઅન સૈન્યને હાલ જે રૂમાનિઆ કહેવાય છે તે પ્રદેશમાં મોકલી દીધું. તુર્કોએ ડાન્યુબ ઓળંગી રશિઅન સૈન્યને હરાવ્યું: રશિઆએ સિનોપમાં પડેલાં તુર્ક વહાણોનો નાશ કર્યો, (ઇ. સ. ૧૮૫૩)

ઇંગ્લેન્ડમાં આ સમયે લૉર્ડ ડર્બી જઇને લૉર્ડ એબર્ડીન નામે સાધારણ બુદ્ધિ અને શક્તિવાળા લિબરલો અને પીલના અનુયાયીઓનું બનેલું સંયુક્ત મંત્રીમંડળ અધિકારમાં હતું. પામર્સ્ટન સ્વદેશનો પ્રધાન હતો, છતાં તેના આગ્રહથી મંત્રીમંડળે રશિઆ વિરૂદ્ધ વિગ્રહ જાહેર કર્યો. પોતાના નામધારી પૂર્વજની પેઠે પરાક્રમ કરી પ્રસિદ્ધિ મેળવવાને ઉત્સુક ફ્રાન્સના નેપોલિઅને ગ્રેટ બ્રિટનનો પક્ષ લીધો. તરતજ બ્રિટિશ કાફલાએ બાલ્ટિકમાં જઇ રશિઆનાં બંદરો બંધ કર્યાં; સંયુક્ત કાફલાએ ઓડેસા પર તોપનો મારો ચલાવ્યો અને એક સંયુક્ત કાફલો ડાર્ડેનલ્સમાં થઇને કાળા

સમુદ્રમાં તુર્કોની કુમકે આવી પહોંચ્યો. આ પ્રમાણે એક પક્ષે ફ્રાન્સ, ગ્રેટ બ્રિટન અને તુર્કી અને સામે રશિઆ એમ બે પક્ષ બંધાયા.

મુખ્ય યુદ્ધ તો રશિઆની દક્ષિણે આવેલા ક્રીમિઆ નામે દ્વીપકલ્પમાં થયું. ચિરકાળની શાન્તિ ભોગવી ગ્રેટ બ્રિટનનું સૈન્ય અનુભવ વિનાનું થઇ ગયું હતું, અને તેની પાસે પૂરતાં સાધન પણ ન હતાં. ફ્રેન્ચ સૈન્યની પણ લગભગ તેજ દશા હતી. તેમનો વિચાર સેબાસ્ટપૂલ નામે રશિઆનો અગત્યનો અજેય અને અભેદ્ય કિલ્લો લેવાનો હતો; કેમકે તેમાં રશિઆનો લડાયક સામાન ભરેલો હતો. તેઓએ આલ્માના યુદ્ધમાં વિજય તો મેળવ્યો. રશિઅનો પાછા હઠયા એટલે સેબાસ્ટપૂલ જવાનો માર્ગ ખુલ્લો થયો, પરંતુ દ્વીપકલ્પીય વિગ્રહમાં નામના મેળવનાર અંગ્રેજ સેનાપતિની શક્તિને ૪૦ વર્ષના પ્રમાદનો કાટ ચડી ગયો હતો. રશિઅનો કંઇ ચૂકે તેવા હતા? તેમણે અંગ્રેજો અને ફ્રેન્ચોના વિલંબનો લાભ લઇને કિલ્લો મજબુત કરી લીધો. ત્યાર પછી બાલાકલાવાનું પ્રસિદ્ધ યુદ્ધ થયું. સંયુક્ત સૈન્યે અતુલ પરાક્રમ દર્શાવ્યું અને રશિઅનો તેમને એ બંદરેથી હઠાવી ન શકયા.[1] દસ દિવસ પછી રશિઅનો ઇન્કરમેનના યુદ્ધમાં ફરી હાર્યા. રાત્રિના ધુમસમાં સૈનિકોએ શત્રુમિત્ર જોયા વિના શસ્ત્રાસ્ત્ર, સંગીન, પત્થર અને છેવટે મુક્કીઓથી યુદ્ધ કર્યું અને પરાક્રમની પરાકાષ્ટા દર્શાવી. સેનાનીઓની કાર્યદક્ષતાના અભાવે જાનમાલની જબરી ખુવારી થઇ. હવે સેબાસ્ટપૂલનો ઘેરો શરૂ થયો, પરંતુ સેનાપતિએ દીર્ઘદૃષ્ટિ

---

૧ કવિ ટેનિસને અમર કરેલી Light Brigadeની ટુકડીએ આ યુદ્ધમાં અદ્ભુત પરાક્રમ દર્શાવ્યું. કોઇની ભૂલ થઈ અને આ બહાદુર સૈનિકોએ પરિણામની દરકાર કર્યા વિના મૃત્યુમુખમાં પગ મૂકયો. બંદુકોની ગોળીઓના વરસતા વરસાદમાં દોઢ માઈલ સુધી ધસારો કરી તેઓએ રશિઅન તોપખાનું હાથ કર્યું. ૬૦૦ માણસોમાંથી ભાગ્યે ૨૦૦ જીવતા પામ્યા. વાંચો:–ટેનિસનનું The Charge of the Light Brigade.

વાપરીને કંઇ યોજના કે સગવડ કરી ન હતી. રશિઆના શિઆળામાં એ વેરાન પ્રદેશમાં બિચારા સૈનિકોને ચાર માસ સુધી અગણિત સંકટો વેઠવાં પડયાં. તંબુઓ ફાટેલા, ઓઢવાનું મળે નહિ, પહેરવાનાં કપડાંની તંગી અને દેશમાંથી સામગ્રી આવે તેમાં કશી વ્યવસ્થા કે વગજ ન મળે. લુચ્ચા ઇજારદારોએ પગરખાં મોકલ્યાં ત્યારે એક વખતે બધાં પગરખાં એકજ પગનાં નીકળ્યાં; તળીઆં કાગળનાં નીકળ્યાં અને ઘાસની ગાંસડીમાં વચ્ચે માટી ભરેલી નીકળી. એક સમયે જરૂરી માલ લઇને આવતાં વહાણોને તોફાન લાગવાથી તે ડૂબી ગયાં. સૈન્યમાં ભૂખમરાને લીધે રોગ ફાટી નીકળ્યો, પરંતુ દવાખાનાંની સારી વ્યવસ્થા ક્યાં હતી? યુદ્ધના ખબરપત્રીઓએ આ ભયંકર સ્થિતિનાં હૃદયદ્રાવક વર્ણનો લખી મોકલ્યાં અને દેશમાં તો લોકોને નખશિખ ઝાળ ચડી. એબર્ડીનને રાજીનામું આપવું પડયું અને પામર્સ્ટન મંત્રીપદે આવ્યો. ધાત્રીકર્મની યોગ્ય તાલીમ પામેલી ફ્લોરેન્સ નાઇટીંગેલ નામે સેવાવૃત્તિની કુલીન યુવતી અન્ય દયાળુ બહેનોને લઇ રણક્ષેત્રમાં સૈનિકોની સારવાર કરવા ઉપડી.[1] ક્રીમિઆમાં અવ્યવસ્થા ટળી જઇ તેને સ્થાને વ્યવસ્થા દાખલ થઇ અને સર્વ બાબતોમાં પામર્સ્ટનની બુદ્ધિશક્તિ અને દીર્ઘદૃષ્ટિનો પરિચય થવા લાગ્યો. બીજે વર્ષ સાર્ડિનિઆએ ફ્રાન્સનો પક્ષ લીધો; પોતાના સૈન્યની અવદશા જોઇ હતાશ થએલો નિકોલાસ ભગ્નહૃદયે મૃત્યુ પામ્યો અને સેબાસ્ટપૂલ પડયું; પરંતુ તે પૂર્વે રશિઅનોએ તેના કિલ્લાનો નાશ કર્યો હતો, મનવારો ડૂબાવી

---

૧ આ દયાધન સન્નારી પ્રત્યે સૈનિકોની કૃતજ્ઞતા લોંગ્ફેલો Santa Filomena નામે કાવ્યમાં વર્ણવતાં લખે છે કેઃ—

Lo ! in that house of misery,
A lady with a lamp I see,
Pass through the glimmering gloom,
And flit from room to room.

દીધી હતી, દારૂગોળો સળગાવી મૂક્યો હતો, અને નગરને આગ લગાડી દીધી હતી, (ઇ. સ. ૧૮૫૫). ઇ. સ. ૧૮૫૬ માં પેરિસની સંધિ થઇ તેમાં નિર્ણય થયો કે (૧) તુર્કસ્તાનનું રાજ્ય અખંડ રાખવું, અને (૨) કાળા સમુદ્રમાં કોઇએ લડાયક જહાજો લાવવાં નહિ.

**ડર્બી અને પામર્સ્ટનની રાજનીતિઃ** ( ઇ. સ. ૧૮૫૮–૧૮૬૫)—ઇ. સ. ૧૮૫૭માં હિંદુસ્તાનમાં સિપાઇઓનો બળવો થયો. તે શમી જાય તે પૂર્વે પામર્સ્ટનને રાજીનામું આપવું પડયું હતું. ઇ. સ. ૧૮૫૮ માં એક તરંગી મગજના માણસે ફ્રાન્સના રાજાની ગાડીમાં બોમ્બ મૂકી તેની હત્યા કરવાનો પ્રયત્ન કર્યો. આ કાવતરૂં લંડનમાં થએલું હોવાથી અને આવાં પરરાજ્યો જોડે વિખવાદ ઉત્પન્ન કરે તેવા પ્રસંગો ટાળી દેવાના હેતુથી પામર્સ્ટને આવાં કાવતરાં અટકાવનારા કાયદાનો ખરડો રજુ કર્યો. ફ્રાન્સમાં અધિકારીઓ છેડાઇ જઇ આવા કાવતરાખોરોને આશ્રય આપવાના અપરાધ માટે ઇંગ્લેન્ડ જોડે યુદ્ધ કરવાનો પોકાર કરી રહ્યા હતા, એટલે અંગ્રેજો આ નિરર્થક અપમાનથી ક્રોધે ભરાયા અને ખરડાની વિરૂદ્ધ પડયા. કોન્ઝર્વેટિવ પક્ષનો અગ્રણી લૉર્ડ ડર્બી થોડા સમય માટે મંત્રીપદે આવ્યો. તેનું મંત્રીમંડળ હતું તો નિર્બળ, છતાં તેના સમયમાં કેટલુંક ઉપયોગી કાર્ય થયું; હિંદુસ્તાનનો રાજ્યવહીવટ પાર્લમેન્ટે સંભાળવાનો કાયદો થયો, સૈન્યમાં સ્વયંસેવકો દાખલ કરવાની પ્રથા તેમણે શરૂ કરી, યાહુદીઓને પાર્લમેન્ટમાં દાખલ થવા દેવામાં, અને પાર્લમેન્ટમાં સભ્ય થવા ઇચ્છનાર પાસે અમુક મિલ્કત હોવી જોઇએ એ જે બંધન હતું તે દૂર કરવામાં આવ્યું. પરંતુ ઇ. સ. ૧૮૫૯ માં તે મંત્રીમંડળ ગયું અને પામર્સ્ટન ફરી મંત્રીપદે આવ્યો, તે ઇ. સ. ૧૮૬૫ સુધી એટલે તેના મૃત્યુ પર્યંત તે સ્થાને રહ્યો. ઇ. સ. ૧૮૬૧ માં પ્રિન્સ આલ્બર્ટનો વિદેહ થવાથી વૈધવ્યદીક્ષા પામેલી રાણી જાહેર જીવનમાંથી લાંબા સમય સુધી નિવૃત્ત થઇ.

પામર્સ્ટનના બીજી વેળાના અધિકારમાં અમેરિકામાં આંતર-વિગ્રહ જાગ્યો. ઉત્તર અમેરિકામાં ઉત્તર અને દક્ષિણ સંસ્થાનોને લાંબા કાળથી વિરોધ ચાલ્યો આવતો હતો; તેમની આબોહવા, પરિસ્થિતિ, આર્થિક સ્થિતિ, અને જરૂરિઆતો પણ ભિન્ન ભિન્ન હતી. દક્ષિણ સંસ્થાનોમાં ગુલામોનો વેપાર ચાલતો હતો, છતાં ત્યાં વેપારીઓ નિર્ધન રહેતા, અને ઉત્તર સંસ્થાનોમાં ગુલામી બંધ છતાં વેપારીઓ સમૃદ્ધ હતા. ઈ. સ. ૧૮૬૧ માં અબ્રાહામ લિંકન નામનો ગુલામી પ્રથાનો કટ્ટો શત્રુ સંયુક્ત સંસ્થાનોનો પ્રમુખ થયો, એટલે ગુપ્ત રહેલો વિરોધ બહાર આવ્યો અને ચાર વર્ષ સુધી વિગ્રહ ચાલ્યો. વિગ્રહ દરમિઆન લિંકનનું ખૂન થયું, પરંતુ અંતે ઉત્તરસંસ્થાનીઓનો જય થયો અને સંયુક્ત સંસ્થાનોનું ઐક્ય અને બળ અખંડ રહ્યું. આ વિગ્રહ દરમિઆન ઉત્તરવાસીઓના કાફલાએ દક્ષિણનાં બંદરોને ઘેરો ઘાલવાથી પરદેશથી માલની લાવજા બંધ પડી ને ઇંગ્લેન્ડને ત્યાંથી મળતું રૂ બંધ થયું. લેંકેશાયરનાં અસંખ્ય કારખાનાંઓ બંધ પડ્યાં અને અગણિત કામદારો રોજી વિનાના થઇ પડયા. આવા પ્રજાકીય આપત્તિના સમયમાં પણ પામર્સ્ટને તટસ્થપણું જાળવ્યું.[1]

---

૧ બે વખત ઇંગ્લન્ડને યુદ્ધમાં ઉતરવાના સંયોગો આવ્યા હતા. ઇ. સ. ૧૮૬૨ માં દક્ષિણ સંસ્થાનોના બે એલચીઓ અંગ્રેજી વહાણમાં બેસીને યુરોપ આવતા હતા ત્યાં રસ્તામાં ઉત્તર સંસ્થાનોની કુઝરે તેમને પકડયા. પામર્સ્ટને તેમને છોડી દેવાની માગણી કરી અને ચતુર લિંકને સમય વર્તી તે સ્વીકારી લીધી. તે સમયે ઘણા વેપારીઓ દક્ષિણ સંસ્થાનો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા અને હથિયારબંધ વહાણો તેમની મદદે મોકલતા. આવા એક વહાણે ઉત્તરવાસીઓનાં વેપારી વહાણોને ડૂબાવીને કે લૂટીને ખૂબ નુકસાન કર્યું. જીનીવામાં ભરાએલી આંતરરાષ્ટ્રીય અદાલતે ન્યાય આપ્યો કે બ્રિટિશ બંદરમાં વહાણ બંધાયું છે, માટે બ્રિટનને શિર સર્વ જોખમદારી હોવી જોઇએ; પાછળથી બ્રિટનને તે માટે ભારે દંડ આપવો પડયો હતો.

**પાર્લમેન્ટની સુધારણાનો બીજો કાયદો:**—પામર્સ્ટનના મૃત્યુ પછી રસેલ નામધારી મંત્રી થયો; કેમકે તે સમયે ખરેખરો કર્તાહર્તા તો સમર્થ રાજનીતિજ્ઞ વિલિયમ યુવર્ટ ગ્લેડસ્ટનજ હતો. તેની ભવ્ય ગંભીર આકૃતિ, અમોઘ વક્તૃત્વ, શબ્દવૈભવ, પ્રાચીન સાહિત્યનું જ્ઞાન, આદિથી તે એકદમ અગ્રેસર થઇ પડયો હતો. અત્યાર સુધીમાં તેણે અનેક વર્ષો સુધી અર્થમંત્રીનું કાર્ય કરી પ્રજા ઉપરથી કરભાર ઓછો કર્યો હતો, રાજ્યની આવક વધારી હતી, અને દેશની સમૃદ્ધિ પોષી હતી. ' શાંતિ, કરકસર અને સુધારો ' એ તેનો મુદ્રાલેખ હતો. જે રાજકીય સત્તા મધ્યમ વર્ગો ભોગવી રહ્યા છે તેનો વિસ્તાર કરીને આમવર્ગને પણ તે આપવી એ તેની રાજનીતિનું તત્ત્વ હતું. ઇ. સ. ૧૮૬૬ માં પાર્લમેન્ટની સુધારણા માટે તેણે ખરડો આણ્યો, પરંતુ તે પસાર ન થયો, એટલે કોન્ઝર્વેટિવ લૉર્ડ ડર્બી મંત્રીપદે આવ્યો. તેની સાથે બુદ્ધિમાન બેન્જામિન ડિઝરાયેલી પણ અધિકારમાં આવ્યો. સિબિલ અને કોનિંગસબીની નવલકથાનો એ પાંડુવર્ણો વદનનો યાહુદી લેખક તે સમયનો સમર્થ રાજદ્વારી પુરુષ હતો. ગ્લેડસ્ટનથી વિરુદ્ધ તેનો તો સિદ્ધાંત હતો કે સામાજિક કલ્યાણનાં કાર્યોની ઉપેક્ષા કર્યા વિના જળ અને સ્થળ સૈન્યોને બળવાન બનાવી રાખવાં જોઇએ; કેમકે બ્રિટનની ખરી પ્રતિષ્ઠા તો પરદેશમાં રહી છે; છતાંએ તે દેશોદ્ધારનાં કાર્યને ચૂકતો નહિ. ઇ. સ. ૧૮૬૭ માં તેણે કાયદો પસાર કરાવી પાર્લમેન્ટમાં સુધારા કર્યા. આ કાયદાથી પ્રત્યેક ઘરવાળા અને કર ભરનાર ઉપરાંત ૧૦ પાઉન્ડનું ( પરગણામાં ૧૨ પાઉન્ડનું ) વાર્ષિક ભાડું ભરનારને પણ મતાધિકાર મળ્યો. આ નવા કાયદાથી ખેતરમાં

---

And slow as in a dream of bilss,
The Speechless sufferer turns to kiss
Her shadow as it falls,
Upon the darkening walls.

કામ કરનારા મજુરો સિવાય દરેક પ્રકારના કારીગરોની મોટી સંખ્યાને દેશના રાજ્યતંત્રમાં મત આપવાનો હક મળ્યો. એ મજુરોને પણ ગ્લેડસ્ટનના ઇ. સ. ૧૮૮૪ ના કાયદાથી આવો અધિકાર મળ્યો છે. આરંભમાં તો ઘણા લોકો આવા ઉદ્દામ મનાતા સુધારાની વિરૂદ્ધ પડયા, પરંતુ ઘણી વાટાઘાટને અંતે ડિઝરાયેલી પોતાનું ધાર્યું કરવામાં સફળ થયો.

ડર્બીએ પોતાની અસ્વસ્થ પ્રકૃતિને લીધે રાજીનામું આપ્યું, એટલે ડિઝરાયેલી મુખ્ય મંત્રી થયો. તેના ૨૬૬ દિવસના અધિકારના અલ્પ કાળ દરમિઆન આયર્લેન્ડના પ્રશ્નો ઉપર ગ્લેડસ્ટન જોડે તેનો વિરોધ થયા કરતો. આ ઉપરાંત તેણે સર ચાર્લ્સ નેપિયરને મોકલી એબી-સિનિયાના રાજાએ આગદલામાં કેદ કરેલા યુરોપીય કેદીઓને મુક્ત કરાવ્યા. ઇ. સ. ૧૮૬૮ માં ગ્લેડસ્ટન મુખ્ય પ્રધાન થયો.

**ગ્લેડસ્ટનનું મંત્રીમંડળ:—** આ નવું પ્રધાનમંડળ ઈ. સ. ૧૮૬૮ થી ૧૮૭૪ સુધી અધિકારમાં રહ્યું. તે દરમિઆન દેશમાં કેટલાક જરૂરી સુધારાઓ થયા. ઇ. સ. ૧૮૭૦ માં ફોર્સ્ટરે કેળવણીનો કાયદો કરી દરેક બાળકને શાળામાં જવાની ફરજ પાડી. વ્યક્તિ-સ્વાતંત્ર્યની ખરીખોટી ભાવનામાં ઉછરેલા અંગ્રેજો એમ માનતા કે અમારાં બાળકોનું શું કરવું તે અમારા અખત્યારની વાત છે. પરંતુ હવે તો પાંચથી બાર વર્ષના પ્રત્યેક બાળકને શાળામાં મોકલવાની માતાપિતા ઉપર કાયદેસર ફરજ આવી પડી. મતાધિકારના વિસ્તાર જોડે દેશમાં લાંચરૂશ્વત, પ્રપંચ, તરકટ, ધમકી, અને અપ્રમાણિકતા ઓછાં થાય એવા હેતુથી ઇ. સ. ૧૮૭૨ માં કાયદો કરી ગુપ્ત રીતે મત આપવાની પ્રથા દાખલ કરવામાં આવી. આ ઉપરાંત સૈન્યમાં અધિકાર ખરીદવાની પદ્ધતિ પણ કાયદાથી બંધ કરી લશ્કરી નોકરીનો સમય પણ ટુંકાવવામાં આવ્યો. આયર્લેન્ડનાં તોફાનો અને સંકટો ટાળવાના ગ્લેડસ્ટને કરેલા ઉપાયો તો જુદા પ્રકરણમાં વર્ણવવામાં

આવ્યા છે. ઇ. સ. ૧૮૭૦-૭૧ માં ફ્રાન્સ અને જર્મની વચ્ચે વિગ્રહ થયો, પરંતુ જર્મન મંત્રી બિસ્માર્કે અસાધારણ ચાતુરી દાખવી ગ્રેટ બ્રિટન અને રશિઆને તટસ્થ રાખી દીધાં, અને નેપોલિયન ૩ જાને પદભ્રષ્ટ કર્યો. ફ્રાન્સમાં ફરી ત્રીજીવાર પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઇ અને જર્મન મહારાજ્યનો ઉદય થયો.

**ડિઝરાયેલી બીજીવાર પ્રધાનપદે:**-(ઇ. સ. ૧૮૭૪-૧૮૮૦) ઇ. સ. ૧૮૭૪ માં ડિઝરાયેલી બીજી વાર પ્રધાનપદે આવ્યો, અને ઇ. સ. ૧૮૭૬ માં તેને બીકન્સફીલ્ડનો અમીર બનાવવામાં આવ્યો. તેના ૬ વર્ષના અધિકાર દરમિઆન આયર્લૅન્ડનો પ્રશ્ન ફરી વિકટ થવા લાગ્યો. આયર્લૅન્ડનાં દારૂણ દુઃખોનો સત્વર નિર્ણય લાવવાની આશાએ ચાર્લ્સ સ્ટુઅર્ટ પાર્નેલ નામના આઇરિશ નેતાએ વિરોધ-નીતિ સ્વીકારી પાર્લમેન્ટના કાર્યમાં બને તેટલી હરકત કરવા માંડી. દેશાંતરમાં તો ડિઝરાયેલી પોતાના સિદ્ધાંત પ્રમાણે ગ્રેટ બ્રિટનની વગ વધારતોજ ગયો. ઇ. સ. ૧૮૭૫ માં તેણે મિસરના ઉડાઉ ખેદીવ પાસેથી ૪૦ લાખ પાઉન્ડની કીંમતના સુએઝની નહેરના શેરો ખરીદી લઇ જગતનો મહાન્ જળમાર્ગ હાથ કર્યો, હિંદ જોડેના વેપારનો ટુંકો માર્ગ મેળવ્યો, અને મિસરના આર્થિક વહીવટમાં વર્ચસ્વ મેળવી લીધું. ઇ. સ. ૧૮૭૬ માં રાણીને 'કૈસરેહિન્દ' પદ ધારણ કરવાની સત્તા આપનારો કાયદો કરવામાં આવ્યો. હિંદના વાયવ્ય કોણમાં 'શાસ્ત્રીય સીમા' શોધવાના પ્રયત્નમાં તેને અફઘાનિસ્તાન જોડે બે વાર દારૂણ યુદ્ધ કરી દેશને ખર્ચના ખાડામાં ઉતારવો પડયો.

રશિઆના જે ભયથી પ્રેરાઇને તેણે અફઘાનો જોડે યુદ્ધ કર્યાં હતાં તેજ ભયને લીધે તેને યુરોપમાં પણ રશિઆ જોડે લડવાનો પ્રસંગ આવ્યો. હર્ઝેગોવિનિઆ અને બોસ્નીઆ પ્રાંતના ખ્રિસ્તીઓ-એ તુર્કોના જાલીમ ત્રાસથી છંછેડાઇને બળવો કર્યો, ( ઇ. સ. ૧૮૭૫ -૭૬ ). તુર્ક અમલદારો અને સૈન્યે થોડી ઘણી કતલ પણ કરી હશે

પરંતુ રશિઆને તો ફરી પાછો તુર્કસ્તાનમાં વચ્ચે પડવાનો લાગ મળ્યો. તેણે તો સૈન્ય મોકલ્યું: બહાદુર, જવાંમર્દ તુર્કો આ પરદેશીઓ જોડે મન મૂકીને લડયા પણ તેમના દુર્ભાગ્યે જોર કર્યું; રશિઅન સિપાઇઓ તો છુટા થએલા જળધોધ જેવા કોન્સ્ટન્ટિનોપલ દોડયા. તુર્કસ્તાનના મામલા પ્રત્યે દૃષ્ટિ નાખી બેઠેલો ડિઝરાયેલી ચમકયો અને રશિઆને અટકાવી તુર્કસ્તાનને સહાય આપવા તૈયાર થયો. તેણે એક કાફલો ડાર્ડેનલ્સમાં મોકલી દીધો. યુદ્ધ થયું નહિ, સેન્ટ સ્ટેફેનોની સંધિ થઇ, અને આ સંધિનો રશિઆ અસ્વીકાર કરે તો ડિઝરાયેલીએ યુદ્ધ કરવાની ધમકી આપી અને હિંદથી સૈન્ય બોલાવી માલ્ટામાં લાવી રાખ્યું. રશિઆ ભય પામી ગયું અને ઇ. સ. ૧૮૭૮ માં બર્લિનમાં સર્વ રાજ્યોની પરિષદે નવી સંધિ કરી. રૂમાનિઆ, સર્વિઆ અને મોન્ટીનીગ્રોને સ્વતંત્ર થવાની સત્તા આપી, હર્ઝગો-વિનિયા અને બોસ્નીઆ ઑસ્ટ્રિઆના તાબામાં મૂકયાં; રશિઆને એશિઆ માઇનરમાં એક બંદર અને કિલ્લો મળ્યાં, બલ્ગેરિઆનું નવું રાજ્ય સ્થપાયું, અને ગ્રેટ બ્રિટનને સાઇપ્રસ મળ્યો. આ સંધિને પ્રતિષ્ઠિત વિશેષણ લગાડવામાં આવે છે. છતાં રશિઆનું ધાર્યું થયું અને તુર્કસ્તાનનું રાજ્ય તો શીર્ણ થઇ ગયું, એટલે વિશેષણ માત્ર ઓપચારિક રહ્યું. આ સિવાય ઝુલુ લોકો જોડે પણ એક યુદ્ધ કરવામાં આવ્યું. મહામંત્રીની યુદ્ધપ્રિયતા પ્રજામાં અણગમતી થઇ પડી.

**ગ્લેડસ્ટન બીજી વાર પ્રધાનપદે**:—ઇ. સ. ૧૮૮૦ માં ગ્લેડસ્ટન બીજી વાર પ્રધાનપદે આવ્યો. વિગ્રહથી દૂર રહી કરકસર કરી દેશમાં પ્રગતિ કરવાના ગ્લેડસ્ટનના અભિલાષ અધુરાજ રહ્યા. તેને દક્ષિણ આફ્રિકાના બોઅરો જોડે કલહ થયો. અમારૂં તે અમારે માટે કહી ડચ્ચસરીઓએ બ્રિટન સામે સમશેર ઉઠાવી, આયર્લેન્ડમાં અસંતોષ વધી ગયો, પાર્નેલે સ્વરાજ્યની આગ્રહપૂર્ણ માગણીઓ કરવા માંડી અને આયર્લેન્ડમાં થોડી ખૂનામરકી થઇ; પરંતુ આ મંત્રીમંડળની

વિદેશનીતિ ઘણુાને અકારી થઇ પડી અને એક ક્ષુલ્લક બાબતમાં મતભેદ થવાથી ઇ. સ. ૧૮૮૫ માં ગ્લેડસ્ટને રાજીનામું આપ્યું. પરંતુ તે પૂર્વે તેણે પાર્લમેન્ટની સુધારણાનો ત્રીજો કાયદો કરી શહેરમાં કે ગામડામાં એક વર્ષ સુધી એકજ ઘરમાં રહેલા માણસોને મતાધિકાર આપ્યો, અને કેટલાક કસ્બાઓને પરગણાંમાં ભેળવી દઇ મોટા વિભાગોના ખંડ પાડી દઇ કેટલીક બેઠકની પુર્નવ્યંવસ્થા કરવામાં આવી.

**અંતનાં વર્ષો:**—ડિઝરાયેલીનો પરમ પ્રશંસક અને તેની દેશાંતર નીતિનો ચુસ્ત હિમાયતી કોન્ઝર્વેટીવ લૉર્ડ સૉલ્સબરી પ્રધાનપદે આવ્યો તે વર્ષમાં તો જવાને માટે! ગ્લેડસ્ટન ત્રીજી વાર પ્રધાન પદે આવ્યો. આયર્લૅન્ડની વ્યાધિઓનો એક ઉપાય માત્ર સ્વરાજ્ય છે એમ ખાતરીપૂર્વક માની તેણે એવી મતલબનો ખરડો આણ્યો, પરંતુ અનેક કારણોથી તેના અનુયાયીમાં પક્ષ પડયા; તેમણે નવો પક્ષ ( Liberal Unionists ) રચી આયર્લૅન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો ઉડાવી દીધો એટલે ગ્લેડસ્ટને રાજીનામું આપ્યું. ફરી સૉલ્સબરી પ્રધાન થયો. તેના છ વર્ષના અમલ દરમિઆન તેણે ગ્રેટ બ્રિટનમાં જિલ્લાસમિતિઓ ( County Councils ) ની સ્થાપના કરી તેમને સ્થાનિક વહીવટ કરવાનો અધિકાર આપ્યો, અને પ્રાથમિક શાળાઓમાં કેળવણી મફત કરીને ફૅાર્સ્ટરના કાયદાને ફલિતાર્થ કર્યો. પરંતુ સર્વથી ચિરસ્મરણીય પ્રસંગ તો રાણીનો સુવર્ણમહોત્સવ હતો. ઇ. સ. ૧૮૮૭ માં રાણીના રાજ્યારોહણની પચાસમી સંવત્સરીનો મહોત્સવ પ્રજાએ પૂર્ણ ઉત્સાહથી ઉજવ્યો. એ પચાસ વર્ષોમાં શતકો જેટલી દેશમાં પ્રગતિ થઇ હતીઃ ઇંગ્લૅન્ડ કૃષિપ્રધાન દેશ મટી ઉદ્યોગપ્રધાન બની અસંખ્ય મનુષ્યોને પોષતો હતો, આગગાડી અને આગબોટ, વિજળીના તાર આદિની શોધો વડે દિક્કાલનાં બંધનો કપાઇ ગયાં હતાં, સમુદ્રો ખંડની સીમા બનવાને બદલે વેપારના મહામાર્ગ બની ગયા હતા, અને જગત્ જાણે નાનું

થઇ ગયું હતું. પ્રતિદિન વૃદ્ધિ પામતી વૈજ્ઞાનિક શોધોએ દૈનિક જીવનમાં આનંદ, ઉલ્લાસ, આરામ અને સગવડ આપ્યાં હતાં, અને પ્રાચીન વિદ્યાઓનાં સંશોધનથી ઇતિહાસનાં વીસરાએલાં પ્રકરણો તાજાં થતાં હતાં. રાણી અને તેનાં સંતાનો પૂર દબદબાથી આટલાં વર્ષની સમૃદ્ધિ અને શાંતિ માટે પ્રભુને પ્રાર્થના કરવા ગયાં અને અસંખ્ય પ્રજાજનોએ પણ પોતાની પ્રાર્થનાઓ ઉમેરી. દસ વર્ષ પછી તો હીરક મહોત્સવ ઉજવવાનો છેલ્લો પ્રસંગ પ્રાપ્ત થયો. સામ્રાજ્યના પ્રત્યેક ખુણામાંથી અનેક માણસો આ ઉત્સવ માણવા લંડન આવ્યાં; ઉત્સાહના આવેશમાં પ્રજા ઘેલી થઇ ગઇ.

પરંતુ ઇ. સ. ૧૮૯૨ માં ગ્લૅડસ્ટન ફરી પાછો અઢાર માસ માટે પ્રધાનપદે આવ્યો. આયર્લૅન્ડના પ્રશ્ન ઉપર પાર્લમેન્ટમાં મતભેદ છતાં તેણે તો પોતાનો પ્રિય સ્વરાજ્યનો ખરડો યુક્તિપુરઃસર દાખલ કર્યો. આમની સભામાં તે મંજુર થયો, પરંતુ અમીરોની સભાએ તેનો સ્વીકાર ન કર્યો. રાજીનામું આપવાને બદલે તેણે પોતાનો પક્ષ મજબુત બને તેવાં થોડાં લોકપ્રિય કાર્યો કરવાનો આરંભ કર્યો. પરંતુ હવે તે વૃદ્ધ થઇ ગયો હતો; તે નિવૃત્ત થઇ ગયો અને તેના લાંબા કાળની રાજદ્વારી કારકીર્દિનો અંત આવ્યો. તે પછી લૉર્ડ રોઝબરી પ્રધાન થયો. એક વર્ષમાં તો લૉર્ડ સૉલ્સબરી ત્રીજી વાર પ્રધાનપદે આવ્યો. સાત વર્ષ પછી અસ્વસ્થ પ્રકૃતિને લીધે તેને નિવૃત્ત થવું પડયું ત્યાં સુધી તે અધિકારમાં રહ્યો. આ વર્ષોમાં પરસ્પર ઇર્ષાથી થએલા કલહો વિના જાણવા જેવું બન્યું નથી. ગ્રીસ અને તુર્કસ્તાને નિરર્થક વિગ્રહના મોરચા માંડયા, ક્રીટ તુર્કીના અધિકારમાંથી ખેંચી લઇ યુરોપનાં મહારાજ્યોની દેખરેખ નીચે મૂકવામાં આવ્યું; સંયુક્ત સંસ્થાનો અને ગ્રેટ બ્રિટનને સરહદની તકરાર ઉઠી, પરંતુ ચતુર મંત્રીએ કુનેહથી યુદ્ધનો ભય ટાળી દીધો. સુદાન અને દક્ષિણ આફ્રિકામાં યુદ્ધો થયાં.

**રાણીનું મૃત્યુઃ**—ઇ. સ. ૧૯૦૦ માં વૃદ્ધ રાણીએ આયર્લેન્ડનો છેલ્લો પ્રવાસ કરી ત્યાંની પ્રજાનો અપૂર્વ આદર મેળવ્યો. હવે તેની પ્રકૃતિ બગડતી જતી હતી. ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરીની ૨૨મીએ સાંજે વાઇટદ્વીપમાં આવેલા ઓસ્બોર્નમાં તેણે શાંતિથી પરલોક પ્રયાણ કર્યું. તેની અથાગ કાર્યશક્તિ, જ્વલંત દેશભક્તિ, કુનેહ અને સહાનુભૂતિથી તેણે લોકપ્રિયતાની જોડે પ્રજાનો ભક્તિભાવ અને આદર પણ સંપાદન કર્યો હતો. તે પવિત્ર, ઉદાર હૃદયની અને મમતાળુ સ્વભાવની રાણીની હારમાં આવે તેવો કોઇ રાજકર્તા ઇંગ્લેન્ડની ગાદીએ આવ્યો નથી. પરદેશના મામલાઓમાં તો તેના નિપુણ મંત્રીઓને પણ તેની પાસે પાઠ ભણવા પડતા હતા. તેની પ્રજાવત્સલતા અને સહૃદયતા તો તેના જીવનમાં પદેપદે જણાઇ આવતાં.

---

## પ્રકરણ ૮ મું.

### ઔદ્યોગિક અને સામાજિક પરિવર્તન.

અઢારમા સૈકાના આરંભમાં ખેતી કરવાની પદ્ધતિમાં સુધારા થવા લાગ્યા, એટલે પાક વધારે થવા લાગ્યો. કંદ ઉગાડવાની પ્રથા દાખલ થવાથી ખેડુતોનાં ઢોરને માટે શિઆળાનો ખોરાક મળવા લાગ્યો, એટલે ઢોર અને ઘેટાંના ઉછેરમાં ઘણો ફેર પડયો. આ ઉપરાંત ગામની ગૌચર કે પડતર જમીન પણ ખેતીના ઉપયોગમાં લઇ તેની આસપાસ વાડબંધી કરવામાં આવી એટલે પ્રત્યેક ખેડુતને પોતાના સ્વતંત્ર ખેતરમાં ઉત્તમ કાર્ય કરી બતાવવાની હોંસ થવા લાગી. પરંતુ આ સર્વનો લાભ જમીનદારોજ લઇ જવા લાગ્યા; નાના અને ગરીબ ખેડુતોને નવી સ્થિતિ અસહ્ય થઇ જાય ત્યારે તે પોતાની જમીન વેચી દઇ ગીનના કારખાનામાં કે બીજે કોઇ સગવડવાળે સ્થળે જઇ મજુરી

કરવા લાગ્યા. ગરીબોના દુઃખનો પારજ ન રહ્યા. કેટલાંક તો ગામડાં ભાગ્યાં, અને કેટલાકને બળતણુ અને ચારો મળતો બંધ થવાથી તેઓ અકથ્ય દુઃખ સહેવા લાગ્યા.

ઔદ્યોગિક પ્રગતિથી પણ મજુર કરતાં મુડીદારોને વધારે લાભ થયો. ઇંગ્લેન્ડમાં ઊનનું વણાટકામ તો પ્રાચીનકાળથી ચાલ્યું આવતું હતું. રાણી ઈલિઝાબેથેં ફ્લાન્ડર્સના વણકરોને આપેલા આવકાર વિષે તો પૂર્વે કહેવાઇ ગયું છે. દરેક ખેડુત પોતાના મકાનમાં રેંટીઓ અને કોઇ વેળા શાળ રાખતો; ખેતીનું કામ ન હોય ત્યારે વણાટકામ તે કરતો, તેમાં તેનાં સ્ત્રીપુત્રો અને કોઇ વેળા નોકર કે ઉમેદવાર મદદ કરતાં. પાસેના ખેતરમાં કામ કરી તેઓ આરામ, વિનોદ અને ખોરાક મેળવતાં. કામ નિયમિત થતું અને માલીક અને નોકર વચ્ચે પિતાપુત્ર જેવો સંબંધ જળવાતો. મજુરીના દર સોંઘા હતા તો જીવનની જરૂરી વસ્તુઓ ક્યાં મોંઘી હતી? ધીમે ધીમે ઊન કરતાં રૂ વણવાનો ઉદ્યોગ વધારે લાભકારક જણાતો ગયો અને કેટલાક તો પોતાનો સર્વ સમય તે કામમાંજ આપી દેવા લાગ્યા.

ઇ. સ. ૧૭૬૦ થી ૧૮૨૦ નાં વર્ષો (જ્યારે ઇંગ્લેન્ડ નેપોલિયન જોડે વિગ્રહમાં મચી રહ્યું હતું)ને ઔદ્યોગિક પરિવર્તનનો યુગ કહેવામાં આવે છે; કેમકે તે વર્ષોમાં ઇંગ્લેન્ડ કૃષિપ્રધાન દેશ મટી ઉદ્યોગપ્રધાન થયો એટલુંજ નહિ, પરંતુ ઉદ્યોગમાં પણ પ્રચલિત પદ્ધતિમાં ભારે ફેરફારો થયા. આર્કરાઇટ, કાર્ટરાઇટ, હાર્ગ્રીવ્ઝ, ક્રોમ્પ્ટન આદિ બુદ્ધિમાન પુરુષોએ વણવા કાંતવાનાં યંત્રોની શોધ કરી. આ સર્વ યંત્રો પાણીના પ્રવાહથી ચાલતાં હોવાથી પાણીની છૂટવાળાં લેંકેશાયર અને યોર્કશાયરમાં ઉદ્યોગ વધવા લાગ્યો. હવે તો માલની નીપજ વધારે ત્વરાથી અને મોટા પ્રમાણમાં થવા લાગી. હાથવણાટને તો સ્થાનજ ન રહ્યું. તેમાં વળી જેમ્સ વૉટે શોધેલા વરાળયંત્રની સહાય વડે આ યંત્રો ચલાવવાની શોધ થઇ એટલે તો પ્રાચીન વણાટ-

પદ્ધતિને જીવલેણ ફટકો પડયો. ધીમે ધીમે મોટાં કારખાનાં સ્થપાવા લાગ્યાં, અને ત્યાં કારીગરો એકત્ર થવા લાગ્યા, એટલે કાન ફોડી નાખે તેવા અવાજવાળાં આ યંત્રોનાં કારખાનાંની આસપાસ ધુમાડીઆં ઘરવાળાં અને કોલસાની રજથી કાળા થઇ ગએલા રસ્તાઓવાળાં ગંદાં અને ધુમસછાયાં શહેરો વસવા લાગ્યાં; એટલામાં તો લોખંડ ગાળવા માટે ખાણનો કોલસો સારો પડેછે એમ જણાતાં ઉત્તર અને પશ્ચિમના પ્રદેશોમાં કારખાનાં સ્થપાવા લાગ્યાં અને શેફિલ્ડ અને બર્મિંગહામ જેવાં નાનાં ગામડાંઓ જાણે જાદુગરના દંડથી મોટાં નગરો બની ગયાં. લોખંડનો ઉદ્યોગ પણ એટલોજ વધ્યો; ઇ. સ. ૧૮૦૦ ના અરસામાં તો દેશભરમાં લોખંડનાં કારખાનાં ધમધોકાર ચાલવા લાગ્યાં.

વેપાર અને ઉદ્યોગમાં વૃદ્ધિ થતાં વ્યવહારનાં સાધનોમાં પણ સુધારા થવા લાગ્યાઃ ખાડાવાળા રસ્તાઓ ઉપર ગાડામાં ભરીને માલ લઇ જવાની અગવડ લાગતાંજ નહેરો ખોદાવા લાગી; બીજી તરફથી આજ સુધી ઉપેક્ષા પામેલા રસ્તાઓ પણ સુધારી પાકા, મજબુત, અને પાણી ભરાઇ ન રહે તેવા સ્વચ્છ કરવાની યોજનાઓ થવા લાગી.[1] 'વિજ્ઞાનના યુગ'ને નામે ઓળખાતા ઓગણીસમા સૈકામાં જ્યૉર્જ સ્ટીવન્સને વરાળયંત્રથી આગગાડી ચલાવવાની શોધ કરી; થોડાં વર્ષો પછી તો લિવરપૂલ અને મેન્ચેસ્ટર વચ્ચે આગગાડી ચાલી અને ત્યાર પછી તો દેશભરમાં તે જ્ઞાનતંતુઓની પેઠે વિસ્તરી રહી.

આરંભમાં તો લોકો આ નવી શોધની સામે પડયા અને કેટલાક અજ્ઞાન લોકો તો રોજી જવાની બીકે નવાં યંત્રોની ભાંગફોડ

---

૧ મૅક એડમ નામના એક સ્કૉટ ઇજનેરે પત્થર નાખી રસ્તાઓ પાકા બનાવવાની યોજના કરી તેથી તેવી રીતે રસ્તા બનાવવાની રીતને **Macadamise** કહે છે. ભાષામાં શબ્દસમૃદ્ધિ કેમ વધે છે તેનું આ રસિક ઉદાહરણ છે. 'બૉયકૉટ' શબ્દની પાછળ પણ આવો ઇતિહાસ રહેલો છે તે તમે ખોળી કાઢશો ?

પણ કરવા લાગ્યા. ખેડુતોને કોલસાના ધુમાડાથી ઢોર મરી જવાનો ભય લાગ્યો, વીશીવાળાઓને પોતાના ગ્રાહકો ઓછા થવાની દહેશત પેઠી, અને ગાડીવાળાઓને થયું કે જગતમાં ઘોડાની જરૂર હવે કોઇને પડવાની નથી, પરંતુ માલ એક પ્રદેશમાંથી બીજામાં સત્વર જઇ શકે છે, કારીગરો કામની શોધમાં દેશભરમાં ફરી શકે છે, ઇત્યાદિ સ્થૂલ દૃષ્ટિએ પણ દેખાતા લાભોનો પરિચય થતાંજ વિરોધ ઘટવા લાગ્યો.

આગગાડીની પૂર્વે આગબોટો તો ક્યારનીએ ચાલવા લાગી હતી; ઇ. સ. ૧૮૧૧ માં વરાળથી ચાલતી હોડી કલાઇડ નદી ઉપર પ્રથમ ચાલી. તેમાં સુધારા કરતાં ઇ. સ. ૧૮૩૮ માં ગ્રેટ વેસ્ટર્ન નામની આગબોટે આટલાંટિકમાં સફર કરી. ધીમે ધીમે તેની ગતિમાં વધારો કરવા માટે જોઇતા સુધારાવધારા કરવામાં આવ્યા; લાકડાને બદલે પોલાદના પતરાંનો ઉપયોગ કરવામાં આવ્યો. હવે તો ક્રમે ક્રમે તરતા મહેલ જેવી આગબોટોમાં માનવીની બુદ્ધિએ શોધેલાં સુખ, સગવડ, આરામ અને વિનોદનાં સાધનો ગોઠવવામાં આવે છે, ટપાલ, ઉતારૂઓ અને માલ આજે સુખચેનથી દરીઆપાર જાય છે. ભર દરિયે સંકટમાં આવેલી આગબોટ દોરડાં વગર તારનો સંદેશો મોકલી સહાયની યાચના પણ કરી શકે છે. આમ સમુદ્ર પૃથ્વીની મર્યાદાને બદલે વેપારનો મહામાર્ગ બન્યો છે. અમેરિકા, હિંદ, ન્યૂઝીલૅન્ડ, ઑસ્ટ્રેલિઆ, આદિ અનેક દેશોની વસ્તુઓ ઇંગ્લેન્ડનાં બંદરો પર આગબોટો આણી આપે છે અને જગતનાં અંતરો કાપે છે. ૨૦ મા સૈકામાં તો મોટર ગાડીઓનો ઉપયોગ સાધારણ થઇ પડયો છે અને વિમાનવિદ્યાની શોધોને પરિણામે ભવિષ્યમાં વ્યવહારમાં વિમાનનો ઉપયોગ પણ થશે એવી આશા રખાય છે.

આજના યુવકને બીજી અગણિત શોધોની કયાં ખબર નથી ? રોલેન્ડ હિલે દાખલ કરેલું 'પોસ્ટેજ', તાર, ટેલીફોન, ગૅસ, વિજળી સિનેમા, ગ્રામોફોન, ટાઇપરાઇટિંગ, ફોટોગ્રાફી, મુદ્રાયંત્રો આદિ અનેક અર્વાચીન શોધો વિષે તો કોઇ પણ સારૂં પુસ્તક જ્ઞાન આપી શકે તેમ છે.

આ સર્વ પ્રગતિમાં મુડીદારો ને વેપારીઓ તો ધનવાન થયા પરંતુ કામદારોની સ્થિતિ તો ત્રાસજનક રહી; રોજ તેમને અંધારાં, અસ્વચ્છ, ભેજ અને ગરમીવાળાં કારખાનામાં દસબાર કલાક કામ કરવું પડતું. રૂની રજ કે પોલાદનાં રજકણો શ્વાસદ્વારા શરીરમાં જવાથી તેમને ભયંકર રોગ લાગુ પડતાં; ક્ષય તો તેમનામાં સાધારણ થઇ પડયો હતો. વળી કારખાનામાં પણ અનેક અકસ્માતો થતા. અનેક અનાથ કુમળાં બાળકોને આશરે સોળ કલાકની સખત મજુરી કરવી પડતી, પૃથ્વીના ગર્ભમાં ભેજવાળી ખાણોમાં તેમને કેટલાએ કલાકો સુધી ભારે બોજા ખેંચવા પડતા અને કેટલીક વાર તો સ્ત્રીઓની જોડે ગાડીમાં બળદની પેઠે જોડાવું પણ પડતું. આરામ અને તાજી સ્વચ્છ હવા માટેજ થોડો વખત મળે ત્યાં રમતની તો વાતજ કેવી ?[૧]

આ સમયે સરકારે તો આ પ્રશ્નને ખાનગી ગણી તેના પ્રત્યે તટસ્થવૃત્તિ ધારણ કરી હતી. પરંતુ કારખાનામાં ચાલી રહેલી હૃદયશૂન્યતાથી અને નિષ્ઠુરતાથી ઉદાર અને દયાળુ આત્માઓને લાગ્યું કે નવા ઉત્પન્ન થએલા સંયોગોમાં બિચારા પશુ જેવું જીવન ગાળતા મજુરોની વહારે સરકારે ધાવું જોઇએ.[૨] અમેરિકામાં રહેલા ગુલામોને

---

૧ આવાં બાળકોની કરુણ કથા મિસિસ બ્રાઉનિંગના The cry of the children નામે હૃદયદ્રાવક કાવ્યમાં આપી છે.

૨ માત્ર પેટગુજારા માટે જીવનનું સત્વ હણી નાખે તેવા ધંધાઓમાં પડેલા કારીગરોની દયાપાત્ર દશાનું મર્મવેધક ચિત્ર ટોમસ હૂડ નામે કવિએ The song of the shirt ના અતિ કરુણ કાવ્યમાં આપ્યું છે; એક દરજણને મુખે તે કહેવરાવે છે કેઃ—

Oh men, with sisters dear,
Oh men with mothers and wives!
If is not linen you're wearing out,

બંધનમુક્ત કરવાના અખૂટ પ્રયાસો કરનાર ઇંગ્લેન્ડમાં અનેક બાળકો ગુલામો કરતાં બદતર જીવન ગાળે તે સરકાર કેમ જોઇ રહે છે? અર્લ ઑફ્ શેફ્ટસ્બરી નામે એક સહૃદય અમીરે બાણ્યો અને કારખાનામાં ફરી, મજુરોની દશાની સૂક્ષ્મ તપાસ કરી. ઇ. સ. ૧૮૩૩ માં તેણે કારખાનાનો કાયદો પાર્લમેન્ટમાં આણ્યો અને કામના કલાકો ઠરાવ્યા, પછી તો સરકારે સચેત થઇ; બીજા કારખાનાના કાયદા પસાર કરી મજુરોની સ્થિતિ સુધારવાની માલિકોને તેણે ફરજ પાડવા માંડી. આવા કાયદાથી (૧) કામના કલાકો નક્કી કરવામાં આવ્યા, (૨) કારખાનાંમાં કામ કરવા માટે બાળકોની વય ઠરાવવામાં આવી, (૩) કારખાનાંની હવા, પ્રકાશ, ઉષ્મા, આદિ આરોગ્ય વિષેની સ્થિતિ સંબંધે નિર્ણય કરવામાં આવ્યો, અને (૪) અકસ્માત્ કે મંદવાડના સમયમાં મજુરોની અવદશા થઇ ન જાય તેવા અગમચેતીના ઉપાયો લેવામાં આવ્યા. આ ઉપરાંત મજુરસંઘોનો કાયદેસર સ્વીકાર કરવામાં આવ્યો. વીસમા સૈકામાં તો કામગીરી સંબંધે ચર્ચા કરવા માટે માલિકો અને કામદારોની સંયુક્ત સમિતિ પણ નીમવામાં આવી છે.

આ પ્રમાણે ૧૯ મા સૈકામાં બંધુભાવનો વિકાસ થયો છે, કામદારોની સ્થિતિ સુધરી છે, તેમનાં બાળકો વિદ્યા સંપાદન કરે છે, દાકતરો અને દાઇઓ શાળાઓની નિયમિત તપાસ લે છે, અને ગંભીર પ્રસંગે તેમને માટે દવાખાનાં તૈયાર છે. તેમના પૂર્વજો કરતાં અનેકધા તેઓ સુખી દશામાં છે.

---

But human creatures' lives !

× × ×

Sewing at once.........
A shroud as well as a shirt.

× × ×

સમગ્ર કાવ્ય જરૂર વાંચી જવા જેવું છે.

આવી શોધો અને સુધારાથી અંગ્રેજી સમાજમાં જબરૂં પરિવર્તન થઇ ગયું છેઃ હેનોવર વંશના આરંભનાં વર્ષોનાં લોકોની રીતભાત અણઘડ અને ઉદ્ધત હતી, સહકારનું તો તેમને સ્વપ્ન પણ નહિ હોય; પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ ભોજન પછી નિશામાં ચકચૂર થવું એ તો એક હકસમાન ગણતા હતા, દેશમાં ગુનાહ અગણિત થતા, ગરીબનો કોઇ બેલી ન હતો, કેદીઓને પોતાનો બચાવ કરવા દેવામાં આવતો નહિ, સહૃદયતા અને સમભાવના અપ અધિકારી ગાંડાઓને નિર્દયતાપૂર્વક મારવામાં આવતા, અને તેમના પ્રત્યે અમાનુષી વર્તન ચલાવવામાં આવતું. વળી કચરાએલા, દબાએલા અને નિર્બળનું રક્ષણ કરવાનો દયાધર્મ તો કોઇ ગણતું એ નહિ; ધર્મવૃત્તિ તો પ્રજામાંથી ઓસરી ગઇ હતી એટલે રવિવાર તો નિશાબાજી, શિકારખેલ, સાઠમારી, કુસ્તી આદિ રમતગમતોમાંજ વ્યતીત કરવામાં આવતો. આવી દશામાં જ્યૉર્જ ૨ જાના ઉત્તરકાળમાં જ્હૉન વેસ્લી નામે પરમ સાત્ત્વિક ધર્માચાર્ય દેશમાં સર્વત્ર ઘોડા ઉપર પ્રવાસ કરીને પ્રજાસમૂહને રસ્તામાં કે ખેતરોમાં ધાર્મિકતાના બોધપાઠો આપી રહ્યો હતો. સિપાઇઓ, મજુરો, ખાણવાળાઓ અને ખેડુતો પર તેના ઉપદેશની અસર અદ્‌ભુત પડતી. ઑક્સફર્ડમાં વિદ્યાર્થી દશામાંજ તેણે અને તેના કેટલાક મિત્રોએ અભ્યાસ માટે, ગરીબોને સહાય આપવા માટે અને તુરંગના કેદીઓને મળવા જવા માટે કડક નિયમો રચ્યા હતા, તેથી તેઓ 'મેથોડીસ્ટ' કહેવાતા હતા. આજ પર્યંત વેસ્લીનું અનુયાયીમંડળ છે. આ ધાર્મિક પુનરુદ્ધારનું એક શુભ પરિણામ એ આવ્યું કે દુઃખી, અનાથ, પતિતને સહાય અને આશ્રય આપવાં, પાપાચરણીને આશ્વાસન આપી ઉન્નત જીવનનો માર્ગ બતાવવો એ ધર્મગુરુઓનું કર્તવ્ય લેખાવા લાગ્યું.

દેશમાં નાના અપરાધો માટે પણ કેવી ભારે સજા થતી તે તો કહેવાઇ ગયું છે. હજારો સ્ત્રીપુરુષો અને બાળકો ગુનેહગારને ફાંસી

દેવામાં આવે ત્યારે હોંસભેર જોવા જતાં. ગુનેહગારોને હેડમાં પરે કે કોરડા મારે તેમાં લોકને ઉત્સવ માણવાનું મળતું. કેદખાનાં તો ગંદાં, બરચક અને ભયંકર દુર્દશામાં હતાં.[1] વૃદ્ધ, બાળક, નિર્દોષ અને દોષિત, ધાડપાડુ અને ખૂની સર્વ બકરાંની પેઠે એકત્ર ખડકાતા. જૉહાન હૉવર્ડ નામે એક ફ્રેન્ચ કેદખાનું સેવી આવેલા ગૃહસ્થે કેદખાનાં સુધારવાનું વ્રત લઇ દેશમાં ફરવા માંડયું અને કેદીઓની સ્થિતિની પૂર્ણ રીતે વાકેફગારી મેળવવા માંડી. તે તો ઇ. સ. ૧૭૬૦ માં તુરંગમાં ચાલતા ઝેરી તાવથી મરણ પામ્યો, પરંતુ સત્પ્રયત્નો તો અમરજ છે. ઇલિઝાબેથ ફ્રાઇ નામે એક દયાળુ સન્નારીએ એ કાર્ય ઉપાડી લીધું; કેદમાંથી છૂટયા પછી પ્રમાણિક મહેનતથી તેણે કેદીઓને ભણતાં અને સીવતાં શીખવવાના વર્ગો લેવા માંડયા. આજીવિકા મેળવવામાં સરળતા મળે તેવા સ્તુત્ય આશયથી ધીમે ધીમે કેદખાનાંમાં સુધારા થયા અને સરકારે પણ જુનાં કારાગૃહો તોડી અર્વાચીન ધોરણે નવાં બાંધવા માંડયાં.

આ સમયનું સાહિત્ય પણ તેજસ્વી છે. શ્રીમંતોના આશ્રયનો બેપરવા સુપ્રસિદ્ધ કોષકાર ડૉકટર જહોન્સન ૧૮ મા સૈકાના ઉત્તરાર્ધમાં થયો અને પોતાના પ્રિય મિત્ર ગોલ્ડસ્મિથના મરણનો શોક કરવા જીવતો રહ્યો. ગિબને પોતાનો 'રોમન મહારાજ્યની અવનતિ અને નાશ' પણ આજ સમયમાં લખ્યો. સહૃદય કાઉપર, સ્વદેશવત્સલ બર્ન્સ, કુદરત-પ્રેમી વર્ડ્ઝવર્થ, ઉજ્જવલ કલ્પનાવાળા શેલી અને કીટ્સ, જગતદ્વેષી બાયરન ઉપરાંત કેમ્પબેલ કોલરિજ આદિ કવિઓ આ સમયે પ્રસિદ્ધ હતા. ડેનિયલ ડીફો પછી સ્કૉટ, થેકેરે અને ડિકન્સ જેવા માન્ય ગ્રંથકારોએ ઉત્તમ વાર્તાગ્રંથો રચી સમાજજીવનનાં વિધવિધ અંગોનો સ્પર્શ કર્યો, ત્યારે હેલમ ગ્રોટ અને મેકૉલે આદિ ઇતિહાસ-

---

૧ સુપ્રસિદ્ધ નવલકથાકાર ચાર્લ્સ ડિકન્સ પોતાના Little Dorrit માં માર્શલસી કેદખાનાનું તાદશ વર્ણન આપે છે,

કારોએ ગદ્ય શૈલીને નવું વલણ આપી ઇતિહાસનું નવું સ્વરૂપ બાંધ્યું. વિકટોરિઆના અમલ દરમિઆન ઉચ્ચ સાહિત્યનો પ્રવાહ ચાલુજ રહ્યો. મજુરવર્ગની દયામણી સ્થિતિથી સંતાપ પામેલા ઋષિસમા કાર્લાઇલે પોતાનો આર્તનાદ પોતાના ગ્રંથોમાં ઉતાર્યો, અને રસ્કિને મધુર ભાષામાં ભૂતદયા જાગૃત કરી. ટેનિસન અને બ્રાઉનિંગ જેવા કવિવરોએ આશાવાદનું પ્રતિપાદન કર્યું. મેરીડીથ, મોર્લી, વેલ્સ અને બર્નાર્ડ શૉનાં નામો તો કેવાં સુપરિચિત છે? આ સમયમાં મુદ્રણકળામાં સુધારા થવાથી અનેક વિષયો પર સેંકડો ગ્રંથ પ્રસિદ્ધ થવા લાગ્યા અને અનેક દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, ત્રૈમાસિક અને વાર્ષિક પત્રો થોકબંધ ઉભરાવા લાગ્યાં. આ ઉપરાંત શાસ્ત્રીય જ્ઞાનનો પણ વિસ્તાર થયો. યંત્રોની શોધ થયા પછી રસાયન, ભૂસ્તર અને વિદ્યુત્ શાસ્ત્રોની પ્રગતિ થવા લાગી. 'જાતિની ઉત્પત્તિ' નામે ચાર્લ્સ ડાર્વિનના ગ્રંથમાં જીવનમાં વિકાસતત્ત્વ હોવાની કલ્પનાએ ભાષાશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને રાજકારણશાસ્ત્રમાં પણ પ્રવેશ કર્યો; હવેથી પ્રત્યેક વિષયનું ઇતિહાસદૃષ્ટિએ અવલોકન કરવાની પદ્ધતિ દાખલ થઇ.

## પ્રકરણ ૯ મું.

### લોકશાસનનો વિકાસ.

એડવર્ડ ૭ મો: (ઇ. સ. ૧૯૦૧–૧૯૧૦):—વિકટોરિઆના મૃત્યુ પછી તેનો જ્યેષ્ઠ પુત્ર એડવર્ડ ૭ મો નામ ધારણ કરી ૬૦ વર્ષની વયે રાણી અલેક્ઝાન્ડ્રા જોડે ગાદીએ આવ્યો. મહારાણીના જીવનકાળમાં તેના પ્રતિનિધિ તરીકે અનેક દેશોમાં પ્રવાસ કરી રાજકાજમાં નિપુણતા અને પ્રજાના પ્રેમ જોડે પરરાજ્યો વિષે તેણે અગાધ જ્ઞાન મેળવી લીધું હતું. તે દિલદાર, મીલનસાર અને મમતાળુ સ્વભાવનો રાજા ગાદીએ આવ્યો તે પૂર્વે પણ કોઇ પણ રાજદ્વારી પક્ષ

પ્રત્યે તે ખાસ વલણ ધરાવતો ન હતો, એટલે રાજાપ્રધાન વચ્ચે ગેર-સમજુતી થવાના પ્રસંગો તેના અમલ દરમિઆન આવ્યા નથી. વિગ્રહનો તિરસ્કાર અને શાંતિ માટેની તેની ઉત્કંઠાએ તેને 'શાંતિ-પ્રવર્તક (સલાહકારક) એવું ઉપનામ અપાવ્યું છે.

**બ્રિટનની બહલાએલી દેશાંતરનીતિઃ—**વિક્ટોરિઆના અંત્ય વર્ષોમા આરંભાએલા બોઅર વિગ્રહમાં અનેકવાર એવી વાત આવતી હતી, કે યુરોપનાં મહારાજ્યો એકત્ર થઇ બોઅર લોકોને સ્વરાજ્ય આપવાની ઇંગ્લેન્ડને ફરજ પાડનાર છે. ઓગણીસમા શતકને અંતે પરરાષ્ટ્રોના સંબંધમાં ઇંગ્લેન્ડે સ્વીકારેલી તટસ્થતાની નીતિને લીધે તેને ભીડ પડે ત્યારે કોઇ રાજ્ય સહાય આપે તેવું રહ્યું ન હતું.

ક્રીમિઅન વિગ્રહથી આરંભીને તુર્કસ્તાનના મામલામાં ઇંગ્લેન્ડે રશિઆ વિરૂદ્ધ નીતિ અંગીકાર કરવા માંડી હતી, અને અફઘાનિસ્તાન અને ઇરાન જોડેના તેના સંબંધ પ્રત્યે અને એશિઆ ખંડની તેની હીલચાલ પ્રત્યે તેણે શંકાની નજરે જોવા માંડયું હતું. આફ્રિકાના પ્રદેશો અને મિસરમાં ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે હિતવિરોધ ઉત્પન્ન થયો હતો, અને વેપાર, સંસ્થાનો અને નૌકાબળ સંબંધે જર્મની જોડે સ્પર્ધા ઉત્પન્ન થવાથી એ બે દેશો વચ્ચેનો સ્નેહસંબંધ ક્રમે ક્રમે નષ્ટ થવા લાગ્યો હતો. આવા સંયોગોમાં પોતાના ચોખંડ પ્રસરેલા વિશાળ સામ્રાજયની રક્ષા કરવા ખાતર નૌકાસૈન્યની વૃદ્ધિ કરવા ઉપરાંત અન્ય દેશો જોડે સંધિ કરવાની ગ્રેટ બ્રિટનને જરૂર પડી. લૉર્ડ લેન્સડાઉન અને સર એડવર્ડ ગ્રે જેવા નિપુણ મંત્રીઓએ પરદેશો જોડે સલાહ, સંધિ અને કરારો કરવા માંડયા. ઇ. સ. ૧૯૦૨ માં ઉદયોન્મુખ જાપાન જોડે સંધિ કરવામાં આવી, કે બન્ને દેશોમાંથી કોઇને અન્ય રાષ્ટ્ર જોડે વિગ્રહ થાય તો બીજાએ તટસ્થ રહેવું, પરંતુ બેમાંથી કોઇ દેશને એક કરતાં વધારે રાષ્ટ્રો જોડે યુદ્ધ કરવું પડે તો બીજાએ યથાશક્તિ મદદ આપવી. આથી પણ વધારે મહત્ત્વની સંધિ તો

ફ્રાન્સ જોડે થઇ, (૧૯૦૩-૪). ફ્રાન્સે મિસર પર ઇંગ્લેન્ડનું વર્ચસ્વ માન્ય કર્યું, અને મોરોક્કો, માડાગાસ્કર અને ન્યૂ ફાઉન્ડલેન્ડ સંબંધી ઉત્પન્ન થએલા કલહો અને વિરોધનો નિર્ણય કરી નાખ્યો. ઇ. સ. ૧૯૦૭માં રશિઆ જોડે મૈત્રીસંબંધ સ્થાપી પશ્ચિમ એશિઆમાં પોતાનો રાજ્યવિસ્તાર કરવાની તેની તૃષ્ણાને સંતોષવામાં આવી, અને એવું સમાધાન કરવામાં આવ્યું કે ઇરાનના ત્રણ વિભાગ ગણી ઉત્તર વિભાગમાં રશિઆ અને દક્ષિણ વિભાગમાં અંગ્રેજો પોતાની લાગવગ પ્રસારે, અને વચ્ચેનો પ્રદેશ તટસ્થ ગણી તેમાં બંનેમાંથી કોઇ પ્રવેશ કરે નહિ.

પરરાજ્યો જોડે આવી રાજદ્વારી સંધિઓ કરવામાં નિયંત્રિત સત્તાવાળા રાજાનું કાર્ય કેટલું અને તેના કાર્યદક્ષ અને પરદેશી મામલાઓનો તલસ્પર્શી અભ્યાસ કરતા મંત્રીઓનું કાર્ય કેટલું હશે તે કહેવું કઠણ છે. એડવર્ડની લાગવગ તો મોટી હતી એમ સર્વ કોઇ સ્વીકારે છે. તેની મમતા, સહૃદયતા, કુનેહ અને મોહક રીતભાત તથા ઉદાર આતિથ્ય: એ સર્વ અનેક રાજકર્તાઓ, રાજવંશીઓ, પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખો અને મુસદ્દીઓ ઉપર મોહનમંત્ર નાખતાં હતાં. ફ્રાન્સ, ઇટલી, જર્મની અને રશિઆના તેના વખતોવખતના પ્રવાસો માત્ર વિનોદને અર્થેજ યોજાતા ન હતા. આવા પ્રવાસોને પરિણામે જુના સ્નેહસંબંધ તાજા થતા, નવા બંધાતા અને બીજા અણકલ્પેલા રાજદ્વારી લાભો પણ મળતા.

**મંત્રીમંડળમાં ફૂટ:** (૧૯૦૦-૧૯૦૫):—એડવર્ડ ગાદીએ આવ્યો ત્યારથી સૅાલ્સબરી પ્રધાનપદે હતો. પરંતુ ઇ. સ. ૧૯૦૨માં તેની અસ્વસ્થ પ્રકૃતિને લીધે તેણે રાજીનામું આપ્યું, એટલે અનેક વર્ષોથી આમની સભામાં પ્રતિષ્ઠા પામેલો તેનો ભત્રીજો બાલ્ફર પ્રધાનપદે આવ્યો. તેણે કેળવણીનો કાયદો પસાર કરી દરેક પરગણાની પ્રાથમિક, માધ્યમિક અને બીજી શાળાઓ એકજ મધ્યવર્તી સત્તાને સોંપી દીધી. હવેથી સાંપ્રદાયિક શાળાઓને પણ સરકારી મદદ આપવામાં આવી.

તેજ વર્ષમાં સંસ્થાનખાતાનો મંત્રી જોસેફ ચેમ્બર્લેન સંસ્થાનોની સ્થિતિ તપાસવા પ્રવાસે નીકળ્યો, અને ત્યાંથી પાછા આવી ઈંગ્લેન્ડે સંરક્ષિત વ્યાપારની નીતિ સ્વીકારવી જોઇએ તેવો મત દર્શાવવા લાગ્યો. ઇ. સ. ૧૮૪૬ માં ધાન્યના કાયદા રદ કરી ઇંગ્લેન્ડે નિરંકુશ વેપારની પદ્ધતિ દાખલ કરી પરદેશી માલને બીનજકાતે આવવા દીધો, છતાં બીજાં રાજ્યોએ તો સંરક્ષક જકાત દાખલ કરી એટલે પરદેશમાં ઇંગ્લેન્ડના માલ પર જકાત ભરવી પડતી હતી. ચેમ્બર્લેન કહેવા લાગ્યો કે ઇંગ્લેન્ડે સંરક્ષિત જકાત દાખલ કરી સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન આપવું જોઇએ. પરંતુ તે સાથે બોઅર વિગ્રહ જેવા અણીને પ્રસંગે સંસ્થાનોએ આપેલી અમૂલ્ય સહાયની કદર કરવા માટે અને હજુ પણ ઇંગ્લેન્ડને માતૃભૂમિ માની રહેલાં એ સંસ્થાનો અને તેની વચ્ચેનો સંબંધ દૃઢ કરી સામ્રાજ્યમાં સ્થિરતા અને બળ આણવા માટે સંસ્થાનોમાંથી આવતા માલ પર પરરાજ્યો કરતાં જકાતનો દર હલકો રાખવો જોઇએ. પોતાના આ મતનો પ્રચાર કરવા માટે તેણે પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું. મંત્રીમંડળના નિરંકુશ વેપારના હિમાયતી સભ્યોએ આવા સિદ્ધાંતોથી ભયભીત થઇ જઇ બાલ્ફરનો સાથ છોડયો અને રાજીનામાં આપ્યાં. સંરક્ષક જકાતની કલ્પના સામાન્ય પ્રજાને પસંદ પડી નહિ, ગરીબોને પરદેશી માલ પર જકાત પડે તો મોંઘવારી થવાનો ભય લાગ્યો, અને લેંકેશાયરમાં રૂના ધંધા-ઉદ્યોગમાં પડેલાઓએ એમ માન્યું કે આવી નીતિ સ્વીકારવાથી આપણા ધંધાને આઘાત લાગશે. એકંદરે આ પ્રશ્ન પર દેશમાં તીવ્ર મતભેદ ઉઠયો, બાલ્ફર પોતે ચેમ્બર્લેન જોડે સહમત થયો, અને નાણાંખાતાના પ્રધાન અને બીજા કેટલાક પ્રધાનોએ રાજીનામું આપ્યું. આમ ફૂટ પડેલા પ્રધાનમંડળ વડે કારભાર ચલાવવાનું તેને કઠણ લાગ્યું, અને છેવટે તેણે રાજીનામું આપી દીધું, (૧૯૦૫). પાર્લમેન્ટની નવી વરણીમાં માત્ર ૧૫૮ કોન્ઝર્વેટિવ આવ્યા, ત્યારે લિબરલ પક્ષ અને તેના સહાયકોના ૫૧૨ સભ્યો આવ્યા. ઇતિહાસમાં પહેલીજ વેળા

મજુરપક્ષના સભાસદો પાર્લમેન્ટમાં બેઠા. તેમણે બંનેમાંથી એક પણ પક્ષ જોડે ભળી ન જતાં સ્વતંત્ર મત આપવાની પદ્ધતિ સ્વીકારી એટલે બંને પક્ષને તેમની ગરજ પડવા લાગી.

**લિબરલ મંત્રીમંડળ અને સામાજિક સુધારણાઃ—** સર હેનરી કેમ્પબેલ-બેનરમેન મુખ્ય પ્રધાન થયો, પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી એસ્કિવથ અને વેલ્સનો ઉત્કૃષ્ટ વક્તા લૉઇડ જ્યૉર્જ અનુક્રમે અર્થ-મંત્રી અને સ્વદેશમંત્રી બન્યા, અને પ્રસિદ્ધ પંડિત જૉહ્ન મોર્લી ભારતમંત્રી થયો. ઇ. સ. ૧૯૦૮ માં બેનરમેન રાજીનામું આપીને સત્વર મૃત્યુ પામ્યો, અને તેને સ્થાને એસ્કિવથ આવ્યો, એટલે લૉઇડ જ્યૉર્જ અર્થમંત્રી થયો. કૉન્ઝર્વેટિવ પક્ષ તજીને આવેલા બુદ્ધિમાન્ વિન્સ્ટન ચર્ચીલને પણ પ્રધાનમંડળમાં દાખલ કરવામાં આવ્યો.

એસ્કિવથના નેતૃત્વ નીચે આ પ્રધાનમંડળે શિક્ષણ અને માદક પદાર્થોના વેચાણ સંબંધે ખરડાઓ રજુ કર્યા તે આમની સભામાં તો પસાર થયા, પરંતુ અમીરોની સભાએ તેમને નકાર્યા. આટલું બાદ કરતાં આ પ્રધાનમંડળની યશસ્વી કારકીર્દિમાં લોકહિતના અનેક કાયદા કરવામાં આવ્યા. અત્યાર સુધી એમ માનવામાં આવતું કે મુડીદાર અને મજુરોની તકરારમાં સરકારે વચ્ચે પડવું એ વ્યક્તિ-સ્વાતંત્ર્યનો નાશ કરનારૂં છે, પરંતુ ઓગણીસમા શતકના ઉત્તરાર્ધમાં મજુરોની સ્થિતિ સુધારવા માટે કાયદા કરવા એ રાજ્યનો ધર્મ છે એમ મત થવા લાગ્યો. ગ્લૅડસ્ટને ઇ. સ. ૧૮૭૧ માં મજુરસંઘો સ્થાપવાની રજા આપી હતી અને તેને કાયદેસર ઠરાવ્યા હતા, છતાં આવી રીતે એકસંપ કરી કામ બંધ કરવામાં આવે તો માલીકોને જે નુકસાન પહોંચે તે બદલ મજુરસંઘનું ભંડોળ જપ્ત કરી લેવાનો નિર્ણય ન્યાયાધીશોએ આપવા માંડયો હતો, એટલે એ સંઘો માત્ર શોભાનાજ રહ્યા હતા. હવે કાયદો થયો કે મજુરસંઘોના કોષનો આવો દુરુપયોગ

થઇ શકે નહિ. આ ઉપરાંત કારખાનાંમાં કામ કરતા મજુરો કે ઘરકામ કરતા નોકરોને અકસ્માત્ થાય તો તેમને થએલું નુકસાન માલીકોએ ભરી આપવાનો પણ કાયદો કરવામાં આવ્યો. કેટલાક ધંધાઓમાં મજુરીના દર ઠરાવી સમાન રાખવા માટે વ્યાપારી મંડળીઓ સ્થાપવામાં આવી અને તેમની કામ કરનારી પેઢીઓએ મજુરોને કામ મેળવી આપવામાં સહાય આપવા માંડી, તેમજ જરૂર પડે તો તેમનાં કુટુંબને પરગામ જવામાં આર્થિક મદદ પણ કરવા માંડી. કોલસાની ખાણમાં કામ કરતા મજુરોનું હિત વિચારીને એવો કાયદો કરવામાં આવ્યો, કે આઠ કલાક કરતાં વધારે સમય કોઇ મજુરે પૃથ્વીના ગર્ભમાં રહેવું નહિ. આ ઉપરાંત નિર્ધનોને માટે કાયદો કરવામાં આવ્યો કે જેની પાસે ૩૧ પાઉન્ડ ૧૦ શિલિંગ મુડી ન હોય તેવાં ૭૦ વર્ષ ઉપરનાં સર્વ મનુષ્યોને દર અઠવાડીએ વધારેમાં વધારે પાંચ શિલિંગ ખર્ચ માટે આપવા.

**રાજ્યબંધારણમાં મહત્ત્વનો ફેરફારઃ** ( ઇ. સ. ૧૯૦૯–૧૯૧૧ ):—મજુરવર્ગની સ્થિતિ સુધારવામાં અને વૃધ્ધોને રાજ્ય તરફથી પેટગુજારાની રકમ આપવામાં ખર્ચ વધી જવા લાગ્યું. આ સિવાય ઇંગ્લેન્ડના બલાઢય પ્રતિસ્પર્ધી જર્મનીએ નૌકાસૈન્યની તડાબાર વૃદ્ધિ કરવા માંડી અને ‘ ડ્રેડનોટ ’ નામે નવીન પ્રકારની મનવારો બાંધવા માંડી એટલે આત્મસંરક્ષણની દષ્ટિએ ઇંગ્લેન્ડે પણ આ દિશામાં પ્રયત્ન કરવા માંડ્યા. પરંતુ આ સર્વને માટે જોઇતાં નાણાં લાવવાં ક્યાંથી ? કોષાધ્યક્ષ લૉઇડ જ્યૉર્જે ઇ. સ. ૧૯૦૯ નું વિખ્યાત અંદાજપત્રક રજુ કર્યું, અને તેમાં વધારાનાં નાણાં મેળવવા માટે જમીન પર નવી આંકણીના ધોરણે વધારાના કર નાખવાની, મધ્યમવર્ગ કરતાં શ્રીમંતોની આવક પર વધારે કર લેવાની, અને માદક પદાર્થો પર ભારે કર નાખવાની યોજના રજુ કરી. આ પ્રમાણે વધારાનાં નાણાં આપવાનો સર્વ ભાર ધનિકો પર પડતો હોવાથી તે વર્ગમાં ક્ષોભ ઉત્પન્ન થયો. કૉન્ઝર્વેટિવ પક્ષ તેમની જોડે ભળ્યો અને

કહેવા લાગ્યો કે આવા ભારે ફેરફારો કરતા પહેલાં પ્રજાની સંમતિ લેવાની જરૂર છે. અમીરોની સભાએ અંદાજપત્રક નામંજુર કર્યું અને લોકમત જાણવા માટે પાર્લમેન્ટ બરખાસ્ત કરવામાં આવી.

બંને પક્ષે પોતાનો કાર્યક્રમ મતદારો સમક્ષ પૂરી ખંતથી રજુ કર્યો. લિબરલો કહેવા લાગ્યા કે અમીરો સ્વાભાવિક રીતે સંરક્ષક મતના હોવાથી કૉન્ઝર્વેટિવ પક્ષની તરફદારી કરી તેમને સર્વ પ્રકારની સરળતા કરી આપે છે, ત્યારે અમારા માર્ગમાં બાધા નાખે છે; બેપરવા બીનજવાબદાર અમીરો લોકકલ્યાણના કાયદાઓ પણ પ્રજામતની વિરૂદ્ધ જઇને ઉડાવી દે છે અને દરેક સમયે પ્રગતિનો માર્ગ રૂંધી રાખે છે,[1] માટે આ નવા કરો પ્રજાએ માન્ય રાખવા જોઇએ એટલુંજ નહિ, પરંતુ આર્થિક વિષયોમાં ધનિકોના હિમાયતી અમીરોની સત્તા પર કાપ મૂકી બીજા કાયદાઓમાં તેને મર્યાદિત કરી નાખવી જોઇએ. કૉન્ઝર્વેટિવ પક્ષે જણાવ્યું કે સંરક્ષક જકાત નાખવાથી વધારાનાં નાણાં મળી જશે એટલે આવા કરો નાખવાની જરૂરજ ક્યાં રહી ? ઇ. સ. ૧૯૧૦ ના આરંભમાં નવી મળેલી પાર્લમેન્ટમાં બંને પક્ષ લગભગ સમબળ થયા, પરંતુ હવે જોમવાળો બનેલો મજુરપક્ષ અને આયર્લૅન્ડનો રાષ્ટ્રીય પક્ષ લિબરલો જોડે ભળ્યો, એટલે પાર્લમેન્ટમાં તેમની બહુમતી થઇ. થોડા ફેરફાર સાથે ઇ. સ. ૧૯૦૯ નું અંદાજપત્રક આમની સભામાં પસાર કરી અમીરો પાસે મોકલવામાં આવ્યું. તેમણે સંયોગો વિચારી આ સમયે તે મંજુર કર્યું.

નવીન પાર્લમેન્ટ મળતાંજ પ્રગતિના પંથમાં પ્રત્યેક સમયે વિઘ્ન નાખનાર અમીરોની સભાનો અધિકાર ઓછો કરવાનું કાર્ય એસ્કિવથે હાથમાં લીધું. પોતાની સર્વ દરખાસ્તોને પ્રથમ ઠરાવ રૂપે

---

૧ ગ્લેડસ્ટન તો કહેતો કે " There are two things which you can neither end nor mend: the House of Lords is one, the other is the Pope of Rome."

રજુ કર્યા પછી તેણે પાર્લમેન્ટનો ખરડો દાખલ કર્યો, અને જણાવ્યું કે જો અમીરો આ ખરડાનો અસ્વીકાર કરશે તો નવા અમીરો બનાવીને પણ મેં આ ખરડો પસાર કરાવવાનો નિશ્ચય કર્યો છે. કોન્ઝર્વેટિવોએ આ ઠરાવોનો સખત વિરોધ કર્યો, પરંતુ તેમનું કશું વળ્યું નહિ. આ દરમિઆન અમીરોએ પોતાની પ્રતિષ્ઠા અને અધિકારને છાજે તેવા સુધારા પોતાની સભામાં કરવાનો ઠરાવ કર્યો. અનેક યોજનાઓ રજુ થઇ પરંતુ તેમાંથી કોઇ પણ સ્વીકાર પામી નહિ.

આમ વિરૂદ્ધ નીતિવાળી અને પરસ્પર વિરોધી બનેલી બે સભાઓ પોતપોતાના અધિકારનું રક્ષણ કરવા કટિબદ્ધ થઇ એટલામાં તો એડવર્ડનું મૃત્યુ થયું. જગતભરમાં શાંતિ પ્રવર્તાવનાર આ રાજા પોતાના દેશના બે વિરોધી પક્ષો વચ્ચે સમાધાન કરાવી શકયો નહિ, અને અનેક ચિંતા અને વિષાદના ભારથી દબાએલો એ રોગગ્રસ્ત રાજા ભારે હૈયે ઇ. સ. ૧૯૧૦ માં દેવલોક પામ્યો.

પંચમ જ્યૉર્જ: ( ઇ. સ. ૧૯૧૦ ):—પિતાના મૃત્યુ પછી આપણા વર્તમાન મહારાજા પ્રવીણ નાવિક જ્યૉર્જ પમા સિંહાસને બેઠા, અને પાર્લમેન્ટનો આંતરકલહ થોડો સમય માટે શમ્યો. બંને સભાઓના અગ્રણીઓની સંયુક્ત પરિષદ્ મળી અને સમાધાનીભર્યો તોડ આણવાના વ્યર્થ પ્રયત્નો કરવામાં આવ્યા. પાર્લમેન્ટની વરણી થયે હજુ તો થોડોજ સમય થયો હતો છતાં તેને બરખાસ્ત કરી લોકહૃદય જાણવાનો પુનઃ પ્રસંગ લેવામાં આવ્યો. લિબરલો ફરી પણ અધિકાંશે આવ્યા અને લોકમતની પુષ્ટિથી બળવાન્ બનેલા પ્રધાને ધમકી આપી કે અમીરસભાની સત્તા સંબંધી કાયદો પસાર કરવામાં જરૂર હશે એટલા નવા અમીરો બનાવવાની રાજાને સૂચના આપવામાં આવશે. અમીરોએ કાયદામાં અનેક સુધારાઓ સૂચવ્યા, પરંતુ તે માન્ય ન કરવામાં આવ્યા અને આખરે ઇ. સ. ૧૯૧૧ના ગ્રીષ્મમાં

પાર્લમેન્ટનો કાયદો પસાર થયો, અને અમીરોની સત્તા ઉપર જબરો કાપ પડયો. આર્થિક બાબતોના ખરડામાં ફેરફાર કરવાની કે તે અમાન્ય કરવાની અમીરોની સત્તા લઇ લેવામાં આવી; બીજા વિષયોમાં પણ કોઇ પણ ખરડો કશાએ ફેરફાર વિના આમની સભામાં બે વર્ષમાં ઉત્તરોત્તર ત્રણ વાર પસાર થાય તો તેને અમીરો સંમતિ આપે કે નહિ છતાં તેને રાજસંમતિ મળતાં તે કાયદો થઇ શકે. આ ઉપરાંત ઇ. સ. ૧૭૧૬ ના સપ્તવાર્ષિક કાયદામાં ફેરફાર કરી પાર્લમેન્ટનો સમય પાંચ વર્ષનો ઠરાવવામાં આવ્યો.

આજ વર્ષમાં પાર્લમેન્ટના સભ્યોને ૪૦૦ પાઉન્ડનું વર્ષાસન આપવાની કોષાધિકારી લૉઇડ જ્યૉર્જે વ્યવસ્થા કરી હકપ્રાર્થીઓ (Chartists) ના એક સ્વપ્નને સિદ્ધ કર્યું.[૧]

---

૧. લિબરલ પક્ષે મજુરોના હિતાર્થે કાયદાઓ કર્યાં, છતાં તેમનો અસંતોષ નિર્મૂળ થયો ન હતો. તેમને કામના કલાક ઓછા કરાવી વધારે રોજી લેવી હતી, અને તેમના મજુરસંઘોનો સ્વીકાર કરાવવો હતો. તેઓ હડતાલ પાડતા, ધીમે ધીમે તો એક ધંધાના મજુરો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા બીજા ધંધાના મજુરો પણ તેમાં ભળવા લાગ્યા. ઈ. સ. ૧૯૧૧માં ખલાસીઓ, ગાડીવાળાઓ અને ગોદામવાળાઓએ સંપ કરી દેશમાં એટલે સુધી સંકટ ઉત્પન્ન કર્યું કે બાળકો માટે દૂધ પણ દુર્લભ થઇ પડયું. તેજ વર્ષમાં રેલવેના મજુરોએ જબરી હડતાલ પાડી. ઈ. સ. ૧૯૧૨માં કોલસાની ખાણવાળાઓએ સંપ કરી હડતાલ પાડી, અને લોખંડ–પોલાદનાં કારખાનાં અને દેશના બીજા ઉદ્યોગોને સખત ફટકો માર્યો. આખરે સરકારને મધ્યસ્થ થઇ મજુરોની માગણી સંતોષવી પડી.

એસ્કિવથના અમલ દરમિઆન મજુરોના લાભાર્થે બે અગત્યના કાયદા થયા: ઇ. સ. ૧૯૧૧ માં ‘નેશનલ ઇન્સ્યુરન્સ’નો કાયદો પસાર થતાં પ્રત્યેક સ્ત્રી કે પુરુષ કામદારને ૩–૪ પેન્સ જેવી રકમ ભરવાના બદલામાં વૈદ્યકીય સલાહ મફત મળે છે, અને મંદવાડના સમયમાં અઠવાડીએ ૧૦ શિલિંગ જેટલો પગાર મળે છે; બીજો કાયદો બેકાર મજુરોને કામ આપવા બાબત છે.

પાર્લમેન્ટનો કાયદો પસાર કરવામાં આઇરિશ સભ્યોની એક-રંગી સહાયથી ચડેલો ઉપકાર વાળવાની વૃત્તિ પ્રબળ થઇ; આમની સભાની પ્રતિષ્ઠા સ્થાપ્યા પછી લિબરલ પક્ષના ઋણુ સમું આયર્લે-ન્ડને સ્વરાજ્ય આપવાનું કાર્ય એરિકવથે આરંભ્યું. ઇ. સ. ૧૯૧૨ માં તે માટે આમની સભામાં કાયદો પણ પસાર થયો, પરંતુ અમી-રોએ પ્રજાની રૂખ જાણ્યા વિના કોઇ પણ નવીન પગલું ભરવાનું અશક્ય ઠરાવી તે અમાન્ય કર્યો. ઇ. સ. ૧૯૧૩ માં પણ એનું એજ થયું. ત્રીજી વારનું વાચન કરી કાયદો તો પસાર કરવામાં આવ્યો, પરંતુ એક નવો અણુકલ્પ્યો વિરોધ ઉત્પન્ન થયોઃ અલ્સ્ટરવાસીઓએ એડવર્ડ કાર્સનના નેતૃત્વ નીચે ડબ્લીનની પાર્લમેન્ટમાં બેસવાની ના પાડી, અને જરૂરી પ્રસંગે કામ આવે તેવા સ્વયંસેવકો તૈયાર કરી તેમને શસ્ત્રવિદ્યાનું જ્ઞાન આપવા માંડયું અને કવાયત શીખવવા માંડી; આયર્લેન્ડમાં આંતરવિગ્રહના ભડકા ઉઠવાનો પ્રસંગ પાસે આવી લાગ્યો, પરંતુ તે દરમિઆન તો યુરોપની મહાભયંકર યાદવાસ્થળીનો આરંભ થયો.

---

# પ્રકરણ ૧૦ મું.

---

## મહાવિગ્રહ અને વર્તમાન ઇતિહાસ.

### યુરોપના મહાવિગ્રહનાં પૂર્વકારણોઃ

**જર્મનીનો ઉદય**—અર્વાચીન યુરોપના નકશામાં આવેલા વિશાળ જર્મન મહારાજ્યના ઉદયને હજુ થોડોજ સમય થયો છે. પ્રુશિ-આના ફ્રેડરિકે મેરિઆ થેરિસા પાસેથી સાઇલીશિઆ પડાવી લઈ પોતાનો રાજ્યવિસ્તાર કરવા માંડયો હતો. તેની દક્ષિણે આવેલાં નાનાં મોટાં ઇતર સ્વતંત્ર સંસ્થાનોએ જોડે મળી એક પ્રાણહીન સંઘ રચ્યો હતો. તેમાં ઑસ્ટ્રિઆનું પુરાતન સામ્રાજ્ય પ્રમુખપદે હતું. ૧૯ મા સૈકાના ઉત્તરાર્ધમાં

પ્રિન્સ બિસ્માર્ક નામે ચાણક્યનીતિના ધૂર્ત મુસદ્દીએ પ્રુશિઆના રાજ્યને બલાઢ્ય બનાવી જર્મન સામ્રાજ્ય સ્થાપવાનો ભગીરથ ઉદ્યોગ આદર્યો. ઑસ્ટ્રિઆ જોડે તેણે સ્નેહ દાખવી તેની સહાયથી શ્લેસ્વીગ અને હૉલ્સ્ટીન નામના ડેન્માર્કના બે પ્રાંતો જીતી લીધા. પ્રુશિઆએ શ્લેશ્વીગ રાખી બીજો પ્રાંત પોતાના મિત્રને આપ્યો તો ખરો, પરંતુ ઉત્તર જર્મનીમાં ઑસ્ટ્રિઆ પ્રબળ થાય તેવી તેની ઇચ્છા ન હતી. ઇ. સ. ૧૮૬૬ માં પ્રુશિઆ અને ઑસ્ટ્રિઆ વચ્ચે સાત અઠવાડીઆનું યુદ્ધ થયું, તેમાં પ્રુશિઆએ ઑસ્ટ્રિઆનો પરાભવ કરી યુરોપને દિઙ્મૂઢ બનાવી દીધું. તેણે હેનોવર વગેરે પ્રદેશો જીતી લઇ પ્રુશિઆના રાજ્યના છૂટા પડી ગએલા ભાગોને સળંગ કરી લીધા. આ વિગ્રહમાં ઇટલીએ પ્રુશિઆને સહાય આપી વેનિશિઆ મેળવી લીધું. આ વિગ્રહની અસર અર્વાચીન યુરોપ પર ભારે થઇ. ઑસ્ટ્રિઆ સંઘમાંથી ખસી ગયું. બેવેરિઆ, અને સેક્સની જેવાં સ્વતંત્ર રાજ્યોના રાણાઓ પણ પ્રશિઆની આણ માનવા તૈયાર થયા, અને બિસ્માર્કે પ્રુશિઆના નેતૃત્વ નીચે ઉત્તર જર્મન સંસ્થાનોનો સંઘ સ્થાપ્યો. પ્રતિષ્ઠાહીન ઑસ્ટ્રિઆએ જર્મની પરના પ્રભુત્વનો લોભ તજી દઇ યુરોપના અગ્નિકોણમાં આવેલાં બાલ્કન રાજ્યો પર સત્તા મેળવવાની પેરવી કરવા માંડી.

મધ્ય યુરોપમાં સર્વોપરિ બનેલા પ્રુશિઆને યુરોપનાં મહારાજ્યોમાં પોતાની ગણતરી કરાવવાના કોડ હતા. ફ્રાન્સનો રાજા લુઇ નેપોલિઅન પ્રુશિઆનો ઉત્કર્ષ સહી શકતો ન હોવાથી કોઇ દિવસે પણ તેની જોડે યુદ્ધખેલ કરવા પડશે એતો પ્રપંચી બિસ્માર્ક ક્યારનું ધારી ચૂક્યો હતો, અને તેને માટે તેણે જબરી તૈયારી પણ કરી રાખી હતી. સંખ્યા, શિક્ષણ, શસ્ત્ર અને કવાયત એ સર્વમાં જર્મન સૈન્ય ફ્રેન્ચ સૈન્ય કરતાં ચઢિઆતું હતું. જોતજોતામાં તો ફ્રેન્ચોનો પરાભવ થયો, અને રાજા પોતે બંદીવાન થયો. વિજયી જર્મન સેનાએ પેરિસ હસ્તગત કર્યું, અને ફ્રેન્ચોને અપમાનાસ્પદ સંધિ કરવા વિના બીજો તરણોપાય ન રહ્યો. આલ્સેસ અને લોરેન પ્રાંતો અને વીસ કરોડ પાઉન્ડ યુદ્ધદંડ ફ્રાન્સ પાસેથી લેવામાં આવ્યાં. જર્મનીમાં આનંદોત્સવ થઇ રહ્યો, અને રાષ્ટ્રીય ભાવનાની ભરતી આવી. હવે દક્ષિણ સંસ્થાનો પણ સંઘમાં મળ્યાં, એટલે સંયુક્ત જર્મન રાજ્યની સ્થાપના થઈ, (૧૮૭૧). બિસ્માર્ક કૃતાર્થ થયો, અને પ્રુશિ-

આન. રાજા **વિલિયમ ૧ લાને** સમ્રાટ્ તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો. વજ્રદંડ **બિસ્માર્ક** તેનો મુખ્યમંત્રી થયો. પ્રુશિઆના વિજય સાથે તેની મહત્ત્વાકાંક્ષા પણ વધી. જગત્‌ની મહાપ્રજાઓમાં ઊંચું સ્થાન મેળવવાની મીઠી આશાએ જર્મનીએ ધીમે ધીમે દઢતાપૂર્વક બળવાન્ નૌકાસૈન્ય અને ઉમદા તાલીમ પામેલું શૂરવીર સૈન્ય **તૈયાર** કરવા માંડયું.

**જર્મની, ઑસ્ટ્રિઆ અને ઈટલીની ત્રિપુટીઃ**—ડાન્યુબ નદીની પાર સુધી એક વેળા વિસ્તાર પામેલા તુર્કસ્તાનના રાજ્યમાંથી કોરી કાઢેલાં **બાલ્કન** રાજ્યોની પ્રજા મુખ્યત્વે **સ્લાવ** જાતિની છે. રશિઆ, **પોલૅન્ડ** અને **બોહીમિઆના ઝેક** પણ **સ્લાવ** જાતિનાજ છે. યુરોપના અગ્નિકોણમાં આવેલાં આ નાનાં રાજ્યોએ **ઑસ્ટ્રિઆ** અને તુર્કસ્તાનનાં આક્રમણથી બચવા માટે રશિઆના નેતૃત્વ નીચે સંગઠન કર્યું. રશિઆ તુર્કસ્તાનને હરાવી ભૂમધ્ય સમુદ્ર સુધી પહોંચતું હતું એટલે ઇ. સ. ૧૮૭૮ માં થએલા **બાલ્કન** વિગ્રહનો લાભ લઇ તુર્કસ્તાન પર તેમણે ચડાઇ કરી. **ગ્રેટ બ્રિટ**-નના પ્રયાસથી **બર્લિન**ની પરિષદ્‌માં **ઑસ્ટ્રિઆને બોસ્નીઆ** અને **હર્ઝ**-ગોવિનીઆ પ્રાંતોનો વહીવટ ચલાવવાની સત્તા મળીઃ રશિઆ વિરૂદ્ધ કાયમનું રક્ષણ પ્રાપ્ત કરવા **ઑસ્ટ્રિઆએ** જર્મની જોડે પૂર્વનું વેર વીસારીને મૈત્રીસંબંધ બાંધ્યો, (૧૮૭૯). જર્મનીને પણ મધ્ય યુરોપનાં કોઇ પણ બે રાજ્યો જોડે મૈત્રી કરવી હતી એટલે તેને પણ રશિઆ કરતાં **ઑસ્ટ્રિ**-આના સ્નેહભાવની વધારે જરૂર હતી. ઇ. સ. ૧૮૮૨ માં ઈટલી પોતાનો પૂર્વનો સ્નેહસંબંધ યાદ લાવી આ બે રાજ્યો જોડે ભળ્યું એટલે મધ્ય યુરોપમાં જે મિત્રત્રિપુટી થઇ તે ઇ. સ. ૧૯૧૪ પર્યંત ચાલી. મહાવિગ્ર-હમાં ઈટલીએ જર્મનીને સહાય કરી નહિ; કેમકે એ ત્રિપુટીમાંથી કોઇ પણ રાજ્ય પર આક્રમણ થાય તો તે સહાય આપવા બંધાયું હતું; ઉલટું તેણે તો ઑસ્ટ્રિઆ સામે વિગ્રહ માંડયો.

**ગ્રેટ બ્રિટનના મિત્રોઃ**—આ પ્રમાણે જર્મની પોતાની સત્તા દઢ કરતું જતું હતું તે દરમિઆન **ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ** અને રશિઆ પોતપોતાના માર્ગે જઈ રહ્યાં હતાં. ઇ. સ. ૧૮૮૨ માં ગ્રેટ બ્રિટને સુદાનની વ્યવસ્થા કરવા માંડી એટલે **ફ્રાન્સને** તેના પ્રત્યે મત્સર થયો. **ગ્રેટ બ્રિટન** પણ **અફ્ઘાનિ**-સ્તાન અને **બાલ્કન** રાજ્યોમાં રશિઅન નીતિને સંશયદૃષ્ટિએ જોતું **હતું**,

એટલે તે ફ્રાન્સ અને રશિઆથી તટસ્થ રહેવા લાગ્યું. પરંતુ વીસમા શતકના આરંભમાં આ ઉભય રાજ્યો જોડે તેણે સ્નેહભાવ કેળવવા માંડયો. જર્મનીનો વિલિયમ ૧લો મૃત્યુ પામતાં તેનો પૌત્ર બીજો વિલિયમ ગાદીએ આવ્યો હતો. આ મહત્ત્વાકાંક્ષી તરુણ શાહેનશાહે ઑસ્ટ્રિઆની સાથે સાથે રશિઆ જોડે પણ સખ્ય રાખવાની બિસ્માર્કની જુની નીતિ તજી સંસ્થાનો અને વેપારની વૃદ્ધિ કરનારી જોરદાર નીતિ સ્વીકારી. વળી તેણે ઑસ્ટ્રિઆની બાલ્કન રાજ્યો પ્રત્યેની નીતિને પ્રોત્સાહન આપી રશિઆ જોડે વૈર ઉત્પન્ન કર્યું. બિસ્માર્કની કુનેહ દૂર થતાં જર્મનીએ પોતાનો લોખંડી પંજો પ્રકટ રીતે ફેરવવા માંડયો, અને યુરોપનાં અનેક રાજ્યો આત્મરક્ષણ માટે વ્યગ્રતાપૂર્વક મિત્રોની શોધમાં પડયાં.

ફ્રાન્સ હજુ જર્મનીએ આપેલા પરાભવનું વૈર લેવાની વૃત્તિ તજી શકયું ન હતું, તેમાં વળી જર્મનીને પોતાનાં જળસ્થળનાં સૈન્યોની એકસરખી વૃદ્ધિ કરતું જતું જોઇ, પોતાની અસહાય દશામાંથી બચવા માટે રશિઆ જોડે તેણે દોસ્તી બાંધી, ( ૧૮૯૦ ). ઈંગ્લેન્ડે ઇ. સ. ૧૯૦૨માં નવો ઉદય પામેલા જાપાન સાથે સંધિ કરી. બે વર્ષ પછી તો મિસર સંબંધી પોતાના જુના વિરોધનું સમાધાન કરી ફ્રાન્સ અને ઇંગ્લેન્ડ મૈત્રીનાં બંધને બંધાયાં. ફ્રાન્સ જોડે વિગ્રહ કરવા તૈયાર થઈ રહેલું જર્મની ઈંગ્લેન્ડના ભયથી પાછું હઠી જવા લાગ્યું. આવા ત્રણ પ્રસંગો સ્મરણીય છે.

ઇ. સ. ૧૯૦૪ માં રશિઆ અને જાપાન વચ્ચે ઘોર સંગ્રામ થયો. પોર્ટ આર્થર નામે રશિઆનું લશ્કરી મથક જાપાનને હાથ પડયું અને જળયુદ્ધમાં રશિઆનું નૌકાસૈન્ય ચૂર્ણવિચૂર્ણ થઇ ગયું. દ્રવ્ય અને સૈન્યમાં હીનબળ થઇ ગએલા રશિઆથી ઈંગ્લેન્ડને ભીતિ રાખવાનું કારણ ન રહ્યું. ફ્રાન્સ નીચે આવેલા મોરોક્કોના પ્રશ્નમાં જર્મનીએ વિરોધ ઉઠાવવાથી જે આંતરરાષ્ટ્રીય પરિષદ્ મળી તેમાં ઈંગ્લેન્ડે ફ્રાન્સનો પક્ષ ખેંચ્યો એટલે જર્મનીએ વાત જતી તો કરી, પરંતુ હવે રશિઆનું સખ્ય મેળવવાની તેને વધારે જરૂરિઆત લાગી. અફઘાનિસ્તાન, ટિબેટ અને ઈરાનના પ્રશ્નો વિષે સંતોષકારક સમાધાન આણી ઇ. સ. ૧૯૦૭ માં બ્રિટને રશિઆ જોડે તહનામું કર્યું. ઈ. સ. ૧૯૦૭થી ફ્રાન્સ, રશિઆ, અને ઈંગ્લેન્ડ, તથા જર્મની ઇટલી અને ઑસ્ટ્રિઆ એમ યુરોપમાં બે ત્રિપુટીઓ થઇ રહી.

સામુદ્રિક સત્તા, વેપાર અને સંસ્થાનો સંબંધે પ્રથમ પદ મેળવવાની કેસરની અભિલાષાઓ સફળ કરવા માટે જર્મનીનું નૌકાસૈન્ય તડામાર વધવા લાગ્યું, એટલે બ્રિટનની જોડે તેને સ્પર્ધા થવા લાગી. છતાં બંને દેશો વચ્ચે વૈરભાવ પ્રકટ રૂપ પામ્યો નહિ, તેનું કારણ શાંતિપ્રિય એડવર્ડ કેસરનો મામો થતો હતો અને તે સાથે તેનામાં મુત્સદ્દીગીરી પણ હતી.

ઇ. સ. ૧૯૦૮ માં જર્મનીને યુરોપમાં ઉપરીપદ મેળવવાનો બીજો પ્રસંગ મળ્યો. તુર્કસ્તાનમાં પાશ્ચાત્ય શિક્ષણથી સંસ્કૃત થએલા 'તરુણ તુર્ક' નામના પક્ષે જુના જુલમી સુલતાનને પદચ્યુત કરી નિયંત્રિત રાજ્યવ્યવસ્થા દાખલ કરી. આ રાજ્યક્રાન્તિનો લાભ લઇ ઑસ્ટ્રિઆએ પોતાના કાબુ નીચેના બે પ્રાંતો ખાલસા કરી સર્વિઆનો રોષ વહોરી લીધો; કેમકે હર્ઝેગોવીનિઆ અને બોસ્નીઆ તો પુરાતન સર્વિઅન રાજ્યના પ્રાંતો હતા અને ભવિષ્યમાં તે પાછા મેળવવાની તેને આશા હતી. જાપાને કરેલા મર્મપ્રહારથી રશિઆની શક્તિ એટલી તો ક્ષીણ થઇ ગઈ હતી કે પોતાના સ્લાવ મિત્રને થતો અન્યાય તેને જોઇ રહેવાનોજ રહ્યો. જર્મનીએ તો ઑસ્ટ્રિઆ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી બેસી ન રહેતાં પાશ્ચાત્ય સંસ્કૃતિ, લોકસત્તા અને સ્વાતંત્ર્યનાં તત્ત્વોની તુર્કસ્તાનમાં પ્રસાર કરવાની તરુણ તુર્કોની અભિલાષાને અનુમોદન આપી તુર્ક સૈન્યને તાલીમ આપવા માંડી, અને રાજ્યવ્યવસ્થામાં પણ સહાય કરવા માંડી. તેણે તો બર્લિનથી કૉન્સ્ટન્ટીનોપલ પર્યંત સળંગ આગગાડી કાઢી બગદાદ સુધી લઇ જવાનો મનસુબો કર્યો. રશિઆના ભયથી પૂર્વે ઇંગ્લેન્ડે તુર્કસ્તાનને સહાય કરી હતી તે હવે પોતાની મહત્ત્વાકાંક્ષાની તૃપ્તિને અર્થે જર્મનીએ કરવા માંડી. બાલ્કન રાજ્યોમાં પોતાનો હાથ રહે અને પશ્ચિમ એશિઆમાં જર્મન પ્રતિષ્ઠા જામે એવા કેસરના મનોરથ હતા.

જર્મન મહારાજ્યના ઉદયકાળથી વેપાર, ઉદ્યોગ, અને શિક્ષણની ખૂબ વૃદ્ધિ થતાં તેને સામુદ્રિક સત્તા મેળવવાનો લોભ ઉત્પન્ન થયો હતો. ઇ. સ. ૧૮૯૫ માં કીલની નહેર તૈયાર થતાં બાલ્ટિક અને ઉત્તર સમુદ્રો જોડાઇ ગયા. હવે જર્મનીએ લડાયક મનવારો અને સૈન્યની સંખ્યા વધારવા માંડી. પરરાજ્યોમાં તેની ધાક પડવા લાગી, અને ઈંગ્લેન્ડ જોડે સ્પર્ધા જામવા લાગી. ઇ. સ. ૧૯૧૧ માં મોરોક્કોના સુલતાને ફ્રાન્સના વર્ચસ્વથી કંટાળી તેની વિરૂદ્ધ ખટપટ કરવા માંડી. આ સંધિનો લાભ લઇ જર્મનીએ

આગાદીર બંદરે પેન્થર નામે લડાયક જહાજ મોકલી આપ્યું, પરંતુ ઈંગ્લેન્ડે પડકાર કર્યો કે તે તો ફ્રાન્સનો પક્ષ લેનાર છે. જર્મની પાછું હટયું અને ફ્રાન્સ અને ઈંગ્લેન્ડની મૈત્રી દૃઢતર બની. જર્મનીમાં ઈંગ્લેન્ડ પ્રત્યે દ્વેષ વધ્યો.

**મહાવિગ્રહના ભણકારાઃ**—તુર્કસ્તાનની નવી રાજ્યઘટનામાં પણ ખ્રિસ્તીઓ ઉપર તો જુલમ ઘટયો નહિ. મેસિડોનિયાના ખ્રિસ્તીઓએ ગેર-અમલથી ત્રાસી જઇને તુર્ક વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું એટલે એ પ્રસંગનો લાભ લઇને ઇટલીએ આફ્રિકામાં આવેલો તુર્ક અધિકાર નીચેનો ટ્રિપોલી પ્રાંત જીતી લીધો, (૧૯૧૧). આ જોઈ સ્ફૂર્તિમાં આવેલાં ગ્રીસ, બલ્ગેરિયા, સર્વિઆ, મોન્ટીનીગ્રો, આદિએ બાલ્કનસંઘ સ્થાપી તુર્કી સત્તા પર ફટકો મારવાની તૈયારી કરી, (૧૯૧૨). તેઓએ તુર્કોનો લગભગ સર્વ




યુરોપનાં બાલ્કાન રાજ્યો ૧૯૧૪

મુલક કબજે પણ કર્યો, પરંતુ થોડાજ સમયમાં તે રાજ્યોમાં પરસ્પર દ્વેષ ઉત્પન્ન થયો.

સર્વિઆ અને ગ્રીસે બલ્ગેરિઆ વિરૂદ્ધ યુદ્ધ પોકાર્યું એટલે બીજો બાલ્કન વિગ્રહ શરૂ થયો. રૂમાનિઆ ગ્રીસ જોડે પાછળથી ભળ્યું. આ અવ્યવસ્થાનો લાભ લઇ તુર્કીએ એડ્રિઆનોપલ અને પૂર્વ થ્રેસ ફરી મેળવી લીધાં. લંડનમાં મુખ્ય રાજ્યોની પરિષદ્ ભરાઇ અને બાલ્કન વિગ્રહની સમાપ્તિ થઇ. સર્વિઆને આડ્રિઆટિક પરનાં બંદરો અને આલ્બેનિઆ જોઇતાં હતાં, પરંતુ તે વાત ઑસ્ટ્રિઆને રૂચતી ન હતી; કેમકે એ સ્લાવ રાજ્ય સમૃદ્ધ થાય તો પોતાના રાજ્યના કેટલાક પ્રાંતોમાં વસતા સ્લાવોના મહત્ત્વાકાંક્ષા જાગૃત થાય અને તે સર્વ સંગઠિત થઇ નવીન સ્વતંત્ર રાજ્ય નિર્માણ કરી બેસે એવો તેને નિરંતર ભય રહ્યા કરતો હતો. આથી સર્વિઆને આડ્રિઆટિકમાં બંદર ન મળે તેવી તેણે ખટપટ કરવા માંડી અને આલ્બેનિઆને સ્વતંત્ર રાજ્ય તરીકે સ્વીકાર્યું. ઑસ્ટ્રિઆનું આ વર્તન સર્વિઆને શલ્ય સમું ખૂંચ્યું, અને રશિઆને પણ સ્લાવ રાજ્યને થએલા મર્મપ્રહારથી ઑસ્ટ્રિઆ પ્રત્યે રોષ ઉપજ્યો.

વીસમા શતકના આરંભમાં યુરોપમાં અનેક વિકટ પ્રશ્નો ઉત્પન્ન થયા અને રાજ્યોમાં પરસ્પર દ્વેષ વધ્યો. રશિઆને તુર્કસ્તાનનો નાશ કરવામાં જર્મનીની નડતર હતી, ફ્રાન્સને આલ્સાસ લોરેન પાછાં પ્રાપ્ત કરી જુના વિગ્રહનું વેર લેવું હતું, ઇટલીને ટ્રીએસ્ટ લેવામાં ઑસ્ટ્રિઆ વિઘ્નરૂપ હતું, જર્મનીને યુરોપમાં નેતૃત્વપદ અને સામ્રાજ્યસત્તાના સ્વપ્નો આવતાં હતાં, અને ઈંગ્લેન્ડને પોતાની નાવિક સત્તા ટકાવી રાખવી હતી. તુર્કસ્તાન અને ઑસ્ટ્રિઆ જેવા રાજ્યમાં રહેતા અનેક જાતિ અને ધર્મના લોકો પોતાનાં સ્વતંત્ર રાષ્ટ્રો બનાવવાની ઇચ્છા રાખતા થયા. જર્મનીની સામ્રાજ્યતૃષ્ણાને લીધે ફ્રાન્સ, રશિઆ, અને ઈંગ્લેન્ડ જોડે તેને વૈમનસ્ય થાય એ સ્વાભાવિક જ છે. બીજા દશકના આરંભમાં તો મુખ્ય રાજ્યોએ પ્રબળ બનવાની આશાએ જળસ્થળ સૈન્યો પર કાંકરાની પેઠે પૈસા વેરવા માંડયા. પોતાના મહત્ત્વના ટંટાઓનો નિકાલ શસ્ત્રની સહાયથી લાવવાનું જ્યાં રાજ્યોએ ધાર્યું હોય ત્યાં હેગનું આંતરરાષ્ટ્રીય ન્યાયમંદિર પણ શું કરી શકે? યુરોપ દારૂ ભરેલી સુરંગ જેવી સ્થિતિમાં હતો; ભડાકો થવા માટે માત્ર એક અગ્નિકણનીજ જરૂર હતી.

**મહાવિગ્રહનો પ્રારંભઃ—**ઇ. સ. ૧૯૧૪ ના જૂનની ૨૮મી તારીખે ઑસ્ટ્રિઆના યુવરાજનું બોસ્નિઆ પ્રાંતમાં આવેલા સારાજેવો શહેરમાં ખૂન થયું. આ હત્યા જોડે સર્વિઆની સરકારને ગુપ્ત સંબંધ છે એવો ઑસ્ટ્રિઆને સંશય આવતાં તેણે સર્વિઆને એક પત્ર લખી ચાર દિવસમાં તેનો સંતોષકારક ઉત્તર માગ્યો. ખૂનીઓને પકડી તેમને યોગ્ય શિક્ષા આપવાની ઑસ્ટ્રિઆની માગણી ગમે તેટલી ન્યાય્ય હોય, પરંતુ તે સ્વીકારવાથી સર્વિઆને પોતાનું સ્વાતંત્ર્ય હરાઇ જતું લાગ્યું. પરિણામે ઠરાવેલે સમયે ઉત્તર ન આવ્યો, એટલે જર્મનીની સહાયની ખાતરી કરીને ઑસ્ટ્રિઆએ સર્વિઆ વિરૂદ્ધ યુદ્ધ પોકાર્યું. બાલ્કન રાજ્યોમાં ઑસ્ટ્રિઆની નીતિ પ્રત્યે રોષની દૃષ્ટિ રાખનાર રશિઆએ પોતાના સ્લાવબંધુ સર્વિઆને સહાય આપવાની તત્પરતા દર્શાવી સૈન્યનો જમાવ કરવા માંડયો. જર્મનીએ રશિઆના આ કૃત્ય પ્રત્યે વિરોધ દર્શાવ્યો, પરંતુ રશિઆ તેને કયાં ગણકારે તેમ હતું ? જર્મનીએ રશિઆ વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું. ફ્રાન્સ તો રશિઆનું મિત્ર રહ્યું એટલે ભાઇબંધની ભીડમાં તેણે રશિઆની કુમકે ચડવા શસ્ત્ર સજ્યાં, ( ૨૭ ઑગસ્ટ ). પરંતુ ફ્રાન્સ સજ્જ થયા પૂર્વેજ તેનો પરાભવ કર્યાં પછી રશિઆની જુદી ખબર લઇ યુદ્ધનો સત્વર અંત આણી દેવો એવો ઠરાવ કરી જર્મનીએ ફ્રાન્સ ઉપર આક્રમણ કર્યું. ઇ. સ. ૧૮૭૧ના યુદ્ધમાં જર્મનીએ પૂર્વ દિશાએથી ચડાઇ કરી હતી, એટલે ત્યાર પછી તો ફ્રાન્સે ત્યાં કિલ્લાઓ બાંધી તે દિશા સુરક્ષિત કરી રાખી હતી. આથી આ સમયે ઇશાન કોણથી બેલ્જીયમમાં થઇને જવાનો તેણે નિશ્ચય કર્યો; જર્મનીના આ કૃત્યને બેલ્જીયમે સંમતિ આપવાની સ્પષ્ટ ના પાડી છતાંએ જર્મનીએ તો મદમાંજ પોતાનું સૈન્ય ત્યાંથી ચલાવ્યું. બેલ્જીયમનો કિનારો ઈંગ્લૅન્ડની નિકટ આવી જતો હોવાથી આત્મરક્ષણની વૃત્તિથી પ્રેરાઇને ઇ. સ. ૧૮૩૧માં યુરોપનાં મુખ્ય રાષ્ટ્રો પાસે તેણે કબુલાત લેવરાવી હતી કે તે દેશ જ્યાં સુધી તટસ્થ રહે ત્યાં સુધી કોઇ પણ રાજ્યે તેમાં યુદ્ધ સામગ્રી લઇ જવી નહિ કે યુદ્ધ વેળા પક્ષકારોએ તેમાં પ્રવેશ કરવો નહિ. જર્મનીએ તો આ તહનામાને 'કાગળનું ચીથરૂં' કહી તિરસ્કારી નાખ્યું. ઑસ્ટ્રિઆ અને સર્વિઆના ટંટાનો નિર્ણય હેગની ન્યાયસભા પાસે કરાવવાની સૂચના ઈંગ્લૅન્ડના પરરાજ્ય ખાતાના પ્રધાન સર એડવર્ડ ગ્રેએ કરી હતી, પરંતુ તે સ્વીકારવામાં આવી ન હતી; તેમાં વળી જર્મ-

નીચે બેલ્જીયમની તટસ્થતાનો તિરસ્કારપૂર્વક ભંગ કર્યો એટલે તો તે નાના રાજ્યના સંરક્ષણને અર્થે ઈંગ્લેન્ડે પણ જર્મની વિરૂદ્ધ યુદ્ધ જાહેર કર્યું, ( ૪થી ઑગસ્ટ, ૧૯૧૪ ). પાર્લમેન્ટે યુદ્ધનો યશસ્વી અંત લાવવા મોટી રકમ મંજુર કરી; લૉર્ડ કિચનરને યુદ્ધ ખાતાનો સૅક્રેટરી નીમવામાં આવ્યો, અને જેલિકો નામે નૌસેનાની પર નૌકાસૈન્યની વ્યવસ્થાનો ભાર નાખવામાં આવ્યો.

આ પ્રમાણે જર્મની અને ઑસ્ટ્રિઆનાં શત્રુરાજ્યોનો પરાજય કરવા માટે સર્વિઆ, રશિઆ, ફ્રાન્સ ઈંગ્લેન્ડ, બેલ્જીયમ વગેરે, રાજ્યો ઉદ્યુક્ત થયાં. પાછળથી બને પક્ષમાં તુર્કસ્તાન, અમેરિકા, ઈટલી, બલ્ગેરિઆ અને જાપાન ભળતાં જગતભરમાં આ દારૂણ રણસંગ્રામનો દાવાનળ પ્રજળી ઉઠયો. જ્યાં જ્યાં આ શત્રુમિત્રોનો સંબંધ થયો ત્યાં ત્યાં યુદ્ધ થવા લાગ્યાં. આપણે પ્રત્યેક રણાંગણનો નિરાળો વૃત્તાંત એક સાથેજ લઇશું. ફ્રાન્સની ઉત્તર સીમા પાસે જર્મન સામે અંગ્રેજ અને ફ્રેન્ચ સૈન્યો લડતાં હતાં, રશિઆની પશ્ચિમ સરહદ ઉપર જર્મન વિરૂદ્ધ રશિઅનોનો જંગ મચ્યો હતો, ઑસ્ટ્રિઆની દક્ષિણ અને પૂર્વ સીમાએ સર્વિઆ અને ઈટલીનાં સૈન્યો ઑસ્ટ્રિઅન સિપાઇઓ લેડે ઝપાટી બોલાવી રહ્યાં હતાં, અને મેસોપોટેમિઆ, મિસર, અને ડાર્ડનલ્સમાં અંગ્રેજ અને તુર્ક સૈન્યોનો ભેટો થયો હતો. આ ઉપરાંત ઉત્તર સમુદ્રમાં અંગ્રેજ અને જર્મન નૌકાસૈન્યો વચ્ચે ચકમક ઝરી રહી હતી, અને દક્ષિણ આફ્રિકામાં આવેલાં જર્મન સંસ્થાનો કબજે કરી લેવાના અંગ્રેજ અને હિંદી સૈન્યો પ્રયત્ન કરતાં હતાં.

**પશ્ચિમ રણાંગણ:**—લીજ, નામૂર અને એન્ટવર્પ ઈત્યાદિ કિલ્લાઓ સર કરતી જંગી જર્મન સેના ફ્રાન્સ તરફ જળધોધની પેઠે જવા નીકળી. મૉન્સ પાસે અંગ્રેજ અને ફ્રેન્ચ સેનાઓનો પરાભવ કરી તેણે સમગ્ર બેલ્જીયમને હસ્તગત કરી લીધું. વિજયાનંદમાં મસ્ત થએલા જર્મનો પેરિસથી પચાસ માઇલ દૂર આવી પહોંચ્યા, એટલે ફ્રેન્ચ સરકાર તો ભય પામીને પેરિસ છોડી બોર્ડો બંદરમાં જઇ ભરાઇ. પરંતુ પ્રસિદ્ધિ પામેલા અનેક હિંદી વીરોના પરાક્રમથી માર્ન નદીના યુદ્ધમાં જર્મન સૈન્ય હાર્યું, પાછું હઠયું, અને એન ( Aisne ) નદીની આસપાસના પ્રદેશમાં ખાઇ-

બંધી કરી ત્યાં પડાવ નાખી રહ્યું અંગ્રેજ—ફ્રેન્ચ સૈન્યોએ પણ ત્યાંજ પડાવ નાખ્યો અને ઉત્તર સમુદ્રથી સ્વિટ્ઝર્લૅન્ડની સરહદ સુધી ખાઇઓની જાળ પ્રસરી રહી. યુદ્ધના અંત સુધી ત્યાં આવી સ્થિતિ ચાલુ રહી. વચમાં વચમાં શત્રુની કમતાકાત કે ગફલતનો લાભ લઇ આ જંગી ફોજો તોપખાનું ચલાવતી કે હલ્લો કરતી, અને લાખો મનુષ્યોનો સંહાર કરતી. આવા કેટલાક હુમલા પ્રસિદ્ધ છે: એપ્ર ( Ypres ) પાસે જર્મનોએ કરેલો અંગ્રેજો ઉપર હુમલો ( એપ્રિલ–મે, ૧૯૧૫ ) ફ્રેન્ચો પર કરેલો વર્ડૂન પાસેનો હલ્લો ( ફેબ્રુ–એપ્રિલ, ૧૯૧૬ ), મિત્રરાજ્યોએ શત્રુ સૈન્ય જોડે કરેલું સોમ નદીના કિનારાનું યુદ્ધ ( મે, ૧૯૧૮ ). આવાં આક્રમણોમાં થોડો મુલક કબજે થાય, પરંતુ તેમ કરતાં અતિશય પ્રાણહાનિ અને ખર્ચ થાય અને યુદ્ધનો અંત આવવાનો રંગ દેખાય નહિ.

**રશિઅન રણાંગણ**:—આ તરફ એક જબરૂં રશિઅન સૈન્ય પૂર્વ-પ્રુશિઆ પર અને બીજું સૈન્ય ઑસ્ટ્રિઆ તરફ ચડી ચૂક્યું. હાં હાં કહેતામાં તો બર્લિન પડશે એમ તર્કો ઉઠવા લાગ્યા, પરંતુ અનુભવી અને કાબેલ જર્મન સેનાપતિ હિન્ડનબર્ગે અસાધારણ ચાતુરીથી ટેનનબર્ગના યુદ્ધમાં રશિઅન સૈન્યને દાંતમાં તરણાં લેવડાવ્યાં અને તેને પોતાના મુલકમાં પાછું હઠાવ્યું. ત્યાર પછી તેણે રશિઆમાં આવેલા લિથુનિઆ અને બાલ્ટિક પ્રાંત પર્યંત પોતાનું સૈન્ય પહોંચાડી દીધું. ઑસ્ટ્રિઆએ સર્વિઆનાં સંસ્થાનોનો કબજો લેવાના વ્યર્થ પ્રયત્નો કર્યા, ત્યાં તો રશિઅન સૈન્ય હંગરી ઉપર ધસી આવ્યું. ઑસ્ટ્રિઆને પાછું હઠતું જોઇ મૅકેન્સનની સરદારી નીચે જર્મન સૈન્ય મદદે આવી પહોંચ્યું, અને યુદ્ધનો રંગ પલટાઈ ગયો. રશિઅન સૈન્ય હાર્યું (૧૯૧૫), પાછું હઠયું અને મૅકેન્સને પોલેન્ડ પર આક્રમણ કર્યું. હવે ઉત્તરેથી હિન્ડનબર્ગ અને દક્ષિણેથી મૅકેન્સેને જોસભેર ધસારા કરવા માંડયા અને પોલેન્ડની રાજધાની વૉર્સૉ કબજે કરવામાં આવી, (૧૯૧૫). ઇ. સ. ૧૯૧૬ માં રૂમાનિઆ મિત્રરાજ્યો જોડે ભળ્યું. પરંતુ જર્મન ધસારા સામે ટકી રહેવાની તેનામાં શક્તિજ ક્યાં હતી? સમગ્ર રૂમાનિઆ ઉપર જર્મન સૈન્યો ફરી વળ્યાં. વળી રશિઆએ શત્રુઓની સામે થવાનો ફરી એક પ્રયત્ન કરી જોયો. સૈનિકોની મોટી સંખ્યા છતાં યુદ્ધસામગ્રીની ન્યૂનતાને લીધે થતા પરાભવનો અપયશ અપ્રિય થઇ પડેલા

શહેનશાહ ( ઝાર ) નિકોલાસ ર જાને શિરે પ્રજાએ ઢોળ્યો. રશિયામાં રાજ્યક્રાન્તિ થઈ, ઝારને પદભ્રષ્ટ કરી ઠાર કરવામાં આવ્યો, (માર્ચ, ૧૯૧૭) અને તરતજ ત્યાં બેબંધ અવ્યવસ્થાનું સામ્રાજ્ય વ્યાપ્યું; તેના વિશાળ સામ્રાજ્યના પાયા ડગમગવા લાગ્યા અને અંતે બોલ્શેવિકના નામથી પ્રસિદ્ધ માથાના ફરેલ ક્રાન્તિકારક કામદારોના હાથમાં સત્તા જઇ પડી. આવી આંતર અવ્યવસ્થાના સમયમાં શત્રુઓ જોડે યુદ્ધ કરવું અશકય હોવાથી રશિયાએ જર્મની અને ઑસ્ટ્રિયા જોડે સંધિ કરી લીધી ( ૩૭ માર્ચ, ૧૯૧૮ ). જર્મનીએ પૂર્વ રણાંગણમાંથી મુક્ત થએલા સૈન્યને પશ્ચિમ સરહદ ઉપર મોકલી દીધું.

**મેસોપોટેમિઆ અને ગેલીપોલી:**—અનેક કારણોથી ઈંગ્લેન્ડથી નારાજ થએલા તુર્કસ્તાને બાલ્કન યુદ્ધમાં જર્મનીએ આપેલી સહાયનું ઋણ અદા કરવા જર્મનીનો પક્ષ લીધો, (૧૯૧૪). ઈંગ્લેન્ડને સુએઝની નહેર સુરક્ષિત રાખવાની ચિંતા થઈ પડી. તરતજ તેણે મિસર ઉપરથી તુર્ક અધિરાજ્યનો દાવો ઉઠાવી લઇ તે દેશને પોતાનું 'સંરક્ષિત રાજ્ય' જાહેર કર્યું; તુર્કસ્તાન પ્રત્યે વલણ ધરાવનારા ખેદીવને પદભ્રષ્ટ કરી તેને સ્થાને રાજકુટુંબના બીજા પુરુષને ગાદી આપવામાં આવી. ડાર્ડનલ્સની સામુદ્રધુની કબજે કરી તુર્કસ્તાનનું નાક દબાવી દેવાનો મિત્રરાજ્યોએ ઠરાવ કર્યો, અને અંગ્રેજ નૌકાસૈન્યે પોતાનું વર્ચસ્વ સ્થાપવાનો આરંભ કર્યો, (૧૯૧૫). મિત્રરાજ્યોનું સૈન્ય ગેલીપોલી દ્વીપકલ્પમાં ઉતર્યું. બલ્ગેરિઆ, ગ્રીસ અને જર્મનીએ તુર્કસ્તાનને સહાય પહોંચાડી. આઠ માસ પર્યંત ચાલેલા આ યુદ્ધમાં મિત્રરાજ્યોનાં સૈન્યનું કશું વળ્યું નહિ; ઉલટી અસંખ્ય પ્રાણહાનિ થઇ અને આખરે તે સામુદ્રધુની લેવાના પ્રયત્નો અશકય ગણી તજી દેવા પડયા. આ સૈન્યો સેલોનિકામાં જઇ ઠર્યા.

આ દરમિઆન તુર્ક સામ્રાજ્યના મેસોપોટેમિઆ પ્રાંત ઉપર અંગ્રેજોએ આક્રમણ કર્યું ( નવેંબર, ૧૯૧૫ ). બસરા બંદરે હિંદનું સૈન્ય ઉતરીને મેસોપોટેમિઆ જવા ઉપડયું અને આ લડવીરો બગદાદ હમણાં લઇ લેશે એમ લાગ્યું, પરંતુ કુત-અલ-અમારામાં આ સૈન્યને તુર્કોએ ઘેરી લીધું, અને આખરે સેનાપતિ ટાઉનશેન્ડને શરણ થવાની ફરજ પડી, ( ૧૯૧૬ ).

ગેલીપોલી અને મેસોપોટેમિઆમાં પરાભવ પામેલાં મિત્રરાજ્યોના લશ્કરી તોરદોરનો પારો આમ નીચે ઉતર્યો.

**સામુદ્રિક યુદ્ધ:**—મહાયુદ્ધના આરંભમાંજ જાપાને તો ઈંગ્લેન્ડનો પક્ષ લઇ કિઆઉચાઉ નામે જર્મન થાણું કબજે કર્યું. એમડન નામે એક જર્મન જહાજે હિંદના કિનારા પર ગોળીબાર કર્યા, અને ઑસ્ટ્રેલિઆની સિડની નામે આરમારે તેનો નાશ કર્યો. આ તરફ અંગ્રેજ નૌકાસૈન્યની જાગૃતિને લીધે જર્મન કાફલો નિરુપયોગી થઇ પડયો, અને જર્મનીનો પરદેશો જોડેનો વેપાર બંધ પાડયો. જર્મનીએ પણ ઈંગ્લેન્ડને હંફાવવા માટે ઉત્તર સમુદ્ર અને અંગ્રેજી ખાડીમાં સુરંગો પાથરી, અને જળડૂબી નૌકા ( Submarine ) વડે વહાણો ડુબાવવાનો ઉદ્યોગ આદર્યો. આ ઉપરાંત તેણે વિમાનોમાંથી ગોળા ફેંકી શહેરોનો નાશ કરવા માંડયો; લોકોમાં ત્રાસ વર્ત્યો, પુષ્કળ પ્રાણહાનિ થઇ અને માલમત્તાનું નુકસાન થયું. આ પ્રમાણે સામુદ્રિક વર્ચસ્વ માટેની સ્પર્ધા માટેનો નિર્ણય આખરે જટલેન્ડ પાસેના જબરા યુદ્ધમાં થયો. જર્મન નૌકાબળ પાછું હઠયું, અને નિશ્ચિત જય તો કોઈ પક્ષનો થયો નહિ, છતાં ઈંગ્લેન્ડ પર સવારી કરવાની અને સામુદ્રિક શ્રેષ્ઠતા મેળવવાની જર્મન મહત્ત્વાકાંક્ષાનો અંત આવ્યો. જર્મનીનાં સંસ્થાનો જોડે તેનો સંબંધ તૂટી જવાથી તેના શત્રુઓને અનુકૂળતા થઇ ગઇ: કિઆઉચાઉ જાપાનને હાથ પડયું, પેસિફિકનાં સંસ્થાનો ઑસ્ટ્રેલિઆ અને ન્યૂ ઝીલેન્ડે લીધાં, આફ્રિકાનાં સંસ્થાનો મિત્રરાજ્યોએ હસ્તગત કર્યા, અને પૂર્વ આફ્રિકાનાં જર્મન સંસ્થાનો હિંદી અને દક્ષિણ આફ્રિકાના સૈન્યે મળી જીતી લીધાં.

**ઇટલી અને ગ્રીસ:**—યુદ્ધના આરંભમાં તટસ્થ રહેલા ઇટલીએ ઑસ્ટ્રિઅન હકુમતમાં રહેતી ઇટાલિયન વસ્તીવાળાં ટ્રેન્ટ અને ટ્રિએસ્ટ લેવા માટે ઑસ્ટ્રિઆના સૈન્યને રોકી રાખવા જેટલી તો સેવા જરૂર કરી. ઇ. સ. ૧૯૧૭માં જર્મન સૈન્યની સહાયથી ઑસ્ટ્રિઆએ ઇટલીને હરાવ્યું પરંતુ ઍંગ્લો-ફ્રેન્ચ સૈન્ય આવી પહોંચવાથી શત્રુઓનાં સૈન્યોને પાછા ફરવું પડયું.

ગ્રીસે પણ પ્રથમ તો તટસ્થતા રાખી. પછી તો સેલોનિકામાં મિત્રરાજ્યોનું સૈન્ય આવી ઉતર્યું; સર્વિઆને ઑસ્ટ્રિઆથી છોડાવવામાં ગ્રીસની

સત્તાઓની મિત્રરાજ્યો અપેક્ષા રાખવા લાગ્યાં, રાજા કૉન્સ્ટન્ટાઇન જર્મનીને સહાય આપવા ઉત્સુક હતો, અને પ્રધાન વેનિઝેલૉસ મિત્રરાજ્યોનો પક્ષપાતી હતો. આખરે રાજા પદભ્રષ્ટ થયો, અને ગ્રીક સૈન્ય સેલોનિકામાં પડેલા સૈન્યને જઇ મળ્યું. પરંતુ આ સૈન્યોનું ઑસ્ટ્રિઅન અને બલ્ગેરિઅન સૈન્યો પાસે કશું ચાલ્યું નહિ.

**ઇંગ્લૅન્ડની આંતરસ્થિતિ:**—મહાયુદ્ધના આરંભે લિબરલ પક્ષનો એસ્ક્વિથ પ્રધાનપદે હતો. યુદ્ધનો યશસ્વી અંત આણવાને માટે પક્ષભેદ તજી દેશના સર્વ બુદ્ધિધનનો ઉપયોગ કરવાના સ્તુત્ય હેતુથી પ્રધાનમંડળની પુનર્રચના કરી તેમાં કૉન્ઝર્વેટિવ અને મજુર પક્ષના નેતાઓને પણ લેવામાં આવ્યા (૧૯૧૫) આ સંયુક્ત પ્રધાનમંડળમાં બોનરલૉ અને બાલ્ફર સંસ્થાન અને નૌકાખાતામાં મંત્રીપદે આવ્યા. યુદ્ધ સામગ્રી અને દારૂગોળાની ન્યૂનતા પૂરી પાડવા માટે ઉત્સાહી અને કાર્યદક્ષ લૉઇડ જ્યૉર્જના ઉપરીપદે એક જુદું મંડળ નીમવામાં આવ્યું. હવે ઇંગ્લૅન્ડે ઉત્સાહપૂર્વક યુદ્ધ ચલાવ્યું, સંસ્થાનોએ તેને આ ભીડમાં સહાય કરી, અને હિંદી સૈન્ય ફ્રાન્સ, મેસોપોટેમિઆ અને આફ્રિકાનાં મેદાનોમાં હાથ બતાવી રહ્યું, સામ્રાજ્યનાં સર્વ અંગોને સહકાર, સહાય અને સૂચના મેળવવા. ઇ. સ. ૧૯૧૭ માં સામ્રાજ્ય પરિષદ્ મેળવવામાં આવી.

દરમિયાન સ્વેચ્છાથી જોડાનાર સૈનિકોની સંખ્યા અલ્પ થતી જતી લાગવાથી ફરજિઆત લશ્કરી ભરતીનો કાયદો પસાર કરવામાં આવ્યો, (૧૯૧૬). આયર્લૅન્ડને આ કાયદો લાગુ પાડવામાં ન આવ્યો. ત્યાર પછી સિનફિન પક્ષની પ્રેરણાથી આયર્લૅન્ડમાં બંડ ઉઠયું, પરંતુ તે સત્વર શમાવી દેવામાં આવ્યું. વળી જટલૅન્ડના યુદ્ધ બાદ લૉર્ડ કિચનર સમુદ્રમાર્ગે રશિઆ જવા નીકળ્યો, પરંતુ ઑર્કની દ્વીપ પાસે જર્મનોએ મૂકેલી સુરંગ જોડે તેનું જહાજ અથડાવવાથી તેણે જલસમાધિ લીધી, એટલે લૉઇડ જ્યૉર્જને તેને સ્થાને નીમવામાં આવ્યો. આશાવાદ અને કાર્યદક્ષતાને લીધે પ્રધાનમંડળમાં તેની પ્રતિષ્ઠા વધી ગઈ. આ વર્ષમાં મિત્રરાજ્યો પર સંકટોની પરંપરા આવી. યુદ્ધ સંબંધી બાબતોનો સત્વર નિર્ણય લાવવા માટે લૉઇડ જ્યૉર્જે એક સ્વતંત્ર યુદ્ધમંડળ રચી એસ્ક્વિથનું નામ તેમાંથી કાઢી નાખ્યું, એટલે એ અપમાનથી ઉત્તેજીત થઇને તેણે રાજીનામું આપ્યું. હવે લૉઇડ જ્યૉર્જ મુખ્યમંત્રી બન્યો. તેણે પોતાના કૉન્ઝર્વેટિવ

મિત્રોને અધિકારે ચડાવ્યા. યુદ્ધમંડળ સ્થાપ્યું, પરંતુ ખરી સત્તા તો પોતાને હસ્તક રાખી એકતંત્રી રાજ્ય ચલાવવા માંડયું. તેણે દેશમાં નવું જોમ અને ઉત્સાહ પ્રકટાવ્યાં.

**અમેરિકા જોડાયું:**—જર્મનીએ તો ઉત્તર સમુદ્રમાં સુરંગ પાથરી ઇંગ્લેન્ડના વેપારને ધક્કો પહોંચાડવા માંડયો હતો. તેમાં વળી ઇ. સ. ૧૯૧૫માં તેણે અમેરિકાની કુનાર્ડ કંપનીની લુસિટાનિઆ નામે આગબોટ ડુબાડી દીધી, તેમાં અસંખ્ય ઉતારૂઓ ડુબી ગયાં અને બીજું પણ ભારે નુકસાન થયું, એટલે સંયુક્ત સંસ્થાનોના પ્રમુખ વુડરો વિલ્સને રોષમાં આવી જર્મનીને કડક પત્ર લખ્યો; જર્મનીએ હવેથી સાવધાની રાખવાનું તેને આશ્વાસન પણ આપ્યું, પરંતુ ત્યાર પછી ઇંગ્લેન્ડે ડેન્માર્ક, હોલેન્ડ આદિ તટસ્થ રાજ્યોનાં વહાણોને જર્મનીને અનાજ પહોચાડતાં અટકાવવાનો નિશ્ચય કર્યો; ભૂખમરાના સંકટની શંકાથી વ્યાકુળ બનેલા જર્મનીએ બ્રિટિશ ટાપુઓની આસપાસના સમુદ્રને યુદ્ધક્ષેત્રમાં આવેલો જાહેર કરી જળડૂબી નૌકાનું અનિરૂદ્ધ યુદ્ધ શરૂ કરી ઠેરઠેર સુરંગો પાથરી અને વેપારી વહાણોને પણ ડુબાડી દઇ મિત્રરાજ્યો જોડેના તટસ્થ રાજ્યોના વેપારને નિર્જીવ કરી નાખ્યો. અમેરિકાએ આ પદ્ધતિનો વિરોધ કર્યો, પરંતુ જર્મનીએ તે પર લક્ષ આપ્યું નહિ. જ્યારે અમેરિકન વેપારી વહાણોનો નાશ થવા લાગ્યો, અને જર્મનીની પ્રેરણાથી અમેરિકામાં કાવતરાં રચાવા લાગ્યાં, ત્યારે વિલ્સને જર્મની વિરૂદ્ધ યુદ્ધ પોકાર્યું, (૧૯૧૭). રાજ્યક્રાન્તિમાં ઘેરાએલા રશિઆની સહાય વિનાનાં થઇ પડેલા મિત્રરાજ્યોને અમેરિકાનાં તાજાં, તાલીમ પામેલાં સૈન્ય અને અઢળક સાધનોની સહાય અણમૂલી થઇ પડી.

પ્રચંડ અમેરિકન સૈન્યની કુમક આવ્યા પહેલાંજ મિત્રરાજ્યોને હરાવી દેવાની આશાએ જર્મનીએ એક વધારે પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેમાં તેને યશ મળ્યો નહોતો. ઇંગ્લેન્ડને ભૂખે મારવાના મનોરથ લૉઇડ જ્યોર્જની કાર્યદક્ષતાએ તોડી પાડયા; જર્મનો આમીઆં લેવા દોડયા પરંતુ તેમાં પણ નિષ્ફળ થયા, પછી દક્ષિણ તરફથી હલ્લો કરવાની આશાએ જર્મનોએ ધસી આવી માર્ન નદીનો તટ કબજે કર્યો (મે, ૧૯૧૮). પરંતુ તે પૂર્વે તો અમેરિકન સૈન્ય ફ્રાન્સમાં આવી પહોંચ્યું.

**પૂર્ણાહુતિ:**—આવી કઠણ પરિસ્થિતિ આવી પડે તો તેનું સત્વર નિવારણ કરવાને માટે પશ્ચિમ રણાંગણ પરનું સર્વ સૈન્ય એક આધિપત્ય

નીચે રાખવાની લૉઇડ જ્યૉર્જની સૂચનાથી ફ્રેન્ચ સેનાની માર્શલ ફૉશને અંગ્રેજ અને ફ્રેન્ચ સૈન્યનો ઉપરી નીમી સર ડગલસ હેગને તેની જોડે રાખવામાં આવ્યો.

ત્રણચાર વર્ષના આ ભયંકર અને અપૂર્વ વિશ્વવિગ્રહથી યુધ્યમાન રાજ્યો થાકી ગયાં હતાં; પ્રાણ અને દ્રવ્યની હાનિનો તો હિસાબજ રહ્યો નહતો, તેમાં વળી અમેરિકા મિત્રરાજ્યો જોડે ભળ્યું એટલે હવે તેમને જીતવાનું કાર્ય શત્રુઓને મન અશક્ય જણાવા લાગ્યું, અને જર્મનીનાં સહકારી રાજ્યોએ મિત્રો જોડે સંધિ કરવાની દોડધામ કરવા માંડી. આ બાજુ મિત્રોની સ્થિતિ આશાસ્પદ બનતી જતી હતી. મૉડ અને માર્શલ સેનાપતિઓએ મેસોપોટેમિઆ જીતી લઇ અંગ્રેજ પ્રતિષ્ઠા પાછી સ્થાપી; જનરલ એલન્બીએ હિંદી અને સંસ્થાનોના સૈન્યની વહારથી પેલેસ્ટાઇનમાં ઉતરી જેરૂસલેમ આદિ નગરો કબજે કર્યાં, અને બીજી તરફથી સેલોનિકામાં રહેલાં સૈન્યોએ બલ્ગેરિઆનો પરાભવ કર્યો. તુર્કસ્તાન અને બલ્ગેરિઆએ મદદની આશા મૂકી મિત્રરાજ્યો જોડે તહનામાં કર્યાં, (ઑક્ટોબર, ૧૯૧૮). હંગરીમાં જોસબંધી ચાલેલી રાષ્ટ્રીય ચળવળથી બેહાલ બનેલા ઑસ્ટ્રિઆએ વિલ્સનની સૂચના સ્વીકારી યુદ્ધમાંથી નિવૃત્તિ લીધી, (૩ જી નવેંબર, ૧૯૧૮). મિત્રોના પરાભવથી વિકટ સ્થિતિમાં આવી પડેલા જર્મનીમાં ખળભળાટ થયો, નૌકાસૈન્યે બંડ ઉઠાવ્યું અને લોકમત અને સમયનો વિચાર કરી શહેનશાહ વિલિયમ રાજાએ રાજપદનો ત્યાગ કરી હૉલૅન્ડમાં દેશવટો લીધો. કાયમની સંધિ થતાં સુધી હ્રાઇનના ડાબા તીર પરના મુલકમાં મિત્રરાજ્યોનાં સૈન્યને રહેવા દેવાની, અને યુદ્ધસામગ્રી હવાલે કરી દેવાની ફૉશે કરેલી સરતો સ્વીકારી જર્મનીએ યુદ્ધવિરામની યાચના કરી, (૧૧મી નવેંબર, ૧૯૧૮).

ઝેરી હવા, હૉવિટ્ઝર તોપો, વિમાનો આદિ ભૌતિક શાસ્ત્રોની શોધો વડે ઉપજાવવામાં આવેલાં સાધનોની સંહારક શક્તિનો પ્રથમ પરિચય કરાવનાર આ મહાવિગ્રહ બંધ થયો, યુરોપનાં કેટલાંએ રાજ્યો વેરાન થઇ ગયાં, કેટલાંક રાજ્યો છિન્નભિન્ન થઇ ગયાં અને કેટલીક પ્રજામાંથી ઉપપ્રજાઓ ફૂટી નીકળી. ૧૧૦૦૦,૦૦૦ મનુષ્યોના રૂધિરમાંસનું તો પૃથ્વીમાતાને ખાતર મળ્યું.

વર્સેલ્સની સંધિ—ઇ. સ. ૧૯૧૯ ના આરંભમાં લૉઇડ જ્યૉર્જ,

ફ્રેન્ચ પ્રધાન ક્લેમેન્શો, વુડરો વિલ્સન આદિ મુખ્ય રાજ્યોના પ્રતિનિધિઓ પેરિસમાં એકઠા થયા અને પાંચ માસ પર્યંત ચાલેલી મસલતને પરિણામે વર્સેલ્સના આયના મહેલમાં તેમણે જર્મન પ્રતિનિધિઓ જોડે સંધિ કરી: તેમાં ઠરાવવામાં આવ્યું કે જર્મનીએ આફ્રિકાનાં સંસ્થાનો અંગ્રેજોને સોંપી દેવાં, આલ્સાસ અને લોરેન પ્રાંતો ફ્રાંસને પાછા આપી દેવા; ડેન્ઝિગ બંદર પોલૅન્ડને આપવું, અને યુદ્ધદંડની ભારે રકમ મિત્ર-રાજ્યોને આપવી. આ રકમ ઠરાવવા માટે એક કમિશન નીમવામાં આવ્યું. આ દંડ ભરવામાં જર્મની શઠતા કે વિલંબ ન કરે તે ખાતર તેના ઉદ્યોગના કેન્દ્રસ્થાન સમા રૂહર પ્રાંતમાં ફ્રેન્ચ સૈન્ય પડી રહે એમ ઠરાવવામાં આવ્યું. કેટલાક શતકથી રશિઆ, ઑસ્ટ્રિઆ અને જર્મની વચ્ચે વિભક્ત થએલા પોલૅન્ડને રાષ્ટ્રીય આકાંક્ષા અનુસાર સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું; ઑસ્ટ્રિઆ અને હંગરીના નિરાળાં રાજ્યો કરવામાં આવ્યાં. તે ઉપરાંત ઑસ્ટ્રિઆના કેટલાંક પ્રાંતો અલગ કરી ઝિકોસ્લાવિઆ અને યુગોસ્લાવિઆ નામે બે નવા રાજ્યો નિર્માણ કરવામાં આવ્યાં, તુર્ક સામ્રાજ્યમાંથી મેસોપોટેમિઆ અને સીરિઆ ઈંગ્લેન્ડ અને ફ્રાન્સનાં વર્ચસ્વ નીચે આવ્યાં, અને મેસિડોનિઆ ગ્રીસને મળ્યો. આમ જગતનો રાજકીય નકશો પલટી ગયો.

**પ્રજાસંઘ:**—અનિષ્ટમાંથીએ ઇષ્ટ નીપજે છે. વુડરો વિલ્સનના આગ્રહથી વર્સેલ્સની સંધિના એક અંશ તરીકે પ્રજાસંઘ (League of Nations)ની સ્થાપના કરવામાં આવી. "આંતરરાષ્ટ્રીય સહકારને ઉત્તેજન આપવા, અવિગ્રહનીતિનો સ્વીકાર કરી દેશની શાંતિ અને સલામતીમાં વૃદ્ધિ કરવા, પ્રજાપ્રજાઓ વચ્ચે ન્યાય્ય અને સંમાન્ય સંબંધ જાળવવા, આંતરરાષ્ટ્રીય કાયદાને આધારે રાજ્યોના પરસ્પર વ્યવહાર ચલાવવા, ન્યાય જાળવવા, અને સંગઠિત પ્રજાઓ જોડેના વ્યવહારમાં થએલી સર્વ સંધિને માન આપવા"ના સ્તુત્ય ઉદ્દેશથી ૨૭ રાજ્યો આ સંઘમાં પ્રથમ જોડાયાં; હાલ તો તેમની સંખ્યા વધીને ૫૫ જેટલી થઇ છે. આ સંઘના સભ્યો પોતાના કલહોનો શાંતિથી યુદ્ધ વિના નિર્ણય આણવા કબુલ થયા છે, છતાં કોઇ રાજ્ય હઠીલું

-થાય તો તેની જોડે ઉદ્યોગ અને વ્યાપારના સંબંધ બંધ કરી તેની સાન ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરવાની છૂટ છે. રાજ્યોની સુલેહસામથી ઓછી કરાવી વિગ્રહનો સંભવ ટાળી દેવો એ તેની કાર્યદિશા છે. મેસોપોટેમિઆ, પેલેસ્ટાઇન અને જર્મન સંસ્થાનો જેવા જીતાએલા પ્રદેશો પર રાજ્ય ચલાવી તે દેશના લોકને સ્વરાજ્યને યોગ્ય બનાવવાનો તે યુરોપનાં રાજ્યોને આદેશ (Mandate) આપે છે.

આ સંઘની ઘટનાના ત્રણ ભાગ પડે છે: (૧) સર્વ સભાસદોની પરિષદ્ (Assembly), (૨) મુખ્ય રાજ્યોની મંત્રણાસભા, અને (૩) સંઘની કાયમી કચેરી. સંઘનું મથક જીનિવા છે.

વર્તમાન ઇતિહાસઃ—ઇ. સ. ૧૯૧૬ માં લૉઇડ જ્યૉર્જે સ્થાપેલા પાંચ સભ્યોના યુદ્ધ-મંત્રીમંડળમાં ઇ. સ. ૧૯૧૭ થી સંસ્થાનોના મુખ્ય પ્રધાનોને પણ દાખલ કરવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૯૧૯ માં યુદ્ધની સમાપ્તિ થયા પછી આ મંત્રીમંડળ રદ કરી ફરીથી પુરાતન પદ્ધતિના ૨૦–૨૨ પ્રધાનોના મંડળને રાજ્યવહીવટ સોંપવામાં આવ્યો.

મહાયુદ્ધનો યશસ્વી અંત લાવવાથી લોકપ્રિય બનેલો નીતિનિપુણ લૉઇડ જ્યૉર્જ ઇ. સ. ૧૯૧૮ માં પાર્લમેન્ટની નવી વરણી થઈ તેમાં પણ સંયુક્ત પ્રધાનમંડળનો નેતા થઈ રહ્યો, પરંતુ હવે એક પક્ષનુંજ મંત્રીમંડળ રચાવું જોઈએ એવી વૃત્તિ જોર પકડવા લાગી હતી. વળી મહાવિગ્રહ પછી યુરોપના મામલામાં સ્થિરતા અને શાંતિ આણવા માટે તેણે સ્વીકારેલી નીતિ તેના કૉન્ઝર્વેટિવ મિત્રોને અણગમતી હતી, એટલામાં તુર્કસ્તાને ગ્રીસનો પરાભવ કર્યો[1] એટલે તેના

---

૧ તુર્કસ્તાન જોડે સેવર્સ ગામે ઈ. સ. ૧૯૨૦ માં સંધિ કરવામાં આવી. તેમાં કૉન્સ્ટન્ટિનોપલ અને આસપાસના થોડા મુલક સિવાય તેના સર્વ રાજ્યને વહેંચી દેવામાં આવ્યું. તુર્કોને આ સંધિ હીણપત લગાડનારી લાગી એટલે કમાલપાશા નામે સાહસિક યોદ્ધાની આગેવાની નીચે તેમણે એ

વિરોધીઓનું પ્રાબલ્ય વધ્યું, અને તેણે રાજીનામું આપવું પડયું. (ઑક્ટોબર, ૧૯૨૨.)

૭ વર્ષ પર્યંત રહેલા આ મિશ્ર પ્રધાનમંડળે ઘણાં ઉપયોગી કાર્યો કર્યાં છે. ઇ. સ. ૧૯૧૮ ના પાર્લમેન્ટનો કાયદો પસાર કરી મતદારોની સંખ્યા વધારી અને સ્ત્રીઓને પણ મતાધિકાર આપવામાં આવ્યો.[1] મહાવિગ્રહ પૂર્વે સ્ત્રીઓને મત આપવાનો એક વ્યર્થ પ્રયત્ન કરવામાં આવ્યો હતો. યુદ્ધ દરમિઆન તેમણે જે ઉત્સાહ અને દેશપ્રીતિપૂર્વક ઘરધંધા, યુદ્ધસામગ્રી અને કારખાનામાં કામ કરી રણે ચડેલા પુરુષોની ખોટ પૂરી પાડી તેનો યોગ્ય બદલો આપવોજ જોઇએ એવો લોકમત થવા લાગ્યો હતો. આથી ૩૦ વર્ષ ઉપરની સ્ત્રીઓને મત આપવાનો હક મળ્યો. આ ઉપરાંત દેશસેવામાં જીવન સોંપું

---

સંધિ વ્યર્થ કરવાના પ્રયત્ન કર્યાઃ એશિઆ માઇનરમાં આવેલા એંગોરામાં સ્વતંત્ર તુર્ક સરકાર સ્થાપી તેણે સ્વાતંત્ર્ય અને રાજ્ય માટે ઝગડો કરવો શરૂ કર્યો. એશિઆ માઇનર ગ્રીસને મળ્યું હતું, એટલે ગ્રીક લોકો તુર્કની સામે થયા. કમાલે રશિઆની સહાયથી ગ્રીકોને એશિઆ માઇનરમાંથી હઠાવ્યાઃ પછી તેણે કોન્સ્ટન્ટિનોપલ લીધું. આ પૂર્વે ફ્રાન્સે તો કમાલ જોડે સંધિ કરી લીધી હતી તેથી, તેમજ કમાલના પરાક્રમથી મિત્રરાજ્યોને લોઝેન મુકામે તુર્કો જોડે નવી સંધિ કરવી પડી. આઠ માસની ચર્ચા પછી તુર્કોને એશિઆ માઇનર અને યુરોપમાં પૂર્વ થ્રેસ મળ્યાં. લૉઇડ જ્યૉર્જ ગ્રીક લોકોના પક્ષપાતી હતો.

૧ આવો મતાધિકાર મેળવવા માટેની ચળવળ તો ઇ. સ. ૧૯૦૬ થી શરૂ થઇ હતી. કેટલીક ઉદ્દામ વિચારની મતાભિલાષી સ્ત્રીઓએ તો સભાઓ તોડવાના, બારણાં અને કાચ ભાગવાના અને બીજા એવાજ ઉપાયો લેવા માંડયા. સરકારે આવી તોફાની સ્ત્રીઓને બંદીખાનું સેવડાવવા માંડયું, એટલે તેમણે ત્યાં ઉપવાસ કરવા માંડયા. બીજી કાયદેસર ચળવળ તો ચાલુજ હતી. ઇ. સ. ૧૯૧૨–૧૩ માં સ્ત્રીઓને મતાધિકાર આપવાના ખરડાની વિરૂદ્ધ એસ્કિવથ પોતેજ થયો એટલે તે પસાર થયો નહિ.

કરનારા અસંખ્ય સૈનિકો, ખલાસીઓ અને કામદારોને પણ રાજ્યતંત્રમાં ભાગ આપવો જોઇએ એ સ્વાભાવિક છે એમ મનાવા લાગ્યું હતું. મતાધિકારના વિસ્તારની સાથે મતાધિકારનો હક, મતદારોની નોંધ, વરણીનું ખર્ચ અને પદ્ધતિ, જગાઓની વહેંચણુ ઇત્યાદિ વિષે પણ યોગ્ય સુધારા કરવામાં આવ્યા.[1]

આ ઉપરાંત આ પ્રધાનમંડળે મહાવિગ્રહનો અંત આણ્યો. (જૂન, ૧૯૧૯). હિંદના રાજ્યતંત્રની સુધારણાનો કાયદો પસાર કર્યો (૧૯૧૯), અને આઇરિશ ફ્રી સ્ટેટનો કાયદો કરી આયર્લેન્ડના પ્રશ્નનો સમાધાનકારક નિર્ણય કર્યો.

લૉઇડ જ્યૉર્જના ગયા પછી શુદ્ધ કૉન્ઝર્વેટિવ પક્ષ અધિકારમાં આવતાં બોનર લૉ મુખ્યમંત્રી થયો. ત્યાર પછી થએલી પાર્લમેન્ટની નવી વરણીમાં પણ એ પક્ષ બળવાન્ રહ્યો. માત્ર મજુરપક્ષની સંખ્યા ૭૩ ની હતી તે વધીને ૧૪૨ની થઇ. થોડા સમયમાં તો બોનર લૉ મરણ પામ્યો એટલે તેના પછીનો અગ્રેસર બાલ્ડવીન મંત્રીપદે આવ્યો, (૧૯૨૩).

દેશમાં વધી પડેલી બેકારી અને મહાવિગ્રહે વેપારમાં આણેલી મંદતાના કઠણ પ્રશ્નોનાં નિરાકરણ કરવાનું કાર્ય નવા પ્રધાનને શિરે આવી પડયું. સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન આપી બેરોજગારી ટાળી દેવી હોય તો વીસ વર્ષ પૂર્વે ચેંબર્લેને આગળ કરેલી સંરક્ષકનીતિ સ્વીકારી નિરંકુશ વેપાર બંધ કરી દેવો જોઇએ એમ વડો પ્રધાન કહેવા લાગ્યો અને તે પ્રમાણે તેણે પોતાની રાજનીતિ ઘડવા માંડી, એટલે

---

૧ હકપ્રાર્થીઓએ માગેલો સાર્વજનિક મતાધિકાર ક્રમ થતો જતો હતો તે જોવા જેવું છે. ૧૮૩૨ ના કાયદાથી મતદારોની સંખ્યા સાડાચાર લાખની થઇ, ૧૮૬૭ ના કાયદાથી દશ લાખની, ૧૮૮૪ ના કાયદાથી વીસ લાખ મતદાર વધ્યા: ૧૯૧૮ ના કાયદાથી ૮૦ લાખ મતદારોની સંખ્યા વધીને ૨ કરોડની થઈ.

મજુર અને લિબરલ પક્ષો વિરુદ્ધ પડવા લાગ્યા. પાર્લમેન્ટ બરખાસ્ત કરી પ્રજાસમક્ષ આ પ્રશ્ન મૂકવામાં આવ્યો. નવી પાર્લમેન્ટમાં પણ તેનો સ્પષ્ટ નિર્ણય ન થયો; મજુરપક્ષના ૧૫૧, લિબરલના ૧૫૫ અને કોન્ઝર્વેટિવ પક્ષના ૨૫૫ સભ્યો આવ્યા, (૧૯૨૦). લિબરલોના નેતા એસ્કિવથે મજુરોને સાથ દેવાનો નિર્ણય કર્યો એટલે તે પક્ષ અધિકારમાં આવ્યો અને રામ્સે મેકડોનલ્ડ મુખ્ય પ્રધાન થયો, (જાન્યુઆરી, ૧૯૨૪). પરંતુ પરબળે સત્તા પામેલામાં તાકાત કેટલી હોય ? કોઇ પણ પ્રશ્ન સંબંધમાં જોરદાર નીતિ ચલાવવાની તેનામાં શક્તિજ ન હતી, છતાં તેણે ફ્રાન્સની સહાયથી યુરોપમાં શાંતિ આણવાનો પ્રયત્ન કર્યો અને જર્મનીનું કરજ નિયમિત અને વ્યવસ્થિત રીતે વસુલ લેવાની ચતુર યોજના કરી. દુર્દશામાં આવી પડેલ રશિઆને નાણાં ધીરી તેનો ઉદ્ધાર કરવાની મેકડોનલ્ડની ઇચ્છા હતી, પરંતુ બીજા બંને પક્ષો તેની વિરુદ્ધ પડયા. એક કમ્યુનિસ્ટ વર્તમાનપત્રમાં પ્રકટ થએલી કેટલીક બાબતો અને મિસર અને સુદાનમાં સરકારે સ્વીકારેલી નીતિ તેમને રુચતી ન હતી, એટલે અધિકારે આવ્યા પછી દસ માસમાં તો મેકડોનલ્ડે પાર્લમેન્ટ બરખાસ્ત કરી પ્રજામત જાણવાની ઇચ્છા કરી. નવી પાર્લમેન્ટમાં ૪૧૩ કોન્ઝર્વેટિવ ૧૫૦ મજુરપક્ષના અને ફક્ત ૪૦ લિબરલ પક્ષના સભાસદો આવતાં મેકડોનલ્ડનો અમલ ઉતર્યો, અને સ્ટેનલી બાલ્ડવિનના હાથમાં પુનઃ ઇંગ્લેન્ડનું રાજ્યસૂત્ર આવ્યું, ( મે, ૧૯૨૫ ). દેશના અને યુરોપના જે અનેક પ્રશ્નો ત્વરિત નિર્ણય માગી રહ્યા છે તેમના પ્રત્યે આ પ્રધાને કઇ નીતિ ધારણ કરી તે તો ભવિષ્યનો ઇતિહાસકાર કહેશે.

# પ્રકરણ ૧૧ મું.

## સામ્રાજ્યનો વિકાસ.

### ૧. હિંદુસ્તાન.

દક્ષિણમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે ચાલેલી સ્પર્ધાનું પરિણામ તો આપણે જાણીએ છીએ. તે વેળા કર્ણાટકનો નવાબ અને નિઝામ એ બે અંગ્રેજોના સ્નેહી હતા, અને કંપની પાસે ઉત્તરસરકાર, કલકત્તા, મુંબઇ અને મદ્રાસની આસપાસનો થોડો પ્રદેશ હતો. ત્યાર પછી બંગાળ બિહાર અને ઓરિસ્સા પ્રાંતોના કર વસુલ કરવાની કંપનીને સત્તા મળી એટલે ત્યાં પણ કંપનીનો પરોક્ષ અધિકાર થયો. બંગાળાના નવાબ મીરજાફર પછી આવેલા મીરકાસમે કંપની જોડે સંબંધ બગાડયો, અને અયોધ્યાના નવાબ જોડે મળી અંગ્રેજો સામે યુદ્ધ કર્યું, પરંતુ બક્સરના યુદ્ધમાં તે હાર્યો. હવે કંપનીનો બંગાળા જેવા સધન પ્રાંત પર પૂર્ણ અમલ જામ્યો, અને કલાઇવ સુબો થયો. તેણે કંપનીના નોકરોની રૂશ્વતખોરી મજબુતીથી દબાવી દઇ રાજ્યવહીવટમાં સુધારા કર્યા; તેની સખતીથી ત્રાસેલા તેના વિરોધીઓએ પોકાર ઉઠાવ્યા ને કલાઇવને પાછો બોલાવી લેવામાં આવ્યો. ત્યાં પણ તેના શત્રુઓએ તેને સુખવારો આવવા દીધો નહિ; તેનાં કાર્યો પર કડક ટીકાઓ થઇ અને છેવટે ઇ. સ. ૧૭૭૪ માં કંટાળીને તેણે આત્મહત્યા કરી. પરંતુ તે પૂર્વે એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે વેપારાર્થે હિંદ ગએલી કંપની બંગાળા જેવા પ્રાંતની અને બીજા મુલકની હાકેમી કરે ત્યારે પાર્લમેન્ટે તટસ્થતા છોડી તે મુલકોની સુવ્યવસ્થા જાળવવાની ગોઠવણ કરવી જોઇએ. ઇ. સ. ૧૭૭૩ માં લૉર્ડ નોર્થ મંત્રીપદે હતો ત્યારે રેગ્યુલેટિંગ એક્ટ પસાર કરી વૉરન હેસ્ટિંગ્સને ગવર્નર જનરલ નીમવામાં આવ્યો. તેને મદદ કરવા માટે ચાર સભ્યોની એક સમિતિ સ્થાપવામાં આવી અને તેની

હકુમતથી સ્વતંત્ર ન્યાયાધીશની નીમણુક કરવામાં આવી. હેસ્ટિંગ્સે પણ રાજ્યવહીવટમાં સુધારા કર્યા. થોડા સમયમાં ઇંગ્લેન્ડને અમેરિકાનાં સંસ્થાનો જોડે ચાલતા વિગ્રહનો લાભ લઇ ફ્રેન્ચોએ હિંદમાંથી અંગ્રેજોની જડ કાઢવાની પેરવી કરી, પરંતુ હેસ્ટિંગ્સે તો મુંબઇ પાસે મરાઠા જોડે જબરૂં યુદ્ધ કર્યું, અને મ્હૈસુરના હૈદરઅલ્લીને હઠાવવામાં યથાશક્તિ સહાય આપી અને હિંદમાં આવેલા અંગ્રેજી રાજ્ય ઉપર આવી પડેલું સંકટ ટાળ્યું. આ સર્વ વિગ્રહોનાં ભારે ખર્ચોને પહોંચી વળવા માટે તેણે લીધેલા ઉગ્ર ઉપાયો માટે તે ઇ. સ. ૧૭૮૫માં ઇંગ્લેન્ડ પાછો ગયો ત્યારે તેના પર અન્યાય અને જુલમના આરોપ મૂકી કામ ચલાવવામાં આવ્યું. એડમંડ બર્ક જેવા સમર્થ વક્તાએ તેના પર ગંભીર આક્ષેપો કર્યા. સાત વર્ષની તપાસ પછી તેને દોષ-મુક્ત ઠરાવી માનભેર છોડી દેવામાં આવ્યો.

તરુણ પિટ્ટ પ્રધાનપદે આવતાં તેને રેગ્યુલેટિંગ એક્ટ અસંતોષકારક લાગ્યો, એટલે તેણે હિંદની રાજ્યવ્યવસ્થાને વધારે નિયમિત કરવા માટે ઇ. સ. ૧૭૮૪ માં એક કાયદો પસાર કરી કંપની પાસે માત્ર વેપારનું કાર્ય રહેવા દઇ રાજ્યવહીવટ માટે ગવર્નર જનરલને અધિક સત્તા આપી, અને તેના ઉપર દેખરેખ રાખવા માટે એક 'નિયામક મંડળ' (Board of Control) સ્થાપ્યું, અને જુદા હિંદી પ્રધાનની નીમણુક કરી. લૉર્ડ કૉર્નવૉલિસ જેવા કુલીન અને કર્તવ્યપરાયણ અધિકારીએ દેશમાં સુધારા કર્યે રાખ્યા. તેના અનુગામી લૉર્ડ વેલેસ્લીને જુદીજ નીતિ સ્વીકારવી પડી. ઇંગ્લેન્ડ નેપોલિયન જોડે વિગ્રહ ચલાવી રહ્યું હતું, તે સમયે અનેક દેશી રાજાઓનાં સૈન્યોને ફ્રેન્ચ અમલદારો તાલીમ આપી રહ્યા હતા. મ્હૈસુરના ટીપુ સુલતાન જેવા તો અંગ્રેજોને હાંકી કાઢવાની સોનેરી આશાએ ફ્રેન્ચો જોડે સ્નેહ પણ કરી રહ્યા હતા. વેલેસ્લીએ તો સુપ્રસિદ્ધ સહાયકારી સૈન્યની યોજના કરી તેનો અસ્વીકાર કરનારા રાજા જોડે યુદ્ધ આદર્યું, અને અનેકને હરાવી મ્હૈસુર, અયોધ્યા અને

કર્ણાટકમાં અંગ્રેજોની આણુ વર્તાવી. હોલકર સિવાય સર્વ મરાઠા રાજાઓએ અનેક દારુણ યુદ્ધો પછી અંગ્રેજોનું વર્ચસ્વ સ્વીકાર્યું. જ્યારે તેની નીતિ પ્રત્યે વિરોધ દર્શાવી તેને પાછો બોલાવી લેવામાં આવ્યો ત્યારે તો અંગ્રેજોની દેશમાં પ્રતિષ્ઠા જામી ગઇ હતી, દેશી રાજાઓ તેમને નમી ગયા હતા, ફ્રેન્ચ કાવતરાં નિર્મૂળ થયાં હતાં, અને સુધારેલી રાજ્યપદ્ધતિનો આરંભ પણ કરી દેવામાં આવ્યો હતો.

ઓગણીસમા શતકના આરંભમાં રશિઆએ મધ્ય એશિઆમાં હાથપગ પ્રસારવા માંડયા એટલે ઉત્તર સીમા પર આવેલા અફઘાનિસ્તાનનો પ્રશ્ન ઉપસ્થિત થયો. અમીર શાહસુજા અને દાવાદાર દોસ્ત મહમદ વચ્ચે ખટપટ જાગી હતી, તેનો લાભ લઇ લૉર્ડ ઑાકલેન્ડે શાહસુજાનો પક્ષ લઇ અફઘાનિસ્તાનમાં સૈન્ય મોકલ્યું, પરંતુ એ અજાણ્યા પહાડી પ્રદેશમાં તેનું કંઇ બહુ ચાલ્યું નહિ. અંગ્રેજ એલચીનું ખૂન કરવામાં આવ્યું, અને પહાડી શત્રુઓથી ઘેરાએલા સૈન્યને બરફનાં તોફાનોમાં ખૈબરઘાટને રસ્તે થઇને પાછા ફરવું પડયું. એ જબરી સેનામાંથી માત્ર એકજ થાકેલો, ભૂખ્યો, દુર્બળ ઘોડેસવાર રવડતો રઝળતો જલાલાબાદ પહોંચવા પામ્યો, (૧૮૪૧).

ત્યાર પછી પરમ સાહસિક, યુદ્ધકલામાં પ્રવીણ અને સાધનસંપન્ન શીખોનો વારો આવ્યો. એ વિગ્રહોમાં તેમની જોડે અનેક ઘોર યુદ્ધો મચ્યાં, અને આખરે ઇ. સ. ૧૮૪૯ માં પંજાબને અંગ્રેજી રાજ્યમાં ભેળવી દેવામાં આવ્યો. સિંધ અને દક્ષિણ બ્રહ્મદેશ આદિ સરહદ પર આવેલાં રાજ્યોની પણ એજ ગતિ થઇ.

શીખ લોકો જોડે વિગ્રહ સમાપ્ત થયો ત્યાર પછી લૉર્ડ ડેલહાઉસી ગવર્નર જનરલ થયો. તેણે સ્વીકારેલી ખાલસા નીતિથી અનેક રાજાઓ અસંતુષ્ટ થયા. તેણે કરેલા નહેરો, આગગાડી, રસ્તાઓ, તાર, ટપાલ, અને કેળવણીના અનેક સુધારાઓથી પ્રજામાં સંશય અને ભય ઉત્પન્ન થયાં, અને આ સર્વ તો લોકોને ધર્મભ્રષ્ટ કરવાની

યુક્તિઓ છે એમ તેમને લાગ્યું. દેશમાં અસ્વસ્થતા આવવા લાગી. તેમાં વળી પોતાના શૌર્યથી ઉન્મત્ત થએલા સિપાઇઓમાં વાત ચાલી કે નવા કારતુસોમાં ગાય અને ડુક્કરની ચરબી લગાડવામાં આવી છે; તેમને લાગ્યું કે આતો આપણા ધર્મમાંજ સરકાર હાથ ઘાલે છે, અને આપણને સર્વને ફિરંગી બનાવી દેવામાં અથવા ધર્મભ્રષ્ટ કરવામાં આવનાર છે. પછી તો સૂકા ઘાસમાં જાણે અગ્નિ પડયો: મીરતમાંથી બંડ શરૂ થઇ ઉત્તર અને મધ્ય હિંદમાં પ્રસરી ગયું. બંગાળાનું સૈન્ય તેમાં ભળ્યું; સર્વે દિલ્હી દોડયા એટલે મોગલ સામ્રાજ્ય પુનઃ સ્થાપવાની આશાએ ત્યાંનો બાદશાહ તેમની જોડે ભળ્યો. અયોધ્યા અને ગંગાની ખીણના પ્રદેશોમાં બખેડા થયા અને કાનપુરમાં અંગ્રેજ સૈન્યનો સંહાર કરી નાખવામાં આવ્યો, (૧૮૫૭).

ખારા સમુદ્રમાંએ મીઠી વીરડી હોય તેમ આવા કટોકટીને પ્રસંગે હોલ્કર, સિંધિયા અને નિઝામ જેવા મુખ્ય રાજકર્તાઓ, મુંબઇ ને મદ્રાસની પ્રજા, અને શીખ સૈન્ય રાજનિષ્ઠ રહ્યાં હતાં એટલુંજ નહિ, પરંતુ આરંભથીજ આ બંડ બેસાડી દેવાના પ્રયત્નોમાં હાર્દિક સહાય પણ આપી રહ્યાં હતાં. શીખ અને અંગ્રેજ સૈન્યોએ દિલ્હી પર આક્રમણ કરી તે જીતી લીધું. સેનાપતિ હેવલોક લખનૌ પર ચડી ગયો.[1] ધીમે ધીમે અંગ્રેજોનું વર્ચસ્વ પાછું જામ્યું અને સર્વત્ર બંડ શમી ગયું, (૧૮૫૮).

---

૧ બળવાખોરોએ ૩૦ મી જૂનથી લખનૌ લેવાના પ્રયત્નો કરવા માંડયા હતા અને હેવલોક તો છેક ૨૫ મી સપ્ટેંબરે પહોંચ્યો. તે દરમિયાન ઘેરાએલા અંગ્રેજોએ જે અપ્રતિમ સાહસ, અતુલ કર્તવ્યનિષ્ઠા અને દેશપ્રેમની જે ઉત્કટ ભાવના દર્શાવી તેનું તાદૃશ વર્ણન ટેનિસન વીરવાણીમાં આપે છે. તે કહે છે કે:—

O banner of Britain, hast thou
Floated in conquering battle or flapt to the
battle-cry

સિપાઇઓનો બળવો શમ્યા પછી ઇંગ્લેન્ડમાં ડર્બીના પ્રધાન-મંડળે એક કાયદો પસાર કરી હિંદના રાજ્યવહીવટનું સૂત્ર ઇસ્ટ-ઇન્ડિઆ કંપની પાસેથી લઇને ઇંગ્લેન્ડના રાજકર્તાને હસ્તક મૂક્યું. હિંદનો પ્રધાન અને તેના સલાહકાર મંડળની મારફત પાર્લામેન્ટે રાજ્યવ્યવસ્થા કરવી એવો ઠરાવ કરવામાં આવ્યો અને રાજકર્તાના પ્રતિનિધિ વાઇસરોયને સર્વ પ્રાંતોના ગવર્નરનું ઉપરીપદ આપવામાં આવ્યું. મહારાણી વિક્ટોરિઆએ પોતાનું પ્રખ્યાત જાહેરનામું (ઢંઢેરો) પ્રસિદ્ધ કરી પ્રજાને અભયદાન આપી તેના કલ્યાણને અર્થે રાજ્ય ચલાવવાનું વચન આપ્યું, ખાલસા નીતિ રદ કરી હિંદના રાજકર્તાઓ જોડે થએલા કરારો પાળવાની તત્પરતા દર્શાવી, અને ધર્મમાં હસ્તક્ષેપ ન કરવાનું આશ્વાસન આપ્યું. ત્યાર પછી ઇ. સ. ૧૮૭૭ માં દિલ્હી-માં ભવ્ય દરબાર ભરવામાં આવ્યો અને મહારાણીએ 'કૈસરે હિંદ' નું ગૌરવભર્યું પદ ધારણ કર્યું. ત્યાર પછી તો યુધ્ધો બંધ થયાં; માત્ર ઉત્તર બ્રહ્મદેશ અને અફઘાનિસ્તાન જોડે ફરી યુદ્ધનો પ્રસંગ આવ્યો. અમીરે અંગ્રેજ એલચીનો અનિચ્છાએ સ્વીકાર કર્યો પરંતુ થોડાજ સમયમાં તેનું ખૂન કરવામાં આવ્યું. સર ફ્રેડરિક રોબર્ટ્સ નામે પ્રસિદ્ધ સેનાપતિ સૈન્ય સહિત કાબુલ જઈ પહોંચ્યો. ત્યાં તેને સમાચાર મળ્યા કે અંગ્રેજો મેવન્દ પાસે સખત હાર ખાઇ કંદહારમાં આશ્રય લેવા ભરાયા છે. તે તો જંગલી અને નિર્દય લોકોથી વસેલા ૩૦૦ માઇલના ડુંગરાળ પ્રદેશમાં ખડકોવાળા માર્ગ પર દડમજલ કરતો કંદહાર પહોંચ્યો; અફઘાનો હાર્યા અને દેશ અંગ્રેજોના વર્ચસ્વ નીચે આવ્યો. આજ પર્યંત અફઘાનિસ્તાનનું સ્વતંત્ર રાજ્ય અંગ્રેજોનું મિત્ર બની રહ્યું છે.

---

Never with mightier glory than when we had
reared thee on high
Flying at the top of the roofs in the ghastly
siege of Lucknow—વગેરે

શાંતિ અને પ્રગતિના કાળમાં પ્રજાની આકાંક્ષાઓ જાગૃત થઇ, એટલે તે વ્યક્ત કરવા માટે ઇ. સ. ૧૮૮૫ માં રાષ્ટ્રીય મહાસભા (Indian National Congress)ની સ્થાપના થઇ. તેના પ્રયત્નોના પરિણામ રૂપે ઇ. સ. ૧૯૦૯ માં તે સમયના વાઇસરોય લૉર્ડ મીન્ટોના અમલ દરમિઆન હિંદી પ્રધાન લૉર્ડ મોર્લીએ કાઉન્સિલોમાં સુધારા કર્યા. ત્યાર પછી તો આપણા વર્તમાન મહારાજાએ ઇ. સ. ૧૯૧૨ માં દિલ્હીમાં ભવ્ય દરબાર ભરી તેને હિંદનું પાટનગર જાહેર કર્યું. યુરોપના ભયંકર મહાવિગ્રહમાં હિંદે બજાવેલી અણમૂલ સેવાથી કૃતજ્ઞતાભાવે પ્રેરાઇ ઇ. સ. ૧૯૧૭ માં પ્રધાનમંડળે હિંદમાં ક્રમે ક્રમે જવાબદાર રાજ્યપદ્ધતિ સ્થાપવાનું જાહેર કર્યું, અને આ દેશ વિષે પ્રત્યક્ષ જ્ઞાન મેળવવા હિંદી પ્રધાન મોન્ટેગુ પોતે હિંદમાં આવ્યો. તેણે અને તે સમયના વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડે રાજ્યવ્યવસ્થામાં સુધારાની એક યોજના (Montague Chelmsford-Reforms) ઘડી કાઢી અને ઇ. સ. ૧૯૧૯ માં પાર્લમેન્ટે તે મંજુર કરી. અદ્યાપિ પર્યંત એ નવા કાયદા પ્રમાણે હિંદની રાજ્યપદ્ધતિ ચાલે છે.

## ૨. ચીન.

જગતના આ પ્રાચીન દેશ જોડે ઇંગ્લેન્ડનો સંબંધ જુનો છે. ઇ. સ. ૧૮૪૦ માં હિંદનું અફીણ ચીનમાં લઇ જવાના સંબંધમાં બંને દેશો વચ્ચે જે વિગ્રહ થયો તેને પરિણામે અંગ્રેજોને હોંગકોંગ દ્વીપ મળ્યો. ત્યાર પછી તો આ બંદરનો ઘણો ઉત્કર્ષ થયો છે, અને આજે એ અંગ્રેજ વેપારનું અગત્યનું મથક અને બંદર ગણાય છે.

ઇ. સ. ૧૮૫૭–૬૦ દરમિઆન કેન્ટન બંદરમાં આવેલી વેપારી આગબોટ પરના અંગ્રેજ વાવટાને અપમાન કરવા માટે જે યુદ્ધ શરૂ થયું તેમાં ફ્રાન્સે ઈંગ્લૅન્ડને સહાય આપી એટલે ચીની સરકાર અંગ્રેજોને થએલું નુકસાન ભરી આપવા, પેકિનમાં અંગ્રેજ એલચી રાખવા અને કેટલાંક બંદરો અંગ્રેજ વેપારીઓને માટે ખુલ્લાં મૂકવા કબુલ થઇ.

ઇંગ્લેન્ડની પેઠે અન્ય યુરોપી રાજ્યોની દૃષ્ટિ પણ ચીન પર ચોંટી, એટલે તે પણ તેના સંબંધમાં આવવા લાગ્યાં. ફ્રાન્સે પૅસિફિક મહાસાગરમાં વિસ્તીર્ણ પ્રદેશ હાથ કર્યો હતો; રશિઆએ પૉર્ટ આર્થર હસ્તગત કર્યું હતું; ઇ. સ. ૧૮૯૮ માં બે ધર્મપ્રચારકોનાં ખૂન થયાને નિમિત્તે જર્મનીએ કિઆઉચાઉ કબજે કરી લીધું અને ઇંગ્લેન્ડે વેહાવેહી નગર પોતાના અધિકારમાં લીધું. ત્યાર પછી તો યુરોપી પ્રજાઓએ ચીનમાં આગગાડી કરવાના અને ખનીજ પદાર્થોની શોધ કરવાના પ્રયત્નો કરવા માંડયા. હવે તો આ પરદેશીઓના આગમન અને આક્રમણથી કેટલાક ચીનાઓનું દેશાભિમાન પ્રદીપ્ત થયું; કેટલાક ઉદ્દામમતવાળાઓએ આ પરદેશીઓને હાંકી કાઢવા માટે બૉક્સર નામે મંડળ સ્થાપ્યું, અને ગોરા પાદરીઓની નિર્દય હત્યા કરવા માંડી. ઇ. સ. ૧૯૦૧ માં તો આ મંડળે સર્વ એલચીખાતા ઉપર આક્રમણ કર્યું, અને યુરોપીઅનોના જાન જોખમમાં આવી પડયા. સર્વ યુરોપી રાજ્યોનું એક સંયુક્ત સૈન્ય આ તોફાનીઓની ખબર લેવા રવાના કરવામાં આવ્યું, અને પરિણામે ચીનને ભારે યુદ્ધદંડ ભરવો પડયો. આ પ્રમાણે દેશમાં આવેલી જાગૃતિને પરિણામે ઇ. સ. ૧૯૧૨ માં રાજસત્તાનું ખંડન કરી ત્યાંની પ્રજાએ પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી છે.

ચીનના પ્રશ્નનું સંતોષકારક સમાધાન થવા માટે ભવિષ્ય પ્રત્યે દૃષ્ટિ નાખવી પડે છે.

### ૩. આફ્રિકા.

૧૯ મા સૈકાના મધ્ય સુધી આફ્રિકા સંબંધે યુરોપમાં અજ્ઞાન હતું. પછી તો ડૉ. લિવિંગસ્ટન અને સ્ટેનલી જેવાએ દેશની અંદર પ્રવાસ કરી નવા મુલકો શોધ્યા એટલે પોતાના માલનું બજાર શોધી રહેલાં યુરોપનાં રાજ્યોમાં ત્યાં વસવાટ કરવાની આતુરતા જણાવા લાગી. ફ્રાન્સે એલ્જીરિઆનો વિસ્તીર્ણ પ્રદેશ લીધો, જર્મનીએ

આફ્રિકાના પૂર્વ પશ્ચિમ કિનારા પર પોતાનો અમલ જમાવ્યો, ઇટલીએ રાતા સમુદ્રની પાસે થાણું જમાવ્યું, અને બેલ્જીયમે કોંગો ફ્રી સ્ટેટનું સંસ્થાન સ્થાપ્યું. પોર્ટુગલે પણ પૂર્વ પશ્ચિમ કિનારા પર થોડો ભાગ મેળવ્યો.

આવા સંયોગોમાં ઇંગ્લેન્ડ પણ કેમ સ્વસ્થ બેસી રહે ? કેપ કોલોની, નાતાલ, સીએરા-લિઓની અને ગોલ્ડ કોસ્ટ આદિ પ્રદેશો તેના અમલમાં આવ્યા. આ ઉપરાંત બુચાનાલેન્ડ અને રહોડેશિઆ ઉપર તેનો અધિકાર સ્થાપવામાં આવ્યો. પશ્ચિમ કિનારા પર સ્થપાએલી 'રૉયલ નાઇજર કંપની' પાસેથી વિસ્તીર્ણ પ્રદેશ લઇ તેને નાઇજીરિઆ નામ આપી ઇ. સ. ૧૯૦૦ થી ઇંગ્લેન્ડે તેના પર દેખરેખ રાખવા માંડી; પૂર્વ કિનારા પર ઇસ્ટ આફ્રિકા-કંપની સ્થપાયાથી યુગાન્ડા અને બ્રિટિશ પૂર્વ આફ્રિકા પણ અંગ્રેજોના વર્ચસ્વ નીચે આવ્યા. વળી ૧૮૮૪ માં સોમાલીલેન્ડ અને ૧૮૯૧ માં ઝાંઝીબાર પણ અંગ્રેજોને મળ્યાં.

મહાવિગ્રહની સમાપ્તિ પછી જર્મનોનું નૈઋત્ય આફ્રિકા દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોમાં ભળ્યું. પૂર્વ આફ્રિકા બેલ્જીયમ અને ગ્રેટ બ્રિટને વહેંચી લીધું, તથા કામેરુન અને ટોગોલેન્ડના બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે ભાગ પડયા.

## ૪. મિસર.

પુરાતન સંસ્કૃતિ માટે પ્રસિદ્ધિ પામેલું મિસર તુર્કસ્તાનના નામના અધિકાર નીચે હતું. ઇ. સ. ૧૮૩૩ માં મહમદઅલી નામે એક સરદારે તે દેશને કબજે કરી લઇ સુલતાનની પરવા કર્યા વિનાજ સ્વતંત્ર રાજ્ય કરવા માંડયું એટલુંજ નહિ, પરંતુ પછી તો ખુદ કોન્સ્ટન્ટિનોપલ ઉપર તેણે હુમલો કર્યો. મિસરમાં વગદાર થવાની આશાએ ફ્રાન્સે તેનો પક્ષ લીધો ત્યારે અન્ય રાજ્યોએ સુલતાનનો પક્ષ લીધો. અંતે સમાધાન કરી મહમદઅલીએ સીરિઆ પ્રાંત સુલતાનને પાછો આપી

દેવો એવો નિર્ણય કરવામાં આવ્યો, અને મહમદઅલીને મિસરનો પાશા સ્વીકારવામાં આવ્યો.

**ખેદિવ ઇસ્માઇલઃ**—ઇ. સ. ૧૮૬૩ માં આ પરાક્રમી સરદાર મરણ પામતાં તેનો પૌત્ર ઇસ્માઇલ તેને સ્થાને આવ્યો. તેણે સુલતાનને મૂલ્યવાન્ નજરાણું મોકલી ખેદિવનો ઇલ્કાબ મેળવ્યો. તેણે દેશમાં અનેક પ્રકારના સુધારા કરવા માંડયા. પરંતુ એ સર્વ સુધારામાં નાણાંની જરૂર પડતી અને તે તો એ મોજીલા રાજા પાસે હતાં જ નહિ. તેના એશઆરામ અને ભોગવિલાસમાં પણ અઢળક દ્રવ્યની જરૂર પડતી. તેના જલસાઓનાં લખલૂટ ખર્ચ પ્રજા પાસેથી વધારે કર નાખીને વસુલ લેવામાં આવતાં. દેશનું કરજ તો બેસુમાર વધી ગયું, તો પણ એ વિલાસી રાજાની ખોટનો ખાડો પુરાયોજ નહિ, એટલે તેણે સુએઝની નહેરના પોતાના શેર વેચવા કાઢયા. હિંદ જવાના આ ટૂંકા જળમાર્ગની અગત્ય ઇંગ્લેન્ડ તો કયારનુંએ પિછાણી ચૂકયું હતું, એટલે તે સમયના પ્રધાન ડિઝરાયેલીએ ૬ કરોડ રૂપીઆ આપીને સર્વ શેર ખરીદી લીધા અને સુએઝની નહેર પર વાસ્તવિક વર્ચસ્વ મેળવી લીધું. તે દરમિઆન દેશમાં તો આર્થિક દુર્દશા વધતીજ જતી હતી, એટલે ઇંગ્લેન્ડ અને ફ્રાન્સે સુલતાન પર પોતાની લાગવગ ચલાવી ઇસ્માઇલને પદભ્રષ્ટ કરી તેના પુત્ર તોફિક પાશાને ગાદી અપાવી. દેશની આર્થિક વ્યવસ્થા ઇંગ્લેન્ડ અને ફ્રાન્સે પોતાને હસ્તક રાખી.

**અરબી પાશાનું બંડઃ**—પરંતુ આ પ્રમાણે પરદેશીઓ દેશની આંતરવ્યવસ્થામાં હાથ ઘાલે એ વાત મિસરીઓને અણગમતી હતી. અરબી પાશા નામે એક લશ્કરી અમલદારની આગેવાની નીચે પરદેશીઓને હડાવવાની ચળવળ શરૂ થઇ, (૧૮૮૧). અસંતુષ્ટ સૈનિકોની સહાયથી તેણે બંડ જગાડયું અને આશરે ૫૦ યુરોપીઅનોની કતલ કરાવી. અંગ્રેજ નૌકાસૈન્યે તો અલેકઝાન્ડ્રિઆ ઉપર હલ્લો કરી તેને જમીનદોસ્ત કરી નાખ્યું, તે દરમિઆન અંગ્રેજ સૈન્યે ટેલ એલ કેબિરના

યુદ્ધમાં અરબી પાશાનો ગર્વ પૂરેપૂરો ઉતાર્યો, (૧૮૮૨). તેને કેદ કરી સિલોન મોકલી દેવામાં આવ્યો. ફરીથી ખેદિવની સત્તા દેશમાં સ્થાપિત થઇ. આ વિગ્રહમાં ફ્રાન્સ તટસ્થ રહ્યું, એટલે હવેથી વહીવટમાં પણ તેને ભાગ આપવાનું બંધ કરવામાં આવ્યું.

**સુદાનમાં યુદ્ધઃ**—આ પ્રથમ વિગ્રહ પૂરો શમ્યો નહિ ત્યાં તો બીજો વિગ્રહ સામે આવી પડયો. સુદાનના વિસ્તીર્ણ પ્રદેશમાં એકાએક બંડ ઊઠયું. ત્યાંના એક ધર્મોપદેશકે પોતાને 'મહાદી' ( મહંમદ પેગંબરનો ભાવિ અવતાર ) તરીકે ઓળખાવી સર્વત્ર મુસલમાની અમલ સ્થાપવાની હાકલ પાડી. ખેદિવના જુલમી અમલ ને અસહ્ય કરથી ત્રાસેલા અનેક ઉત્સાહી મુસલમાનો તેને આવી મળ્યા. ખેદિવે તો હિકસ નામના અંગ્રેજ સેનાપતિને બંડખોરોને શિક્ષા આપવા દોડાવ્યો. પરંતુ ઇ. સ. ૧૮૮૩ માં બંડખોરોએ તો હિકસના સૈન્યનો એવો ઘાણ વાળ્યો કે અંગ્રેજ સરકારે સુદાન ખાલી કરવાની ખેદિવને સૂચના આપી અને સાથે સાથે મિસરના રાજકારણમાં હાથ ઘાલવાનો નિશ્ચય કર્યો. સુદાનમાં ભરાઇ પડેલા મિસરી સૈન્યને વ્યવસ્થિત રીતે પાછા આણવાનું ભગીરથ કાર્ય ગોર્ડન નામના સાહસિક, પરાક્રમી અને ચતુર સેનાપતિને શિરે આવી પડયું.

**ગોર્ડનનું મૃત્યુઃ**--ઇ. સ. ૧૮૮૪ માં ગોર્ડને ખાર્તુમ જઇ થોડું ઘણું સૈન્ય તો રવાના પણ કરી દીધું. તેણે દેશમાં શાંત સ્થાપવા માટે વિષ્ટિ ચલાવવાના પ્રયત્ન પણ કર્યા, પરંતુ બ્રિટિશ સરકારે તેમાં સંમતિ દર્શાવી નહિ, એટલે ધીમે ધીમે મહાદીના અનુયાયીઓએ તેને ચોમેરથી ઘેરી લેવા માંડયો. તારનાં દોરડાં તોડી તેનો સર્વ વ્યવહાર બંધ કરી નાખવામાં આવ્યો. ગ્લૅડસ્ટનના પ્રધાનમંડળે વિચારમાંજ પાંચ માસ વ્યર્થ ગાળી આ હીણભાગી સરદારને કંઇ સહાયજ મોકલી નહિ. આખરે વુલ્સ્લી નામના સરદારને સૈન્ય સહિત રવાના કરવામાં આવ્યો; પરંતુ તે વેળાસર પહોંચી ન શકયો;

કેમ કે તે આવ્યાં પહેલાં તો અદ્ભુત ધૈર્ય અને સાહસપૂર્વક ૩૧૭ દિવસ સુધી શત્રુઓને હંફાવી આખરે તે પરાક્રમી સરદાર શુરાને છાજતી રીતે શત્રુઓને હાથે મરાયો હતો, (૧૮૮૫). મહાદીને વશ કરવાના પ્રયત્નો તે સમયે તજી દેવામાં આવ્યા.

**ક્રોમરની રાજ્યવ્યવસ્થાઃ**—સુદાનમાં આવી પરિસ્થિતિ છતાં મિસરમાં તો નવીજ સ્થિતિ નિર્માણ થઇ. ઇંગ્લેન્ડના સૈન્યની સહાયથી સત્તા ટકાવી રાખનાર ખેદિવને તેના વિના ચાલે તેમ ન હતું. તુર્ક સુલતાનને ખંડણી ભરવાનું અને તેનું નામનું વર્ચસ્વ સ્વીકારવાનું ચાલુ રહેવા છતાં મિસરના સંરક્ષણને અર્થે રાખવામાં આવેલું અંગ્રેજી સૈન્ય, મિસરનો આર્થિક વહીવટ અને વ્યવહાર : એ સર્વ અંગ્રેજ કોન્સલ જનરલ લૉર્ડ ક્રોમરની ઇચ્છા પ્રમાણેજ ચાલવા લાગ્યાં. તે ભલા મુત્સદ્દીએ દેશમાંથી અવ્યવસ્થા દૂર કરી ન્યાય, શિક્ષણ અને કૃષિમાં યોગ્ય સુધારા કરી દેશની સમૃદ્ધિ વધારવાના ઉપાયો યોજી નવીન યુગનોજ આરંભ કર્યો; આથીજ તે 'અર્વાચીન મિસરનો વિધાતા' યોગ્ય રીતેજ કહેવાય છે.

**બીજો સુદાન વિગ્રહઃ**—આમ અંગ્રેજોની દેખરેખ નીચે દેશનો વહીવટ આવતાં તેમણે અર્વાચીન પદ્ધતિ પ્રમાણે મિસરી સૈન્યને તાલીમ આપવા માંડી; આવા કસાએલા સૈન્યની સહાયથી મહાદી પછી ગાદીએ આવેલા ખલિફા પાસેથી સુદાન ફરીથી જીતી લેવાનો નિર્ણય કરવામાં આવ્યો, ( ૧૮૯૬ ). લૉર્ડ કિચનર જેવા કુનેહબાજ યોદ્ધાને અંગ્રેજ અને મિસરી સૈન્યની સરદારી આપવામાં આવી; તેણે ઇ. સ. ૧૮૯૮ માં ઓમદુરમાનના યુદ્ધમાં ખલિફાના સૈન્યને સખત હાર ખવરાવી ખાર્તુમ કબજે કર્યું. ત્યાર પછી સુદાન અંગ્રેજ અને મિસરના સંયુક્ત અમલ નીચે આવ્યું.

**અર્વાચીન મિસરઃ**-છેલ્લા યુરોપીય મહાવિગ્રહમાં ખેદિવે તુર્કસ્તાનનો પક્ષ લીધો, એટલે ઇંગ્લેન્ડે જાહેર કર્યું કે મિસર તુર્કસ્તા-

નથી છેક સ્વતંત્ર છે અને તે અમારૂં સંરક્ષિત રાજ્ય છે, (૧૯૧૪). વિગ્રહની સમાપ્તિ પછી ઇંગ્લેન્ડે એ દેશને સ્વરાજ્ય આપવાનો નિર્ણય કર્યો છે, (૧૯૨૨). હવે માત્ર કેપ–કેરો રેલવે અને સુએઝની નહેરનું હિત સચવાય તેવા પ્રદેશો અંગ્રેજોના અધિકારમાં રાખવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.[1]

**નીચેની તારીખો યાદ રાખો :**

૧૮૮૧ અરબી પાશાનું બંડ.  ૧૯૨૨ મિસરને સ્વાતંત્ર્ય મળ્યું.
૧૮૮૫ ગોર્ડનનું મૃત્યુ.
૧૮૯૮ ઓમદુરમાનનું યુદ્ધ.

---

## પ્રકરણ ૧૨ મું.



### સામ્રાજ્યમાં સ્વરાજ્ય.

### કેનેડા.

ઇ. સ. ૧૭૮૩માં અમેરિકનાં સંસ્થાનો સ્વતંત્ર થયાં તે પૂર્વે ઇંગ્લેન્ડે તેમના પ્રત્યે કેવી નીતિ ધારણ કરી હતી તે કહેવાઇ ગયું છે. ઇ. સ. ૧૭૮૩ ની વર્સેલ્સની સંધિ પછી ઇંગ્લેન્ડની સંસ્થાનો પ્રત્યેની નીતિ બદલાઇ: સંસ્થાનો સમૃદ્ધ થયા પછી સહેજે તેઓ માતૃભૂમિથી છુટાં પડી જવાનાં એવો મત ચાલવા લાગ્યો; તેમાં વેપારી સ્વતંત્રતા આપ્યા પછી તેઓ પોતાનોજ સ્વાર્થ જુએ છે, માટે સંસ્થાનો સ્થા-

---

૧ આ ઉપરાંત ઈંગ્લેન્ડને બીજા પૂર્વના પ્રદેશો જુદે જુદે સમયે મળ્યા છે : ૧૯ મા સૈકાના આરંભમાં તેને મલાકા અને સિંગાપુર મળ્યાં; પછી ઇ. સ. ૧૮૭૦–૧૮૯૬ ના અરસામાં મલાયા સ્ટેટ્સ પર અંગ્રેજ અધિકાર સ્થપાયો; ઇ. સ. ૧૮૮૮ માં નૉર્થ બોર્નિઓ અને સેરવાક અંગ્રેજોની દેખરેખ નીચે આવ્યાં; ઇ. સ. ૧૮૭૪ માં ફિજીદ્વીપ અને પૅસિફિક મહાસાગરમાંના બીજા અસંખ્ય નાના ટાપુઓ ઈંગ્લેન્ડને મળ્યા.

પવામાં લાભ નથી, તેમના સંરક્ષણ માટે નૌકાસૈન્ય રાખવું એ દેશનાં નાણાંનો દુર્વ્યય કરવા જેવું છે એવો મત પ્રબળ થતાં સંસ્થાનો વિષે દેશમાં ઉદાસીનતા આવવા લાગી. સંસ્થાનોના મંત્રીની જગા કમી કરી તેનો વહીવટ યુદ્ધખાતાને સોંપી દેવામાં આવ્યો. અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર થયા પછી કેનેડા, કેપ બ્રિટન, નોવા-સ્કોશિઆ, ન્યૂ બ્રન્સવિક, પ્રિન્સ એડવર્ડ બેટ, આદિ ઇંગ્લેન્ડના તાબામાં રહ્યા, અને સ્વતંત્ર સંસ્થાનોમાંથી ઇંગ્લેન્ડના અધિકાર નીચે રહેવા ઇચ્છનારા અનેક લોકો આ પ્રાંતોમાં જઇ વસ્યા. આ પ્રમાણે કેનેડામાં અંગ્રેજ વસ્તીનું પ્રમાણ વધવા લાગ્યું.

ફ્રેન્ચો પાસેથી કેનેડા જીતી લીધા પછી ઇ. સ. ૧૭૭૪ માં લૉર્ડ નોર્થે ત્યાંની ફ્રેન્ચ પ્રજાને તેમના રોમન કેથોલિક ધર્મમાં, આચારવિચારમાં, રાજ્યઘટના કે કાયદામાં ફેરફાર નહિ કરવાનું વચન આપ્યું હતું, પરંતુ હવે તો અંગ્રેજો પાણીના રેલાની પેઠે આવી કાયમી વસવાટ કરવા લાગ્યા એટલે તેમની અને ફ્રેન્ચોની વચ્ચે ધર્મ, વિચાર આદિ અનેક વિષયોમાં મતભેદ થવા લાગ્યો. આવી સ્થિતિમાં સમાધાન આણવા માટે તરુણ પિટ્ટે ઇ. સ. ૧૭૯૦ માં એક કાયદો કરી કેનેડાના બે નિરાળા ભાગ કરી નાખ્યા. ઉત્તર કેનેડામાં અંગ્રેજો અને દક્ષિણ કેનેડામાં ફ્રેન્ચો મુખ્યત્વે રહે એવો નિર્ણય થયો. આ બંને પ્રાંતોને એક 'પ્રતિનિધિ સભા' આપવામાં આવી. પરંતુ ગવર્નર તેને જવાબદાર ન હોવાથી તે તો માત્ર શોભાની રહી. કેટલીક વેળા તો ટંટા પણ થવા લાગ્યા. પરંતુ ત્યાર પછી ઉત્તર પ્રાંતમાં અંગ્રેજોએ વેપાર આદિમાં જબરી પ્રગતિ કરી ત્યારે આવી પદ્ધતિના અજાણ્યા ફ્રેન્ચો તેવાને તેવાજ રહ્યા. ત્યાર પછી તો કેનેડા જેવી રાજ્યપદ્ધતિ ઉત્તર અમેરિકામાં આવેલાં બીજાં સંસ્થાનોમાં પણ દાખલ કરવામાં આવી.

પરંતુ આવી રાજ્યપદ્ધતિથી અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચેનો બગડેલો સંબંધ સુધર્યો નહિ. ઉત્તર કેનેડાના અંગ્રેજો વધારે રાજકીય

હકોની માગણી કરવા લાગ્યા, અને ઇ. સ. ૧૮૩૭ માં તો નાનું સરખું બંડ પણ થયું. લશ્કરી કાયદાની સહાયથી બંડ તો વિના વિલંબે દબાવી દેવામાં આવ્યું, પરંતુ સંસ્થાનીઓની સ્થિતિનો પ્રત્યક્ષ અભ્યાસ કરી તેમને અનુકૂળ થાય એવી એક યોજના તૈયાર કરવા માટે લૉર્ડ ડરહેમ નામે એક ઉદારચિત્ત અને પ્રવીણ મુત્સદ્દીને મોકલવામાં આવ્યો. તેણે પોતાના મશહુર નિવેદનમાં કરેલી સૂચના અનુસાર બંને પ્રાંતોને એકત્ર કરી એ ધારાસભા સ્થાપવામાં આવી, અને અધિકારીઓને તેને જવાબદાર બનાવવામાં આવ્યા. ત્યાર પછી તો ત્યાં આગગાડી, તાર વગેરે અનેક સુધારા દાખલ કરવામાં આવતાં કેનેડાની ઉન્નતિ થવા લાગી. તેના ઉદ્યોગી વતનીઓ ધીમે ધીમે પ્રસરવા લાગતાં તેનું રાજ્ય વિસ્તરવા લાગ્યું. આ સર્વ સંસ્થાનોને એક કરી દઇ તેનું સંગઠિત રાજ્ય બનાવવાની યોજના ઇ. સ. ૧૮૬૭ માં મૂર્ત થઇ. ક્વેબેક, ઓન્ટારિઓ ન્યૂ-બ્રન્સવિક નોવા–સ્કોશિઆ આદિ સર્વ સંસ્થાનોને 'કેનેડાનું સંગઠિત રાજ્ય' નામ આપી તેના પર દેખરેખ રાખવા માટે ગવર્નર જનરલની નીમણુક ઈંગ્લેન્ડના પ્રધાનમંડળે કરવા માંડી. પરરાજ્યના અને સામ્રાજ્યના પ્રશ્નો સિવાય બીજી બાબતોમાં તેમને સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું. ગવર્નર જનરલ અને તેના મંત્રીમંડળને સહાય કરવા માટે ત્યાં સમસ્ત દેશના મતદારોએ મોકલેલા 'પ્રતિનિધિઓની સભા' ( The House of Commons) અને પ્રત્યેક પ્રાંતના પ્રતિનિધિઓની બનેલી 'સેનેટ' એવી બે પ્રકારની રાજસભા હોય છે. પ્રત્યેક પ્રાંતમાં પણ આવી જવાબદાર રાજ્યપદ્ધતિની વ્યવસ્થા દાખલ કરવામાં આવી છે. ઇ. સ. ૧૮૭૦ માં મનિટોબા પ્રાંત, ૧૮૭૧ માં બ્રિટિશ કોલંબિઆ, અને ઇ. સ. ૧૮૭૨માં પ્રિન્સ એડવર્ડ બેટ પણ કેનડામાં ભેળવી દેવામાં આવ્યા.

સંયુક્ત કેનેડાનું સ્વતંત્ર સંસ્થાન થતાં તેના લોકોની ઉન્નતિ ઝપાટાબંધ થવા લાગી. પોતાના કિનારાનું રક્ષણ કરવા અને ઇંગ્લેન્ડના નૌકાસૈન્યને સહાયરૂપ થવા માટે ઇ. સ. ૧૯૦૯ માં કેનેડાની સરકારે લશ્કરી જહાજો બાંધવાનો ઠરાવ કર્યો છે.

## ઑસ્ટ્રેલિઆ.

સત્તરમા સૈકાના પૂર્વાર્ધ પહેલાં ટાસ્મન નામના એક વલંદાએ ન્યૂઝીલેન્ડ અને ઑસ્ટ્રેલિઆના પૂર્વ કિનારાની શોધ કરી ત્યારથી થોડો સમય આ દેશ ન્યૂ હોલેન્ડ નામે ઓળખાયો. ત્યાર પછી ડેમ્પિયર નામના અંગ્રેજ નાવિકે આ પ્રદેશોમાં પ્રવાસ તો કર્યો, પરંતુ આટલે દૂર સંસ્થાનો સ્થાપવાની કોની છાતી ચાલે ? અઢારમા સૈકામાં કેપ્ટન જેમ્સ કૂક નામે સાહસિક નાવિકે પેસિફિક મહાસાગરમાં સફરો કરવા માંડી. તેણે ઑસ્ટ્રેલિઆના પૂર્વ કિનારા પર પ્રવાસ કર્યો, બીજે વખતે સેન્ડવિચ દ્વીપ શોધી કાઢ્યો, પરંતુ આખરે હાવાઇના જંગલી લોકોએ તેનો વધ કર્યો, ( ૧૭૭૯ ). પરંતુ તેના મરણ પૂર્વે તેણે પૂર્વે ઑસ્ટ્રેલિઆને અંગ્રેજ મુલક તરીકે ગણાવવા માંડયો હતો, એટલે તેણે શોધેલા ભાગને ન્યૂ સાઉથ વેલ્સ નામ આપવામાં આવ્યું. સંસ્થાનો સ્થાપવા પ્રત્યે પ્રસરેલી સામાન્ય બેદરકારીને પરિણામે તે સમયે પ્રજાએ આ દેશ પ્રત્યે લક્ષ આપ્યું નહિ. પરંતુ અમેરિકાનાં સંસ્થાનો ગયા પછી કાળા પાણીની સજા પામેલા કેદીઓને હવે ક્યાં મોકલવા એ વિકટ પ્રશ્ન સરકાર સમક્ષ આવતાં તેનું ધ્યાન આ નવા દેશ પર ચોંટયું. ઇ. સ. ૧૭૮૮ માં કેપ્ટન ફિલિપ સૈનિકો અને કેદીઓથી ભરેલું વહાણ લઇ બોટની બે નામે અખાતના જેક્સન બંદરમાં દાખલ થયો, અને ત્યાં કેદીઓનું નાનું ગામ વસ્યું; તેનું નામ સિડની પાડવામાં આવ્યું. ત્યાર પછી તો આવી દેશનિકાલની સજા પામેલા કેદીઓનાં અનેક જૂથ આ દેશમાં ઉતર્યાં. તેમાંના ઘણાઓ તો પોતાની મુદત પુરી થઇ જાય ત્યારે સ્વદેશ પાછા ન જતાં અહીંજ ખેતી કરી ગુજરાન ચલાવવા લાગ્યા. નેપોલિયન જોડેનાં યુદ્ધોની સમાપ્તિ પછી દેશમાં પ્રસરેલી બેકારીને લીધે પણ અનેક કુટુંબો નવાં સંસ્થાનોમાં ભાગ્ય અજમાવી જોવા આવવા લાગ્યાં. સરકારે પણ વસ્તી વધારવાની આશાએ મોંબદલો

લીધા વિના તેમને જમીન આપવા માંડી. ઇ. સ. ૧૮૨૯ માં અંગ્રેજોએ સમગ્ર ખંડ પોતાને તાબે કરી લીધો. દેશના મૂળ વતનીઓની સંખ્યા અલ્પ એટલે નવા સંસ્થાનીઓને યુદ્ધ વિનાજ વસવાટ કરવાનું સુખ મળ્યું. ધીમે ધીમે ક્વીન્સલેન્ડ, વિકટોરિઆ, પશ્ચિમ ઑસ્ટ્રેલિઆ અને ટાસ્માનિઆનાં સંસ્થાનોની સ્થાપના થઇ તેમાં વસવા આવેલા સ્વતંત્ર આગંતુકોએ હવેથી ત્યાં ગુન્હેગારોને મોકલવાનું બંધ કરવા માટે સરકારને વિનતિ કરવા માંડી. ક્રમે ક્રમે સરકારે પણ ઇ. સ. ૧૮૬૮ સુધીમાં તો કેદીઓ મોકલવાનું સર્વથા બંધ કરી દીધું એટલુંજ નહિ, પરંતુ ઑસ્ટ્રેલિઆનો વિકાસ કરવાની યોજનામાં તેણે સમભાવ દર્શાવવા માંડયો.

દેહાંતદંડથીજ ઉતરતી સજા પામેલાઓને નિયમમાં રાખનારી રાજ્યવ્યવસ્થા કેવી હોય? પરંતુ જેમ જેમ ઉદ્યોગી અને સ્વતંત્ર સંસ્થાનીઓ વધતા ગયા તેમ તેમ લશ્કરી રાજ્યપદ્ધતિ બંધ કરી લોકોને પણ રાજકારભારમાં ભાગ આપવો જોઇએ એવો પ્રજામત થવા લાગ્યો. તે સમયે સંસ્થાનોના આંતરવહીવટમાં બને તેટલો ઓછો હસ્તક્ષેપ કરવાની નીતિ ઇંગ્લેન્ડે સ્વીકારવા માંડી હતી, એટલે ઇ. સ. ૧૮૫૦ ના અરસામાં ધારાસભા સ્થાપી તેને હસ્તક દેશની જમીન મૂકવામાં આવી. વળી આ સમયે ન્યૂ સાઉથ વેલ્સ અને વિકટોરિઆમાં સોનાની ખાણો મળી આવી. જગતભરમાં આ સમાચાર પ્રસરી ગયા, અને અસંખ્ય માણસો ધનવાન થઇ જવાની સોનેરી આશાએ ઑસ્ટ્રેલિઆમાં ઉતરી પડયા. કારકુનોએ કચેરીઓ છોડી, ખલાસીઓએ વ્હાણ છોડયાં, ખેડુતોએ જમીન અને ઓજાર વેચી નાખ્યાં, અને એ સર્વ નવા દેશમાં વસવા ચાલ્યા. સોનું તો મળ્યું નહિ; માત્ર થોડા લોકો માલદાર થયા. પરંતુ નવા આવેલા ઉદ્યમી લોકો ત્યાં વસી ગયા એટલે દેશમાં ખેતી વધી અને પરિણામે સમૃદ્ધિ પણ વધી. સિડની, એડેલેડ, ને મેલ્બોર્ન જેવાં સમૃદ્ધ નગરો વસવા લાગ્યાં; ઘેટાંના ઉછેરનો ઉદ્યોગ તો જાણે નવો અવતારજ

પામ્યો, અને પાંચ વર્ષમાં તો વસ્તી બમણી થઇ ગઇ. તાર અને આગગાડી દેશમાં દાખલ થયાં અને પ્રત્યેક સંસ્થાન સમૃદ્ધ થવા લાગ્યું. પ્રત્યેકને કૅનેડા જેવું સ્વરાજ્ય આપવામાં આવ્યું, અને ઇ. સ. ૧૯૦૦ માં આ સર્વ સંસ્થાનોનું એક સંયુક્ત સંસ્થાન સ્થાપવાનો કાયદો કરવામાં આવ્યો. ઇ. સ. ૧૯૦૧ માં આપણા વર્તમાન મહારાજાએ આ નવા સંસ્થાનની નવી પાર્લમેન્ટની પહેલી બેઠક ખુલ્લી મૂકી નવીન રાજ્યપદ્ધતિને ગતિ આપી.

ચીન અને જાપાન જેવા પાડોશમાં આવેલા દેશોના લોકોનો ઑસ્ટ્રેલિઆમાં આવી વસવાનો મોહ જોઇ આવી પડનાર સંકટ ટાળવાની અગમચેતી વાપરી તેઓએ એશિઆવાસીને તે દેશમાં વસવા દેવાની મના કરી છે. કૅનેડાની પેઠે તેણે આરમારો તૈયાર કરવા માંડી છે. આ ઉપરાંત દેશના પ્રત્યેક યુવકને ફરજિઆત લશ્કરી શિક્ષણ લેવાની વ્યવસ્થા પણ આ દેશમાં કરવામાં આવી છે.

## નીચેની તારીખો યાદ રાખોઃ

| | |
|---|---|
| ઇ. સ. ૧૭૬૯ | કૅપ્ટન કૂક ઑસ્ટ્રેલિઆમાં |
| ,, ,, ૧૮૫૦ | ઑસ્ટ્રેલિઆમાં સુવર્ણ મળ્યું. |
| ,, ,, ૧૯૦૦ | ઑસ્ટ્રેલિઆનું સંયુક્ત સંસ્થાન રચાયું. |

## ન્યૂ ઝીલૅન્ડ.

ટાસ્માન અને કૅપ્ટન જેમ્સ કૂક બંને ન્યૂઝીલૅન્ડ જઇ આવ્યા હતા. પરંતુ ઇ. સ. ૧૮૪૦ સુધી ત્યાં સંસ્થાન સ્થાપવાનો પ્રયત્ન સરખો કરવામાં આવ્યો ન હતો. 'ન્યૂઝીલૅન્ડ એસોશિએશન' નામે સ્થપાએલા એક મંડળના પ્રયાસથી પ્રથમ એક વહાણ મોકલી કૂકની સામુદ્રધુની પાસે ઉત્તર દ્વીપોમાં પૉર્ટ નિકલસન વસાવવામાં આવ્યું. ધીમે ધીમે તે વસાહત વેલિંગ્ટન પ્રાંત પર્યંત પ્રસરી ગઇ, એટલે મહારાણી વિક્ટોરિઆની ત્યાં આણ ફેરવવામાં આવી. ઇ સ. ૧૮૪૦ માં ત્યાંના અસલ વતની મેઓરીઓએ સંધિ કરી જમીનની

માલિકીના હક વિના બીજી બાબતોમાં અંગ્રેજોનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું. પછી તો ઑકલેન્ડ, નેલ્સન, ઓટેગો અને કેંટરબરીની ક્રમેક્રમે સ્થાપના થઇ. આ સર્વ સંસ્થાનોમાં ઑસ્ટ્રેલિઆની પેઠે જમીન મફત ન આપતાં વેચાણથી આપી તેનાં ઉપજેલાં નાણાંનો રસ્તા, પૂલ, વગેરે બાંધવામાં ઉપયોગ કરવામાં આવ્યો. ઇ. સ. ૧૮૫૨ માં ન્યૂ ઝીલેન્ડમાં જવાબદાર રાજ્યપદ્ધતિ દાખલ કરવામાં આવી, એટલે તેની ઉત્તરોત્તર પ્રગતિ થવા લાગી. ઇ. સ. ૧૮૬૦–૭૦ નાં વર્ષો દરમિઆન સંસ્થાનીઓને મેઓરી લોકો જોડે વિગ્રહો કરવા પડયા, પરંતુ પાછળથી સંતોષકારક સમાધાન કરવામાં આવ્યું, અને એ ચતુર, બુદ્ધિશાળી પ્રજાને અંગ્રેજો જેટલાજ હક આપી વેલિંગ્ટનની પાર્લમેન્ટમાં પ્રતિનિધિ મોકલવાનો હક આપવામાં આવ્યો. ઑસ્ટ્રેલિઆ જેવાજ આત્મસંરક્ષણના પ્રયત્નો ન્યૂ ઝીલેન્ડમાં પણ પૂર જોસમાં ચાલી રહ્યા છે.

## દક્ષિણ આફ્રિકા.

આફ્રિકાની દક્ષિણે આવેલા કેપ ઑવ્ ગુડ હોપની પ્રથમ શોધ પોર્ટુગીઝ લોકોએ કરી હતી, પરંતુ તેની ઉપયોગિતા તેમને મન બહુ વસી નહોતી. ત્યાર પછી વલંદાઓએ પૂર્વના દેશો જોડે વેપાર કરવામાં અનુકૂળતા થાય એવી આશાએ ઇ. સ. ૧૬૫૨ માં ત્યાં પોતાનું થાણું નાખ્યું, એટલે ધીમે ધીમે તેમની વસ્તી ત્યાં વધવા લાગી. અઢારમા શતકના અંતમાં ફ્રાન્સના રાજ્યવિપ્લવ સમયે નેપોલિઅને હોલેન્ડને વશ કરી આ સંસ્થાન પણ પડાવી લીધું, અને તેની પાસેથી તે અંગ્રેજોને હસ્તક આવી પડયું. અંગ્રેજોએ ત્યાં વસવાનો તો વિચારજ કર્યો નહિ; તેમને મન તો હિંદ જતાં મધ્યમાં પાણી, અનાજ, આદિ લેવા માટે એ અનુકૂળ સ્થળ હતું. તે પ્રદેશમાં હબસી, હોટેન્ટોટ, બેટોસ અને કાફરના નામે સામાન્ય ઓળખાતી જંગલી જાતિઓ રહેતી. જે ડચ

ખેડુતો ( બોઅરો ) ત્યાં વસતા હતા તે પણ જુના અને સાંકડા વિચારના હતા. તેમણે આ જંગલી લોકોને પોતાના ગુલામ બનાવ્યા હતા. નવા આવનાર અંગ્રેજો અને તેમના આચારવિચારમાં બહુ ભેદ હતો, એટલે તેમની જોડે સારો સંબંધ રહે એ સંભવિતજ ન હતું. કાફરોની સંખ્યા અધિક હતી, તેઓ ઢોરઢાંખર ચોરી કે લૂટી જવાનો નિયમિત ધંધો કરતા, અને ડચ ખેડુતોને અનેક રીતે ત્રાસ આપી કાયર કરી મૂકતા. અંગ્રેજી સરકારે આવી મજબુત હાથે કામ લઇ આવી ધાડો બંધ પાડી અને ગુન્હેગારોને પકડી પકડીને સખત સજા કરવા માંડી ત્યાં સુધી તો બધું ઠીક ચાલ્યું, પરંતુ તેમણે દીનબંધુ વિલ્બર્ફોર્સની પ્રેરણાથી થએલા ગુલામગીરીના કાયદા અનુસાર ઇ. સ. ૧૮૩૩ માં સામ્રાજ્યમાં સર્વ ગુલામોને મુક્તિ આપી એ વાત આ બોઅરોને ગમી નહિ. અલબત કાયદા પ્રમાણે ગુલામો મુક્ત કરવાથી તેમને થતા નુકસાનનો બદલો આપવામાં આવ્યો, છતાં તેમણે પોકાર ઉઠાવ્યો કે એ બદલો પૂરો તૃતીયાંશ પણ નથી, અને આ તો અમારા પર અન્યાય થવા બેઠો છે. ઇ. સ. ૧૮૨૮ માં થએલા કાયદા પ્રમાણે ત્યાંના દેશીઓને યુરોપી લોકો જેટલાજ રાજકીય હક આપવામાં આવ્યા હતા, તેથી કોપાયમાન થઇ ગએલા બોઅરોને તો બળતામાં ઘીની આહુતિ આપવા જેવું થયું. બોઅરો તો એમજ માનતા કે અમે ઉચ્ચ છીએ, માટે એ લુચ્ચા, ધાડપાડુ, હત્યારા જંગલીઓને અમારા સમાન ગણવામાં અંગ્રેજો અમારૂં અપમાન કરે છે.

અંગ્રેજોને હાથે આવું અપમાન સહી લેવા કરતાં આપણું સ્વતંત્ર સંસ્થાન સ્થાપવું એવો નિશ્ચય કરી ઇ. સ. ૧૮૩૬ માં અનેક બોઅરો પોતાનાં સ્રીપુત્રાદિક, ઢોરઢાંખર, ગાડાં, બાળબચ્ચાં અને બંદુકો લઇને સ્થળાંતર કરવા લાગ્યા. તેઓ ઉત્તરમાં પ્રસર્યા; કેટલાક તો પર્વત ઓળંગી નાતાલમાં ઉતર્યા, ત્યારે કેટલાક ઓરેન્જ અને વાલ નદી વચ્ચેના પ્રદેશમાં જઇ વસ્યા; વળી બીજા કેટલાક તો

વાલની પેઠે પાર પણ પહોંચ્યા. આ સંસ્થાનને ટ્રાન્સવાલ નામ આપવામાં આવ્યું. ઇ. સ. ૧૮૪૩ માં નાતાલ તો બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યું, અને બાકીનાં બેની સ્વતંત્રતાનો સ્વીકાર કરવામાં આવ્યો. અંગ્રેજો તેમની રાજ્યવ્યવસ્થામાં હાથ ઘાલશે નહિ એમ બોઅરો ધારતા હતા; કદાચ એમની ધારણા ખરી પણ પડી હોત, પરંતુ એક નવીજ પરિસ્થિતિ ઉત્પન્ન થતાં તેમને પોતાની નીતિ બદલવી પડી.

આ વર્ષો દરમિઆન અનેક નવા અંગ્રેજો કેપ કોલોનીમાં વસવા આવ્યા, અને છેક ઓરેન્જ નદી સુધી પ્રસરી ગયા. બીજી બાજુએ ઓરેન્જ ફ્રી સ્ટેટની પૂર્વે વસતા ઝુલુ નામે સાહસિક જાતિના યોદ્ધાઓ જોડે બોઅરોને વારંવાર યુદ્ધ કરવાના ને ત્રાસ વેઠવાના પ્રસંગો આવતા. સર્વ સંયોગોનો વિચાર કરી અંગ્રેજ સરકારે ટ્રાન્સવાલ ખાલસા કરી લીધો, (૧૮૭૭). પોતાના પ્રયત્નોમાં નિષ્ફળ ગએલા ઝુલુ અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ જાગ્યું, તેમાં કેટવાયો નામે પરાક્રમી ઝુલુ સેનાપતિએ ઇસનધલ્વાના પાસે અંગ્રેજોનો પરાભવ કર્યો. પરંતુ થોડાજ સમયમાં ઉલુન્ડી પાસે અંગ્રેજોએ ઝુલુને પૂરી હાર ખવરાવી, એટલે તેઓ અંગ્રેજોને શરણે ગયા.

**પ્રથમ બોઅર વિગ્રહ**:—ઝુલુઓને હરાવ્યા એટલે અંગ્રેજોને ટ્રાન્સવાલ કબજે રાખવાનું કારણ રહ્યું નહિ. બોઅરોમાં અસંતોષ થવા લાગ્યો એટલે તેઓએ ઇ. સ. ૧૮૮૧ માં બંડ કર્યું. અંગ્રેજ સૈન્ય લેંગ્ઝનેક અને માજુબાની ટેકરીના યુદ્ધોમાં હાર્યું. આ સમયે ઇંગ્લેન્ડમાં પ્રધાનપદે આવેલા ગ્લેડસ્ટને તેમને સ્વાતંત્ર્ય આપ્યું.(૧૮૮૪).

સ્વતંત્ર ટ્રાન્સવાલના પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ પૉલ ક્રુગર નામે અંગ્રેજોનો કટ્ટો દ્વેષી થયો. તેની ઇચ્છા તો અંગ્રેજોને દક્ષિણ આફ્રિકામાંથી હાંકી કાઢી પોતાનું રાજ્ય બળવાન્ અને મોટું બનાવવાની હતી. સેસિલ ર્‌હોડ્ઝ નામે આફ્રિકાનો સ્થાયી થએલો રાજદ્વારી નર આફ્રિકાનો બને તેટલો ભાગ અંગ્રેજોની આણ નીચે

લાવી મૂકવાના પ્રયત્નો કરતો હતો. આવી સ્થિતિમાં ઇ. સ. ૧૮૮૩ માં ટ્રાન્સવાલમા સોનાની ખાણુ મળી આવતાં તેની આંતર દશા બદલાઇ ગઇ: જોહાનેસબર્ગ નામે નગર સમૃદ્ધ થયું અને તે પ્રાંતમાં એટલા લોકો આવ્યા કે બોઅરો કરતાં આવા પરદેશીની સંખ્યા વધી ગઇ. ક્રુગરે તો આ નવીન આગંતુક ( Uitlanders ) પ્રત્યે કડક નીતિ રાખી તેમને દેશના રાજ્યવહીવટમાંથી દૂર રાખ્યા; તેમને મતાધિકાર પણુ આપવામાં આવ્યો નહિ. સોના પર એટલા તો ભારે કર નાખ્યા કે રાજ્યનું લગભગ સર્વ ખર્ચ તેમાંથીજ ચાલે તેવી સ્થિતિ ઉત્પન્ન થઇ. સંખ્યા, આચાર, સંસ્કૃતિ, અને સંપત્તિમાં બોઅર કરતાં આટલી શ્રેષ્ઠતા છતાં પોતાને મતાધિકાર પણુ નહિ એ વાત યુરોપીય લોકોને લાંછનાસ્પદ લાગવા માંડી; તેમની અને બોઅરોની વચ્ચે અનેક વેળા અનેક બહાને ટંટા થવા લાગ્યા; આખરે બંડ કરવાની ખાનગી ગોઠવણુ પણુ થવા લાગી.

પરંતુ આવા બંડની કોઇ નિશ્ચિત યોજના થઇ નહિ. નેતાઓમાં મતભેદ પડયો; માત્ર ડૉકટર જેમ્સને ૬૦૦ ઘોડેસવારો સહિત ટ્રાન્સવાલ પર છાપો માર્યો. ચાર દિવસમાં તો તે કેદ પકડાયો, અને બંડનો અંત આવી ગયો. હવે અંગ્રેજો અને બોઅરોનો સંબંધ વધારે કડવો થયો, સેસિલ રહોડઝે કેપ કોલોનીના પ્રધાનપદનું રાજીનામું આપ્યું, અને જર્મન સમ્રાટે ક્રુગરને ધન્યવાદનો સંદેશો મોકલ્યો. આવી વિકટ સ્થિતિમાં સમાધાન કરવાના સંસ્થાન ખાતાના પ્રધાન ચેંબરલેને અનેક પ્રયત્નો કર્યા, પરંતુ ક્રુગરે દુરાગ્રહ નજ તજ્યો. હવે અંગ્રેજો અને બોઅરો વચ્ચે યુદ્ધ થવાનું એ નિશ્ચિત થઇ ગયું. ઇ. સ. ૧૮૯૯ માં વિગ્રહ જાહેર થયો, તેમાં ઓરેન્જ ફ્રી સ્ટેટ ટ્રાન્સવાલ જોડે મળી ગયું.

**બીજો બોઅર વિગ્રહ:**—બોઅરોની ગુપ્ત તૈયારીઓ કયારની ચાલી રહી હતી. તેઓ શુરા, સાહસિક, ચપળ અને સર્વ પ્રદેશના માહીતગાર હતા, એટલે આરંભમાં અંગ્રેજો અનેક સ્થળે હાર્યા.

તેમની પાસે પુરતું સૈન્ય પણ ન હતું ત્યાં તૈયારી તો હોયજ કયાંથી ? લેડી સ્મિથ, કિમ્બર્લી, અને મેફકીંગમાં અંગ્રેજ સૈન્યો સત્વર જ ઘેરાઇ ગયાં. પરંતુ વિજયનો ગર્વ બોઅરોથી જીરવાયો નહિ. તેમને ધન્યવાદ તો ઘણાં રાજ્યોએ આપ્યો, પરંતુ સૈન્ય તો કયાંથીએ આવ્યું નહિ. આફ્રિકાના કિનારા પર ફરતાં અંગ્રેજી વહાણોએ બીજાં યુરોપી રાજ્યોની સહાય આવવા દીધીજ નહિ. આ ઉપરાંત પ્રથમ વિગ્રહમાં અંગ્રેજોએ જલદીથી નમતું આપ્યું એ જોઇ બોઅરો તેમના શૌર્યની યોગ્ય કિંમત કરી શકયા ન હોવાથી તિરસ્કારમાં આ વખતે પણ પ્રમાદી રહ્યા. આ તરફથી ઇંગ્લેન્ડે સ્વયંસેવકોને હાકલ પાડી. માતૃભૂમિની ભીડની વસમી વેળાએ કેનેડા, ન્યૂ ઝીલૅન્ડ અને ઑસ્ટ્રેલિઆનાં સૈન્યો વહાર કરવા આવી પહોચ્યાં. અફઘાનિસ્તાનમાં નામના પામેલો લૉર્ડ રૉબર્ટ્સ સેનાપતિ અને લૉર્ડ કિચનર તેનો સહાયક નિમાયો. અંગ્રેજોએ બોઅરો પર આક્રમણ કરી તેમને ઘેરા ઉઠાવી લેવા ફરજ પાડી, અને ભૂખે મરતાં અંગ્રેજ સૈન્યોને જીવિતદાન આપ્યું. ક્રુડસ્બર્ગના યુદ્ધમાં બોઅરોને હરાવી બ્લૂમફોન્ટેન અને પ્રીટોરિઆ જીતી લેવામાં આવ્યાં. ક્રુગર દેશ છોડી હોલૅન્ડ નાસી ગયો. હજુએ બોઅરોએ નમતું ન આપ્યું. હવે તેમણે અંગ્રેજોની યુદ્ધ અને ભોજનસામગ્રી વગેરે પર ઓચિંતો છાપો મારી તેને લૂટવા કે બાળવા માંડી. લૉર્ડ રૉબર્ટ્સ તો ઇ. સ. ૧૯૦૦ માં પાછો જતો રહ્યો હતો, એટલે પછીનાં બે વર્ષ સુધી કિચનરને ધીરતાથી બોથા અને ડી વેટ જેવા સાહસિક યોદ્ધાઓ જોડે વિગ્રહ ચલાવવો પડયો. પરંતુ આખરે એ બોઅરો થાકયા, કંટાળ્યા, હાર્યા, અને ઇ. સ. ૧૯૦૨ ના જૂન માસમાં સંધિ કરવા તત્પર થયા; પ્રીટોરિઆની સંધિથી બંને સ્વતંત્ર સંસ્થાનો સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યાં.

યુદ્ધ પૂર્ણ થયા પછી દેશમાં સ્થિરતા અને વ્યવસ્થા આણવા માટે લૉર્ડ મિલ્નરને નીમવામાં આવ્યો. ત્રણ વર્ષની તેની દેખરેખ

પછી ઇ. સ. ૧૯૦૬ માં અધિકારમાં આવેલા લિબરલ પ્રધાનમંડળે આ સંસ્થાનોને સ્વરાજ્ય આપ્યું. કેપ કોલોની અને નાતાલ તો અંગ્રેજ અધિકારમાં રહ્યાં હતાં, પરંતુ તેમના વેપાર, ઉદ્યોગ, રેલ્વે અને સમાજની પ્રગતિને માટે એ સર્વ સંસ્થાનોને એક કરી દેવાની યોજના ઇ. સ. ૧૯૦૮ માં વિચારવામાં આવી, અને પાર્લમેન્ટે તેને સંમતિ આપી એટલે ઇ. સ. ૧૯૦૯ માં કેપ ઓફ્ ગુડ હોપ, નાતાલ, ટ્રાન્સવાલ, ઓરેન્જ ફ્રી સ્ટેટ એ ચારેનું દક્ષિણ આફ્રિકાનું



દક્ષિણ આફ્રિકા.

સંયુક્ત રાષ્ટ્ર સ્થાપવામાં આવ્યું. એ સંસ્થાનોની સંયુક્ત પાર્લમેન્ટ ખુલ્લી મૂકવાનો સમારંભ ડયૂક ઑવ્ કૅનોટને હસ્તક કરાવવામાં આવ્યો હતો.

ઇ. સ. ૧૯૧૪ ના મહાન્ વિગ્રહ દરમિઆન કેટલાક અધીરા બોઅરોએ ગ્રેટ બ્રિટન વિરૂદ્ધ બળવો જગાડવાના પ્રયત્નો કર્યા હતા, પરંતુ તે સમયના મુખ્ય પ્રધાન સુવિખ્યાત બોઅર સેનાપતિ લુઇ બોથાની દૃઢ નીતિને પરિણામે આવા સર્વ પ્રયત્નો વ્યર્થ ગયા.

### નીચેની તારીખો યાદ રાખોઃ

૧૪૮૬ કેપ ઑવ્ ગુડ હોપની શોધ.

૧૮૩૬ બોઅરોનું સ્થળાંતર.

૧૮૯૯ બીજો બોઅર વિગ્રહ.

૧૯૦૯ દક્ષિણ આફ્રિકાનું સંયુક્ત સંસ્થાન રચાયું.



## પ્રકરણ ૧૩મું.

### આયર્લૅન્ડનો ઇતિહાસ.

પૂર્વે આપણે જોઇ ગયા કે લિમરિકની સંધિનો ભંગ કરી સ્ટુઅર્ટ રાજાઓના પક્ષકાર કૅથોલિકોને બહુ રંજાડવામાં આવ્યા; તેમને વિદ્યાપીઠોમાંથી દૂર કરવામાં આવ્યા, જમીન ખરીદતા અટકાવવામાં આવ્યા, અને પ્રોટેસ્ટન્ટ જોડે કન્યાવ્યવહાર કરવાની પણ તેમને મના કરવામાં આવી. પ્રોટેસ્ટન્ટ સભ્યોની બનેલી પાર્લમેન્ટે દેશની ⅚ જેટલી કૅથોલિક પ્રજા વિરૂદ્ધ કડક કાયદાઓ કરી તેનો નિર્દય રીતે અમલ કરવા માંડયો. આ ઉપરાંત ધાર્મિક વિષયોમાં પણ કૅથોલિકો ઉપર અણુઘટતું દબાણ થયું. જ્યૉર્જ ૧લાના સમયમાં એવો કાયદો કરવામાં આવ્યો કે ઇંગ્લૅન્ડને માટે થએલા ધારા આયર્લૅન્ડને પણ

લાગુ પડે છે. આથી તો આઇરિશ પાર્લમેન્ટની નામની સત્તાએ જતી રહી. આયર્લૅન્ડનો વહીવટ કરનારા અમલદારો દેશના અજાણ્યા અને ઇંગ્લૅન્ડનું હિત જોનારા આવતા, અમીરોની સભામાં અર્ધ સંખ્યા તો પ્રોટેસ્ટન્ટ ધર્માધિકારીઓની હતી, આમની સભામાં પ્રતિનિધિ મોકલવાનો મતાધિકાર તો થોડાજ માણસને હતો, અને નવી પાર્લમેન્ટ ક્યારે મળે તે માટે કોઇ નિયમ ન હતો એટલે તે દેશની રાજ્યવ્યવસ્થા અસંતોષકારક રીતે ચાલતી. તેમાં અંગ્રેજ વેપારીઓ ઇર્ષ્યાથી આયર્લૅન્ડના વેપારઉદ્યોગમાં બને તેટલી અડચણ કરતા. ચાર્લ્સ રાજાના અમલમાં ઘેટાંબકરાં કે ઢોર ઇંગ્લૅન્ડમાં આયાત કરવાની મના કરવામાં આવી હતી અને વિલિયમ રાજાના સમયમાં તૈયાર માલ ઇંગ્લૅન્ડ વિના બીજા દેશોમાં ન વેચવાનું ફરમાન થયું હતું. આયર્લૅન્ડનો ઊનનો ઉદ્યોગ તો નષ્ટપ્રાય થઇ ગયો. નૌયાનના કાયદાએ પણ આયર્લૅન્ડના વેપારને ફટકો માર્યો. ધીમે ધીમે પ્રોટેસ્ટન્ટોને પણ આ વાત સાલવા લાગી અને ઇંગ્લૅન્ડથી આયર્લૅન્ડને જુદું પાડી દેવાની વૃત્તિ ઉત્પન્ન થવા માંડી ૧૮ મા શતકના આરંભમાં અનેક દુઃખી અને ગરીબ આઇરિશો સ્વદેશ તજી સ્પેન અને ફ્રાન્સ જઇ વસ્યા, કેટલાક તો તે દેશોનાં સૈન્યોમાં પણ જોડાયા, અને ફ્રાન્સ જોડેના વિગ્રહોમાં તે શુરાઓ ઇંગ્લૅન્ડની વિરૂદ્ધ લડયા.

અમેરિકાના સ્વાતંત્ર્યવિગ્રહ દરમિઆન આયર્લૅન્ડને કંઇક સ્વતંત્રતા આપવામાં આવી. ફ્રાન્સે અમેરિકાને સહાય કરી હતી એટલે કોઇ પ્રસંગે પણ તે આયર્લૅન્ડ પર આક્રમણ કરશે એવો ભય આઇરિશોને સદા રહ્યા કરતો. દેશનું રક્ષણ કરવા અને ફ્રાન્સનો ભય ટાળવા સર્વ પંથના લોકોએ મતભેદ છોડી, એકત્ર થઇ અપૂર્વ સ્વાર્થત્યાગથી સ્વયંસેવકોની ટુકડી તૈયાર કરી. સરકારે તેમાં સહાય તો ન આપી, પરંતુ પ્રસંગની ગંભીરતા વિચારી કશી હરકત પણ ન કરી. પછી તો સંસ્થાનો સ્વતંત્ર થયાં. એટલે આઇરિશોના હૈયામાં જોર આવ્યું. અમારી પાર્લમેન્ટને સ્વતંત્ર કરી અમારા ઉદ્યોગ ઉપરનાં

બંધનો રદ કરવાં જોઇએ એમ તેઓ એક મતે પોકારીને કહેવા લાગ્યા. હેનરી ગ્રેટન નામના ચતુર આગેવાને લડત ઉપાડી અને તેને પરિણામે ઇ. સ. ૧૭૮૦માં આયર્લેંન્ડના વેપાર ઉપરનાં બંધનો રદ થયાં. ત્યાર પછી ઇ. સ. ૧૪૯૨માં થએલો પૉયનિંગઝનો કાયદો રદ કરી પાર્લમેન્ટને સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું. (૧૭૮૨). હવે સુધારા-વધારા કરવાની જરૂર નથી એમ જ્યારે ડબ્લીનના સરકારી અધિકારીઓ કહેવા લાગ્યા, એટલે કાર્યકુશળ ગ્રેટને વધુ સુધારા મેળવવાની લડત ચાલુ રાખી.

ફ્રાન્સના રાજ્યવિપ્લવમાં સમાનતા, સ્વતંત્રતા અને બંધુતાના પોકારે આયર્લેંન્ડ ઉપર અજબ અસર કરી. આઇરિશોએ તો એ બનાવને વધાવી લીધો અને ફ્રાન્સની રાજ્યઘટનાને આદર્શ ગણી ફ્રાન્સનો દાખલો જોઇને કેટલાક અધીરાઓને તો ઇંગ્લેન્ડ જોડેનો સંબંધ તોડવાની પણ કલ્પના થઇ, અને તેમણે એક ઉદ્દામ પક્ષ સ્થાપ્યો. વુલ્ફટોન નામના જ્વલંત દેશભક્તિના આવેશવાળા ગૃહસ્થે રોમન કેથોલિક અને અલ્સ્ટરના પ્રેસ્બિટિરિયનોને સમજાવી 'સંગઠિત આઇરિશ લોક' (United Irishmen) નો પક્ષ રચ્યો ,(૧૭૯૧). તેની લોકપ્રિયતા સાથે સભ્યોની સંખ્યા તડામાર વધવા લાગી. પ્રોટેસ્ટન્ટોએ 'ઓરેન્જમેન' નામે મંડળ સ્થાપી આ પક્ષનો બને તેટલો વિરોધ કરવા માંડયો. મુખ્ય પ્રધાન પિટ્ટને લાગ્યું કે હવે કંઇક થવાની જરૂર છે. તેણે સર્વ પ્રયત્નો ખર્ચીને કેથોલિકોને મતાધિકાર આપવાનો કાયદો આઇરિશ પાર્લમેન્ટ પાસે કરાવ્યો. હવે તેઓ સભાસદ થવા દેવાની માગણી કેમ ન કરે ? ફિટ્ઝ વિલિયમ નામે આયર્લેંન્ડના ઉદાર વાઇસરૉયનો તેમ કરવા દેવાનોજ મત હતો, પરંતુ આયર્લેન્ડના પ્રોટેસ્ટન્ટો અને સરકારી અમલદારોના સંયુક્ત વિરોધ સામે તેને નમતું આપીને દેશમાંથી જવું પડયું. વુલ્ફટોનના સાથીઓએ આયર્લેંન્ડમાં બંડ જગાડી ફ્રેંચોની સહાય માગી. ૧,૪૦,૦૦૦ સૈનિકોથી ભરેલાં ૪૩ ફ્રેન્ચ જહાજો ઇ. સ. ૧૭૯૫ માં આયર્લેંન્ડ જવા નીકળ્યાં; રસ્તામાં તેમને તોફાન નડયું અને એક

પણ ફ્રેન્ચ બચ્ચો આયર્લેન્ડને કિનારે ઉતરવા પામ્યો નહિ; બંડ બેસી ગયું. ચીડાએલા પ્રોટેસ્ટન્ટોએ 'ઓરેન્જમેન' નામે નવો સંઘ રચી કેથોલિકો સામે કમર કસી, એટલે દેશની સ્થિતિ વિકટ થઇ ગઈ. તેમાં અલ્સ્ટરના લોકોને નિઃશસ્ત્ર કરવાનું સરકારી ફરમાન નીકળ્યું. દેશમાં તો ખળભળાટ થઇ રહ્યો અને ઇ. સ. ૧૭૯૮ માં જે બળવો ફાટી નીકળ્યો તેમાં જમીનદારો પણ જોડાયા. લોકોને તો પોતાની અનેક ફરિયાદોનો નિર્ણય કરી લેવો હતો. તેમને પ્રોટેસ્ટન્ટ ધર્માલયો માટે કર આપવો ભારે પડતો હતો, અને પાર્લમેન્ટના સુધારણા તથા ધાર્મિક છૂટ જોઇતી હતી. ઇંગ્લેન્ડથી છુટા પડવાની આ સંધિ છે એમ તેઓ માનતા. સરકારે તો કડક ઉપાયો વડે બંડની જ્વાલાને સર્વત્ર ફરી વળતાં અટકાવી. આઇરિશો તાલીમ કે સાધન વિનાના હતા, તેમનામાં પરસ્પર સહકાર જોઇએ તેવો ન હતો અને દેશની સામાન્ય પ્રજા ઉદાસીન રહી હતી, એટલે સરકારનું કાર્ય સરલ થઇ પડયું. અલ્સ્ટરના લોકોને નિઃશસ્ત્ર કરી ત્યાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો. બંડખોરોના મુખી એડવર્ડ ફિટ્ઝરોલ્ડને પકડવામાં આવ્યો; ન્યૂ રોસ અને વિનેગાર હિલનાં યુધ્ધોમાં બંડખોરોને યોગ્ય દંડ દેવામાં આવ્યો. થોડા સમયમાં તો શાંતિ પ્રસરી.[1] પિટ્ટને લાગ્યું

---

૧ બંડખોરો હાર્યા છતાં તેમની દેશપ્રેમની ભાવના તો ઉત્કટ હતી એ નિઃસંશય. તે ભાવની કદર કરતાં એક કવિ લખે છે કે:

They rose in dark and evil days,
To right their native land;
They kindled here a living blaze,
That nothing shall withstand.
Alas ! that might can conquer right,
They fell and passed away;
But true men, like you men,
Are plenty here to-day.

*J. K. Ingram.*

કે આયર્લૅન્ડ જોડે સ્નેહભાવ કેળવવા માટે અને કેથોલિક અને પ્રોટેસ્ટન્ટો વચ્ચેના દ્વેષનો નાશ કરવા માટે ગ્રેટ બ્રિટન અને આયર્લૅન્ડ એક થઇ જવાં જોઇએ. બંનેમાંથી કોઇ ધર્મવાળાને આ વાત તો રુચતી ન હતી, પરંતુ મંત્રીએ પ્રોટેસ્ટન્ટ સભ્યોને ઉમરાવ-પદ અને ભેટોની લાલચ આપીને અને કેથોલિકોને ધાર્મિક નિયંત્રણ દૂર કરવાનું વચન આપીને પોતાના પક્ષમાં મેળવી લીધા. ઇ. સ. ૧૮૦૦ માં બંને દેશોને જોડી દેવાનો કાયદો થયો. આ કાયદાથી આયર્લૅન્ડને ૪ ધર્માધિકારી અને ૨૮ અમીરો મળી ૩૨ સભ્યોને અમીર સભામાં અને ૧૦૦ સભ્યો આમની સભામાં મોકલવાનો હક મળ્યો. વળી બંને દેશો વચ્ચે નિરંકુશ વેપાર કરવાની છૂટ મૂકવામાં આવી.

હજુએ કેથોલિકો પરનાં બંધનો રદ કરવાના અને જમીનના વિકટ પ્રશ્નોના નિર્ણયો તો બાકીજ રહ્યા હતા. ૧૯મા શતકમાં બ્રિટિશ પાર્લમેન્ટ સમક્ષ આઇરિશ પ્રશ્ન વારંવાર આવવા લાગ્યો. ઇ. સ. ૧૮૨૯, ૧૮૩૪, ૧૮૪૬, અને ૧૮૮૬માં પ્રધાનમંડળો બદલાયાં તે સર્વ આયર્લૅન્ડના પ્રશ્ન પર મતભેદ થવાને લીધેજ.

**ડેનયલ ઓકોનેલઃ**—વૉટર્લુના યુદ્ધમાં નેપોલિઅનનો પરાજય થયા પછી ૩૦ વર્ષ સુધી આયર્લૅન્ડના રાજકારણમાં ડેનિયલ ઓકોનેલ નામે સુપ્રસિદ્ધ કેથોલિક ધારાશાસ્ત્રી અગ્રેસર હતો. તેનું વકતૃત્વ, વક્રોક્તિ અને વિનોદમય છટાથી જનસમાજ પર તે ઊંડી અસર કરતો. તેણે પાર્લમેન્ટના સભ્ય થવાની કેથોલિકોની કાયદેસર અપાત્રતા દૂર કરાવવા માટે 'રોમન કેથોલિક એસોસિએશન'ની સ્થાપના કરી. ( ૧૮૨૩ ). અસંખ્ય આઇરિશો તેમાં જોડાયા, અને તેને ટકાવી રાખવા માટે નિયમિત નાણાં આપવા લાગ્યા. ઠામઠામ તેની શાખાઓ કાઢી સમગ્ર દેશને ખળભળાવી મૂક્યો. ગામે ગામ સભાઓ ભરી ભાષણોદ્વારા તેણે લોકોને સમજાવવા માંડયું. કે કેથોલિકને મુક્તિ

આપવાના મતમાં હોય તેવાજ સભ્યોને આપણે મત આપવો. પછી તો પોતે કેથોલિક હોવા છતાં કલેર પરગણા તરફથી ઉમેદવાર તરીકે બહાર પડયો, અને જ્યાં જ્યાં સભ્યોની જગા ખાલી પડે ત્યાં પોતે ઉમેદવાર થવાની ઇચ્છા દર્શાવવા લાગ્યો. લોકોએ તેનીજ વરણી કરી. આયર્લેન્ડમાં તો કેથોલિકોના લાભમાં ભયંકર ચળવળ ચાલી અને કોઇ પણ વખતે પ્રજા તોફાન કરી બેસશે એવો સરકારને ભય લાગ્યો. વેલિંગ્ટનના ટોરી પ્રધાનમંડળે પ્રજામતને નમતું આપી ઇ. સ. ૧૮૨૯માં કેથોલિકોની મુક્તિનો કાયદો પસાર કર્યો. કેથોલિકોને પાર્લમેન્ટના સભ્ય થવામાં હવે બાધ રહ્યો નહિ. હવે ઓકોનેલે પ્રોટેસ્ટન્ટ ધર્માલયો વિરૂદ્ધ ચળવળ ઉપાડી. કેથોલિક પ્રજાની બહુમતીવાળા દેશમાં અન્ય પંથનું ધર્માલય શા માટે નિભાવવું જોઇએ? લોકો તે માટે કર શા માટે આપે? આવા આવા પ્રશ્નો ઉપર તેણે જોરદાર વ્યાખ્યાનો આપવા માંડયાં. કોઇ કોઇ સ્થળે કર ભરનાર અને વસુલ કરનારનાં ખૂન થયાં વ્હીગ પ્રધાનમંડળે આવાં તોફાનો શમાવવા માટે કરેલા કાયદાથી તો ઉલટો તેને વેગ મળ્યો. ઇ. સ. ૧૮૩૫માં લૉર્ડ મેલ્બોર્ન પ્રધાનપદે આવતાં તેણે ઓકોનેલ જોડે વિષ્ટિ ચલાવી યોગ્ય નિર્ણય આણવાનું વચન આપ્યું એટલે ચળવળ નરમ પડી. કરમાં સુધારો થયો. ઇંગ્લેન્ડની પેઠે ગરીબીનો કાયદો પસાર કરવામાં આવ્યો, અને ગરીબો પરથી ભાર જઇ જમીનદારો પર પડયો. ઇ. સ. ૧૮૪૧માં પીલ પ્રધાનપદે આવતાં ઇ. સ. ૧૮૦૦માં આયર્લેન્ડનો ઇંગ્લેન્ડ જોડે થએલો સંયોગ રદ કરાવવાની ચળવળ ઓકોનેલને નેતૃપદે ઉપડી. આઇરિશોને સ્વતંત્ર પાર્લમેન્ટ સ્થાપી પોતાના અધિકારીઓ તેને જવાબદાર રહે એવું કરવું હતું. ઓકોનેલે સ્વરાજ્ય માટે સ્થળે સ્થળે ફરીથી વ્યાખ્યાનો કરવા માંડયાં, દેશપ્રેમની ભરતી ચડી, હજારો માણસો ભાષણો સાંભળવા એકત્ર થવા લાગ્યાં, અને સરકારને પ્રતિકાર શોધવાની જરૂર લાગી, એટલે સભાબંધીનો હુકમ કાઢી ઓકોનેલની એક જંગી સભા તેણે અટકાવી પછી તો તેના પર બીજે રાજદ્રોહી ભાષણો કરવાનો આરો

મૂકી તેને કારાગૃહમાં મોકલ્યો, ( ૧૮૪૦ ). અમીરોની સભાએ તેને નિર્દોષ ઠરાવ્યો પરંતુ હવે ઓકાનેલની ઉતરતી કળા આવી; ચીલની જોડે વિષ્ટિમાં તે નમ્યો એટલે ' તરુણ આયર્લૅન્ડ" નામે નવા સ્થપાએલા જહાલ પક્ષે તેને મુખી સ્વીકારવાની ના પાડી. ત્રણ વર્ષ પછી તો આ સમર્થ દેશસેવક ત્રીસ વર્ષની સેવા પછી મરણ પામ્યો, ( ૧૮૪૭ ).

**ફેનિઅન મંડળ**—આ દરમિઆન આયર્લૅન્ડમાં પાક નિષ્ફળ જવાથી ભયંકર દુકાળ પડ્યો અને લોકોની સ્થિતિ અસહ્ય થઇ ગઇ. અનેક લોકોને ભૂખમરો વેઠવાનો આવ્યો, અસંખ્ય લોકો મરણ પામ્યા અને કેટલાક દેશ છોડી અમેરિકા જઇ વસ્યા. સરકારે લોકોને સહાય તો આપી પરંતુ તેના નિયમોને લીધે તે પૂરતા પ્રમાણમાં અપાઇ નહિ. ભૂખમરો અને વિદેશવાસને લીધે એક વર્ષમાં વીસ લાખ મનુષ્યોની વસ્તી ઘટી. સરકારે ગરીબોનાઃ કલ્યાણ અર્થે જમીન વેચાણનો જે કાયદો કર્યો તેનું પરિણામ ઉલટું અનિષ્ટ આવ્યું. નવા જમીનદારોએ તો જુના ભાડુતોને હાંકી કાઢ્યા એટલે તે લોકોના પેટગુજારાનું રહ્યું સહ્યું સાધન પણ નાશ પામ્યું. દેશમાં બેરોજગારી વધતાં દંગાફિસાદ થવા લાગ્યાં, અને સરકારને ઉગ્ર દમનનીતિ આદરવી પડી. આથી તો સ્મિથ ઓબ્રાયન નામના એક અવિચારી ગૃહસ્થના અગ્રપદે સશસ્ત્ર રાજદ્રોહી ચળવળ શરૂ થઇ. તેને સત્વરજ શમાવી દેવામાં આવી, પરંતુ દેશમાં તેમણે રોપેલું વિચારબીજ કાયમ રહ્યું, અને આયર્લૅન્ડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાના હેતુથી ક્રાન્તિકારક બંડખોરોએ ઇ. સ. ૧૮૫૯માં ફેનિઅન મંડળની સ્થાપના કરી.

**ગ્લૅડસ્ટન અને આઇરિશ પ્રશ્નઃ**—ઇ. સ. ૧૮૬૯માં ગ્લૅડસ્ટનના પ્રધાનપદે આયર્લૅન્ડ સંબંધી નીતિએ નવીજ દિશા લીધી. તેણે ઇ. સ. ૧૮૬૯માં પ્રોટેસ્ટન્ટ ધર્માલયો જોડે સરકારી સંબંધ બંધ કરી બચત નાણાંનો બીજો વ્યય કરવાનો કાયદો કર્યો. બીજે વર્ષ

તો તેણે જમીનનો કાયદો કર્યો, ( ૧૮૭૦ ). આ કાયદો થયા પૂર્વે ખેતરોના ભાડુતોને જમીનમાં ખાતર નાખવું હોય, સુધારા કે મરામત કરવાં હોય તો પોતીકાંજ નાણાં વાપરવાં પડતાં; જમીનદાર તો ઉપજનો ભાગ લઇને છુટો થઇ જતો; વધારે ઉપજ આવે ત્યારે તે વધારે ભાગ માગી શકતો, પરંતુ ખર્ચમાં તે ભાગ આપતો નહિ. આ ઉપરાંત ગમે ત્યારે ભાડુતને કાઢી મુકી તેણે કરેલા ખર્ચ બદલ તે મોંબદલો આપતો નહિ. હવેથી એવું ઠર્યું કે ભાડુતોએ કરેલા ખર્ચ બદલ તેમને યોગ્ય બદલો આપવો અને યોગ્ય કારણ વિના તેમને રજા આપવી નહિ. આમ અન્યાય દૂર થયા છતાં આયરિશો રીઝ્યા નહિ, એટલે વધતા જતા અસંતોષને ડામવા ગ્લેડસ્ટનને સખતાઇના કાયદા કરવા પડયા. ડિઝરાયેલીના પ્રધાનપદમાં અમેરિકન માતા અને આયરિશ પિતાને પેટે જન્મેલા ઇંગ્લેન્ડથી આયર્લેન્ડને સ્વતંત્ર કરવાનાં સ્વપ્નો જોનારા ચાર્લ્સ પાર્નેલ નામે મુખીએ ઇ. સ. ૧૮૦૦નો કાયદો રદ કરાવી આયર્લેન્ડમાં સ્વતંત્ર પાર્લમેન્ટ સ્થાપવા માટે પાર્લમેન્ટમાં વિરોધ નીતિ સ્વીકારી આયર્લેન્ડ સિવાયના બીજા પ્રશ્નોમાં વિઘ્ન નાખવા માંડયાં જમીનના કાયદામાં સુધારા કરાવવા માટે સ્થપાએલા ' જમીન સંઘ ' નો પોતે સભ્ય બની સંઘની નીતિ વિરૂદ્ધ ચાલનારનો સામાજિક અને રાજકીય બહિષ્કાર કરવાનો ઉપદેશ કરવા લાગ્યો. લિબરલ પ્રધાનમંડળ પાછું અધિકારમાં આવતાં તેણે આયર્લેન્ડના પ્રશ્નનો તોડ કાઢવાનો નિશ્ચય કર્યો. પાર્નેલના સંચલનને પરિણામે ઇ. સ. ૧૮૮૧માં જમીનનો બીજો કાયદો કરી જમીનદારોને ભાડું લેવાનો અધિકાર આપી તેના દર ઠરાવનારી જુદી અદાલત સ્થાપી અને ભાડું નિયમિત મળે ત્યાં સુધી જમીનદાર ભાડુતને રજા આપી ન શકે તેવું બંધન નાખ્યું. પરંતુ લોકોમાં તો અસંતોષ પ્રસરતોજ ગયો; કોઇ જમીનદારોના ખૂન થયાં, કોઇનાં ઘરો અને વખારો બાળવામાં આવ્યાં, અને બીજાઓને ધમકીઓ આપવામાં આવી. પાર્નેલને કેદ કરી પાછો થોડા દિવસમાં છોડી દેવામાં આવ્યો. લૉર્ડ ફ્રેડરિક કેવેન્ડીશ નામે આય-

લૅન્ડના મંત્રીનું ખૂન થયું: હવે તો ગ્લૅડસ્ટન જેવાને પણ આ વિષમય દંગો બેસાડી દેવા માટે કડક કાયદાઓ રચવા પડયા. પરંતુ પરિસ્થિતિ તો વિકટજ થતી ગઇ, એટલે તે દેશમાં શાંતિ સ્થાપવાના રામબાણ ઉપાય તરીકે ગ્લૅડસ્ટને તેને સ્વરાજ્ય આપવાનો ખરડો આણ્યો, ( ૧૮૮૬ ). લિબરલોમાં તડ પડયાં, ચેમ્બર્લૅન અને બ્રાઇટ જેવાએ ગ્લૅડસ્ટનનો સાથ છોડયો, ગ્લૅડસ્ટનને રાજીનામું આપવું પડયું અને યુનિઅનિસ્ટ નામે નવો પક્ષ સ્થપાયો. ઇ. સ. ૧૮૯૨ માં ગ્લૅડસ્ટને ફરી અધિકારમાં આવતાં એ ખરડો રજુ કર્યો, પરંતુ અમીરોએ તેને ઉડાવી દીધો. યુનિઅનિસ્ટ પક્ષે ૧૮૮૬ થી ૧૮૯૨ અને ૧૮૯૫–૧૯૦૫ દરમિઆન આયર્લૅન્ડમાં કડક નીતિ રાખી શાંતિ આણી. પાર્નેલ એક ખાનગી મુકર્દમામાં પ્રતિષ્ઠા ખોઇ બેઠો એટલે તેના અનુયાયીઓ ઘટયા અને સરકારને પોતાના કાર્યમાં ઘણી અનુકૂળતા થઇ. રેડમંડ નામે નેતાએ હવે ચળવળ આગળ ચલાવવા માંડી. તે દરમિઆન આયર્લૅન્ડમાં કેટલાક સુધારા દાખલ કરવામાં આવ્યા. આગગાડીની નવી સડકો બંધાઇ, ઇ. સ. ૧૮૯૮ માં સ્થાનિક સ્વરાજ્યમાં સુધારા કરવામાં આવ્યા, અને ઇ. સ. ૧૯૦૩ ના કાયદાથી ખેડુતને જમીન ખરીદીના કાર્યમાં સુગમતા કરી આપવામાં આવી.

**સ્વતંત્ર આયર્લૅન્ડ:**—ગ્લૅડસ્ટન તો ઇ. સ. ૧૮૯૪ માં જાહેર જીવનમાં વાનપ્રસ્થ થયો હતો. ઇ. સ. ૧૯૦૬ માં લિબરલો પુનઃ અધિકારપદે આવ્યા એટલે તેમણે ફરીથી જુના પ્રશ્નો ઉપાડયા. ઇ. સ. ૧૯૦૨ માં એસ્કિવથે આયર્લૅન્ડને સ્વરાજ્ય આપવાના કાયદાનો ખરડો પાર્લમેન્ટમાં રજુ કર્યો. યુનિઅનિસ્ટ પક્ષના નેતા સર એડવર્ડ કાર્સને એ ખરડાનો વિરોધ કરી શસ્ત્ર ઉપાડવાની ધમકી આપી. આખરે તે ખરડો ઇ. સ. ૧૯૧૨, ૧૯૧૩, ૧૯૧૪માં આમની સભામાં પસાર થયો એટલે તે કાયદો તો થયો, પરંતુ યુરોપમાં ભયંકર યાદવાસ્થળી થવાથી તેનો અમલ થયો નહિ.

ઇ. સ. ૧૯૧૬ માં ડબ્લીનમાં બંડ થયું, તેને તરતજ શમાવી દેવામાં આવ્યું. પરંતુ સ્વરાજ્યપક્ષનું જોર ઘટ્યું અને સ્વરાજ્ય લેવા માટે સશસ્ત્ર ચળવળ કરવાની હિમાયત કરનારા સિનફીન પક્ષનું પ્રાબલ્ય થયું, અને ઇ. સ. ૧૯૧૮ માં મળેલી પાર્લમેન્ટમાં તો આ પક્ષની બહુમતી થઇ, અને સ્વરાજ્યવાદીઓ નિર્માલ્યવત્ થઇ ગયા.[1] દરમિઆન ઇ. સ. ૧૯૨૦ માં આયર્લેન્ડના દક્ષિણ ( ૨૬ પરગણાં ) અને ઉત્તર ( ૬ પરગણાં ) એવા બે વિભાગ પાડવામાં આવ્યા, અને બંનેને સ્વતંત્ર પાર્લમેન્ટ આપવામાં આવી. ઇંગ્લેન્ડ જોડે સંબંધ ટકી રહેવાથી ખુશી થએલા ઉત્તરવાસીઓની નવી પાર્લમેન્ટ મહારાજા જ્યોર્જે સ્વહસ્તે ખુલ્લી મૂકી, (મે, ૧૯૨૧). દક્ષિણવાસીઓએ તો આવા વિભાગ સ્વીકારવાની ના પાડી સમગ્ર દેશ માટે સ્વરાજ્યની માગણી જોસભેર ચાલુ રાખી. દેશમાં અવ્યવસ્થા થઇ રહી, અને રક્તપાત પણ થયો. અંતે ૧૯૨૧ ના જુલાઇ માસમાં સરકારે આ પ્રશ્નનો નિર્ણય કરવાનું કાર્ય બંને વિભાગના શિષ્ટ મંડળને સોંપ્યું. ડીસેંબર માસમાં કોલકરાર થયો અને આયર્લેન્ડે બ્રિટનની નાવિક સુરક્ષિતતામાં આડે ન આવવાની, આઇરિશ ફ્રી સ્ટેટમાં મળવું કે નહિ તે અલ્સ્ટરની ઇચ્છા પર છોડી દેવાની, અને ગ્રેટ બ્રિટનને રાજનિષ્ઠ રહેવાની કબુલાત આપી, એટલે ઇ. સ. ૧૯૨૨ માં આઇરિશ ફ્રી સ્ટેટનો કાયદો થયો. આ કાયદાથી બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વયંસત્તાક સંસ્થાનો જેવો આયર્લેન્ડનો દરજ્જો ઠરાવવામાં આવ્યો

૧ આ પક્ષે પોતાની 'ડેલ એરન' Dail Eireann નામે સ્વતંત્ર સભા સ્થાપી આયર્લેન્ડને લોકસત્તાક રાજ્ય જાહેર કર્યું, અને ડી વેલેરાને પ્રથમ અધ્યક્ષ તરીકે નીમ્યો. નવી સરકારને આ સભાએ કામજ ન સોંપ્યું; ડી વેલેરાએ તો સશસ્ત્ર વિરોધ આદર્યો. સેનાપતિ કોલિન્સ અને અધ્યક્ષ ગ્રિફિથના મરણથી બાલરાજ્ય ઉપર સંકટની પરંપરા આવી પડી. પરંતુ નવીન પ્રમુખ કોસ્ગ્રેવે સિનફીનરો જોડે લડવાનું ચાલુ રાખ્યું. ૧૯૨૩ માં ડી વેલેરાનાં પક્ષે શસ્ત્રો મ્યાન કર્યાં એટલે ત્યારથી રાજ્યવહીવટ સરળ થયો.

અને આયર્લૅન્ડમાં રાજપ્રતિનિધિ તરીકે કેનેડાની પેઠે ગવર્નર જનરલ નીમવાનું ઠર્યું.

ચાર પાંચ શતકોથી સ્વાતંત્ર્ય માટે પ્રાણ સોંઘા કરનાર આ શૂરી પ્રજાનો સ્વાતંત્ર્ય યજ્ઞ પુરો થયો. તેના તપની સિદ્ધિ થઈ; તેને સામ્રાજ્યમાં સ્વરાજ્ય મળ્યું.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### રાજ્ય અને સામ્રાજ્યની વ્યવસ્થા.

#### રાજ્યવ્યવસ્થા.

કોઇ પણ સુવ્યવસ્થિત રાજ્યતંત્રમાં મુખ્યત્વે ત્રણ સંસ્થાઓ હોય છે: (૧) રાજ્યનો વ્યવહાર ચલાવવા માટે કાયદા કરનારી સંસ્થા, (૨) આ કાયદાઓનો ઉપયોગ કરનારી સંસ્થા, અને (૩) એ કાયદાઓ બરાબર પળાય છે કે નહિ તેની તપાસ રાખી તેની વિરૂદ્ધ વર્તન કરનારને યોગ્ય શાસન કરનારી સંસ્થા. ઈંગ્લૅન્ડ જેવા પ્રબળ રાજ્યની આ ત્રણે પ્રકારની સંસ્થાઓનો આપણે ક્રમવાર વિચાર કરીએ.

બ્રિટિશ સામ્રાજ્યમાં કાયદા કરનારી સર્વશ્રેષ્ઠ સંસ્થા ગ્રેટ બ્રિટનની પાર્લમેન્ટ છે. તેમાં પાછી ત્રણ સંસ્થાઓનો સમાવેશ થઇ જાય છે: (૧) **રાજા**, (૨) **અમીરોની સભા**, અને (૩) **આમની સભા**. કોઇ પણ ખરડાને કાયદાનું સ્વરૂપ આપવા પૂર્વે તેને આમની અને અમીરોની સભામાં પસાર થયા પછી રાજાની સંમતિ મેળવવી પડે છે.

**રાજા**—રાજ્યક્રાન્તિ પછી થએલા કાયદાની રૂએ ઈંગ્લૅન્ડનો રાજા પ્રોટેસ્ટન્ટ હોવો જોઇએ. તે સર્વ વહીવટ પ્રધાનમંડળની સલાહને અનુસરીને કરે છે, છતાં પણ પાર્લમેન્ટ બોલાવવી, બરખાસ્ત કરવી કે મોકુફ રાખવી, પાર્લમેન્ટે કરેલા કાયદાને સંમતિ આપવી કે નહિ, ધર્મખાતા અને બીજી જગાઓ પર નીમણૂક કરવી, નવા અમીરો બનાવવા, શિક્ષા પામેલા આરોપીને ક્ષમા આપવી, સંધિ વિગ્રહ કરવા: એ સર્વ તેના અધિકારમાં

છે. પાર્લમેન્ટે મંજુર રાખેલા ખરડાને અમાન્ય રાખવાની સત્તાનો ઉપયોગ ઇ. સ. ૧૭૦૭ પછી કોઇ રાજાએ કર્યો નથી. એક સમયે રાજાની જરૂર નથી એવો લોકમત હતો, પરંતુ આજે એમ મનાવા લાગ્યું છે કે આ વિશાળ સામ્રાજ્યને એકત્ર રાખવામાં, પરરાજ્યો જોડેના વ્યવહારમાં સુસંગતિ રાખવામાં, અને રાજ્યતંત્ર દૃઢ રાખવામાં વંશપરંપરાના રાજપદ જેવી બીજી એક પણ સંસ્થા નથી.

**અમીરોની સભા**—આ સભામાં કેટલાક (૧) વંશપરંપરાના હકથી, (૨) કેટલાક રાજાએ તેમને પદવી આપી હોય તેથી, (૩) કેટલાક કાયદાના નિષ્ણાત હોવાથી, (૪) કેટલાક ધર્માધિકારીઓ હોવાથી, અને (૫) કેટલાક સ્કૉટલૅન્ડ અને ઉત્તર આયર્લૅન્ડના અમીરોના પ્રતિનિધિ હોવાથી આવી બેસે છે. સભ્યોની સંખ્યા વારંવાર બદલાતી આવી છે, પરંતુ હાલ તેમની સંખ્યા ૭૦૦ ની છે. આ ઉમરાવોના પાંચ દરજ્જાઓમાં સર્વશ્રેષ્ઠ ડ્યૂક પછી અનુક્રમે માર્કિવસ, અર્લ, વાઇકાઉન્ટ અને બેરન આવે છે. આ સભાનો અધ્યક્ષ લૉર્ડ ચૅન્સેલર પ્રધાનમંડળનો સભ્ય ગણાય છે. આ સભાનો કાયદા કરવાનો હક મર્યાદિત છેઃ નાણાં સંબંધી ખરડો પણ આમની સભામાં પ્રથમ મંજુર થઇને આવે તેમાં ફેરફાર કરવાનો આ સભાનો હક નથી એટલુંજ નહિ, પરંતુ લૉઇડ ઉંચો ચડાવો જ્યોર્જનું અંદાજપત્ર નામંજુર કર્યા પછી એસ્કિવથે ઇ. સ. ૧૯૧૧ નો પાર્લમેન્ટનો કાયદો પસાર કરાવી એવું ઠરાવ્યું છે કે કોઇ પણ ખરડો આમની સભામાં દાખલ થયા પછી બે વર્ષની મુદતમાં ઉત્તરોત્તર ત્રણ બેઠકમાં પસાર થાય તો પછી તેને અમીરો માન્ય કરે કે નહિ તો પણ રાજસંમતિ મળતાં તે કાયદો થઇ શકે છે. આ પ્રમાણે આમની સભા ઉપર એક જેવી અમીરસભાની સત્તા નિર્જીવ થઇ ગઇ છે; પરંતુ તેનું મહત્ત્વ રાજ્યમાં વરિષ્ઠ ન્યાયમંદિર તરીકે ઘણું છે. ઇ. સ. ૧૯૧૦ પછી આ સભાનું પુનર્વિધાન કરી તેને વધારે ઉપયોગી અને કાર્યક્ષમ બનાવવાની વાતો પ્રસંગોપાત થાય છે, પરંતુ તેવા પ્રકારની કોઇ નિશ્ચિત યોજના હજુ પ્રકટ કરવામાં આવી નથી.

**આમની સભા**—લોકપ્રતિનિધિઓની આ સભા સાઇમન ડી મોન્ટફૉર્ડના પ્રયાસથી કેવી રીતે સ્થાપવામાં આવી તે પ્રથમ ખંડમાં કહેવાઇ ગયું છે. ચાર્લ્સ ૧ લાના સમયમાં મળેલી લાંબી પાર્લમેન્ટે પોતાને દેશની સત્તાધીશ ગણી સર્વ રાજ્યતંત્ર હસ્તગત કર્યું ત્યારથી આ સભાની સત્તા સર્વોપરિ

ગણાવા લાગી. આ જવાબદારી ભરેલી પરિસ્થિતિને પહોંચી વળવા પ્રજામત સંપૂર્ણ સ્વરૂપમાં રજુ થવો જોઇએ, અને તે માટે પાર્લમેન્ટમાં સુધારણા થવી જોઇએ એવી લોકવૃત્તિ થવા લાગી. તેને પરિણામે ઈ. સ. ૧૮૩૨ થી આરંભીને ઉત્તરોત્તર ઈ. સ. ૧૮૬૭, ૧૮૮૪, અને ૧૯૧૮ ના સુધારણાના કાયદાથી મતદારોની સંખ્યા કેવી રીતે વધારવામાં આવી છે તે પણ પૂર્વે જોવાઇ ગયું છે. હાલ ૬૧૫ સભ્યોમાં ઈંગ્લેન્ડના ૫૨૮, સ્કૉટલેન્ડના ૭૪ અને ઉત્તર આયર્લેન્ડના ૧૩ છે. આ સભાની સંમતિ વિના સરકારથી કંઇ ખર્ચ થઇ શકતું નથી. રાજ્યના જમાખર્ચની મંજુરી આપવી, રાજા અને અમીર સભાની અનુમતિથી કાયદા ઘડવા, સરકારી અમલદાર પર સત્તા ચલાવવી અને કોઇ પણ સાર્વજનિક પ્રશ્નની ચર્ચા કરવી એ ચાર કાર્યો આ સભાનાં માનવામાં આવે છે. આ સભાના અધ્યક્ષ (Speaker) તરીકે કોઇ પણ પક્ષથી તટસ્થ એવા પ્રતિષ્ઠિત અને વિશ્વાસુ માણસને નીમવામાં આવે છે. રાજકાર્યમા પડેલા ઉત્સાહી સભ્યોને ફ્દરનિર્વાહ માટે ભટકવું ન પડે તે માટે તેમને પગાર આપવાની માગણી પૂર્વે હકપ્રાર્થીઓએ કરી હતી; તે સમયે તો તેને હસી કાઢવામાં આવી, પરંતુ ત્યાર પછી સભ્યોનું કાર્યક્ષેત્ર વિસ્તાર પામ્યું છે એ જાણી એસ્કિવથના પ્રધાનમંડળે પ્રત્યેક આમ સભ્યને વાર્ષિક ૪૦૦ પાઉન્ડનું વેતન આપવાનો કાયદો કર્યો છે, (૧૯૧૧).

ઇ. સ. ૧૭૧૬ માં પાર્લમેન્ટનું આયુષ્ય વધારેમાં વધારે સાત વર્ષનું ઠરાવવામાં આવ્યું હતું તે ઘટાડીને હવેથી પાંચ વર્ષનું કરવામાં આવ્યું છે, (૧૯૧૧). નવો રાજા ગાદીએ આવે ત્યારે છ માસની અંદર નવી પાર્લમેન્ટ બોલાવવાની પ્રથા છે.

કોઇ પણ કાયદાનો ખરડો લાવવાની પ્રત્યેક સભ્યને સિદ્ધાંતથી છૂટ છે, પરંતુ વસ્તુતઃ ઘણાખરા ખરડા પ્રધાનમંડળ લાવે છે. આવા સરકારી ખરડા ખાનગી ખરડાઓ કરતાં પહેલાં વિચારવામાં આવે છે. આવો કોઇ પણ ખરડો સભામાં દાખલ કરવામાં આવે ત્યારે તેના પર કેટલાક સંસ્કાર કરવામાં આવે છેઃ (૧) તે ખરડો શા વિષયનો છે તે જણાવવાને પહેલું વાચન કરવામાં આવે છે, (૨) ત્યાર પછી તેનું બીજું વાચન થતી વેળા તેના પ્રયોજન અને સામાન્ય સ્વરૂપ પર ચર્ચા કરી તેના મુદ્દાઓ છણવામાં આવે છે; મહત્ત્વના કાયદાઓમાં તો આ વાચન કેટલાંક અઠવાડીઆં સુધી

ચાલે છે, (૩) ત્યાર પછી સાધારણ ખરડો હોય તો કાયમની ૮૦–૯૦ સભ્યોની સમિતિ (Committee) તેનો વિચાર કરે અને મહત્ત્વના પ્રસંગોમાં સર્વ સભા સમિતિમાં ફેરવાઇ જઇ પ્રકરણવાર તેની ચર્ચા ચલાવે છે; સૂચવવાના સુધારા આ સમિતિ સમક્ષ રજુ કરવામાં આવે છે અને જો તે સ્વીકાર્ય થાય તો ખરડામાં તેમનો સમાવેશ કરવામાં આવે છે; (૪) પછી સમિતિ પોતાનું નિવેદન સભા સમક્ષ મૂકે છે; આ વેળા પાછા નવા સુધારા કે ફેરફાર થવાનો સંભવ હોય છે, અને (૫) અંતે તે સુધારેલા ખરડાનું ત્રીજું વાચન થાય છે તે વેળા મત લેવામાં આવે છે. આ વાચન વેળાએ તો માત્ર સામાન્ય ચર્ચા કરવાની હોય છે. બંને સભામાં આવા સંસ્કાર પામી પસાર થએલા ખરડાને રાજાની સંમતિ મળે ત્યારે જ તે કાયદો બની શકે છે.

**પ્રિવી કાઉન્સિલ**—રાજ્યવહીવટની સલામતી માટે સલાહકાર મંડળ નીમવાનો તો પરાપૂર્વથી રિવાજ હતો. પોતાના સલાહકારોને પસંદ કરવાની સત્તા રાજાનેજ હતી. ક્રમે ક્રમે આ સત્તા પાર્લમેન્ટે પોતાને હસ્તક લેવા માંડી, અને ૧૫ મા શતકના આરંભમાં પાર્લમેન્ટનો વિશ્વાસ મેળવ્યો હોય તેવાજ ગૃહસ્થો આ મંડળમાં આવી શકે એમ ઠર્યું, અને તેને 'પ્રિવી કાઉન્સિલ' નામ આપવામાં આવ્યું. ધીમે ધીમે તેના સભ્યોની સંખ્યા વધવા લાગી. તેમાં કેટલાકને તો રાજકાજની ગંધ પણ ન હતી એટલે રાજાને સલાહ આપવાની તેમનામાં યોગ્યતા તો ક્યાંથીજ હોય? આથી ધીમે ધીમે એવી પ્રથા પડવા લાગી કે રાજાની ઇચ્છામાં આવે તેવા વિશેષ જ્ઞાનવાળા સભ્યોનીજ તે સલાહ લે. ચાર્લ્સ ૨ જો ગાદીએ આવ્યો ત્યારે વહીવટની સરળતા અને ત્વરા ખાતર પ્રિવી કાઉન્સિલની જુદી જુદી સમિતિઓ નીમવામાં આવી: (૧) પરરાજ્યો માટે, (૨) વેપાર અને સંસ્થાનો માટે, અને (૩) અરજી વિનતિઓ માટે. આ પ્રમાણે કામના વિભાગ પાડયા પછી ચાર્લ્સ સામાન્ય બાબતોમાં 'કેબલ' નામથી પ્રસિદ્ધ પોતાના વિશ્વાસુ પ્રધાનોની સલાહ લેવા લાગ્યો.

**પ્રધાનમંડળ:**—રાજ્યક્રાન્તિ પછી સંયોગો બદલાયા; રાજસત્તાને ગૌણ બનાવી પાર્લમેન્ટ દેશમાં સર્વોપરિ થઇ. તેણે ખર્ચ, સૈન્ય આદિ ઉપર દેખરેખ રાખી, પ્રધાનોના કાર્ય પર ટીકાઓ કરવા માંડી, એટલે વિલિયમ ૩ જાને પોતાનું ધોરણ પાર્લમેન્ટને અનુકૂળ કરવાની જરૂર લાગી.

પહેલાં તો તે વ્હીગ અને ટોરી ઉભયના મુખીઓને પ્રધાનમંડળમાં લેતો, પરંતુ પાર્લમેન્ટમાં પક્ષવાદ પ્રબળ થવા લાગ્યો અને પ્રધાનોના કામમાં હરકત પડવા લાગી, એટલે વિલિયમે સંડરલેન્ડ નામે અનુભવી અમીરની સૂચના પ્રમાણે તે સમયે પ્રબળ વ્હીગ પક્ષમાથી મંત્રીઓ નીમ્યા. હવે સર્વ પ્રધાનોનાં વિચાર અને નીતિ એક થયાં અને પાર્લમેન્ટમાં તેમને પીઠ બળ મળ્યું એટલે રાજ્યતંત્ર સુવ્યસ્થિત ચાલવા લાગ્યું. એનના સમયમાં પણ એ રીત કાયમ રહી. જ્યૉર્જ ૧લો પરદેશી હતો, અને તેને અંગ્રેજી ભાષા આવડતી નહોતી એટલે આ પ્રમાણે પ્રધાનમંડળ ( Cabinet ) દ્વારા રાજ્ય ચલાવવાની પદ્ધતિ રૂઢ થઇ. પૂર્વે તો રાજાઓ પ્રધાનમંડળની બેઠકોમાં હાજર રહેતા, પરંતુ જ્યૉર્જે તો તેમ ન કરતાં પોતાના પ્રધાન વૉલ્પોલને પ્રધાનમંડળનો અધ્યક્ષ નીમી દીધો. રાજ્યની સર્વ કારોબારી સત્તા તેને હસ્તક પડવાથી તે અધ્યક્ષનું મહત્વ વધ્યું, એટલે તે મુખ્યપ્રધાન કહેવાવા લાગ્યો. જ્યૉર્જ રાજાની સંમતિથી વાલ્પોલે ઠરાવ્યું કે સર્વ પ્રધાનો એકજ પક્ષના હોવા જોઇએ, આ પ્રમાણે રાજસત્તા ધારણ કરી બેઠેલા પ્રધાનમંડળને નમાવવા જ્યૉર્જ ૩જાએ પરિશ્રમ તો ઘણો ઉઠાવ્યો પરંતુ તેથી તો પક્ષપદ્ધતિ પ્રબળ થઇ અને પ્રધાનમંડળદ્વારા રાજ્ય ચલાવવાની રીતને બમણું જોર મળ્યું.

આમ અમલબજાવણીનું કાર્ય કાયદા પ્રમાણે પ્રિવી કાઉન્સિલનું છે, છતાં વસ્તુતઃ તે કાર્ય પ્રધાનમંડળ કરે છે. પાર્લમેન્ટ મળ્યા પછી જે પક્ષનું પ્રાબલ્ય વધારે હોય તેના મુખીને બોલાવી તેને પ્રધાનમંડળ રચવાની રાજા આજ્ઞા કરે છે, એટલે તે પોતાના પક્ષના અગ્રણીઓને જુદા જુદા અધિકાર પર ચડાવી પ્રધાનમંડળ બનાવે છે. કોઇ વેળા મહત્વના પ્રસંગે બીજા પક્ષના બુદ્ધિમાન માણસોને પણ પ્રધાનમંડળમાં ભેળવી મિશ્ર ( Coalition ) પ્રધાનમંડળ પણ સ્થાપવામાં આવે છે. ગમે તેમ હોય પણ આ પ્રધાનો બેમાંથી એક સભાના સભ્યો તો હોવાજ જોઇએ. આવા મંડળમાં સભાસદોની સંખ્યા નિર્ણીત કરવામાં આવી નથી, પરંતુ સાધારણ રીતે તે ૨૦-૨૨ ની હોય છે. (૧) મુખ્ય પ્રધાન, (૨) લાર્ડ ચૅન્સેલર, (૩) ચૅન્સેલર ઑવ્ ધી એક્સચેકર, (૪) હોમ સેક્રેટરી, (૫) સંસ્થાન ખાતાનો પ્રધાન, (૬) ભારતમંત્રી, (૭) પરરાજ્ય મંત્રી, (૮) યુદ્ધ-મંત્રી, (૯) લૉર્ડ પ્રિવી સીલ, (૧૦) નૌકાખાતાનો મંત્રી, (૧૧) વેપાર અને

શિક્ષણમંડળનો અધ્યક્ષ, (૧૨) આરોગ્યખાતાનો મંત્રી, (૧૩) મચ્છીમાર ધંધાનો પ્રધાન, (૧૪) સ્કૉટલૅન્ડનો મંત્રી, (૧૫) મજુરખાતાનો પ્રધાન, (૧૬) ખેતીવાડીનો મંત્રી, (૧૭) વિમાનખાતાનો મંત્રી, (૧૮) પોસ્ટ માસ્ટર જનરલ, (૧૯) લૉર્ડ પ્રેસિડન્ટ ઑવ્ ધી કાઉન્સિલ અને બીજાઓ. આ સર્વ પ્રધાનો મુખ્ય પ્રધાનની અનુમતિ મેળવીને પોતાનું તંત્ર ચલાવે છે. પાર્લમેન્ટમાં તેમની જવાબદારી સંયુક્ત હોય છે. કાયદામાં તો પ્રિવી કાઉન્સિલની સલાહ લેવાની રાજાને શિરે ફરજ હોવાથી પ્રધાનમંડળના પ્રત્યેક સભાસદને પ્રિવી કાઉન્સિલનો સભ્ય બનાવવામાં આવે છે. આ પ્રમાણે જુના પ્રધાનો પણ પ્રિવી કાઉન્સિલના સભ્યો હોય છે.

પ્રધાનમંડળને પોતાની નીતિ પાર્લમેન્ટને સાદર કરવી પડે છે; તેમનો પક્ષ પ્રબળ હોય અને તે સ્વીકારે તો તે પસાર થાય છે. કોઇ વેળા તેમની નીતિનો વિરોધ કરનારા ઘણા નીકળે અને તેમનોજ પક્ષ વિરૂદ્ધ પડે તો સમગ્ર પ્રધાનમંડળ એક સાથે રાજીનામું આપી દે છે. કોઇ વેળા પ્રજાને પોતાની નીતિ માન્ય થશે એવી શ્રદ્ધા પ્રધાનમંડળને હોય તો તે પાર્લમેન્ટ બરખાસ્ત કરવાની રાજાને સલાહ આપે છે. નવી વરણીમાં જે પક્ષનું પ્રાબલ્ય હોય તેમાંથી પાછું પ્રધાનમંડળ પૂર્વવત્ રચાય છે.

રાજા અને પ્રધાનમંડળ વચ્ચેનો સંબંધ મુખ્ય પ્રધાનદ્વારા બંધાય છે. પ્રધાનમંડળની બેઠકમાં થએલા નિર્ણય રાજાને તે નિવેદન કરે છે, તેમજ રાજાનો મત પ્રધાનમંડળની સમક્ષ પણ તેજ રજુ કરે છે. પાર્લમેન્ટમાં કોઇ પણ પ્રશ્ન સંબંધે સરકારી નીતિ વિષે તે અથવા તેની સંમતિથી અન્ય કોઇ પ્રધાન ખુલાસો કરે છે.

પક્ષઃ—ચાર્લ્સ ૧ લાના દુષ્કૃત્યોથી પ્રસરેલા અસંતોષને લીધે દેશમાં મુખ્ય બે પક્ષ પડયા તે આજ પર્યંત જુદે જુદે નામે કાયમ રહ્યા છે. ચાર્લ્સ ૨જાના અમલમાં જેમ્સને ગાદીથી બાતલ રાખવાના પ્રયાસોમાં વ્હીગ અને ટોરી પક્ષનો જન્મ થયો. રાજ્યક્રાન્તિ પછી વ્હીગ પક્ષે લોકહકના સંરક્ષણનો ભાર ઉપાડયો અને ટોરીઓ રાજહકને સુરક્ષિત રાખવા મથ્યા. ઉદ્દામ ટોરીઓ જેકોબાઇટને નામે ઓળખાયા. હેનોવર વંશના આરંભકાળમાં વ્હીગ પક્ષનું પ્રાબલ્ય થયું તે ફ્રાન્સના રાજ્યવિપ્લવ સુધી ટકી રહ્યું. પરંતુ તે સમયે તેમનામાં તડ પડયાં એટલે ટોરીઓ ફાવ્યા; નેપોલિયન જોડેના વિગ્રહની સમાપ્તિ પછી વ્હીગ પક્ષે વેપારીલોક અને

પાર્લમેન્ટની સુધારણાની તરફદારી કરી એટલે એ સ્થિતિપ્રિય અને પ્રગતિપ્રિય પક્ષો વચ્ચેનો ભેદ સ્પષ્ટ થયો, અને તેમને અનુક્રમે કોન્ઝર્વેટિવ અને લિબરલ એવાં અન્વર્થ નામ મળ્યાં. ૧૯ મા શતકના ઉત્તરાર્ધમાં ડિઝરાયેલી અને ગ્લેડસ્ટન જેવા ઉભય પક્ષના અગ્રેસરોની પ્રેરણાથી લિબરલોએ શાંતિ અને સુધારણા ઉપર અને કોન્ઝર્વેટિવોએ સામ્રાજ્યવૃદ્ધિ, રાજનિષ્ઠા અને સમાજસુધારા પર ચિત્ત લગાડયું. ઇ. સ. ૧૮૭૦ માં આયર્લૅન્ડને સ્વરાજ્ય અપાવવાના ઉદ્દેશથી સ્થપાએલા આઇરિશ રાષ્ટ્રીય પક્ષમાં ઘણા આઇરિશ સભ્યો ભળ્યા. ગ્લેડસ્ટને આયર્લૅન્ડને સ્વરાજ્ય અપાવવાનો ખરડો આણ્યો ત્યારે તેના અનુયાયીઓમાં ફૂટ પડી અને તેમાંથી યુનિઅનિસ્ટ પક્ષ ઉત્પન્ન થયો. આ ફૂટથી કોન્ઝર્વેટિવ પક્ષ જોરમાં આવ્યો. ઈ. સ. ૧૯૦૬ માં મજુરપક્ષના સભાસદો આવ્યા. આ પ્રમાણે બેજ પક્ષ હોય ત્યાં સફળ થાય એવી પ્રધાનમંડળની પદ્ધતિવાળા દેશમાં અનેક પક્ષો ઉત્પન્ન થતાં એક પક્ષ બાકીના બે કરતાં કાયમ પ્રબળ બની રહે એવું સંભવિત નથી, એટલે બીજા પક્ષની મદદથી બળવાન થએલા પક્ષમાંથી રચાએલું પ્રધાનમંડળ અનિશ્ચિત આવરદા ભોગવે એવું બન્યું છે. આ સર્વ પક્ષોની ઠેરઠેર સ્થાનિક સંસ્થા અને એક મધ્યવર્તી સંસ્થા હોય છે. તેમની પાસે સારૂં ભંડોળ હોય છે. દરેક વરણીને પ્રસંગે આ સંસ્થાઓ પોતાના ઉમેદવારો રજુ કરે છે. દરેક પક્ષના નેતાઓ પોતાના પક્ષની નીતિ નક્કી કરે છે, અને નવી વરણીને પ્રસંગે એ પક્ષે સ્વીકારવાના ધોરણનો કાર્યક્રમ પ્રસિદ્ધ કરે છે.

**ન્યાયપદ્ધતિ:**—સ્ટુઅર્ટ રાજાઓના સમયમાં ન્યાયાધીશો કેવા રાજાધીન હતા તે કહેવાઇ ગયું છે. ઇ. સ. ૧૭૦૧ ના કાયદાથી ન્યાયાધીશો સ્વતંત્ર થયા અને લોકોને શુદ્ધ ન્યાય મળવો સુલભ થયો. વ્યક્તિસ્વાતંત્ર્ય પર પડતી તરાપ અટકાવનાર હેબિઅસ કોર્પસ કાયદાથી તપાસ વિના માણસોને બંદીખાનામાં પૂરી રાખવાની જુલમી પદ્ધતિ બંધ થઇ. હવે તો દિવાની કે ફોજદારી અદાલતોમાં ન્યાયાધીશોની સાથે પંચ બેસી અમુક વ્યક્તિ દોષિત કે નિર્દોષ તે જણાવે છે, અને ન્યાયાધીશ તે પ્રમાણે ન્યાય તોળે છે. મોટા સરકારી અમલદારે કરેલા અપરાધની તપાસ પણ સામાન્ય વ્યક્તિની પેઠેજ ચલાવવામાં આવે છે. ન્યાયની સર્વ અદાલતો ઉપર અમીરસભાનું વર્ચસ્વ છે.

સૈન્યઃ—સૈન્યના બે વિભાગ છેઃ (૧) ખાસ અને (૨) સ્વયંસૈનિકઃ ( Regular and Territorial ). ખાસસૈન્યમાં બાર વર્ષ નોકરી કરવી પડે છેઃ તેમાં સાત વર્ષ પ્રત્યક્ષ અને પાંચ વર્ષ શિલકી ફે.જમાં કરવાની છે. આ સૈન્યને બ્રિટનની બહાર પણ નોકરી કરવા જવું પડે છે. સ્વયંસૈનિકોને ચાર વર્ષ નોકરી કરવાનું બંધન છે. તે ઉપરાંત પ્રતિવર્ષ પંદર દિવસ લશ્કરી મથકોમાં તાલીમ લઇ યુદ્ધવિદ્યાનું જ્ઞાન તાજું રાખવા જવું પડે છે. આ સૈન્ય પરદેશ જવા બંધાએલું નથી, એટલે યુદ્ધસમયે દેશની રક્ષાનો ભાર તેના શિર પર રહે છે. સૈન્યમાં તોપખાના અને એન્જીનિયરની તાલીમ માટે વુલીચની રોયલ મિલિટરી એકેડેમી છે; સેન્ડહર્સ્ટની રૉયલ મિલિટરી કૉલેજમાં હયદળ અને પાયદળના અમલદારો થવાનું શિક્ષણ અપાય છે.

ઇ. સ. ૧૯૨૪ માં ખાસસૈન્યની સંખ્યા આશરે સવાબે લાખ અને સ્વયંસૈનિકની લગભગ એક લાખની હતી.

નૌકાસૈન્યઃ—ઇંગ્લેન્ડના વિશાળ સામ્રાજ્યની રક્ષા માટે તેનું સૈન્ય પુરતું નથી. ઇંગ્લેન્ડનાં સામર્થ્ય અને વૈભવ તો તેના આ લોખંડી કિલ્લા ઉપર ટકી રહ્યાં છે, એ વાત રાણી ઈલિઝાબેથના સમયથીજ સ્વીકારાવા લાગી હતી. એ નૌકાસૈન્યનેજ જોરે તેણે સ્પેન, હોલેન્ડ અને ફ્રાન્સ જેવા પ્રતિસ્પર્ધીઓની જોડે ટક્કર લઇ તેમને હરાવ્યા હતા. આજ પણ ઇંગ્લેન્ડનું નૌકાબળ કોઇ પણ દેશના નૌકાબળ કરતાં શ્રેષ્ઠ છે. ઈ સ. ૧૯૨૪-૨૫ માં નૌકાખાતામાં દોઢ લાખ માણસો હતાં અને તે ખાતાનું ખર્ચ ૨ કરોડ ૮૦ લાખ પાઉન્ડ હતું પૂર્વે તેનો મુખ્ય અધિકારી 'લૉર્ડ હાઇ એડમિરલ' કોઈ રાજવંશીજ રહેતો. પરતુ ઇ. સ. ૧૭૦૮ થી તેની વ્યવસ્થા છ સભ્યોની એક સમિતિ(Board of Admiralty) દ્વારા ચાલે છેઃ તેનો મુખ્ય સભાસદ પ્રધાનમંડળનો સભ્ય હોય છે અને તે નૌકાખાતાને માટે પાર્લમેન્ટને જવાબદાર હોય છે. ન્યૂઝીલેન્ડ, ઑસ્ટ્રેલિઆ અને કૅનેડાએ પોતાનાં લડાયક જહાજો બાંધી તે પર કામ કરનારા માણસોનું ખર્ચ પોતે ભોગવવાનો ઠરાવ કરી સામ્રાજ્યના સર્વ ભાગોને સુરક્ષિત રાખવાનો ઇંગ્લેન્ડના નૌકાખાતાનો ભાર હળવો કર્યો છે.

આ ઉપરાંત છલ્લા મહાવિગ્રહમાં વિમાનો પણ ઉપયોગમાં આવ્યાં હતાં, અને ભવિષ્યમાં વધારે પ્રમાણમાં આવશે એમ માની ઇંગ્લેન્ડે વિમાની દળ

(Air Force) સ્થાપી તેની વ્યવસ્થા વિમાન સમિતિ (Air Council) ને સોંપી છે.

## સામ્રાજ્યવ્યવસ્થા.

છેલ્લાં સાડાચારસો વર્ષમાં ઈંગ્લેન્ડે પોતાની ઉત્ક્રાન્તિ સાધી જગતભરમાં પોતાનું વિશાળ મહારાજ્ય શી રીતે સ્થાપ્યું તેની કથા આ ગ્રંથમાં આવી ગઇ છે. એ સામ્રાજ્યની વ્યવસ્થા કેવી છે, અને જુદા જુદા દેશો ગ્રેટ બ્રિટન સાથે કેવા સંબંધથી જોડાએલા છે એ હવે જોઇએ.

પાંચ ખંડમાં પ્રસરેલું આ સામ્રાજ્ય ૧ કરોડ ૪૦ લાખ માઇલ જમીનને ઘેરી વળ્યું છે. ૪૩ કરોડની એકંદર લોકસંખ્યામાંથી ૫ કરોડ ૩૦ લાખ ગોરાઓ છે, અને બાકીના કાળી, પીળી અને તપખીરિઆ ચામડીવાળા, આચારવિચાર અને સંસ્કૃતિમાં એકમેકથી ભિન્ન એવા લોકો છે.

સામ્રાજ્યમાં આવેલા દેશોના ગ્રેટ બ્રિટન જોડેના સંબંધમાં વિવિધતા છે: કેટલાક દેશોને સઘળી આંતર વ્યવસ્થા કરી લેવાનો સંપૂર્ણ હક આપી દેવામાં આવ્યો છે, ત્યારે કેટલાકમાં પ્રતિનિધિ સંસ્થાઓ સ્થાપી કેટલાક વિષયોમાં જવાબદાર રાજ્યપદ્ધતિ દાખલ કરવામાં આવી છે; બીજા કેટલાક દેશમાં ઈંગ્લેન્ડનોજ સંપૂર્ણ અધિકાર પ્રવર્તે છે.

સામ્રાજ્યમાં શ્રેષ્ઠ સત્તા તો ગ્રેટ બ્રિટનની પાર્લમેન્ટનીજ છે. સામ્રાજ્યના કોઇપણ ભાગ સંબંધે તે કાયદા કરી શકે છે. સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના આંતર વહીવટમાં તે નિયમ તરીકે વચ્ચે પડતી નથી, છતાં તેવી કોઈ પણ બાબતનો કાયદો કરવાનો તેને સંપૂર્ણ હક છે; કેમકે એ સ્વરાજ્ય આપવાનો કાયદો આ બ્રિટિશ પાર્લમેન્ટેજ પસાર કરેલો હોવાથી તેને રદ કરવાની પણ તે સત્તા ધરાવે છે. પાર્લમેન્ટને જવાબદાર પ્રધાનમંડળને હસ્તક સામ્રાજ્યનો રાજ્યકારભાર ચાલે છે. સામ્રાજ્યના રક્ષણના જોખમદાર કાર્ય માટે પ્રધાનમંડળમાંથી મુખ્ય પ્રધાનના પ્રમુખપદે 'ઇમ્પીરિઅલ ડિફેન્સ કમિટી' નીમેલી હોય છે. તેમાં યુદ્ધ, પરદેશ, જળસ્થળ સૈન્યો અને હિંદના મંત્રીઓ ઉપરાંત આકાશ, જળ, અને સ્થળસૈન્યના જાણકાર સભાસદો હોય છે.

નિરનિરાળી રાજ્યપદ્ધતિવાળા આ સર્વ દેશો ઉપર બ્રિટિશ પાર્લમેન્ટ, પ્રધાનમંડળ અને ન્યાયખાતાનો વખતે ઓછે અંશે અંકુશ હોય છે. પાર્લમેન્ટે કરેલા કાયદાથી તે તે રાજ્યપદ્ધતિ અસ્તિત્વમાં આવી છે; એ દેશો માટે ગવર્નર જનરલ, ગવર્નર, કમિશનર ઇત્યાદિ અધિકારીઓ પ્રધાનમંડળ

નીમે છે; તે દેશોના વરિષ્ઠ ન્યાયમંદિરના ચુકાદા ઉપર પ્રિવી કાઉન્સિલમાં અપીલ કરી શકાય છે.

કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, ન્યૂ ઝીલૅન્ડ, દક્ષિણ આફ્રિકા, ન્યૂ ફાઉન્ડ લૅન્ડ અને ઉત્તર અને દક્ષિણ આયર્લૅન્ડને સ્વરાજ્ય મળ્યું છે, એટલે તે દેશોમાં ઈંગ્લૅન્ડના જેવી પદ્ધતિએ પ્રધાનમંડળદ્વારા વહીવટ ચાલે છે.

**કૅનેડાઃ**—સર્વ સંસ્થાનોમાં જુનું આ સંસ્થાન છે. તેમાં ૯ પ્રાંત છે. તેની પાર્લમેન્ટમાં સેનેટ અને કૅામન્સ એવી બે સભા છેઃ સેનેટમાં એક વખત આવેલો સભ્ય મરણ પર્યંત તેમાં રહે છે. સેનેટમાં ૯૬ અને કૅામન્સમાં ૨૬૫ સભ્યો છે. પ્રધાનો કૅામન્સને જવાબદાર છે.

**ન્યૂ ઝીલૅન્ડઃ**—ઇ. સ. ૧૮૫૨ માં તેને સ્વરાજ્ય મળ્યું. તેમાં ૯ પ્રાંત છે. જનરલ એસેમ્બલી નામથી ઓળખાતા દેશના કાયદા ઘડનાર મંડળમાં લેજીસ્લેટિવ કાઉન્સિલ અને હાઉસ ઑવ્ રિપ્રેઝેન્ટેટિવ્ઝ એવી બે સભા છે. પહેલીમાં ૪૦ અને બીજીમાં ૮૦ સભાસદ છે. પ્રધાનમંડળ બીજી સભાને જવાબદાર છે.

**ઑસ્ટ્રેલિઆઃ**—આ પ્રદેશનાં સંયુક્ત સંસ્થાનો માટે કાયદા કરનારા મંડળને 'ફેડરલ પાર્લમેન્ટ' કહે છેઃ તેમાં સેનેટ અને હાઉસ ઑવ્ રિપ્રેઝેન્ટેટિવઝ એવી બે સભા છે. પહેલીમાં ૩૬ અને બીજીમાં ૭૫ સભ્યો બેસે છે. આ સંસ્થાનોની સંયુક્ત રાજ્યવ્યવસ્થાનો કાયદો ઈ. સ. ૧૯૦૦ માં પસાર કરવામાં આવ્યો હતો. સંયુક્ત પાર્લમેન્ટનું કેન્દ્રસ્થાન કૅનબેરા નગર રાખવામાં આવ્યું છે. આવતા ગ્રીષ્મમાં રાજપુત્ર પાર્લમેન્ટના નવા મકાનનું વાસ્તુ કરવા જનાર છે.

**દક્ષિણ આફ્રિકાઃ**—એનાં સંસ્થાનો ઇ. સ. ૧૯૧૦ માં એકત્ર થયાં. ત્યાં પણ સેનેટ અને હાઉસ ઑવ્ એસેમ્બલી એવી બે સભાવાળી પાર્લમેન્ટ છે. પહેલીમાં ૪૮ અને બીજીમાં ૧૩૫ સભ્યો હોય છે.

**દક્ષિણ આયર્લૅન્ડઃ**—આ ભાગને તો ઇ. સ. ૧૯૨૨માં જ 'આઇરિશ ફ્રી સ્ટેટ' નામ આપી સ્વરાજ્ય આપવામાં આવ્યું. તેની સેનેટમાં ૬૦ અને ચેમ્બર ઑવ્ ડેપ્યુટીઝમાં ૧૫૩ સભ્યો બેસે છે.

આવાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના પરરાજ્યો જોડે સંબંધ બાંધવાનો અધિકાર સંપૂર્ણપણે મર્યાદિત કરવામાં આવ્યો છે. તેઓ પોતાની

જવાબદારીથી પરરાજ્યો જોડે રાજકીય વ્યવહાર કરી શકતાં નથી. આ સર્વ સંસ્થાનોમાં રાજાના પ્રતિનિધિ તરીકે જે ગવર્નર જનરલ હોય છે તેને રાજાના પ્રતિનિધિ અને સંસ્થાનના ઉપરી અધિકારી એવી બેવડી દૃષ્ટિથી રાજ્ય કરવું પડે છે. પ્રત્યેક કાયદામાં તેની મંજુરી મેળવવી પડે છે. મહત્વના કાયદામાં શાહી સરકારની મંજુરીની અપેક્ષા રહે છે.

આ સિવાય સિલોન, જમેકા, ફિજી, મોરિસ્યસ આદિ ક્રાઉન કોલોનીઓનો વહીવટ ઘણે અંશે ઈંગ્લેન્ડે નીમેલા ગવર્નરના હાથમાં હોય છે. નવા મળેલા નાઇજીરિઆ, બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા, આદિ 'સંરક્ષિત પ્રદેશ'ને નામે ઓળખાતા દેશોનો કારભાર કમિશનર અથવા રેસિડેન્ટ કરે છે. તેઓ સંસ્થાન ખાતાના મંત્રીના હાથ નીચે હોય છે.

હિંદનો વાઇસરૉય હિંદના મંત્રીના અધિકાર નીચે આ દેશનો અમલ ચલાવે છે.

છેલ્લા વિગ્રહમાં મેસોપોટેમિઆ, પેલેસ્ટાઇન, જર્મન ઈસ્ટ આફ્રિકા અને વેસ્ટ આફ્રિકાના વિસ્તૃત દેશો ગ્રેટ બ્રિટનના વર્ચસ્વ નીચે આવ્યા.

સમાપ્ત.



# સામ્રાજ્યવ્યવસ્થા.

- રાજા
  - પાર્લમેન્ટ (રાજા, અમીરસભા, આમની સભા.
  - પ્રિવી કાઉન્સિલ
- (પાર્લમેન્ટ અને પ્રિવી કાઉન્સિલ હેઠળ)
  - પ્રધાનમંડળ
    - મુખ્ય પ્રધાન
    - સંસ્થાન ખાતાનો મંત્રી
      - સંસ્થાનોના ગવર્નર આદિ
        - સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો
          - કાયદા મંડળો (સંસ્થાનોનાં)
            - પ્રધાનમંડળ (સંસ્થાનોનું)
          - મુખ્ય ન્યાયમંદિર
    - હિંદનો મંત્રી
      - વાઇસરોય
        - કાયદામંડળ
        - કારોબારી મંડળ
        - મુખ્ય ન્યાયમંદિર
  - ન્યાયમંડળ

# પરિશિષ્ટ.

## યાદગાર વર્ષો.

ઇ. સ. પૂ. ૫૫ સીઝરની સવારી.

ઇ. સ. ૪૧૦ રોમન સૈન્ય ઈંગ્લેન્ડમાંથી ગયું.

૪૪૯ એંગ્લો-સેકસન હુમલાઓનો આરંભ.

૫૯૭ ઈંગ્લેન્ડમાં ખ્રિસ્તી ધર્મ પ્રવેશ પામ્યો.

૮૨૭ ઇગ્બર્ટ ઈંગ્લેન્ડનો રાજા થયો.

૮૭૧ —૯૦૧ આલ્ફ્રેડ.

૧૦૬૬ હેસ્ટિંગ્સના યુદ્ધમાં નોર્મનોનો જય.

૧૨૧૫ રાજા જૉન પાસે લોકોએ મોટા પટ્ટામાં સહી કરાવી.

૧૨૬૫ મોન્ટફર્ડની પાર્લમેન્ટ.

૧૨૯૫ આદર્શ પાર્લમેન્ટ.

૧૨૯૬—૧૩૨૮ સ્કૉટલેન્ડ જીતવાના પ્રયત્નો.

૧૩૩૮—૧૪૫૩ ફ્રાન્સ જોડે સો વર્ષનો વિગ્રહ.

૧૪૫૫—૧૪૮૫ ગુલાબનો વિગ્રહ.

૧૪૮૫—૧૬૦૩ ટ્યૂડર વંશ.

૧૪૯૨ અમેરિકા અને વેસ્ટ ઇંડિઝની શોધ.

૧૫૩૪ ધર્માધિપત્યના કાયદાથી ઈંગ્લેન્ડમાં પોપની સત્તાનો અંત.

૧૫૩૬ ઈંગ્લેન્ડ અને વેલ્સ જોડાયાં.

૧૫૪૯ પ્રોટેસ્ટન્ટો માટે પ્રાર્થનાપોથી રચાઇ.

૧૫૫૮ ફ્રાન્સ જોડેના યુદ્ધમાં અંગ્રેજોએ કેલે ખોયું.

૧૫૮૭ સ્કૉટની રાણી મેરીનો વધ.

૧૫૮૮ સ્પેનનો અજય્ય કાફલો.

૧૬૦૦ ઈસ્ટ ઇન્ડિઆ કંપનીની સ્થાપના.

૧૬૦૩—૧૭૧૪ સ્ટુઅર્ટ વંશ.

૧૬૦૩ ઈંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડ એક રાજાની સત્તા નીચે આવ્યાં.

૧૬૦૭ વર્જીનિઆ સંસ્થાન સ્થપાયું

૧૬૨૦ પ્યૂરિટનોએ ન્યૂ ઈંગ્લેન્ડ સંસ્થાન વસાવ્યું.

૧૬૨૮ હકની અરજી.

૧૬૩૭ ચાર્લ્સ ૧લાએ વહાણવેરો નાખ્યો.

૧૬૪૨—૧૬૪૯ આંતરવિગ્રહ.

૧૬૪૯ ચાર્લ્સના શિરચ્છેદ.

૧૬૪૯—૧૬૬૦ સૈન્યસત્તાક રાજ્ય.

૧૬૫૧ નૌકાનો કાયદો.

૧૬૫૨—૧૬૫૪ પહેલો ડચ વિગ્રહ.

૧૬૫૫ સ્પેન પાસેથી જમેકા દ્વીપ મળ્યો.

૧૬૬૦ રાજાનું પુનરાગમન.

૧૬૬૨ ચોર્ડુંવારનાં રાજાએ ચાર્લ્સ રાજાને મુંબઇ આપ્યું.

૧૬૬૫—૧૬૬૭ બીજો ડચ વિગ્રહ.
૧૬૭૦ ડોવરની ખાનગી સંધિ.
૧૬૭૯ હેબિઅસ કોર્પસ કાયદો.
૧૬૮૮ રાજ્યક્રાન્ત. જેમ્સે ગાદી છોડી. વિલિયમ ઈંગ્લેન્ડમાં આવ્યો.
૧૬૮૯ હકપત્રિકા.
૧૭૦૧ ઉત્તરાધિકારનો કાયદો.
૧૭૦૨—૧૭૧૩ સ્પેનના ગાદીવારસાનો વિગ્રહ.
૧૭૦૪ બ્લેનહીમનું યુદ્ધ.
૧૭૦૭ ઈંગ્લેન્ડ અને સ્કૉટલૅન્ડની પાર્લમેન્ટનો સંયોગ.
૧૭૧૩ યુટ્રેકટની સંધિ.
૧૭૧૪—(૧૯૦૧) હેનોવર વંશ.
૧૭૧૬ સપ્તવાર્ષિક કાયદો.
૧૭૨૧—૧૭૪૨ વૉલ્પોલનો કારભાર.
૧૭૪૦—૧૭૪૮ ઑસ્ટ્રિઅન ઉત્તરાધિકારનો વિગ્રહ.
૧૭૫૬—૧૭૬૩ સપ્તવાર્ષિક વિગ્રહ.
૧૭૫૭ પ્લાસીનું યુદ્ધ.
૧૭૫૯ ક્વેબેકનું યુદ્ધ. કૅનેડા અંગ્રેજોને હાથ આવ્યું.
૧૭૭૩ હિંદના રાજ્યવહીવટ માટે રેગ્યુલેટિંગ ઍક્ટ.
૧૭૭૫—૧૭૮૩ અમેરિકાનાં સંસ્થાનો ઈંગ્લેન્ડ જોડે લડ્યાં.
૧૭૭૬ અમેરિકાનું સ્વાતંત્ર્યનું જાહેરનામું.
૧૭૮૪ પિટ્ટનો હિંદની રાજ્યવ્યવસ્થાનો કાયદો.
૧૭૮૮ ઑસ્ટ્રેલિઆ સામ્રાજ્યમાં આવ્યું.

૧૭૮૯ ફ્રાન્સનો રાજ્યવિપ્લવ.
૧૭૯૧ કૅનેડાની રાજ્યવ્યવસ્થા માટે પિટ્ટનો કાયદો.
૧૭૯૩—૧૮૦૨ ફ્રાન્સ જોડે વિગ્રહ.
૧૮૦૦ આયર્લૅન્ડ અને ઈંગ્લેન્ડની પાર્લમેન્ટનો સંયોગ.
૧૮૦૨—૧૮૧૫ નેપોલિઅન જોડે વિગ્રહો.
૧૮૦૭ બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરી બંધ કરવામાં આવી.
૧૮૧૫ વૉટર્લુનું યુદ્ધ.
૧૮૨૯ આયર્લૅન્ડના રોમન કેથોલિકો પરનાં બંધન રદ.
૧૮૩૨ પાર્લમેન્ટની સુધારણાનો ખરડો.
૧૮૪૬ ધાન્યના કાયદા રદ.
૧૮૫૦—૧૮૫૫ ઑસ્ટ્રેલિઆનાં સસ્થાનોને સ્વરાજ્ય.
૧૮૫૨ ન્યૂ ઝીલૅન્ડને સ્વરાજ્ય
૧૮૫૪—૧૮૫૬ ક્રીમિઅન વિગ્રહ.
૧૮૫૭ હિંદમાં સિપાઈઓનો બળવો.
૧૮૫૮ મહારાણીનો ઢંઢેરો. ઈસ્ટ ઈન્ડિઆ કંપનીની સત્તાનો અંત.
૧૮૬૭ પાર્લમેન્ટની સુધારણાનો બીજો કાયદો.
૧૮૭૦ ફરજિઆત શિક્ષણનો કાયદો. ફ્રાન્સ-જર્મનીનો વિગ્રહ.
૧૮૭૮ બર્લિનની સંધિ.
૧૮૮૩ મિસરમાં અંગ્રેજી અમલ.

